# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રીસયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી " **શ્રી સયાજી સાહિત્યમાળા** " રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ " **શ્રીમંત મહારાજા પ્રતાપસિંહરાવ ગાયકવાડ રાજ્યાભિષેક ગ્રન્થ** " એ નામનું પુસ્તક **પ્રો. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ,** એમ. એ. એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું, તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા, તરફથી ઉક્ત માળામાં ૩૧૨ મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા,<br>પ્રાચ્ય વિદ્યામંદિર<br>વડોદરા.<br>તા ૧૫-૮-૧૯૫૦ | ચો. જ. ત્રિપાઠી<br>ભાષાન્તર મદદનીશ | હંસા મહેતા<br>ઉપકુલપતિ. |

# પ્રસ્તાવના

ગુર્જરાધિપતિ શ્રીમંત મહારાજા સર પ્રતાપસિંહરાવ ગાયકવાડનો રાજ્યાભિષેક ઇ. સ. ૧૯૩૯ માં થયો. તે વખતે મારા મિત્ર સ્વ. વિષ્ણુ પાણ્ડુરંગ નેને, બી એ., શ્રીમંતના આસીસ્ટંટ પ્રાયવેટ સેક્રેટરી તરીકે કામ કરતા હતા. તેમને શ્રીમંત સરકાર તરફથી શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેકનો ગ્રન્થ લખવાનું કામ સોંપવામાં આવ્યું. રા. નેનેએ રાજ્યાભિષેક ગ્રન્થ માટે સાધનો એકઠાં કર્યાં અને ગ્રન્થ લખવાનો આરંભ કર્યો. દૈવયોગે ઇ. સ. ૧૯૪૨ માં તેમનું અકાળ દુઃખદ અવસાન થયું. સ્નેહીઓને એક સાત્ત્વિક મિત્રની ખોટ પડી.

રા. નેનેના સ્વર્ગવાસ પછી શ્રીમંત સરકારે નેનેનું દફતર તપાસી ગુજરાતીમાં રાજ્યાભિષેક 'ગ્રન્થ લખવાનું' 'કામ મને સોંપ્યું. દફતર તપાસતાં 'માલૂમ પડ્યું' કે રા. નેનેએ નીચે જણાવેલા વિષયો મરાઠીમાં લખીને તૈયાર રાખ્યા હતા ૧. આર્યોના રાજા, ૨. રામાયણ અને મહાભારતમાંથી રામચન્દ્ર, સુગ્રીવ, વિભીષણ, યુધિષ્ઠિર અને કૃષ્ણના રાજ્યાભિષેકનું વર્ણન, અને ૩ રાજ્યા

ભિષેક મહોત્સવના કેટલાક પ્રસંગોનું વર્ણનઃ – આમોદ્યોગપ્રદર્શન, રાજ્યાભિષેક જીમખાના કોનશિલા સમારંભ, રાજ્યાભિષેકની અનુપમ શોભા, રાજ્યારોહણ, અભિનન્દનનો દરબાર, દેવદર્શનની સ્વારી, દુકાનશણગારની હરીફાઈ, વડોદરા શહેરનો શૃંગારસાજ, અહેરનજરાણાનો દરબાર. અને ખાણું. તેમણે એકઠાં કરેલાં બીજાં સાધનો ઉપયોગી હતાં, અને તેથા તેટલાં સાધનો મેળવવાનો પ્રયાસ કરવાની અપેક્ષા રહી નહીં. બાકીનાં બીજાં બધાં સાધનો ભિન્ન ભિન્ન સ્થળેથી મેળવવામાં આવ્યાં, અને ગ્રન્થ લખવાનો આરંભ કર્યો.

રાજ્યાભિષેકગ્રન્થના બે ભાગ પાડવામાં આવ્યા છે. પ્રથમ ભાગમાં ૧. આર્યોનો રાજા, ૨. રાજ્યાભિષેકવિધિ, રાજ્યાભિષેક પ્રયોગના પરિશિષ્ટ સાથે ૩. પ્રાગૈતિહાસિક કાલના રાજાઓનો રાજ્યાભિષેક, ૪. ઐતિહાસિક કાલના રાજાઓનો રાજ્યાભિષેક, અને ૫. બીજાં દેશોમાં રાજ્યાભિષેક એ પ્રમાણે પાંચ પ્રકરણો રાખવામાં આવ્યાં છે. બીજા ભાગમાં ૧. શ્રીમંત મહારાજા સાહેબનુ જીવનચરિત, ૨. રાજ્યાભિષેકની તૈયારી, ૩.-૫ રાજ્યાભિષેક સમારંભ, અને ૬ ઉપસંહાર એ પ્રમાણે ૭ પ્રકરણો રાખવામાં આવ્યાં છે, અને સત્તર પરિશિષ્ટોમાં ઉપયોગી માહીતી આપવામાં આવી છે.

સ્વ. નેનેએ જેટલો ભાગ મરાઠીમાં લખેલો હતો તે બધો ભાગ ભાષાન્તરરૂપે આ ગ્રન્થમાં લેવામા આવેલો છે. ફક્ત આર્યોના રાજા એ પ્રકરણમાં કેટલાક સુધારા વધારા કરવામાં આવ્યા છે. આ તૈયાર વસ્તુ આપવા માટે અને કેટલાંક ઉપયોગી સાધનોનો સંગ્રહ આપીને મારો શ્રમ બચાવવા માટે હું સ્વ. નેનેનો ઋણી છું, અને તેમનો આભાર માનું છું. રાજ્યાભિષેકની તૈયારી

અને સમારંભને માટે વડોદરા રાજ્ય તરફથી અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલા કર્નલ કુમાર શિવરાજસિંહના નિવેદનનો આધાર લીધો છે, અને બાકીના બીજા બધા વિષયો માટે જે ગ્રન્થોનો ઉપયોગ કરવામાં આવેલો છે તે ગ્રન્થો સંદર્ભગ્રન્થોની યાદીમાં દર્શાવવામાં આવેલા છે.

રાજ્યાભિષેક જેવા અતિ મહત્ત્વના વિષય ઉપર ગ્રન્થ લખવાનું કામ સોંપવા બદલ હું શ્રીમંત સરકારનો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. જે મિત્રોએ આ કાર્યમાં મને મદદ કરી છે તેમનો હું આભારી છું.

શાકુન્તલ,
બારીવાવ રેડ,
વડોદરા.
તા. ૨૨-૧૦-૪૧

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

# સંદર્ભ ગ્રન્થો

અગ્નિપુરાણ
અત્રિસંહિતા
અથર્વવેદ
આકાશભૈરવકલ્પ ( અમુદ્રિત )
આચારદિનકર
આપણા નવા મહારાજા શ્રીપ્રતાપસિંહ ગાયકવાડ. ચિ. મ. ડોક્ટર
ઋગ્વેદ
ઐતરેય બ્રાહ્મણ
કાદંબરી
કૌટિલ્યઅર્થશાસ્ત્ર
કૌશિકગૃહ્યસૂત્ર
ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ; દુ. કે. શાસ્ત્રી.
ગોપથબ્રાહ્મણ
છાન્દોગ્ય ઉપનિષદ્
જાતકો
જ્યોતિષ રત્નમાલા
તૈત્તિરીય બ્રાહ્મણ
તૈત્તિરીય સંહિતા
ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર : હેમચન્દ્ર
દશકુમારચરિત
દ્વયાશ્રય : હેમચન્દ્ર
નવગુજરાત રાજ્યાભિષેક અંક, તા. ૧–૫–૧૯૩૯
નીતિમયૂખ : નીલકણ્ઠ

પૃથ્વીરાજરાસો : ચંદ બરદાઈ
પ્રબન્ધચિન્તામણિ : મેરુતુંગ
બૃહત્કથામંજરી : ક્ષેમેન્દ્ર
બૃહદ્દેવતા
બૃહત્સંહિતા : વરાહમિહિર
બૃહદારણ્યક ઉપનિષદ્
બૌધાયન શ્રૌતસૂત્ર
ભાગવત પુરાણ
ભાસના નાટકો ( 'અભિષેક, 'પ્રતિમા' )
મનુસ્મૃતિ
મહાભારત ( ચિત્રશાળા પ્રેસ )
મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ
મહાવસ્તુ
માનસાર
મુદ્રારાક્ષસ
મુહૂર્તચિન્તામણિ
મૃચ્છકટિક
મૈત્રાયણી સંહિતા
રઘુવંશ
રાજધર્મકૌસ્તુભઃ અનન્તદેવ ( ગા. ઓ. સિરિઝ )
રાજપૂતાનેકા ઇતિહાસઃ જગદીશ સંઘ ગહલોટ
,, ,, મ. મ. ગૌ. હી. ઓઝા
રામચરિતઃ અભિનન્દ ( ગા. ઓ. સિરિઝ )
વડોદરા રાજ્યનાં દફતરો ( અમુદ્રિત )
વડોદરા રાજ્યનો ઇતિહાસઃ ગુ. મ. દેસાઈ.
( શ્રી સયાજી સાહિત્ય માલા. નં. ૧૦૯ )

વાજસેનેયિ સંહિતા
વિક્રમચરિત્ર રામચન્દ્રસૂરિ
વિક્રમાંકદેવચરિત· બિલ્હણ
વિષ્ણુપુરાણ
વીરમિત્રોદય મિત્રમિશ્ર
શકકર્તા શિવાજી રા. બ ગો. સ સરદેસાઇ
શતપથ બ્રાહ્મણ
શાખ્યાયન શ્રૌતસૂત્ર
શુક્રનીતિસાર
શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ચિ. મ. ડોક્ટર
( શ્રી સયાજી સાહિત્યમાલા નં ૭૮૩ )
શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ તીસરે, જીવનચરિત્ર દા ના આપટે
સત્યાષાઢ શ્રૌતસૂત્ર
સયાજીવિજય રાજ્યાભિષેક અંક, તા ૨૬—૪—૧૯૩૯
હમ્મીરમહાકાવ્ય નયચન્દ્રસૂરિ
હરિવંશ
હરિવંશ. મોરોપંત
હર્ષચરિત
Asoka D R. Bhandarkar
Die Konigsweihe den Rajasuya A Weber ( Berlin, 1893 )
Early History of India Vincent Smith
Encyclopaedia Britannica, 14th edition
Encyclopaedia of Religion and Ethics J Hastings
English translation of Abul Fazl's Akbar Nama H. Beveridge

English translation of Aitareya Brahmana,
Introduction : A. B. Keith ( H. O S 25 )
English translation of Taittiriya Samhita,
Introduction . A. B. Keith ( H. O. S. 18, 19 )
Hindu Polity K. P. Jayaswal
His Highness the Maharaja Sir Pratapsinh
Gaekwar : D. N. Narawane
History of Aurangzeb Jadunath Sarkar
History of Dharmasastra : P. V. Kane
History of Jahangir : Beniprasad
History of Kerala . K. P. Padmanabh Menon
History of Mediaeval Hindu India : C. V Vaidya
History of Shah Jahan of Delhi : B. P. Saksena
Mughal Empire in India : S. R Sharma
Oxford History of India : Vincent Smith
Political History of Ancient India : Raychaudhuri
Religion and Philosophy of the Veda :
A. B. Keith ( H. O. S. 31, 32 )
Report of the Rajyarohana of H. H. Maharaja
Pratapsinh Gaekwar : Col. Kumar
Shiv Raj Singh, Government of Baroda, 1941
Sanskrit Dictionary : Goldstucker
Shivaji and his times : Jadunath Sarkar
Social and Political life in the Vijayanagar
Empire : B A. Saletore
The Atharvaveda and the Gopatha Brahmana :
M. Bloomfield

The Coronation Book of King George VI and Queen Elizabeth (Odhams Press Ltd., London)
The, Empire of the Great Mughal, English translation of Latin : J. S. Hoyland
The King's Crowning : Rev. R. H. Murray
The Story of the Coronation 1937 : Sir John Hammerton
Vedic Index of Names and Subjects : Macdonell and Keith

---

# અનુક્રમણિકા.

## ભાગ ૧

## ભાગ ૨

## પરિશિષ્ટો

# ચિત્રોની સૂચિ

# રાજ્યાભિષેક ગ્રન્થ

ભાગ ૧

# પ્રકરણ પહેલું

## આર્યોનો રાજા

પ્રાચીન સમયમાં હિંદુસ્તાનમાં વિવિધ પ્રકારની રાજપદ્ધતિઓ અસ્તિત્વમાં હતી. પરંતુ સમય જતાં તે બધી નષ્ટ થઈને ફક્ત રાજસત્તા જ અસ્તિત્વમાં રહી. આ રાજસત્તાને જ આગળ ઉપર નિયામક શક્તિનું સ્વરૂપ પ્રાપ્ત થયું. આ રાજસત્તાનાં તે સમયે સાત અંગો હતાં. (૧) સ્વામી (૨) અમાત્ય (૩) જનપદ (૪) દુર્ગ (૫) કોષ (૬) દંડ અને (૭) મિત્ર. આ સાત અંગોમાં રાજા એ મુખ્ય અંગ ગણાતો હતો. મહાભારતમાં એવો ઉપદેશ કરવામાં આવ્યો છે કે પ્રજાએ રાજાને સ્થાપીને રાજ્યને જીવંત રાખવું, કારણ રાષ્ટ્રનો નિયંતા જો કોઈ નહિ હોય તો, એટલે તે અરાજક સ્થિતિમાં હોય તો, અગ્નિ આહુતિનો સ્વીકાર નહિ કરે. રાજસત્તાનાં અભાવમાં રાષ્ટ્ર કેવાં કેવાં સંકટો પ્રાપ્ત કરે છે તેનું વર્ણન કરતાં મહાભારતકાર કહે છે કે—

રાજસત્તા

" જેવી રીતે ચંદ્ર કે સૂર્યનો ઉદય ન હોય ત્યારે સર્વ પ્રાણીઓ ગાઢ અંધકારમાં લીન થઈને પરસ્પરને જોઈ શકતા નથી તેવી રીતે રાજા વગર પ્રજા નાશ પામશે, અને ગોવાળીઆ વગરના પશુઓની માફક દુઃખરૂપી ગાઢ અંધકારમાં મગ્ન થઈ જશે. રાજા જો પાલન ન કરે તો બલવાન લોક નિર્બલ લોકોના દ્રવ્યાદિકને હરી લેશે, અને કદાચ તેઓ તેમનો

રાજસત્તાના અભાવનું પરિણામ

સામનો કરે તો તેમનો નાશ કરશે. તેજ પ્રમાણે અમુક વસ્તુ મ્હારી છે એવું પણ કોઇ કહી શકે નહિ. રાજા જો પાલન ન કરે તો સ્ત્રી, પુત્ર, દ્રવ્ય અને પરિવાર આ સર્વ વસ્તુઓનો નાશ થશે અને અધર્મનો ઉદય થશે, વ્યભિચાર એ દોષ નહિ ગણાય, ખેતી અને વેપારનો નાશ થશે, વેદત્રયીનું અધ્યાપન વિ. નષ્ટ થશે, ઘણી દક્ષિણા જેમાં અપાય છે એવા યજ્ઞો વિધિપૂર્વક કરવામાં નહિ આવે. વિવાહ અગર સમાજનો પણ નાશ થશે. બધા મનુષ્યોના અંતઃકરણો સંત્રસ્ત અને ઉદ્વિગ્ન થઇ તેમને કાંઇ સૂઝશે નહિ. સર્વત્ર હાહાકાર થશે. અને સર્વનો એક ક્ષણમાં નાશ થઇ જશે. અન્યાયોનું સામ્રાજ્ય સ્થપાશે, વર્ણોમાં સાંકર્ય થશે, અને જો રાજા પાલન નહિ કરે તો રાષ્ટ્રમાં દુર્ભિક્ષનો પ્રવેશ થશે.[1]

આ જ કારણથી મહાભારતમાં કહેવામા આવ્યું છે કે,

नाराजकेषु राष्ट्रेषु वस्तव्यमिति रोचये

( શાન્તિ ૬૭-૫ ),

રાજા વિનાનો રાજ્યમાં રહેવું નહિ.

**વૈદિકકાલમાં રાજા**

૨. વૈદિક સમયમાં ઘણુંખરું પ્રજા જ રાજાની પસંદગી કરતી હતી.[2] જેનામાં શૌર્ય, ધૈર્ય વિ. ગુણો વિશેષ પ્રમાણમાં હોય અથવા જે વિશેષ બળવાન અને કાર્યકુશળ હોય તેવાની

૧ મહાભારત, શાન્તિપર્વ, અ ૬૮ ( ચિત્રશાલા–આવૃત્તિ )
સરખાવો:— રામાયણ, અયોધ્યાકાણ્ડ, સર્ગ ૬૭
મહાભારત, શાન્તિપર્વ, અ ૬૭. ૧૭-૨૭
હૉબ્સ ( Hobbes ) નો સિદ્ધાન્ત

૨ જુઓ: કાશીપ્રસાદ જયસ્વાલનું પુસ્તક 'હિન્દુ રાજનીતિ' પ્રકરણ ૨૨

જ રાજા તરીકે પસંદગી થતી. રાજા આ શબ્દ આ જ અર્થમાં સાર્થક બને છે.

ઋગ્વેદના દશમા મંડળમા નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે—

"તારી હવે પસંદગી કરવામાં આવી છે. તું હવે રાષ્ટ્રમાં સ્વસ્થ રહે. તારાં પ્રજાજનો તને ચાહો. તારું રાજ્ય સદૈવ તારી પાસે રહો. ઈંદ્રની કૃપાથી તારી પ્રજા તારામાં શ્રદ્ધાવાળી નિવડો."

( ઋગ્વેદ ૧૦-૧૭૩-૧ )

અથર્વવેદમાં પણ કેટલાક મન્ત્રો (૬. ૮૭-૮૮ ) ઉપર્યુક્ત વચનને પુષ્ટિ આપે છે.

દેવોએ પોતાના રાજાની કરેલી પસંદગી સંબંધમાં ઐતરેય બ્રાહ્મણમાં એક કથા આપણને મળે છે. તે કથાનો સાર આ પ્રમાણે છે—

**રાજાની પસંદગી**

પૂર્વે દેવ અને અસુરોના સંગ્રામમાં અસુરોનો જય થવા લાગ્યો. પોતાના પરાજયનું કારણ શોધતાં દેવોને માલમ પડ્યું કે આપણામાં કોઈ રાજા ન હોવાથી આપણો પરાજય થાય છે. તેથી તેમણે રાજા પસંદ કરવાનો ઠરાવ કરીને એકમતે રાજા નીમ્યો અને યુદ્ધમાં જય મેળવ્યો.[૩]

**પ્રજાની સત્તા**

જેવી રીતે રાજાને નીમવાનો અધિકાર પ્રજાનો હતો તેવી રીતે તેને પદભ્રષ્ટ કરવાનો પણ પ્રજાનો અધિકાર હતો.

૩ ઐતરેય બ્રાહ્મણ ૧. ૧૪

રાજસત્તાના શાશ્વતપણાનો તે વખતે ભરોસો નહોતો. સંસ્થાનમાંથી રાજાને હાંકી કાઢવાના અને પોતાનું રાજ્ય પાછું મેળવવાના પ્રયત્ન કર્યાનાં પુષ્કળ ઉદાહરણો મળે છે.

( વૈદિક ઇન્ડેક્સ, ભાગ ૨, પૃ. ૨૬૩ )

**રાજા પછી ગાદીએ જ્યેષ્ઠ પુત્ર**

સમય જતાં આ પદ્ધતિનો લોપ થયો. અને રાજા પછી તેના જ્યેષ્ઠ પુત્રને ગાદી ઉપર બેસાડવાનો રિવાજ પ્રચારમાં આવ્યો. પરંતુ લોકનિયુક્ત રાજાની કલ્પના સંપૂર્ણ રીતે નષ્ટ થઈ નહોતી. પંચગુરુ જાતકમાં બોધિસત્વને લોકો રાજપદ આપ્યાની કથા પ્રસિદ્ધ જ છે.

**બુદ્ધચરિત્રમાં રાજાની ભાવના**

બુદ્ધચરિત્રમાં રાજનિર્મિતિ સંબંધમાં નીચે પ્રમાણે હકિકત મળે છે—

( જાતક સિરીઝ પુસ્તક ૧ પૃ. ૩૨ )

એક દિવસ એક માણસે બીજા માણસના ચોખા તેની રજા સિવાય લીધા. ત્યારે લોકો કહેવા લાગ્યા. આવા પ્રસંગોનું નિવારણ કરવા માટે આપણે એકત્ર થઈને આપણામાંથી સુંદર, ભવ્ય અને શક્તિમાન માણસને પસંદ કરી તેને આપણા નેતા તરીકે નીમવો. તે અપરાધીઓનું શાસન કરશે. દુષ્ટોનો નાશ કરશે. અને સત્પુરુષોને આનંદ આપશે. તેના ભરણપોષણ માટે આપણે આપણી જમીનના ઉત્પન્નમાંથી કેટલોક ભાગ તેને આપીશું. આમ વિચાર કરીને તેઓએ એક મોટી સભા ભરી અને તેમાં શ્રેષ્ઠ ગુણવાળા પુરુષને પોતાના નેતા તરીકે નીમ્યો. આ નેતા તેમનાં ખેતર ( ક્ષેત્ર ) નું રક્ષણ કરતો હોવાથી લોકો તેને

"ક્ષત્રિય" કહેવા-લાગ્યા. તેનું શાસન સર્વસંગત થવાથી તે મહાસામંત તરીકે પ્રસિદ્ધિ પામ્યો. અને તે ડાહ્યો, ન્યાયી અને નીતિવાળો હોવાથી લોકો તેને "રાજા" એ નામથી સંબોધવા લાગ્યા.

**પ્રજાની સંમતિ આવશ્યક**

રાજસિંહાસન વંશપરંપરાનું થયું ત્યારે પણ લાંબા કાળ સુધી સિંહાસન પ્રાપ્ત કરવામાં પ્રજાની સંમતિ અવશ્ય જોઈતી હતી. લોકસંમતિ વગર રાજાનો પુત્ર પોતાના પિતાની ગાદી મેળવી શકતો નહિ. કોઈ એક જ્યેષ્ઠ રાજપુત્ર રાજ્ય કરવાને લાયક નથી એમ પ્રજાને લાગે તો પ્રજા તેને બદલે બીજા રાજપુત્રને ગાદી પર બેસાડતી. જ્યેષ્ઠ પુત્ર શરીરે પંગુ હોય, રાજ્યકારભાર સંભાળવાની તેનામાં કુનેહ ન હોય, તો ગાદી પર તેનો હક નષ્ટ થતો. ચંદ્રવંશના નહુષ રાજાને કુલ છ સંતાન હતાં. પણ તેમાં જ્યેષ્ટ પુત્ર યતિએ યોગ સ્વીકારવાથી તેનો નાનો ભાઈ જે યયાતિ તેને રાજ્ય મળ્યું એ વાત પ્રસિદ્ધ જ છે. ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી તેના નાના ભાઈ પાંડુને રાજ્યગાદી પ્રાપ્ત થઈ એ વાત મહાભારતના વાચકોને વિદિત જ છે

**રામનો યુવરાજ તરીકે અભિષેક.**

ઉપર્યુક્ત નિયમ પ્રમાણે દશરથ રાજાએ રામને યુવરાજ કરવાનું ઠરાવ્યુ હતું; અને મંત્રીઓ તેમજ પ્રજાએ તે કાર્યમાં તેને સંમતિ પણ આપી હતી[૪] રામને વનમાં કાઢી ભરતને યૌવરાજ્યાભિષેક કરો એ પ્રકારની કૈકેયીની માગણી આ નિયમની વિરદ્ધ હતી, અને તેથી તેને માત્ર અપવાદરૂપ જ સમજવી જોઈએ. લક્ષ્મણની માફક રામે જો આ માગણીનો

[૪] રામાયણ, અયોધ્યાકાણ્ડ, સર્ગ ૧૪ અને ૫૮.

પ્રતિકાર કર્યો હોત તો કાંઇ જૂદું જ પરિણામ આવ્યું હોત. પરંતુ રામ આજ્ઞાપાલક હોવાથી પોતાના પિતાના વચનને ખોટું ન પડવા દેવા તેણે યુવરાજપદને તિલાંજલિ આપી. રામનું આ કૃત્ય પ્રારંભમાં પ્રજાજનોને બિલકુલ પસંદ ન પડયું. તેમને તો રામની જ યુવરાજ તરીકે નિમણૂંક કરવી હતી. અને તેથી જ જો રામે કૈકેયીની માગણીનો સહેજ, પણ વિરોધ કર્યો હોત તો અયોધ્યાની

**યયાતિ અને પ્રજાનો વિરોધ**

પ્રજાએ રામને માટે બંડ કરવામાં બાકી ન રાખ્યું હોત. શિષ્ટ સંપ્રદાયનું ઉલ્લંઘન તે સમયે કોઇને પણ રૂચ્યું નહિ. યયાતિએ યદુને બદલે પૂરુ નામના પોતાના નાના પુત્રને યુવરાજ કરવાનું ઠરાવતાં બરોબર જ તેની પ્રજાએ આ કાર્યનો કેવો નિષેધ કર્યો હતું વર્ણન મહાભારતમાં ( આદિ ૮૫ ) નીચે પ્રમાણે કરવામાં આવેલું છે —

" જ્યેષ્ઠનું ઉલ્લંઘન કરીને કનિષ્ઠ ભાઇ કેવી રીતે રાજ્યને લાયક હોઇ શકે ? આ પ્રમાણે અમે તને ઉપદેશ આપીએ છીએ. તારે ધર્મનું પાલન કરવું જોઇએ. "

આ પ્રમાણે યયાતિના પ્રજાજનોએ તે સમયે ઉદ્ગાર કાઢયા હતા. આનો યયાતિએ લાંબો ઉત્તર આપ્યો. તે કહેવા લાગ્યો— હે બ્રાહ્મણપ્રમુખ સર્વે વર્ણો ! તમે બધા મારૂં વચન સાંભળો. જ્યેષ્ઠ પુત્રને રાજ્ય કોઇ પણ રીતે મારે આપવું નથી. મારા જ્યેષ્ઠ પુત્ર યદુએ મારી આજ્ઞાનું પાલન કર્યું નથી. અને વિદ્વાન પુરુષોની દૃષ્ટિએ પિતાને જે પુત્ર પ્રતિકૂળ હોય તે પુત્ર જ નથી. જે માતા-પિતાના વચનને માનનાર હોય, તેમનું હિત કરનાર હોય તથા જે પિતા અને માતા સાથે પુત્ર પ્રમાણે આચરણ કરે તેજ પુત્ર

કહેવાય છે. યદુએ મારું અપમાન કર્યું છે. તેજ પ્રમાણે તુર્વસુ, દુહ્યુ અને અનુએ પણ વારંવાર મારું અપમાન કર્યું છે. પરંતુ પૂરુએ તો મારું કહ્યું માન્યું અને વિશેષમાં માન્ય કર્યું; તેથી મારી વૃદ્ધાવસ્થાને ધારણ કરનાર મારો કનિષ્ઠ પુત્ર મારો વારસ છે. મિત્રરૂપમાં રહેલા પૂરુએ મારી ઇચ્છા પૂર્ણ કરી છે. અને શુક્રાચાર્યે જાતે મને વરદાન આપ્યું છે કે જે પુત્ર તારી આજ્ઞાનું પાલન કરે તે પૃથ્વીપતિ રાજા થશે. તેથી આપને બધાને વિનંતિ કરું છું કે પૂરુનો રાજ્યાભિષેક કરો."

આ પ્રમાણે યયાતિનું વચન સાંભળી પ્રજાજનો કહેવા લાગ્યા કે—"જે પુત્ર ગુણસંપન્ન હોય અને માતાપિતાને હિતકારક હોય તે કનિષ્ઠ હોય તો પણ શ્રેષ્ઠ હોવાથી સર્વ પ્રકારના કલ્યાણને યોગ્ય છે. તારું પ્રિય કરનાર જે પુત્ર પૂરુ તે રાજ્યને માટે લાયક છે. વળી શુક્રાચાર્યનું વરદાન હોવાથી અમે બધા ઉત્તર આપવા શક્તિમાન નથી."

આ ઉપરથી એક વાત તો ચોક્કસ રીતે જણાય છે કે વારસના સંબંધમાં રાજા પોતાની ઇચ્છા પ્રમાણે કાંઇ પણ કરી શકતો નહિ; તેના દરેક કૃત્યમાં પ્રજાની સંમતિ આવશ્યક હતી.

લોકમતથી વિરુદ્ધ વર્તન કરવાથી કેવું પરિણામ આવે તે દેવાપિ અને શંતનુની કથા ઉપરથી સમજાશે.

**પ્રજાના વિરોધનું પરિણામ : દેવાપિ અને શંતનુની કથા**

કુરુ વંશમાં પ્રતીપ નામનો એક રાજા થઇ ગયો. તેને દેવાપિ, બાહલીક અને શંતનુ આ નામના ત્રણ પુત્રો હતા. તેમાં દેવાપિ જ્યેષ્ઠ હતો અને સર્વ પ્રજાજન તેનામાં અનુરક્ત હતા. પરંતુ તેને ત્વગ્દોષ હોવાથી નિયમ પ્રમાણે રાજ્ય

મેળવવા તે નાલાયક હતો. છતાં પણ પ્રતીપે તેને જ રાજ્યગાદી પર બેસાડવાનું નક્કી કર્યું. લોકોને જ્યારે રાજાની આવી ઇચ્છાની ગંધ આવી કે તરત તેમણે એક જ વિરોધ કર્યો અને તે વિરોધ આગળ રાજાને નમવું પડયું અને શંતનુને યુવરાજપદ આપવું પડયું. દેવાપિ પોતે વનમાં ગયો અને પ્રતીપના મરણ પછી બાહ્લીકની અનુમતિથી શન્તનુનો રાજ્યાભિષેક થયો.[૫]

**પ્રજાસંમતિથી**

સંકટ સમયે બીકણુ રાજપુત્રને બદલે શૂર અને હિંમતવાન પુરુષની રાજ્ય ઉપર નિમણૂક કરવાની પદ્ધતિ પણ હતી. ગાદીસંબંધે તકરાર ઉત્પન્ન થતાં તેનો નિકાલ પ્રજાની સંમતિ પ્રમાણે જ કરવામાં આવતો. યુધિષ્ઠિર અને દુર્યોધન એ બેમાં હસ્તિનાપુરના રાજ્યસંબંધે વાદ ઉત્પન્ન થતાં પ્રજાએ રાજ્યાભિષેકને માટે યુધિષ્ઠિરને પસંદ કર્યાનું પ્રસિદ્ધ જ છે.

( મહાભારત, આદિપર્વ, ૧૪૧. ૨૪-૨૮ )

**યુધિષ્ઠિરની પસંદગી**

**રાજાની પસંદગી-માં બીજા પ્રકારો**

કોઇ કોઇ વાર પોતાની પછી અમુક જણ ગાદી ઉપર આવે એમ મરતા પહેલાં રાજા નક્કી કરતા હતા. સમુદ્રગુપ્ત સમયજ્ઞ અને શૂર છે એમ જોઇને ચંદ્રગુપ્તે પોતાની પછી તેને ગાદી પર બેસાડવો એવું લખી રાખ્યું હતું. તે પ્રમાણે ચંદ્રગુપ્તની પાછળ સમુદ્રગુપ્ત ગાદી ઉપર આવ્યો. રાજાની પસંદગી કોઇ વખત પ્રધાને કર્યાનાં ઉદાહરણો પણ આપણને મળે છે. પુષ્યભૂતિવંશના રાજ્યવર્ધનનું ખૂન કર્યા પછી મંત્રીમંડળની અને

---

૫ મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૪૯. સરખાવો બૃહદ્દેવતા, ૭ ૧૪૮ ઇત્યાદિ.

પ્રજાની અનુમતિથી અમાત્ય ભંડીએ હર્ષવર્ધનને ગાદી ઉપર બેસાડ્યો એમ ઇતિહાસ કહે છે.

બધા પ્રસંગોમાં ઉપર કહ્યા પ્રમાણે જ રાજાની પસંદગી થતી હતી એમ પણ નથી. " માત્સ્ય ન્યાય " અથવા " બળીયાના બે ભાગ " આ ન્યાય તે વખતે જ સત્ય હતો. ગાદી ઉપર પોતાનો હક ન હોય તો પણ તે બથાવી પાડવાનાં પણ ઉદાહરણો છે. પણ તે ઘણાં થોડાં છે. ગાદીસંબંધે તકરાર થતાં યુદ્ધ દૂર કરવા માટે ઘણુ ખરૂં રાજ્યના ભાગ પાડીને તકરારના મૂળને દૂર કરવામાં આવતું. ધૃતરાષ્ટ્રે આ માર્ગ પ્રથમ ગ્રહણ કરીને કૌરવ પાંડવોમાં રાજ્ય વેહેંચી દીધું હતું. આ પ્રકારની વહેંચણી અર્વાચીન કાળમાં નેપાળમાં થયાનું ઇતિહાસપ્રસિદ્ધ જ છે.

**ગાદીના વારસો**

રાજાની પછી ગાદી ઉપર તેની પુરુષ સંતતિ જ આવતી. ઔરસ - સંતતિના અભાવમાં તેના કોઈ સંબંધીને રાજ્યાધિકાર પ્રાપ્ત થતો. પુરુષ સંતતિના અભાવમાં મૃત રાજાની સ્ત્રી સંતતિને રાજ્ય મળ્યાનાં હિંદુસ્થાનના પ્રાચીન ઇતિહાસમાં ફક્ત બેજ ઉદાહરણો મળે છે, અને તે સિંહલદ્વીપની રાણી લીલાવતી અને કાશ્મીરની દિદા. તે સમયની વિચિત્ર પરિસ્થિતિને લીધે આ સ્ત્રીઓને રાજ્યાધિકાર મળ્યો હોય એમ લાગે છે.

**રાજાઓ ક્ષત્રિય અને શૂદ્ર**

સાધારણ રીતે તે સમયના રાજાઓ ક્ષત્રિય હતા. પણ ઇતર વર્ણને પણ રાજપદનો લાભ મળ્યાનાં ઉદાહરણો ઇતિહાસમાં મળે છે. નંદવંશનો સંસ્થાપક મહાપદ્માનંદ એ શિશુનાગ રાજાનો એક શૂદ્રીથી ઉત્પન્ન થએલો પુત્ર હતો.

સમ્રાટ ચંદ્રગુપ્ત જન્મથી જ શૂદ્ર હતો. સુંગ અને કાસવ એ બ્રાહ્મણ વંશના હતા. ગાંધાર દેશના રાજા પણ બ્રાહ્મણ હોવાનો ઉલ્લેખ મળે છે. મતિપુરની રાજલક્ષ્મી એક શૂદ્રના તાબામાં હતી. એમ હુએન્ત્સંગ કહે છે. મગધ દેશનો ગુપ્ત વંશ વર્ણથી વૈશ્ય હતો એમ ડૉ. ફ્લીટનો મત છે, પણ તે નિરાધાર લાગે છે.

રાજસિંહાસન વંશપરંપરાનું થયા પછી "રાજા એ ઈશ્વરી અંશ છે" એવી માન્યતા અસ્તિત્વમાં આવી.

**રાજાની દિવ્યતા.** આ માન્યતા કોઈ વૈદિક ગ્રંથમાં ભાગ્યે જોવામાં આવતી નથી. પરંતુ મનુસ્મૃતિ જેવા સ્મૃતિ ગ્રંથમાં અને પુરાણોમાં જોવામાં આવે છે.[1]

મનુસ્મૃતિમાં (૭–૩) ભગવાન મનુ રાજોત્પત્તિનું વર્ણન કરતાં કહે છે કે—

"લોકોમાં જ્યારે અરાજક સ્થિતિ હતી અને જ્યારે સર્વત્ર ભયને લીધે દોડાદોડી થતી હતી ત્યારે આ સમસ્ત જગતનું રક્ષણ કરવા માટે ભગવાને રાજાને સર્જ્યો"

**સર્વદેવમય રાજાનું મહત્ત્વ.** "ઇંદ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચંદ્ર અને વિત્તેશ આ દેવોના સારભૂત અંશો લઈને તેની મદદથી પ્રભુએ રાજાને બનાવ્યો છે, તેથી રાજા ઉમ્મરમાં ન્હાનો હોય તો પણ તેનું કદાપિ અપમાન કરવું નહિ, કારણ તે એક મનુષ્યનું સ્વરૂપ ધારણ કરનાર દેવતા છે." (મનુ. ૭–૮) રાજા સમયોચિત આવા પાંચ પ્રકારનાં સ્વરૂપો ધારણ કરે છે.

---

૧ જયસ્વાલ, રાજનીતિ, પ્રકરણ ૨૬ અ
વિષ્ણુપુરાણ ૧–૨૨

કારણ તે અગ્નિ, સૂર્ય, મૃત્યુ, કુબેર અને ઇંદ્રનાં સ્વરૂપોને ધારણ કરનારો છે. આવી રીતે રાજા વિષ્ણુસ્વરૂપી હોવાથી સર્વ લોકો તેની આજ્ઞા પાળે છે એમ મહાભારતકારનો અભિપ્રાય છે.

**રાજાનું કર્તવ્ય**

આવી રીતે આર્યોએ જ્યારે રાજાને ઇશ્વરી અંશ માન્યો તો પણ તેમ કરવાથી તેમને પસ્તાવાનો સમય કદાપિ આવ્યો નહિ. કારણ ઘણુંખરું બધા પ્રાચીન રાજાઓએ રાજ સિંહાસનને ઉપભોગના સાધન તરીકે કદાપિ ગણ્યું નહોતું. પોતાની પ્રજા પોતાને દેવસમાન માને છે એમ સમજી આ પદવીને છાજે એવું પોતાનું વર્તન રહેવું જોઇએ એમ તેઓ જાણતા. " राजा प्रकृतिरञ्जनात् " ( रघुवंश ४१ ) અથવા પ્રજાનું રંજન એ પોતાનો ધર્મ છે અને તે પોતે પાળવાથી જ પોતાનું રાજ્ય ચિરસ્થાયી થઇને લોકો પોતાની આજ્ઞા પાળશે એમ તેઓ જાણતા. સ્ટુઅર્ટ રાજા પ્રમાણે તેઓએ આ બાબતમાં આંખ આડા કાન કદાપિ કર્યો નહિ, અથવા તેને સ્મરણ બહાર જવા દીધી નહિ. સર્વ મનુષ્યોમાં પોતે મહાભાગ્યશાળી અને પરમેશ્વરના લાડકા હોવાથી સર્વોપભોગના સાધનરૂપ એવું રાજ્ય પરમેશ્વરે પોતાને આપ્યું એવી વિપરીત કલ્પના તેમણે કદાપિ કરી નહિ. પોતે ઇશ્વરી અંશ હોવાથી પોતાનો પ્રત્યેક શબ્દ પ્રજાએ ઝીલવો જોઇએ, પ્રજાજનોએ પોતે " જો રાત કહે તો રાત અને દિવસ કહે તો દિવસ " આવું સમજવું જોઇએ આવો દુષ્ટ આગ્રહ કદાપિ તેમણે ધારણ કર્યો નહિ. તેથી સ્ટુઅર્ટ રાજાની, માફક તેમની કારકીર્દિ કદાપિ અપયશસ્વી નિવડી નહિ. ' રાજા એ ઇશ્વરી અંશ છે, ' આ કલ્પના યુરોપ ખંડ પ્રમાણે ભરતખંડમાં પ્રચલિત હતી, તો પણ બે વચ્ચેનો ઉપર જણાવેલો ભેદ યાદ રાખવા જેવો છે.

આર્ય રાજાઓ પોતાને પ્રજાના સેવક સમજતા અને પ્રજાના કલ્યાણ માટે પોતાના દેહને પણ નીચોવી નાખવા પાછી પાની કરતા નહિ. ઉત્તરરામચરિત નાટકમાં "જનરંજન કરતો મને સ્નેહ, દયા, સૌખ્ય આ અધિક નથી. કિંબહુના? જાનકીનો પણ ત્યાગ કરવામાં મને બિલકુલ દુઃખ નથી." આ પ્રમાણેના ઉદ્દગાર પ્રભુ શ્રીરામચન્દ્રે કાઢયા હતા તે પ્રસિદ્ધ જ છે.

**રાજા અને પ્રજા.**

રાજા અને પ્રજા એ બન્ને એક જ છે, અને તેમાં પણ પ્રજા પણ મુખ્ય છે એ ભાવના કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં અને મહાભારતાદિ ગ્રન્થોમાં અનેક વાર જોવામાં આવે છે. કૌટિલ્ય (અર્થશાસ્ત્ર, ૧. ૧૯. ૧૬) કહે છે કે—

प्रजासुखे सुखं राज्ञः प्रजानां च हिते हितम् ।
नात्मप्रियं हितं राज्ञः प्रजानां तु प्रियं हितम् ॥

અર્થાત્ પ્રજાનાં સુખમાં જ રાજાનું સુખ, પ્રજાના હિતમાં જ રાજાનું હિત; રાજાને પોતાને પ્રિય હોય તે હિત નથી, પણ પ્રજાને પ્રિય હોય તે હિત છે. મહાભારત (શાન્તિપર્વ, અ. ૬૮ શ્લોક ૫૮ ની પછી કેટલીક પોથીઓમાં) કહે છે કે—

राजा प्रजानां प्रथमं शरीरं
प्रजाश्च राज्ञोऽप्रतिमं शरीरम् ।
राज्ञा विहीना न भवन्ति देशा
देशैर्विहीना न नृपा भवन्ति ॥

શુક્રનીતિસાર (૫-૧૨) કહે છે કે.

राज्यवृक्षस्य नृपतिर्मूलं स्कन्धाश्च मन्त्रिणः ।
शाखा सेनाधिपाः सेना पल्लवाः कुसुमानि च ।
प्रजाः फलानि भूभागा बीजं भूमिः प्रकल्पिता ॥

બૌદ્ધ જાતકોમાં (ગ્રન્થ ૧, પૃ. ૩૯૮) એક કથા છે કે એક રાજાની મનોહર સ્ત્રીએ પ્રજા ઉપર સમ્પૂર્ણ સત્તા ભોગવવાની જ્યારે ઇચ્છા દર્શાવી ત્યારે તે રાજાએ તેને કહ્યું કે ' હે ભદ્રે ! સકલ રાજ્યમાં વસનારી પ્રજા મારે માટે નથી; હું તેમનો સ્વામી નથી (અર્થાત્ પ્રજા પોતે સ્વતંત્ર છે); પરંતુ રાજાના કાયદાનો જે લોકો ભંગ કરે છે અને અન્યાયી કર્મ કરે છે તેમનો જ હું સ્વામી છું. આ કારણથી આખા રાજ્ય ઉપર તને હું સત્તા અને સ્વામિત્વ આપી શકતો નથી. ' એટલું જ નહિ પણ રાજાને માટે શાસ્ત્રમાં જણાવેલા પ્રસિદ્ધ પંચ મહાયજ્ઞો નહિ, પણ વિશિષ્ટ પ્રકારના પંચ યજ્ઞો દર્શાવવામાં આવેલા છે. આ વિષયમાં અત્રિસંહિતા ( શ્લોક ૨૮, ધર્મશાસ્ત્ર ગ્રન્થ, ભાગ ૧, ૧૯૦૮ ) કહે છે કે—

दुष्टस्य दण्डः सुजनस्य पूजा
न्यायेन कोषस्य च सम्प्रवृद्धिः ।
अपक्षपातोऽर्थिषु राष्ट्ररक्षा
पञ्चैव यज्ञाः कथिता नृपाणाम् ॥

મહાભારતમાં ' રાજા ' અને ' ક્ષત્રિય ' એ બે શબ્દોની વ્યુત્પત્તિ આપી અર્થ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. મહાભારત (શાન્તિ. ૫૯. ૧૨૫-૧૨૬) કહે છે કે—

रञ्जिताश्च प्रजाः सर्वास्तेन राजेति शब्द्यते ।
ब्राह्मणानां क्षतत्राणात्ततः क्षत्रिय उच्यते ॥

વૈદિક સમયમા રાજાને માટે गोपा जनस्य મનુષ્યોનું રક્ષણ કરનાર એ પ્રમાણે વર્ણન જોવામા આવે છે. આથી જનસમાજની પ્રગતિ અને અધોગતિનો આધાર રાજા ઉપર છે આ વિષયમા મહાભારત ( ઉદ્યોગપર્વ ૧૩૨–૧૫–૧૬ ) કહે છે કે राजा कालस्य कारणम्, અર્થાત્ રાજા સમયનુ કારણ છે, રાજા ઉપર બધો આધાર છે.

**આર્ય રાજાનુ શુદ્ધ જીવન**

ભારતીય સાહિત્યમાંથી આર્ય રાજાની ઉદાત્ત ભાવના, વિષે ઘણુ જાણવાનુ મળે છે રાજા પ્રજાનો નાથ હોવા છતા વાસ્તવિક રીતે પ્રજાનો સેવક છે, અને તેથી જ રાજાને માટે પ્રજાએ ઘણો આદર રાખવો જોઇએ એમ અનેક સ્થળે કહેવામા આવેલુ છે. વૈદિક સાહિત્ય, ધર્મસૂત્રો, સ્મૃતિગ્રન્થો, રામાયણ, મહાભારત, બૌદ્ધ અને જૈન સાહિત્ય–આ સર્વ વાઙ્મય આ બાબતમા ઐકમત્ય દર્શાવે છે, અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિને માટે દરેક તટસ્થ વિચારકના મનમા મોહ ઉત્પન્ન કરે છે આર્ય રાજાનુ જીવન એટલુ બધુ શુદ્ધ હોય કે તે કોઇ દિવસ ખરાબ કૃત્ય કરી શકે જ નહિ, અને આજ કારણથી શતપથ બ્રાહ્મણ ( ૫. ૪ ४७ ) કહે છે કે રાજા અદણ્ડ્ય છે ( સરખાવો Act of State, 'a king commits no wrong–રાજા ખરાબ કામ કરતો નથી.)

આ પ્રકારની લોકસેવાનો બદલો રાજાને આપવા આર્યોએ

વ્યવસ્થા કરી હતી આ સેવા માટે રાજાએ લોકો પાસેથી જમીનની ઉત્પન્નનો પણ્કારા લેવો એમ બધાયને કહ્યુ છે. ચાણક્ય અને શુક્રનીતિકારે પણ આવો જ અભિપ્રાય આપ્યો છે. રાજા જો પોતાનો ધર્મ છોડે, પોતાના કર્તવ્યો પ્રત્યે બેદરકાર રહે, તો પ્રજાજનોએ પોતાના ધર્મો છોડવા એમા કોઈ પણ જાતની હરકત નથી એમ શાસ્ત્રકારોનુ વચન છે આવા પ્રસગોએ પુરોહિતે પ્રજાની સમતિથી રાજાને પદભ્રષ્ટ કરીને તેના કુટુબમાથી લાયક માણુસને ગાદી ઉપર બેસાડવો એમ શુક્રનીતિમા કહેલુ છે.

**રાજાના અને પ્રજાના અધિકારો**

**રાજાની પ્રતિજ્ઞા**

રાજ્યારૂઢ થતા પહેલાં "હુ પ્રજાજનોને નિષ્કારણ દમુ તો મારા પુણ્યનો ક્ષય થાવ, મને સદ્ગતિ પ્રાપ્ત ન થાવ, મારા પ્રાણ અને રાજ્ય હરાઈ જાવ" આવી રાજાએ પ્રતિજ્ઞા કરવી પડે છે એમ ઐતરેય બ્રાહ્મણ ઉપરથી જણાય છે "ભૂમિતળ ઉપર રહેનારા બ્રહ્મનુ એટલે વેદબ્રાહ્મણોનુ અને પ્રજાનુ હું સરક્ષણ કરીશ. હુ કદાપિ સ્વતત્રપણે ન વર્તતા રાજનીતિમા જે ધર્મ નિત્ય તરીકે કહેવામા આવ્યા છે તેનુ નિ શકપણે આચરણ કરીશ" આ પ્રકારના સોગન રાજાએ લેવા જોઇએ એમ મહાભારતમા કહ્યુ છે ભગવાન્ મનુ કહે કે 'રાજાએ રાષ્ટ્રના રક્ષણને માટે નિયમો પાળવા જોઇએ, કારણ જે પોતાના રાષ્ટ્રનુ રક્ષણ કરે છે તેની સતત વૃદ્ધિ થાય છે"

**પ્રધાનોનુ મહત્ત્વ**

શાસ્ત્રમા કહેલા નિયમો પ્રમાણે રાજાઓ પ્રજાપાલન કરતા અને તે કાર્યમા વિદ્વાનોની સાહાય્ય લેતા. રાજાએ પ્રધાનની સલાહ સિવાય કશું પણ

કરવું નહિ એમ નીતિવાક્યામૃતકારનું કહેવું છે. શુક્રનીતિમાં આ મતનો જ અનુવાદ કરીને જ પ્રધાનની સલાહ વિરુદ્ધ વર્તનારા રાજાને પ્રજાનું ધન લુંટનારો ચોર કહ્યો છે. આ મત દીર્ઘ સમય સુધી પ્રચલિત હતો. પણ આગળ ઉપર તત્કાલીન પરિસ્થિતિને લીધે રાજાના હાથમાં વિશેષ સત્તા જવાથી લોકોને તેનું વિસ્મરણ થયું.

**રાજાનો ધર્મ**

પ્રજાનુરંજન એ રાજાનું આદ્ય કર્તવ્ય છે એ ઉપર કહેલું છે. રામાયણ, મહાભારત. પુરાણો અને સ્મૃતિગ્રંથોમાં આ કર્તવ્યોને અગ્રસ્થાન આપ્યું છે. મહાભારતમાં છ રાજકર્તવ્યો ગણાવ્યાં છે. તે આ પ્રમાણે—(૧) પ્રજાનુરંજન (૨) પ્રજાસંરક્ષણ (૩) પ્રજાકલ્યાણવૃદ્ધિ (૪) પ્રજાની પાસે નિયત કર્મો કરાવવાં (૫) અપરાધીઓનું શાસન કરવું અને (૬) ઇંદ્રિયદમન, સત્યતા, સુહૃદ્ભાવ, વિનય, વગેરે ગુણો કેળવવા. બુદ્ધકાળમાં પણ આજ મુખ્ય રાજકર્તવ્યો માનવામા આવતાં એમ મિલિન્દપન્હ નામના ગ્રંથ ઉપરથી જણાય છે.

**રાજ્યવહીવટ**

ઉપર જે ષડ્વિધ રાજકર્તવ્યો જણાવ્યાં તેનો કારોબારી (Executive) ન્યાય (Judicial) અને લશ્કર (Military) આ અર્વાચીન વિભાગમાં અંતર્ભાવ થાય છે. રાજ્યમાં સર્વથી મોટો અમલદાર એટલે રાજા, અને સર્વ રાજસત્તા તેના હાથમાં રહેતી હોવાથી શાંતિ અને સુવ્યવસ્થા રાખવાની તેના પર ચોકખી જવાબદારી હતી. તેના હાથ નીચેના અમલદારો તેને આ કાર્યમાં મદદ કરતા અને ગુન્હેગારોને ન્યાયમંદિરમાં ખેંચીને કાયદાની પ્રતિષ્ઠા વધારતા. રાજ્યમાં સર્વ અમલદારની નીમણુંક,

વ્યાપારની વૃદ્ધિ, વિ. સર્વ કાર્ય રાજાના હાથમાં હોવાથી પોતપોતાનાં કૃત્યો માટે આ લોકોને રાજાને જવાબ દેવો પડતો. હાલ પ્રમાણે તે સમયે પણ રાજાને ન્યાયનું મૂલ (Fountain Head of Justice) કહેતા હતા. અને ન્યાય આપવાનું કામ રાજાએ જાતે જોવું પડતું. ન્યાયાધીશોએ આપેલા ફૈસલાનો અમલ કરાવવો અને વિશેષ પ્રસંગોએ અપરાધીઓને શાસન ન કરતાં માફી આપવી વિ. કામો પણ રાજાએ જ કરવાં પડતાં. કાયદા કરવાનું પ્રત્યક્ષ કામ તે વખતે રાજાના હાથમાં નહોતું, છતાં તેના શબ્દને કાયદા જેટલું જ, બલ્કે એનાથી પણ વધારે, માન મળતું હતું. સેનાધ્યક્ષનું કામ રાજા જાતે જ જોતા અને શત્રુપક્ષવિરુદ્ધ રણાંગણ ઉપર સૈન્યની હિલચાલ તેના જ નેતૃત્વ નીચે થતી. રણાંગણ ઉપરથી શત્રુને પીઠ બતાવીને પાછું ભાગવું એ હાલ પ્રમાણે જ હલકટ ગણાતું અને રણાંગણમાં દેહ છોડવામાં જ પોતાના દેહનું સાર્થક છે એમ રાજાઓ માનતા. સ્વપરાક્રમનું શત્રુની સામે પ્રદર્શન કરવાનો પ્રત્યેક પ્રસંગ તે સમયે કોઈ પણ વ્યર્થ જવા દેતો નહિ અને બલિષ્ઠ થવા માટે સર્વ રાજાઓમાં 'અહમહમિકા' ચાલુ હતી. આ શિવાય સગીરની મીલકતનો વહિવટ અને સંરક્ષણ તેમ જ દીન અનાથોનું ભરણપોષણ આ બે કામો રાજાએ જ કરવાં પડતાં. સમાજનિયતાનું કામ પણ તે સમયે રાજાને જ કરવું પડતું.

**રાજાની યોગ્યતા કૌટિલ્યનો અભિપ્રાય**

આ અનેકવિધ કામો કરવામાં રાજાને વિશિષ્ટ પ્રકારની લાયકાત મેળવવી પડતી. તેનું વર્ણન ચાણક્યે પોતાના અર્થશાસ્ત્રમાં (૬.૧) કરેલું છે. તેમાં કહેલા રાજગુણો નીચે મુજબ છે.

"ઉત્તમ કુળમાં જન્મ, અમેય બુદ્ધિ;

ભેદક દૃષ્ટિ, સદ્‌ગુણ, પ્રેમ, સત્યતા, સરળતા, સ્થૂલલક્ષ, કૃતજ્ઞતા, ઉત્સાહ, દર્પાભાવ, મનનું ગાંભીર્ય, સમયસૂચકતા, વિનય, વિલંબ ન કરનારો અને શિસ્ત પાળનારો ઇત્યાદિ.

રાજાએ કેવા પ્રકારે વર્તવું એનું વર્ણન મહાભારતકારે કરેલું છે. રાજાએ નીચે જણાવેલા ૩૬ નિયમોનું પાલન કરવું એમ કહેલું છે.—

**મહાભારતનો અભિપ્રાય**

"રાજાએ રાગ દ્વેષનો ત્યાગ કરીને ધર્માચરણ કરવું. ક્રૌર્યનું અવલંબન કરતાં દ્રવ્યસંપાદન કરવું, ઔદ્ધત્યનો સ્વીકાર ન કરીને વિષયસુખનો ઉપભોગ કરવો, દૈન્ય ન દર્શાવતાં પ્રિય ભાષણ કરવું, શૌર્ય રાખવું પણ આત્મશ્લાઘા ન કરવી, દાનશૂરાત્વ હોવું જોઇએ પણ અપાત્રમાં દ્રવ્યનો વ્યય ન કરવો, પ્રગલ્ભપણું રાખવું પણ નિષ્ઠુરતા નહિ, નીચ લોકોના સંપર્કમાં આવવું નહિ, બાંધવો સાથે વેર કરવું નહિ, જેની આપણા તરફ પૂજ્ય બુદ્ધિ ન હોય તેવા જાસુસને રાખવો નહિ, બીજાને કલેશ ન થાય એ રીતે કાર્ય કરવું, અસજ્જનોને પોતાનો ઉદ્દેશ જણાવવો નહિ, પોતાના ગુણોનો કદાપિ ઉચ્ચાર કરવો નહિ, સત્પુરુષો પાસેથી કશું પણ લેવું નહિ, બધી બાજુનો વિચાર કર્યા શિવાય દંડ કરવો નહિ, અસંગોની જોડે સંગ કરવો નહિ, પોતાના ગુપ્ત મંત્રો પ્રસિદ્ધ કરવા નહિ, લુબ્ધ મનુષ્યોને દાન આપવું નહિ, અપકાર કરનાર ઉપર વિશ્વાસ રાખવો નહિ, અને ઇર્ષ્યા કર્યા વગર સ્ત્રીઓનું સંરક્ષણ કરવુ. રાજાએ શુચિ રહેવું, ઘૃણા ઉત્પન્ન થાય એવું વર્તન કરવું નહિ, સ્ત્રીસેવન અતિશય કરવું નહિ, ગર્વથી તણાઇ ન જઇને સન્માનનીયોનુ માન રાખવું, નિષ્કપટ પણે ગુરુજનોની સેવા કરવી, દાંભિકપણાનું અવલંબન

ન કરતાં દેવોનું પૂજન કરવું, સંપત્તિની ઇચ્છા કરવી પણ તે લુબ્ધ, નિંદ્ય ન હોવું જોઇએ, સંપત્તિનો ઉપભોગ કરવો પણ તેના ઉપર પ્રેમ ન રાખવો, દક્ષ હોવું પણ કાલજ્ઞાનશૂન્ય ન હોવું, આશ્વાસન આપવું નહિ, અનુગ્રહ કરતી વખતે કોઇની નિંદા કરવી નહિ, શત્રુ અને તેના અપરાધ જાણ્યા વગર શસ્ત્રપ્રહાર ન કરવો, શત્રુનો વધ કર્યા પછી તેના સંબંધી શોક કરવો નહિ, કારણ વગર કોપાવિષ્ટ થવું નહિ, અને અપકાર કરનાર પ્રત્યે દયા દર્શાવવી નહિ. ”

**રાજાની દિનચર્યા: કૌટિલ્યનો અભિપ્રાય**

દરરોજ પ્રાતઃકાલે ઉઠી શુચિ થઇને રાજાએ દરબારમાં જઇ પ્રજાજનોની મુલાકાત લેવી અને તેમની ફરીયાદ સાંભળી યોગ્ય નિકાલ આપવો એવો તે સમયે નિયમ હતો. રાજાએ હમેશાં ઉદ્યોગી રહેવું, તેણે પોતાનો દિનક્રમ ઠરાવીને તે પ્રમાણે વર્તન રાખવું જોઇએ. આ પદ્ધતિનો શાસ્ત્રકારોએ તે સમયે પ્રચાર કર્યો હતો. ચાણક્યે પોતાના ગ્રંથમાં રાજાની દિનચર્યા કેવી હોવી જોઇએ આ વિષયમાં સુંદર નિયમો રજુ કર્યા છે. તે નીચે પ્રમાણે છેઃ—

“ દિવસ અને રાત્રી એના આઠ આઠ ભાગ કરવા. દિવસના પહેલા ભાગમાં રાજ્યના બંદોબસ્તનો હેવાલ અને જમા ખર્ચ રાજાએ સાંભળવા. બીજા ભાગમાં પૌરજાનપદોની તકરારો સાંભળવી. ત્રીજા ભાગમાં સ્નાન અને ભોજન કરવું અને ગ્રંથનું પઠન કરવું. ચોથા ભાગમાં મહેસુલનો સ્વીકાર કરીને જુદા જુદા ખાતાના વરિષ્ઠ અધિકારીઓને મળવું. પાંચમાં ભાગમાં પત્રવ્યવહારનું કામ કરવું, મંત્રી પરિષદ વિ. સાથે વિચારવિનિમય કરવો અને

એકાંતમાં ગુપ્ત જાસુસોની બાતમીઓ સાંભળવી. છઠ્ઠા ભાગમાં સ્વચ્છંદ વિહાર કરવો. સાતમામાં હાથી, ઘોડા, રથ અને યોદ્ધાઓને તપાસવા, અને આઠમા ભાગમાં સેનાપતિ સાથે યુદ્ધ ચર્ચા કરવી. સંધ્યાકાળ થતા બરાબર સંધ્યાવંદન કરવું. રાત્રિના પહેલા ભાગમાં ગુપ્ત જાસુસોને મળવું. બીજા ભાગમાં સ્નાન ભોજન અને ગ્રંથપરિશીલન કરવું. ત્રીજા ભાગમાં અંતઃપુરમાં પ્રવેશ કરીને ત્યાં ગાયનવાદનનો આનંદ પ્રાપ્ત કરવો. ચોથા અને પાંચમાં ભાગમાં નિદ્રાધીન થવું. છઠ્ઠા ભાગમાં ગીત વાદ્યના મંજુલ ધ્વનિથી અને મધુર આલાપથી જાગૃત થઇને શાસ્ત્ર અને ઇતિકર્તવ્યતાનું ચિંતન કરવું. સાતમા ભાગમાં મસલત કરવી અને જાસુસોને મોકલવા, અને આઠમા ભાગમાં ઋત્વિક, આચાર્ય અને પુરોહિત પાસેથી સ્વસ્તિવાચન કરાવવું." [૭]

આ કાર્યક્રમ પ્રમાણે જ પૂર્વના રાજાની દિનચર્યા હતી એમ કોઈ પણ ખાત્રીથી કહી શકે નહિ. પરંતુ એટલું તો નિશ્ચિત કે દરેક જણ પોતાની દિનચર્યા નક્કી કરી રાખતો. હર્ષવર્ધનનો દિનક્રમ હુએન્ત્સગે પોતાના પ્રવાસવર્ણનમાં વર્ણવ્યો છે. તે આ વિધાનને પુષ્ટિદાયક છે. દણ્ડી પોતાના દશકુમારચરિતમાં આવો જ કાર્યક્રમ આપે છે. એકાદ પ્રસંગે અનપેક્ષિત રીતે મહત્ત્વનું કામ ઉદ્‌ભવવાથી ઇતર કામો બાજુએ રાખીને અને પ્રસંગોપાત્ત નિશ્ચિત દિનક્રમ બાજુએ કરીને રાજાને તે મહત્ત્વના કામ તરફ લક્ષ આપવુ પડતુ. ચાણક્ય કહે છે કે—

" સર્વ જરૂરનાં કાર્યો એકદમ જોવા. એમાં વિલંબ કરવો નહિ. કાર્યો લબાવવાથી તે કાર્યો પછીથી દુર્ઘટ અથવા અસાધ્ય થઇ જાય છે. " (કૌ. અર્થશાસ્ત્ર ૧૧૯)

૭ કૌ અર્થશાસ્ત્ર ૧.૧૯

**આદર્શ પ્રમાણે થયેલા ભારતવર્ષના રાજાઓ**

ઉત્તમ રાજાની આ કસોટી થઈ. આનંદની અને અભિમાનની વાત એ છે કે ભારતવર્ષમાં ઘણુંખરું પ્રાચીન રાજાઓ આ કસોટીમા પાર ઉતર્યા હતા આદર્શ નૃપતિ તરિકે રામ અને યુધિષ્ઠિરનો દાખલો જગતના અંત સુધી ટકનાર હોવાથી પોતાની કીર્તિ-પરિમલથી આ મહાન નૃપતિઓએ સર્વ ભરતખંડને મોહિત કર્યો છે આ બે રાજા સિવાય હિંદુસ્થાનમા પૂર્વે અનેક સદ્‌ગુણી રાજાઓ થઇ ગયા છે અને તેમના યશોગાન જુદા જુદા કવિઓએ પોતાના કાવ્યમા કરેલા છે. કવિકુલગુરુ કાલિદાસે પોતાના રઘુવંશ નામના મહાકાવ્યમા પહેલા સર્ગમા દિલીપ રાજાનુ વર્ણન કરેલુ છે. તે વાચીને પ્રત્યેકના મનમા આદરની ભાવના ઉત્પન્ન થયા વિના નહિ રહે આ વર્ણનનો નીચે આપેલો શ્લોક આપણું લક્ષ ખેંચે એવો છે —

प्रजाना विनयाधानाद्रक्षणाद्भरणादपि ।
स पिता पितरस्तासा केवलं जन्महेतवः ॥

रघुवंश. १ २४

સમ્રાટ્ અશોકને પણ તેની પ્રજા પિતા પ્રમાણે માનતી હતી એમ તેના શિલાલેખો પરથી જણાય છે. પ્રજાનુરંજનના કાર્યમા તે સદા તત્પર હતો અને તેથી તે ખાવુ પીવુ અને એશઆરામનો ત્યાગ કરતો હતો હર્ષવર્ધનની પણ તેવીજ ખ્યાતિ છે પોતાના સામ્રાજ્યની પ્રત્યેક નાની મોટી બાબત તે જોતો હતો અને પોતાની પ્રજા પોતાની ફરીઆદો રાજા આગળ રજુ કરી શકે એ હેતુથી

તે હમ્મેશાં રાજ્યમાં તપાસ કરાવતો હતો. આ કારણથી 'राजन्वतीमाहुरनेन भूमिम्' (रघु. ६ २२) એ કાલિદાસનું વચન તેની બાબતમાં ખરૂં હતું.

અપવાદરૂપ એવા, પ્રજાને છેતરનારા રાજાઓ પણ તે વખતે ઘણા હતા. તારાપીડ, શંકરવર્મા દુષ્ટ રાજાઓ હર્ષ ઇત્યાદિ રાજતરંગિણીમાં ઉલ્લેખાયલા રાજાઓ આનાં ઉદાહરણ છે. આ અને આવા જ બીજા રાજાઓની પરદ્રવ્ય ઉપર અને પરનારી ઉપર સદા દૃષ્ટિ હતી, અને તે હસ્તગત કરવા માટે ફાવે તે નિન્દ્ય માર્ગનો તેઓ સ્વીકાર કરતા હતા. નીતિની તેમને પરવા ન હતી; ધર્મની બીતિ ન હતી, અને લાજ કેવી હોય તેની ખબર ન હતી એશઆરામ સિવાય તેમને બીજું કાંઇ સુઝતું નહિ, અને બીજો તેમની કર્તવ્યબુદ્ધિ જાગૃત કરવાનો પ્રયત્ન કરે તો, તે તેમને ફાવતું ન હતું. સદાચાર તેમને અરુચિકર હોવાથી અને તેમનું મિત્રમંડળ પણ વ્યસનાસક્ત હોવાથી તેમના હાથે ભૂલેચુકેય સત્કૃત્ય થતાં નહિ. તેમની પ્રજા તેમના ત્રાસથી કંટાળી કોઇ કોઇ વાર દેશત્યાગ કરતી અને તેમનાં પાપોની પરમાવધિ થયે રાજ્યક્રાંતિ થઇ જતી.

રાજધર્મ પ્રમાણે જ રાજ્ય કરવું ઘણું દુઃખદાયક છે એમ, હાલમાં છે તે પ્રમાણે તે સમયે પણ, રાજાનો કઠિન મનાતુ અને તેથીજ મુદ્રારાક્ષસ નાટકમાં આદર્શ ચન્દ્રગુપ્ત નીચે પ્રમાણે કહે છે.—

" રાજા જો બીજાઓનો – પ્રજાનો – સ્વાર્થ સિદ્ધ કરવામાં તત્પર રહે તો તેણે પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો પડે છે; અને

જે રાજા પોતાના સ્વાર્થનો ત્યાગ કરે છે તે ખરેખરા અર્થમાં પૃથ્વીનો પતિ નથી. જો રાજા બીજાઓના સ્વાર્થને પોતાના સ્વાર્થ કરતાં વધારે મહત્ત્વનો માને તો, અરે!, તે પરતંત્ર – નોકર – થઇ જાય છે; અને મનુષ્ય જ્યારે પરાધીન થાય છે ત્યારે તે પ્રીતિનો રસ શી રીતે ભોગવી શકે ? "

( મુદ્રારાક્ષસ, ૩. ૪ )

આગળ રાજલક્ષ્મીની બાબતમાં ચન્દ્રગુપ્ત કહે છે કેઃ—

" જીતેન્દ્રિય રાજાઓને પણ રાજલક્ષ્મીને પ્રસન્ન કરવાનું કામ કઠિન છે; કારણ કે

ઉગ્રસ્વભાવવાળા મનુષ્યથી તે કંટાળે છે; નરમ માણસની પાસે અપમાનના ભયથી તે રહેતી નથી; મૂર્ખોનો તે દ્વેષ કરે છે, અને અત્યન્ત વિદ્વાનોની સાથે પણ તે સ્નેહ બાંધતી નથી; શૂર પુરુષોથી તે અધિક ભય પામે છે, અને જે હમ્મેના બીકણ છે તેમનો તે ઉપહાસ કરે છે. અહો ! પોતાના નાયક ઉપર પ્રભુત્વ ભોગવનાર વેશ્યાની માફક રાજલક્ષ્મીને પ્રસન્ન કરવાનુ કામ અતિ કઠિન છે. "

( મુદ્રારાક્ષસ, ૩ ૫ )

**રાજાનું જીવન**

આ પ્રકારના જ કંઇ ત્રાસના અને નિરાશાના ઉદ્દગાર શેકસપીઅરે " પાંચમો હેન્રી " નામના પોતાના નાટકમાં નાયકના મુખમાં મૂક્યા છે. " Uneasy lies the head that wears a crown " ( રાજાને માથે સંતાપ ) આ અંગ્રેજી કહેવત એ જ બતાવે છે. રાજ્યધુરાના ભારને લીધે રાજાને સ્વસ્થતા કેવી હોય તેની ખબર ન હતી. રાજ્યસુરક્ષિતતાની કાળજી સાથે

તેને સ્વપ્રાણોની પણ ચિંતા કરવી પડતી. રાજાને હંમેશાં શત્રુઓ ઘણા, અને તે કયારે દગો કરશે તેનો નિયમ નહિ, તેથી રાજપ્રાસાદમાં હંમેશાં કડક બંદોબસ્ત રાખવામાં આવતો. રાજપ્રાસાદના ભાગમાં દિવસે દ્વારરક્ષકો અજાણ્યા માણસને આવવા દેતા નહિ, પણ રાત્રે ઓળખીતા માણસને પણ અભિજ્ઞાનનો શબ્દ અને મુદ્રા અથવા નિશાની આપ્યા સિવાય દ્વારની અંદર આવવા દેતા નહિ. રાજાના જીવનની સુરક્ષિતતાની દૃષ્ટિએ આવો કડક બંદોબસ્ત રાખવો અગત્યનો છે. પણ આવા કડક બંદોબસ્તથી પણ કેટલાક રાજાઓનું સમાધાન નહોતું થતું. તેમને આ બંદોબસ્ત અપૂર્ણ લાગતો અને તે સ્વપ્રાણના રક્ષણ માટે જાતે જ કંઇ ને કંઇ જુદા જુદા ઉપાયો કરતા. દિવસનો બંદોબસ્ત સાધારણ સર્વત્રજ ઉત્તમ રહેતો. રાત્રીની જ ભીતિ હતી, અને તેના નિવારણાર્થે બીકણ રાજાઓ દરરોજ નિદ્રાસ્થાનો બદલતા. આજે આરસમહેલમાં તો કાલે હસ્તિમહેલમાં, તો પરમ દિવસે ગણપતિમહેલમાં; આ પ્રમાણે દરરોજ સ્થાનાંતર કરીને રાજાઓ રાત્રીના આઠ પ્રહર જેમ તેમ કાઢતા હતા.

**રાજાના પ્રકારો**

બધા રાજાઓના દરજ્જા સરખા ન હતા. રાજ્યવિસ્તાર અને શારીરિક બળના ઉપર તેનું અવલંબન હતું. શુક્રનીતિમા રાજાના જૂદા જૂદા દરજ્જાઓ કરેલા છે અને તે પ્રમાણે તેમને જૂદાં જૂદાં નામો પણ આપવામાં આવ્યાં છે. જેમનું ઉત્પન્ન એકથી ત્રણ લાખ કર્ષની ("નાણું") અંદર હોય તે સામંત, ત્રણ લાખથી વધારે પણ ૧૦ લાખથી ઓછું હોય તેને માંડલિક, ૨૦ લાખ હોય તેને રાજા, ૫૦ લાખ પર્યંત હોય તેને મહારાજા, કોટિ સુધી હોય તેને સ્વરાટ્ અને ૫૦ કોટિ ઉત્પન્ન હોય તેને

સમ્રાટ્, અને સર્વ પૃથ્વી ઉપર રાજ્ય કરનારને સાર્વભૌમ કહેવાનો તે સમયે રીવાજ હતો

**રાજપુત્રોની જવાબદારી**

રાજા પ્રમાણેજ તેના પુત્રો પર મોટી જવાબદારી હતી અને તે સારી રીતે પાડી શકે તેટલા માટે તેમને સારી વિદ્યાઓ શીખવાડવામા આવતી રાજાનુ પ્રધાન કર્મ એટલે પ્રજાપાનન અને દુરિતનિવારણુ આ બે તેને ઉત્કૃષ્ટ રીતે કરતા આવડે એટલા માટે તેને નાનપણમા રાજનીતિશાસ્ત્ર શીખવાડવામા આવતુ. આ શાસ્ત્રના અભ્યાસથી તેની બુદ્ધિ તીન થઈને તે વ્યવહારકુશળ અને રાજ્યકારભારધુરધર થતો ઇતર રાજકુમાર કરતા યુવરાજને આ શાસ્ત્રનુ વિશેષ કાળજીથી અધ્યયન કરવુ પડતુ હતુ, અને ઉત્તમ મત્રિની અગર પડિતોની દેખરેખ નીચે તેને શિક્ષણુ મળતુ

**યુવરાજનું શિક્ષણુ**

ચદ્રાપીડના શિક્ષણુનુ વર્ણન બાણભટ્ટે કાદબરીમા કર્યું છે તે ઉપરથી યુવરાજના શિક્ષણુ સબધે પૂર્વે કેટલી કાળજી લેવાતી હતી એ સ્પષ્ટ જણાઇ આવે છે રાજનીતિશાસ્ત્રના અધ્યયનની સાથે રાજ્યકારભારનુ પ્રત્યક્ષ શિક્ષણુ પણુ તેને આપવામા આવતુ અને રાજ્યમા તેને કામો જોતા આવડે માટે કોઈક ખાતાનો કારભાર પણુ તેને સોપવામા આવતો પ્રધાન, મત્રી, સેનાપતિ, પ્રાન્તની સુબેદારી વિ જેવી મોટી જગા ઉપર પણુ તેની નિમણુક થતી યુવરાજ છતા અશોક બે વાર સુબેદાર હતો સમુદ્રગુપ્તે પોતાના વડિલના અસ્તિત્વમા જ સમશેર બહાદુરની પદવી પ્રાપ્ત કરી હતી પ્રભાકરવર્ધને રાજ્યવર્ધનને તે યુવરાજ છતા જ

સેનાધ્યક્ષ નીમીને હૂણોનો પરાજય કરવા પાઠવ્યો હતો. આવી જવાબદારીનાં કામો કરીને યુવરાજે પોતાની યોગ્યતા સિદ્ધ કરી બતાવે એટલે રાજાઓ તેમને ઉપરાજા તરીકે સંબોધતા અને રાજ્યસૂત્રો તેને અર્પણ કરીને સર્વસાધારણ દેખરેખથી કામ જાતે જોતા. ગાદીનો કંટાળો આવે, અથવા ઉમ્મર થાય એટલે રાજાઓ યુવરાજને રાજસિંહાસન ઉપર બેસાડીને પોતે વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરતા. ધર્મરાજાએ પરીક્ષિતને આવી સ્થિતિમા જ ગાદી અર્પણ કરી હતી એમ મહાભારત ઉપરથી જણાય છે.



# પ્રકરણ બીજું

## રાજ્યાભિષેક વિધિ

### ( પ્રયોગના પરિશિષ્ટ સાથે )

**વૈદિકકાલનો રાજ્યાભિષેક**

ગયા પ્રકરણમાં આપણે જોયુ કે વૈદિકકાળમા સમિતિના સભ્યો રાજાને એકમતે પસદ કરીને ગાદી ઉપર બેસાડતા હતા. ( ઋગ્વેદ ૧૦ ૧૭૮. અથર્વવેદ ૬-૮૭-૮૮ ), લોકો પાસેથી કર લેવાની અને સર્વનુ રક્ષણ કરવાની સત્તા રાજાને આપવામા આવતી હતી, અને આ સર્વોપરિ સત્તાના સૂચન તરીકે રાજાને ઉચ્ચ આસન ઉપર બેસાડવામા આવતા હતા રાજા પણ લોકોની અભિલાષાઓ સ્વીકારતા હતા, અને પ્રજાની સાથે એકમત થઇને જ રાજ્ય કરતા હતા. કાઢી મૂકેના રાજાને પણ લોકો ફરીથી પસદ કરતા હતા ( અથર્વવેદ ૩-૪-૨,૩-૩-૫ ) રાજાને ગાદી ઉપર બેસાડતી વખતે જે લોકો મહત્ત્વનો ભાગ લેતા હતા તેમને ' રાજકર્તૃ ' અથવા ' રાજકૃત ' કહેવામા આવતા હતા. શતપથ બ્રાહ્મણ ( ૩-૪-૧-૭ ) પ્રમાણે સૂત અને ગ્રામણીને રાજકર્તૃ કહેવામા આવતા હતા; ઐતરેય બ્રાહ્મણના ( ૮-૧૭-૫ ) ટીકાકારના મતે રાજાના પિતા, ભાઇ વગેરે સબધીઓ રાજકર્તૃ કહેવામા આવતા હતા, જ્યારે બીજા બ્રાહ્મણ ગ્રન્થોમા અમાત્ય, સેનાપતિ જેવા મુખ્ય અધિકારીઓને રાજકૃતો કહેવામા આવ્યા છે. ગાદી ઉપર બેસા ૫ઠો રાજાને તે વખતે એકઠા થએલા પુરુષો અને રાજકૃતો પનાશવૃક્ષનુ બનેલુ ' મણિ '

નામનું હાથે પહેરવાનું આભૂષણ આપતા હતા. રાજકૃતો એક પ્રકારે જનસમાજના પ્રતિનિધિઓ ગણાતા હતા. આજ રાજકૃતોને પછીના ગ્રન્થોમાં ' રત્નિન્ ' તરીકે ઓળખાવવામાં આવ્યા છે, કારણ કે તેમણે જ રાજાને રાજસત્તાના ચિહ્ન તરીકે ' રત્ન ' અથવા ' મણિ ' આપેલું છે. આ ' મણિ ' અથવા ' પર્ણ ' નો સ્વીકાર કરતી વખતે રાજા સર્વને-બુદ્ધિમાન્ રથકારોને, કર્મકારોને, સમીપસ્થ લોકોને, ' પર્ણ ' અથવા ' મણિ 'ને, રાજાઓને, રાજકૃતોને, સૂતોને અને ગ્રામણીઓને-પોતાને મદદ કરવા પ્રાર્થના કરતા હતા. (અથર્વવેદ ૩.૫.૬-૭). જનસમાજના સર્વ વર્ગની સંમતિથી રાજા સર્વોપરિ સત્તા સ્વીકારતા અને જીવનપર્યન્ત તે સ્થાન ભોગવતા ( અથર્વવેદ ૩.૪.૭ ). રાજાને જ્યારે પસંદ કરેવામાં આવતા ત્યારે તે જે ગાદી ઉપર બેસતા તે ગાદી ઉપર સિંહ અથવા વાઘ અથવા ચિત્તાનું ચર્મ પાથરવામાં આવતું હતું. આ ચર્મ પાથરવાથી સર્વોત્તમ સત્તા અને શક્તિનું સૂચન થતું હતું ( અથર્વવેદ ૪.૮.૪ ). ગાદી ઉપર બેઠા પછી રાજાનો જલથી અભિષેક કરવામાં આવતો હતો. ( અથર્વવેદ ૪.૮.૫-૬ ). રાજા જનસમાજનું ઐહિક કલ્યાણ કરવા બંધાયેલા હતા ( અથર્વવેદ ૩.૪.૪ ); અને અથર્વવેદમાં એક સ્થળે ( ૨૦.૧૨૭.૭-૧૦ ) પ્રજાની ઐહિક સુખસંપત્તિનું વર્ણન પણ કરવામાં આવેલું છે.

**[illegible]કના પ્રકારો**

આ પ્રમાણે વૈદિક કાલમાં રાજ્યાભિષેકનો વિધિ બહુ સરલ અને સંક્ષિપ્ત હતો. પણ બ્રાહ્મણ કાલમાં આ વિધિ બહુ સવિસ્તર બનેલો છે. ' અભિષેક ' શબ્દ ઋગ્વેદ અને સામવેદમાં વપરાએલો જોવામાં આવતો નથી, પણ અથર્વવેદમાં અનેકવાર તેનો

પ્રયોગ થએલો છે. ' અભિષેચનીય ' શબ્દનો પ્રયોગ શુક્લ યજુર્વેદ, કૃષ્ણ યજુર્વેદની ત્રણ સંહિતાઓ, બ્રાહ્મણગ્રન્થો અને શ્રૌત સૂત્રોમાં થએલો છે. અભિષેકનું સવિસ્તર વર્ણન ઐતરેય બ્રાહ્મણની આઠમી પંચિકામાં કરવામાં આવેલું છે. અભિષેકના પ્રકારો અનેક છે. ઐતરેય બ્રાહ્મણ ( ૮-૫ ) પ્રમાણે જ્યોતિષ્ટોમ યજ્ઞને અંતે એક ' પુનરભિષેક ' નામનો વિધિ કરવામાં આવતો હતો; દેવોએ ઇન્દ્રને પોતાના રાજા તરીકે સ્વીકારીને તેમનો અભિષેક કરેલો હતો, અને તે પ્રસંગે જે વિધિ કરવામાં આવેલો હતો તેને 'ઐન્દ્ર મહાભિષેક' કહેવામાં આવતો હતો. ક્ષત્રિય રાજાને માટે જે અભિષેકવિધિ સ્વીકારવામાં આવેલો છે તે આ ઐન્દ્ર મહાભિષેકનેજ અનુસરતો છે. રાજસૂય યજ્ઞમાં જે અંગભૂત કર્મો છે તેમાં બીજું કર્મ 'અભિષેચનીય' કહેવાય છે, અને તે રાજસૂયના આરંભકાલથી તેરમા માસમાં કરવામાં આવે છે. વાજપેય અને સર્વમેધ જેવા યજ્ઞોમાં પણ એક પ્રકારનો અભિષેકવિધિ જોવામાં આવે છે. બ્રાહ્મણ કાલમાં સામાન્ય રીતે અભિષેકવિધિ મોટા રાજાઓ માટે કરવામાં આવતો હતો; જો કે નાના રાજાઓએ અભિષેકવિધિ ન જ કરવો એવા પ્રકારનો સ્પષ્ટ નિષેધ જોવામાં આવતો નથી. અથર્વવેદમાં (૪-૮) તો રાજ્યાભિષેકનું એક સૂક્ત પણ છે. અથર્વવેદના કૌશિકસૂત્રમાં અભિષેકના બે પ્રકાર આપેલા છે. એક પ્રકાર નાના રાજા (એકરાજ) માટે, અને બીજો પ્રકાર ઉચ્ચ કોટિના રાજા (વર્ષીયસ્) માટે. રામાયણ જેવા ઇતિહાસગ્રન્થમાં આપણે જોઇએ છીએ કે પિતા પોતાના પુત્રનો ' યુવરાજ ' તરીકે અભિષેક કરતા હતા. બાણ કવિના હર્ષચરિત ઉપરથી સ્પષ્ટ જણાય છે કે રાજ્યના અમાત્યોનો પણ અભિષેક કરવામાં આવતો હતો. (મૂર્ધાભિષિક્ત અમાત્ય ઇત્યાદિ). પુરોહિતનો પણ અભિષેક કરવામાં આવતો હતો, અને તે વિધિ ' બૃહસ્પતિસવ ' તરીકે ઓળખાતો

હતો. સેનાપતિઓનો પણ અભિષેક થતો હતો. દેવોની મૂર્તિઓની જ્યારે પ્રતિષ્ઠા કરવામાં આવતી હતી ત્યારે તે મૂર્તિઓનો અભિષેક કરવામાં આવતો હતો, અને જ્યેષ્ઠ શુક્લ પૂર્ણિમા–સ્નાનયાત્રા ને દિવસે અને બીજા મહોત્સવોના દિવસે પણ મૂર્તિઓનો અભિષેક થતો હતો, અને દરરોજ પણ એક પ્રકારનો અભિષેક કરવામાં આવતો હતો. આચાર્ય પોતાના પીઠ ઉપર જ્યારે બેસતા હતા ત્યારે તેમનો અભિષેક થતો હતો. કોઇ પણ સમ્પ્રદાયની દીક્ષા લેતી વખતે પણ દીક્ષા લેનાર વ્યક્તિનો અભિષેક કરવામાં આવતો હતો. વન્ધ્યા સ્ત્રીઓનો પણ અમુક પ્રસંગે અભિષેક થતો હતો. અને જ્યારે લોકો તીર્થયાત્રાએ જતા હતા ત્યારે ગંગા જેવી પવિત્ર નદીઓમાં સ્નાન કરીને એક પ્રકારના અભિષેકનો લાભ લેતા હતા. નેપાળના બૌદ્ધોમાં પણ આજે અભિષેકનો વિધિ જોવામાં આવે છે. બૌદ્ધલોકો દશમી ભૂમિકા અને સમ્યગવસ્થા માટે ' અભિષેકભૂમિ ' એ શબ્દનો પ્રયોગ કરે છે. ( મહાવસ્તુ ૧-૧૨૪-૨૦ ). આ પ્રકારે પ્રાચીનકાલથી તે વર્તમાનકાલ સુધી અભિષેકના અનેક પ્રકારો પ્રચરિત થએલા જોવામાં આવે છે.

## બ્રાહ્મણકાલઃ ઐતરેય બ્રાહ્મણ

પ્રથમ ઐતરેય બ્રાહ્મણને અનુસરીને પુનરભિષેકનો આપણે વિચાર કરીએ, કારણ કે આ બ્રાહ્મણ બીજાં બ્રાહ્મણો કરતાં પ્રાચીન છે, અને બીજા અભિષેકો પુનરભિષેકવિધિને થોડે ઘણે અંશે અનુસરતા છે. ' પુનરભિષેક ' એ નામ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે એક વખત જેમનો અભિષેક થઇ ગએલો છે તેમને માટે આ

પુનરભિષેક

બીજો, યજ્ઞને અન્તે, અભિષેક કરવામાં આવે છે, અને તેથી જ આ વિધિને 'પુનરભિષેક' કહેવામાં આવે છે. સાયણાચાર્ય ( ઐતરેય બ્રાહ્મણ ૮.૫ ) કહે છે કે **राज्ञः पूर्वमभिषिक्तत्वादयं पुनरभिषेको भवति । इतरस्यापि क्षत्रियस्य माहेन्द्रग्रहाय प्रस्तुते साम्नि अभिषेकस्य आश्चर्यत्वस्य विद्यमानत्वादयं पुनरभिषेको भवति ।** જે ક્ષત્રિય જ્યોતિષ્ટોમ યજ્ઞની દીક્ષા લે છે તેનું ક્ષત્ર – સર્વ પ્રાણીઓનું ક્ષતથી રક્ષણ – પ્રવર્તે છે, અને તેથી તે ક્ષત્રિય કહેવાય છે. જ્યોતિષ્ટોમ યજ્ઞ પૂર્ણ થયા પછી ઋત્વિજો ક્ષત્રિય રાજાનો અભિષેક કરે છે. આ અભિષેકનાં સાધનો નીચે પ્રમાણે તૈયાર રાખવામાં આવે છે:—

( ૧ ) ઉદુમ્બર વૃક્ષનો બનેલી આસન્દી-બેઠક–; ૨ ) તેના ચાર પાયાઓની ઊંચાઇ પ્રાદેશ ( – અંગુઠો અને પહેલી આંગળીની વચ્ચેનું વધારેમાં વધારે અંતર – ) જેટલી; ( ૩ ) આ પાયાઓ ઉપરની આડી અને ઉભી ઇસનું માપ એક અરત્નિ (=બે પ્રાદેશ); ( ૪ ) મુંજની દોરી; ( ૫ ) આ પ્રકારની બેઠક ઉપર વ્યાઘ્રચર્મનું આસ્તરણ; ( ૬ ) દધિ વગેરે રાખવાને માટે એક મોટું ઉદુમ્બર કાષ્ઠનું બનાવેલું ચમસ પાત્ર; ૭ ) એક ઉદુમ્બર વૃક્ષની નાની શાખા; ( ૮ ) ચમસ પાત્રમાં નીચેની આઠ વસ્તુઓ રાખવાની:—દધિ, મધુ, સર્પિ, તડકામાં પડતા વરસાદનું પાણી, શ્યામ તૃણ, અંકુરો, સુરા અને દુર્વા.

પહેલાં સ્ફ્ય – લાકડાનું તરવારના આકારના પાત્ર – વડે દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર એ ત્રણે દિશાઓમાં રેખાઓ કરીને વેદિનું પરિગ્રહણ કરવામાં આવે છે. તેમાં વેદિની દક્ષિણ દિશાએ જે રેખા કરવામાં આવે છે તે રેખા ઉપર ઉપર વર્ણવેલી

આસન્દીને તેનો અગ્રભાગ પૂર્વ તરફ રહે એ પ્રકારે ગોઠવવામાં આવે છે. તે આસન્દીના ઉત્તર દિશા તરફના બે પાયાઓ વેદિ ઉપર, અને દક્ષિણ દિશા તરફના બે પાયાઓ વેદિની બહાર રાખવાના હોય છે. આ ભૂમિ શ્રી – સંપત્તિ – રૂપ જ છે. આ ભૂમિનો જે ભાગ વેદિની અંદર રહેલો છે તે પરિમિત – અલ્પ – છે; જયારે વેદિની બહાર રહેલો જે ભાગ છે, તે બહુલ, અપરિમિત, છે. આ પ્રમાણે આસન્દીના બે પાયાઓ વેદિની અંદર, અને બે પાયાઓ વેદિની બહાર રહેલા છે, અને તે એમ સૂચવે છે કે વેદિની અંદર અને વેદિની બહાર જે કામના સિદ્ધ થાય છે તે કામનાઓ આ બધી આસન્દી ઉપર બેસનાર રાજા સિદ્ધ કરશે.

આ પ્રમાણે ગોઠવેલી આસન્દી ઉપર વ્યાઘ્રચર્મ પાથરવામાં આવે છે. ઉપર વાળ દેખાય અને વ્યાઘ્રની ગ્રીવા પૂર્વ દિશામાં રહે એ પ્રમાણે વ્યાઘ્રચર્મ પાથરવાનું હોય છે. વ્યાઘ્ર એ અરણ્યમાં પશુઓનું ક્ષત્ર છે, પશુઓમાં ક્ષત્રિયની માફક શૂર છે. જ્યોતિષ્ટોમ યજ્ઞ કરનાર યજમાન પણ ક્ષત્રિય જાતિની માફક શૂર છે. તેથી આસન્દી ઉપર વ્યાઘ્રચર્મ પાથરીને વ્યાઘ્રચર્મરૂપી ક્ષત્રથી યજમાનરૂપ ક્ષત્રને સમૃદ્ધ કરવામાં આવે છે. આસન્દીની પશ્ચિમ દિશામાં યજમાન પૂર્વાભિમુખ થઇને બેસે છે. પછીથી તે પોતાના જમણા ઘુંટણને વાળી ડાબા ઘુંટણને ઉભો રાખીને બન્ને હાથથી આસન્દીનો સ્પર્શ કરીને નીચેના મંત્ર વડે તેનું અભિમંત્રણ કરે છે :—

अग्निष्ट्वा गायत्र्या सयुक्छन्दसा आरोहतु, सविता उष्णिहा, सोमोऽनुष्टुभा, बृहस्पतिर्बृहत्या, मित्रावरुणौ पङ्क्त्या,

इन्द्रस्त्रिष्टुभा, विश्वे देवा जगत्या; तानहमनु राज्याय साम्राज्याय भौज्याय स्वाराज्याय वैराज्याय पारमेष्ठ्याय राज्याय माहाराज्याय आधिपत्याय स्वावश्याय आतिष्ठाय आरोहामि ।

( અર્થ :– હે આસન્દિ ! અગ્નિ ગાયત્રી છન્દ સાથે તારા ઉપર બેસે; સવિતા ઉષ્ણિહ્ છન્દ સાથે, સોમ અનુષ્ટુભ્ છન્દ સાથે, બૃહસ્પતિ બૃહતી છન્દ સાથે, મિત્ર અને વરુણ પંક્તિ છન્દ સાથે, ઇન્દ્ર ત્રિષ્ટુભ્ છન્દ સાથે, વિશ્વે દેવો જગતી છન્દ સાથે તારા ઉપર બેસે. તેમની પછી રાજ્ય, સામ્રાજ્ય, ભોજ્ય, સ્વરાજ્ય, વૈરાજ્ય, પારમેષ્ઠ્ય, રાજ્ય, માહારાજ્ય, આધિપત્ય, સ્વાવશ્ય અને ચિરકાલ સ્થિતિને માટે હું તારા ઉપર બેસું છું. )

આ મન્ત્ર બોલીને ક્ષત્રિય યજમાન આસન્દી ઉપર બેસે છે. પ્રથમ જમણા ઘુંટણથી આસન્દી ઉપર ચઢે છે, અને પછીથી ડાબા ઘુંટણથી ચઢે છે. સર્વ લોકો આ આરોહણને આદરથી સ્વીકાર કરે છે. જે મંત્ર બોલીને યજમાન આસન્દી ઉપર બેસે છે તે મંત્રનું તાત્પર્ય આ પ્રમાણે છે. અગ્નિ વગેરે દેવો ગાયત્રી વગેરે છન્દો સાથે આ ઐશ્વર્યરૂપ આસન્દી ઉપર બેઠા; ( અને આજે પણ તે દેવો તે આસન્દી ઉપર વિરાજેલા છે એવી ભાવના ઐતરેય બ્રાહ્મણમાં વ્યક્ત કરવામાં આવેલી છે. ) દેવ અને છન્દસ્ એ બે પરસ્પર જોડાએલા છે એવી માન્યતા ઋગ્વેદમાં ( ૧૦-૧૩૦-૪ ) જોવામાં આવે છે. જે ક્ષત્રિય આ બધા દેવોનું અનુકરણ કરીને આ આસન્દી ઉપર બેસે છે તે ક્ષત્રિયનું યોગક્ષેમ સિદ્ધ થાય છે, તેની સંપત્તિ ઉત્તરોત્તર વધે છે, અને તે સર્વ પ્રજાનો નિયામક થઈને આધિપત્ય ભોગવે છે.

આ પ્રમાણે ક્ષત્રિય આસન્દી ઉપર બેસે છે. ત્યાર પછી અભિષેક કરનાર પુરુષ તેની પાસે નીચેનો શાન્તિમન્ત્ર બોલાવે છે :—

शिवेन मा चक्षुषा पश्यत आपः,
शिवया तन्वा उपस्पृशत त्वचं मे ।
सर्वाँ अग्नीँरप्सुषदो हुवे वो,
मयि वर्चो बलमोजो निधत्त ॥

( હે જલદેવ! અનુગ્રહયુક્ત શાન્ત ચક્ષુથી મને જુવો; શાન્ત તનુથી મારી ત્વચાને સ્પર્શ કરો; તમારે માટે જલમાં રહેનારા ઔર્વ ઇત્યાદિ સર્વ અગ્નિઓનું હું આહ્વાન કરું છું તમે પણ મને કાન્તિ, શરીરબલ અને તેનું કારણભૂત ઓજસ્ આપો. ) આ શાન્તિપાઠને લીધે જલદેવ તે ક્ષત્રિયના વીર્યનો નાશ કરતા નથી

ત્યાર પછી નીચે પ્રમાણે તે ક્ષત્રિયનો અભિષેક કરવામા આવે છે :—

પુરોહિત તે ક્ષત્રિયના માથા ઉપર ઉદુમ્બર કાષ્ઠની શાખા રાખીને ચમસ પાત્રમાં રાખેલા દધિ વગેરે પદાર્થોથી અભિષેક કરે છે, અને નીચે પ્રમાણે ત્રણ ઋચાઓ, એક યજુસ્ અને વ્યાહૃતિઓ ભણે છે :—

(१) इमा आपः शिवतमा, इमाः सर्वस्य भेषजीः ।
इमा राष्ट्रस्य वर्धनीः, इमा राष्ट्रभृतोऽमृताः ॥

(२) याभिरिन्द्रमभ्यषिञ्चत्प्रजापतिः सोमं राजानं वरुणं यमं मनुम्।
ताभिरद्भिरभिषिञ्चामि त्वामहं राज्ञां त्वमधिराजो भवेह ॥

(३) महान्तं त्वा महीनां सम्राजं चर्षणीनाम् ।
देवी जनित्र्यजीजनद्भद्रा जनित्र्यजीजनत् ॥

[ (૧) આ દધ્યાદિ સહિત જલ અતિશય શાન્ત છે, આ જન રાષ્ટ્રની અભિવૃદ્ધિ કરનાર છે, અને આ જન રાષ્ટ્રને ધારણ કરનારું છે, અને અમૃત–વિનાશરહિત–છે. (૨) હે ક્ષત્રિય ! પહેલા પ્રજાપતિએ જે દધ્યાદિસહિત જલથી ઇન્દ્ર વગેરે દેવોનો અભિષેક કર્યો હતો તે જ જલથી હું તમારો અભિષેક કરું છું, અને તમે આ લોકમાં સર્વ રાજાઓથી અધિક થાવ (૩) તમારી માતારૂપ દેવીએ તમને મહાપુરુષોમાં પણ મહાન્, અને સર્વ મનુષ્યોના સમ્રાટ્ તરીકે જન્મ આપ્યો છે. તેથી તમારી માતાએ પોતે પુણ્યાત્મા થઈને તમને જન્મ આપ્યો છે. ]

(१) देवस्य त्वा सवितुः प्रसवे, अश्विनोर्बाहुभ्याम्, पूष्णो हस्ताभ्याम्, अग्नेस्तेजसा, सूर्यस्य वर्चसा, इन्द्रस्य इन्द्रियेण अभिषिञ्चामि बलाय श्रियै यशसे अन्नाद्याय ।

( હે ક્ષત્રિય ! સવિતા દેવની પ્રેરણાથી, અશ્વિનોના બાહુઓથી, પૂષનના હસ્તોથી, અગ્નિના તેજથી, સૂર્યના વર્ચસથી, અને ઇન્દ્રના સામર્થ્યથી,—અન્ન, સંપત્તિ, યશ અને અન્નસમૃદ્ધિને માટે—હું તમારો અભિષેક કરું છું.)

(૧) भूः, भुवः, અને स्वः એ ત્રણ વ્યાહૃતિઓનો પ્રયોગ, જેવી ઇચ્છા હોય તે પ્રમાણે, કરવામાં આવે છે. જો અભિષેકતા

એમ ઇચ્છે કે ' આ ક્ષત્રિય અન્ન ખાય ' તો તેમણે ભૂઃ એ વ્યાહૃતિનો પ્રયોગ કરીને અભિષેક કરવો; જો અભિષેક્તા એમ ઇચ્છે કે ' આ ક્ષત્રિય પુત્ર અને પૌત્ર સાથે અન્ન ખાય ' તો તેમણે ભૂ: અને ભુવઃ એ બે વ્યાહૃતિઓનો પ્રયોગ કરીને અભિષેક કરવો; જો અભિષેક્તા એમ ઇચ્છે કે ' આ ક્ષત્રિય પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર સાથે અન્ન ખાય ' અથવા તો ' આ ક્ષત્રિયને અપ્રતિમ બનાવું ' તો તેમણે ભૂઃ, ભુવઃ અને સ્વઃ એ ત્રણ વ્યાહૃતિઓનો પ્રયોગ કરીને અભિષેક કરવો. આ પ્રમાણે કામ્ય પ્રયોગમાં વ્યાહૃતિઓનો વિકલ્પ છે. નિત્ય પ્રયોગમાં તો બધીય વ્યાહૃતિઓ સાથે મન્ત્રનો વિનિયોગ કરવાનો હોય છે.

અભિષેક કર્યા પછી હોમ કરવામાં આવે છે. યાગ કરનાર ક્ષત્રિયમાંથી નીચેના પદાર્થો જતા રહેલા છેઃ—બ્રહ્મ અને ક્ષત્ર, ક્ષીરાદિ રસ, ઓદનાદિ અન્ન, બ્રહ્મવર્ચસ્ અથવા શ્રુતાધ્યયનસંપત્તિ, અન્નસમૃદ્ધિ, પુત્રોત્પાદન. આ સર્વ ક્ષત્રિયનું સ્વરૂપ છે, અને જો આ બધી વસ્તુઓ ક્ષત્રિયમાંથી જતી રહે તો તે ક્ષત્રિયના સ્વરૂપની હાનિ થાય છે. ક્ષત્રિય એ અન્ન અને ઔષધિઓનો આશ્રય છે. આ બધી જતી રહેલી વસ્તુઓ યજ્ઞકર્તા ક્ષત્રિયમાં લાવવાને માટે **ब्रह्म प्रपद्ये स्वाहा, क्षत्रं प्रपद्ये स्वाहा** એ પ્રમાણે બે આહુતિઓ આપીને હોમ કરવાનો હોય છે.

કર્મકાણ્ડમાં ભાવનાવાદ (Symbolism) પ્રધાન હોય છે. અભિષેકવિધિમાં જે સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે તેના વિષે અમુક ભાવના સ્વીકારવામાં આવેલી છે. આ સાધનોમાં ઉદુમ્બર કાષ્ઠની આસન્દી, ઉદુમ્બર કાષ્ઠનું ચમસપાત્ર અને ઉદુમ્બર વૃક્ષની શાખા હોય છે. ઉદુમ્બર વૃક્ષ એ શક્તિ અને અન્નનું

प्रतितिष्ठामि द्यावापृथिव्योः, प्रतितिष्ठामि प्राणापानयोः, प्रतितिष्ठामि अहोरात्रयोः, प्रतितिष्ठामि अन्नपानयो, प्रति ब्रह्मन् प्रति क्षत्रे प्रति एषु त्रिपु लोकेपु तिष्ठामि ।

( તૈ. બ્રા ૧૪૨૨, વાજ સં. ૧૯૭, ગત બ્રા ૧૨૭૩૧૪ )

( આકાશ અને પૃથ્વી મારો આધાર છે, પ્રાણ અને અપાન મારો આધાર છે, દિવસ અને રાત્રી મારો આધાર છે, અન્ન અને પાન મારો આધાર છે, બ્રહ્મ, ક્ષત્ર અને આ ત્રણ લોક મારો આધાર છે ) જે અભિષિક્ત ક્ષત્રિય આ પ્રમાણે મંત્ર બોલીને આસન્દી ઉપરથી નીચે ઉતરે છે તેને પોતાના સર્વ આત્માનો અને અન્ય સર્વ પદાર્થોનો આધાર મળે છે અને ઉત્તરોત્તર વધતી સંપત્તિ પ્રજાનુ ઐશ્વર્ય અને આધિપત્ય પ્રાપ્ત કરે છે

આસન્દી ઉપરથી નીચે ઉતરીને ભૂમિ ઉપર એક આસન બનાવીને તે ક્ષત્રિય પૂર્વાભિમુખ બેસે છે, અને **नमो ब्रह्मणे, नमो ब्रह्मणे, नमो ब्रह्मणे** એ પ્રમાણે ત્રણ વાર નમસ્કારમંત્ર બોલે છે. પછી તે **वर ददामि जित्यै अभिजित्यै विजित्यै सञ्जित्यै** એ પ્રમાણે બોલીને બ્રાહ્મણને ગાય આપે છે. બ્રાહ્મણને ત્રણ વાર નમસ્કાર કરવાથી ક્ષત્રિય જાતિ બ્રાહ્મણને વશ થાય છે, અને જે રાષ્ટ્રમા ક્ષત્રિય બ્રાહ્મણને વશ હોય છે તે રાષ્ટ્ર સમૃદ્ધ અને વીરપુરુષોવાળુ થાય છે, અને રાષ્ટ્રના ક્ષત્રિય રાજાને ત્યા વીર પુરુષો જન્મે છે.

પછીથી તે આસન ઉપરથી ઉઠીને નીચેનો મંત્ર ભણીને આહવનીય અગ્નિમા સમિધ્ હોમે છે —**समिदसि समेधिषीमह्य इन्द्रियेण वीर्येण स्वाहा** ( તું સમિધ્ છે, સામર્થ્ય અને

માટે તને તૈયાર કરવામાં આવેલો છે. ) પછીથી નીચેનો મંત્ર ભણીને પુરોહિત ક્ષત્રિય પાસે શાન્તિપાઠ કરાવે છે—

नाना हि वां देवहितं सदस्कृतं,
मा संसृक्षाथां परमे व्योमनि ।
सुरा त्वमसि शुष्मिणी सोम एष राजा,
मैनं हिंसिष्टं स्वां योनिमाविशन्तौ ॥

( તૈત્તિરીય બ્રા. ૧ ૪.૨ ૨, વાજ. સંહિતા ૧૯ ૭, શતપથ બ્રા ૧૨.૭.૩ ૧૪ ઇત્યાદિ )

( હે સુરા અને સોમ? દેવોએ તમારા બન્નેને માટે જુદાં જુદાં સ્થાનો તૈયાર કર્યાં છે, પરમ આકાશમા—ઉદરમાં—તમે બન્ને એક બીજા સાથે મળી જશો નહિ. હે સુરા! તુ બળવાન છુ; અને આ સોમ રાજા છે તમે બન્ને આ ક્ષત્રિયના ઉદરમા પોત પોતાને સ્થાને પ્રવેશ કરતી વખતે, તમારું પાન કરનાર આ ક્ષત્રિયને ઇજા કરશો નહિ. )

કાસાના પાત્રમાથી સુરાનું પાન કરીને અભિષિક્ત ક્ષત્રિયે પોતે જેને ઉદાર મિત્ર માનતો હોય તેને અવશિષ્ટ સુરા આપવી, કારણ કે એક પાત્રમા રહેલા પદાર્થનુ પાન કરવું એ મિત્રનું લક્ષણ છે આ પ્રમાણે કરવાથી તે ક્ષત્રિય એક મિત્ર મેળવીને સ્થિર—પ્રતિષ્ઠિત—થાય છે સુરાપાન કર્યાં પછી તે ક્ષત્રિય ભૂમિ ઉપર ઉદુમ્બર શાખા મૂકે છે અને તેના તરફ લક્ષ રાખીને આસન્દી ઉપરથી તે નીચે ઉતરે છે. આસન્દી ઉપરથી નીચે ઉતરવાનો પ્રકાર એવો છે કે અભિષિક્ત ક્ષત્રિય આસન્દી ઉપર બેસીને જ ભૂમિ ઉપર પોતાના બે પગ મૂકે છે અને નીચેનો મંત્ર ભણીને નીચે ઉતરે છે:—

( હે ગાયો ! અહીં મારા રાજ્યમાં તમે બહુ પ્રમાણમાં ઉત્પન્ન થાવ; હે અશ્વો ! હે પુરુષો ! તમે મારા રાષ્ટ્રમાં પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થાવ; આ રાષ્ટ્રમાં જ સહસ્ર સંખ્યામાં દક્ષિણા આપનાર, રક્ષણ કરનાર, વીર પુરુષ વસો ! ) આ આશીર્મન્ત્રનો પાઠ કરવાથી અભિષિક્ત ક્ષત્રિયને બહુ પ્રજા અને પશુ મળે છે.

આ પ્રમાણે ' પુનરભિષેક ' નો વિધિ છે. ઐન્દ્ર મહાભિષેકનું વર્ણન ઐતરેય બ્રાહ્મણમાં ( ૮-૧૨-૧૪ )

**ઐન્દ્ર મહાભિષેક** કરવામાં આવેલું છે. દેવોએ વિચાર્યું કે ઇન્દ્ર બહુ બલવાન્ અને સમર્થ છે. તેથી તેમનો આપણે અભિષેક કરીએ. આ પ્રમાણે વિચાર કરીને તેમણે નીચે પ્રમાણે ઇન્દ્રના અભિષેકની તૈયારી કરી :—

( ૧ ) ' ઋક્ ' નામની ઋગ્વેદરૂપી આસન્દી, ( ૨ ) ' બૃહત્ ' અને ' રથંતર ' રૂપી બે પૂર્વ પાયાઓ, ( ૩ ) ' વૈરૂપ ' અને ' વૈરાજ ' રૂપી બે અન્ય પૂર્વ પાયાઓ, ( ૪ ) ' શાક્વર ' અને ' રૈવત ' રૂપી માથા અને પગ આગળનો ભાગ, ( ૫ ) ' નૌધસ ' અને ' કાલેય ' રૂપી આજુબાજુનો ભાગ; ( ૬ ) ઋગ્વેદ મંત્રો રૂપી પૂર્વ પશ્ચિમ તંતુઓ, ( ૭ ) ' સામ ' રૂપી આડી દોરીઓ; ( ૮ ) ' યજુસ્ ' રુપી દોરીઓમાંના વચનાં છિદ્રો; ( ૯ ) ' યશસ્ ' રૂપી આસન્દી ઉપર પાથરવાનું વસ્ત્ર; ( ૧૦ ) 'શ્રી' રૂપી ઉસીકું.

આ આસન્દીના આ અવયવોને દેવોએ નીચે પ્રમાણે ધારણ કર્યા :— ( ૧ ) સવિતા અને બૃહસ્પતિએ પૂર્વ પાયાઓ ધારણ કર્યા, ( ૨ ) વાયુ અને પૂષા બીજા પાયાઓ ધારણ કર્યા;

વીર્યની સાથે તારો સંયોગ થાવ; સ્વાહા. ). આ પ્રમાણે સમિદાધાન કરવાથી અભિષિક્ત ક્ષત્રિય પોતાના આત્માને વીર્ય અને સામર્થ્યથી સમૃદ્ધ બનાવે છે. સમિદાધાન પછી નીચેનો મંત્ર બોલીને ઇશાન દિશામાં તે ક્ષત્રિય ત્રણ પગલાં ચાલે છે :—

क्लृप्तिरसि दिशां मयि देवेभ्यः कल्पत ।

कल्पतां मे योगक्षेमोऽभयं मेऽस्तु ॥

( હે પદોત્ક્રમણ ! તું દિશાઓને સ્વાધીન કરનાર છું; દેવોની પૂજાને માટે તું મને સામર્થ્ય આપ; મારું યોગક્ષેમ તું કર; મને અભય રહો ' ) આ પ્રમાણે પોતાનો વિજય હમ્મેશાં રહે એટલા માટે તે ક્ષત્રિય ઈશાન દિશાનું પૂજન કરે છે. આ દિશાના પૂજન પછી તે ક્ષત્રિય ઘેર જતા શત્રુઓને દૂર કરવાને માટે મંત્ર ( ઋગ્વેદ ૧૦-૧૩૧-૧ ) બોલે છે:—अप प्राच इन्द्र विश्वाँ अमित्रान् ( હે ઇન્દ્ર ! મારા બધા શત્રુઓને પૂર્વ દિશામાં કાઢી મૂક. ) આ પ્રમાણે કરવાથી તે ક્ષત્રિયના સર્વ શત્રુઓનો નાશ થાય છે, અને તેને અભય, ઉત્તરોત્તરસમૃદ્ધિ, પ્રજાનું ઐશ્વર્ય અને આધિપત્ય મળે છે. ઘેર ગયા પછી તે ક્ષત્રિય ગૃહ્ય અગ્નિની પાછળ બેસે છે. તેને, તેનો ઋત્વિજ સ્પર્શ કરીને ત્રણ મન્ત્રો (ઋગ્વેદ ૯-૧૧૦-૧-૩) 'પ્રપદ' પદ્ધતિથી ભણીને ઇન્દ્ર દેવતાને ત્રણ આજ્યાહુતિઓ આપે છે; અને તેથી વ્યાધિની પીડા, શત્રુથી હિંસા અને દ્રવ્યહાનિ થતી નથી

હોમ કર્યા પછી અભિષેક પ્રયોગને અંતે નીચેનો મંત્ર (અથર્વવેદ ૨૦-૧૨૭-૧૨ ) ભણીને તે ક્ષત્રિય પ્રાર્થના કરે છે :–

इह गावः प्रजायध्वम् , इह अश्वाः, इह पूरुषाः ।

इहो सहस्रदक्षिणो वीरस्त्राता निषीदतु ॥

( હે ગાયો ! અહીં મારા રાજ્યમાં તમે બહુ પ્રમાણમાં ઉત્પન્ન થાવ; હે અશ્વો ! હે પુરુષો ! તમે મારા રાષ્ટ્રમાં પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થાવ; આ રાષ્ટ્રમાં જ સહસ્ર સંખ્યામાં દક્ષિણા આપનાર, રક્ષણ કરનાર, વીર પુરુષ વસો ! ) આ આશીર્મન્ત્રનો પાઠ કરવાથી અભિષિક્ત ક્ષત્રિયને બહુ પ્રજા અને પશુ મળે છે.

**ઐન્દ્ર મહાભિષેક**

આ પ્રમાણે 'પુનરભિષેક' નો વિધિ છે. ઐન્દ્ર મહાભિષેકનું વર્ણન ઐતરેય બ્રાહ્મણમાં ( ૮·૧૨–૧૪ ) કરવામાં આવેલું છે. દેવોએ વિચાર્યું કે ઇન્દ્ર બહુ બલવાન્ અને સમર્થ છે. તેથી તેમનો આપણે અભિષેક કરીએ. આ પ્રમાણે વિચાર કરીને તેમણે નીચે પ્રમાણે ઇન્દ્રના અભિષેકની તૈયારી કરી :—

( ૧ ) 'ઋક્' નામની ઋગ્વેદરૂપી આસન્દી; ( ૨ ) 'બૃહત્' અને 'રથંતર' રૂપી બે પૂર્વ પાયાઓ; ( ૩ ) 'વૈરૂપ' અને 'વૈરાજ' રૂપી બે અન્ય પૂર્વ પાયાઓ; ( ૪ ) 'શાક્વર' અને 'રૈવત' રૂપી માથા અને પગ આગળનો ભાગ; ( ૫ ) 'નૌધસ' અને 'કાલેય' રૂપી આજુબાજુનો ભાગ; ( ૬ ) ઋગ્વેદ મંત્રો રૂપી પૂર્વ પશ્ચિમ તંતુઓ; ( ૭ ) 'સામ' રૂપી આડી દોરીઓ; ( ૮ ) 'યજુસ્' રુપી દોરીમાંનાં વચમાં છિદ્રો; ( ૯ ) 'યશસ્' રૂપી આસન્દી ઉપર પાથરવાનું વસ્ત્ર; ( ૧૦ ) 'શ્રી' રૂપી ઉસીકું.

આ આસન્દીના આઠ અવયવોને દેવોએ નીચે પ્રમાણે ધારણ કર્યા :— ( ૧ ) સવિતા અને બૃહસ્પતિએ પૂર્વ પાયાઓ ધારણ કર્યા; ( ૨ ) વાયુ અને પૂષા બીજા પાયાઓ ધારણ કર્યાં;

( ઐ. બ્રા. ૮.૭ ), દેવસ્ય ત્વા ઇત્યાદિ એક યજુર્મંત્ર ( વાજ. સં. ૧.૧૦; ઐત. બ્રા. ૮.૧ ) અને ત્રણ વ્યાહૃતિઓ બોલ્યા.

પ્રજાપતિએ ઇન્દ્રનો અભિષેક કર્યાં પછી જુદા જુદા દેવોએ જુદી જુદી દિશાઓમાં એજ મંત્રો વડે ઇન્દ્રનો અભિષેક કર્યો. વસુઓએ પૂર્વ દિશામાં એકત્રીસ દિવસ સુધી ઇન્દ્રને ' સામ્રાજ્ય ' મળે એ હેતુથી અભિષેક કર્યો; રુદ્રોએ ' ભૌજ્ય ' ને માટે દક્ષિણ દિશામાં અભિષેક કર્યો; આદિત્યોએ ' સ્વારાજ્ય 'ને માટે પશ્ચિમ દિશામાં અભિષેક કર્યો; વિશ્વેદેવોએ ' વૈરાજ્ય 'ને માટે ઉત્તર દિશામાં અભિષેક કર્યો; સાધ્યોએ અને આપ્યોએ દિશાઓના મધ્યભાગમાં ' રાજ્ય ' ને માટે અભિષેક કર્યો; મરુતોએ અને અંગિરસોએ ' પરમેષ્ઠ્ય ', ' માહારાજ્ય ', 'આધિપત્ય', 'સ્વાવશ્ય' અને ' આતિષ્ઠ 'ને માટે અભિષેક કર્યો.

આ પ્રમાણે વિધિપૂર્વક અભિષેક થયાથી ઇન્દ્રે સર્વ લોકો જીત્યા, અને અનેક પ્રકારની સત્તા ભોગવીને સ્વર્ગ લોકમાં સર્વ કામનાઓ તૃપ્ત કરીને મુક્ત થયા.

**રાજાઓનો મહાભિષેક**

જેમ દેવોએ ઇન્દ્રનો અભિષેક કર્યો તે પ્રમાણે મનુષ્યોએ ક્ષત્રિયનો અભિષેક કર્યો. તેનું વર્ણન ઐતરેય બ્રાહ્મણમાં (૮.૧૫–૨૦ ) કરવામાં આવેલું છે. ઐન્દ્ર મહાભિષેકનો વિધિ સારી રીતે જાણનાર આચાર્ય એમ ઇચ્છે કે આ ક્ષત્રિય સર્વ પ્રકારનો જય મેળવે, સર્વ લોકો પ્રાપ્ત કરે, સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ બને, સામ્રાજ્યાદિ ભોગવે, સાર્વભૌમ થાય, અને પૂર્ણ આયુષ્ય ભોગવીને સમુદ્રપર્યન્ત પૃથ્વીનું રાજ્ય કરે અને એકરાટ્ બને. આ ઇચ્છા પૂર્ણ કરવાને માટે તે આચાર્યે તે ક્ષત્રિયની પાસે શપથ લેવડાવીને ઐન્દ્ર મહાભિષેક વિધિથી અભિષેક કરવો. આચાર્ય

ક્ષત્રિયને કહે છે કે હે ક્ષત્રિય ! જો તું દ્રોહ કરીશ તો તારા આખા જીવનમાં શ્રૌત અને સ્માર્ત કર્મો, બીજું સકૃત, દીર્ઘ આયુષ અને પ્રજા તારી પાસેથી હું લઇ લઇશ.' આચાર્યના આ વાક્યનો ક્ષત્રિય સ્વીકાર કરે છે, અને ત્યાર પછીજ આચાર્ય તેનો અભિષેક કરે છે.

આ અભિષેકમાં નીચેનાં સાધનોની અપેક્ષા હોય છે;-(૧) ન્યગ્રોધ, ઉદુમ્બર, અશ્વત્થ અને પ્લક્ષ એ ચાર વૃક્ષનાં ફળો; આ ચાર વૃક્ષો તે ક્ષત્રિયને અનુક્રમે ક્ષત્ર, ભૌજ્ય, સામ્રાજ્ય અને સ્વારાજ્ય આપનારાં છે. (૨) વ્રીહિ, મહાવ્રીહિ, પ્રિયંગુ અને યવ એ ચારના અંકુરો; આ અંકુરો તે ક્ષત્રિયને અનુક્રમે ક્ષત્ર, સૌંમ્રાજ્ય, ભૌજ્ય અને અગ્રપદ આપનારાં છે. (૩) ઉદુમ્બર કાષ્ઠની આસન્દીઃ તેનું માપ 'પુનરભિષેક' ના વર્ણનમાં આપવામાં આવેલું છે. (૪) ઉદુમ્બર કાષ્ઠનું ચમસપાત્ર અથવા પાત્રી; અને (૫) ઉદુમ્બર વૃક્ષની શાખા.

વનસ્પતિ અને ઓષધિદ્રવ્યોને ઉદુમ્બરકાષ્ઠના ચમસ-પાત્રમાં અથવા પાત્રીમાં મૂકવા, અને દધિ, મધુ, ઘૃત અને સૂર્યના તડકામાં પડતા વરસાદનું જલ એ ચારથી તેનું સિંચન કરવું અને ચમસને જમીન ઉપર મુકવું. પછીથી આસન્દીને ઉદ્દેશીને ઐન્દ્ર મહાભિષેકમાં જે મંત્ર ( ઐ. બ્રા. ૮. ૧૨ ) બોલવામાં આવે છે તેના જેવોજ મંત્ર બોલવાનો હોય છે. પછી આચાર્ય ક્ષત્રિયને આસન્દી ઉપર બેસવાની આજ્ઞા કરે છે. ઐન્દ્ર મહાભિ-ષેકમાં આસન્દી ઉપર બેસતી વખતે જે મંત્ર બોલવામા આવે છે તેના જેવોજ મંત્ર આ પ્રસંગે પણ બોલવામાં આવે છે ફેર માત્ર એટલો કે ઐન્દ્ર મહાભિષેકમાં આસન્દી ઉપર બેસવાની ઇન્દ્રને કોઇ આજ્ઞા કરતું નથી, પણ ઇન્દ્ર પોતે જ કહે છે કે 'દેવોની પછી હું આસન્દી ઉપર બેસું છું', જ્યારે રાજાના મહાભિષેકમા પ્રથમ

આચાર્ય ક્ષત્રિયને આસન્દી ઉપર બેસવાની આજ્ઞા કરે છે, અને તદનુસાર તે ક્ષત્રિય આસન્દી ઉપર બેસે છે. પછી ઐન્દ્ર મહાભિષેકમાં થાય છે તે પ્રમાણે રાજકર્તાઓ—તે ક્ષત્રિયના પિતા, ભાઇઓ વગેરે—અને અન્ય લોકો તે ક્ષત્રિયના ગુણોનું વર્ણન કરીને ઘોષણા કરે છે કે 'બ્રાહ્મણનું રક્ષણ કરનાર આ રાજા જન્મ્યો, ધર્મનું રક્ષણ કરનાર આ રાજા જન્મ્યો' ઇત્યાદી-પછીથી ઐન્દ્ર મહાભિષેકમાં થાય છે તે પ્રમાણે આચાર્ય निषसाद धृतव्रतः ઇત્યાદિ મંત્ર ( ઋગ્વેદ ૧-૨૫-૧૦ ) બોલે છે અને તે ક્ષત્રિયનો અભિષેક કરે છે; વસુ વગેરે દેવો પણ જુદી જુદી દિશાઓમાં તેનો અભિષેક કરે છે; અને અભિષિક્ત રાજા, ઇન્દ્રના માફક અનેક પ્રકારનો વૈભવ અને સત્તા ભોગવે છે. અભિષેક થઇ ગયા પછી રાજા અભિષેક કરનાર આચાર્યને એક હજાર સુવર્ણની મહોર, જમીન અને ગાયો દક્ષિણામાં આપે છે; અથવા તો બીજા અભિપ્રાય પ્રમાણે તે રાજા અપરિમિત દક્ષિણા આપે છે, કારણકે ક્ષત્રિય અપરિમિત છે, અને અપરિમિત પદાર્થનું દાન કરવાથી અપરિમિત ફલ મળે છે. પછી આચાર્ય મંત્ર ( ઋગ્વેદ ૮-૧-૧ ) ભણીને રાજાના હાથમાં સુરાપૂર્ણ કાંસાનું પાત્ર મૂકે છે. રાજા નીચેના બે મંત્રો ભણીને સુરાપાન કરે છે :—

(૧) यदत्र शिष्टं रसिनः सुतस्य यदिन्द्रो अपिबच्छचीभिः ।
इदं तदस्य मनसा शिवेन सोम राजानमिह भक्षयामि ॥

( મૈત્રાયણી સંહિતા, ૨ ૩ ૮; ૩ ૧૧.૭ )

( રસવાળા આ સોમદ્રવ્યનો આ પાત્રમાં બાકી રહેલો ભાગ—જે ઇન્દ્રે ખૂબ પીધો છે—તે આ ભાગનું—સોમ રાજાનું—આ અભિષેકકર્મમાં પાન કરું છું. )

(૨) अभि त्वा वृषभा सुते सुतं सृजामि पीतये ।
तृम्पा व्यश्नुही मदम् ॥
( ઋગ્વેદ ૮.૪૫.૨૨ )

( હે વૃષભ સોમનો રસ કાઢયા પછી તમારે માટે આ સોમરસ અર્પણ કરું છું; તેનાથી તૃપ્ત થઇને મત્ત થાવ. )

સોમપાન કર્યા પછી તે રાજા બે મન્ત્રો (ઋગ્વેદ ૮.૪૮.૩–૪) બોલે છે. આ વિધિ કરવાથી તે રાજા જીવનપર્યન્ત સુખી થાય છે.

**તૈત્તિરીય બ્રાહ્મણ**

આ પ્રમાણે બ્રાહ્મણકાલના આરંભમાં રાજાઓનો અભિષેક થતો હતો. તૈત્તિરીય બ્રાહ્મણમાં ( ૧-૭; ૨-૬, ૭ ) પણ લગભગ આ પ્રમાણેનો વિધિ આપવામાં આવેલો છે. ઐતરેય બ્રાહ્મણમાં નહિ વર્ણવેલાં કેટલાંક નવીન અંગો તૈત્તિરીય બ્રાહ્મણમાં જોવામાં આવે છે, અને તેનો સ્વીકાર શતપથ બ્રાહ્મણમાં કરવામાં આવેલો છે.

**શતપથ બ્રાહ્મણ**

શતપથ બ્રાહ્મણમા ( ૧૩-૭-૧ ) સર્વમેધનુ વર્ણન છે. જે સમ્રાટ્ રાજાઓનો અભિષેક થઇ ગએલો છે તેમને માટે 'સર્વમેધ' નો અસાધારણ વિધિ કરવામાં આવતો હતો. રાજસૂય યજ્ઞ રાજાએ જ કરવાનો હતો, કારણ કે રાજસૂય યજ્ઞ કરે તો જ તે 'રાજા' થઇ શકતો હતો. ( શતપથ બ્રાહ્મણ ૫-૧-૧-૧૨ **राज्ञ एव राजसूयम् । राजा वै राजसूयेनेष्ट्वा भवति ।** ) રાજસૂય કરતા પહેલાં તે ક્ષત્રિય એક સામાન્ય નાગરિક જેવો જ હતો. રાજસૂયના અંગભૂત 'અભિષેચનીય' કર્મની પહેલાં અગ્ની-

આર મુખ્ય પુરુષો જેમને 'રત્નિન્' કહેવામાં આવતા હતા તેમને ઘેર જઈને અગીઆર 'રત્નહવિષ'-આહુતિઓ આપવામાં આવતી હતી; અને બારમી આહુતિ રાજા પોતાને આપતો હતો. (શતપથ બ્રા. ૫-૩-૧; તૈત્તિરીય બ્રા. ૧-૭-૩; તૈત્તિરીય સંહિતા ૧-૮-૯). આ રત્નિઓ નીચે પ્રમાણે હતા :—

(૧) સેનાની–સેનાધિપતિ.

(૨) પુરોહિત. (બ્રાહ્મણ–તૈત્તિરીય સંહિતા પ્રમાણે.)

(૩) જે ક્ષત્રિયનો રાજા તરીકે અભિષેક થવાનો છે તે, ક્ષત્રના પ્રતિનિધિ તરીકે. (રાજન્ય–તૈ. સં. પ્રમાણે.)

(૪) મહિષી–રાણી. રાજ્યનાં કેટલાંક કાર્યોમાં રાણી રાજાની સાથે ગાદી ઉપર બેસતી હતી. વાજપેય યજ્ઞમાં રાણી રાજાની સાથે જ ગાદી ઉપર બેસે છે. (શતપથ બ્રા. ૫-૨-૧-૧૦.) યજુર્વેદમાં આપેલા રાજસૂય વિધિમાં રાણી વિષેનો નિર્દેશ નથી. રામાયણ (યુદ્ધકાણ્ડ, ૧૨૮-૫૯) અને મહાભારત (શાન્તિપર્વ, ૪૦-૧૪) ઉપરથી સ્પષ્ટ જણાય છે. કે રાજા અને રાણી એ બન્નેનો સાથે જ અભિષેક કરવામાં આવતો હતો. (સરખાવો શતપથ બ્રા. ૧૩-૫-૨.) યજુર્વેદની કેટલીક શાખાઓ પ્રમાણે (તૈત્તિરીય સંહિતા, ૧-૮-૯) રાજાને પોતાની અસવર્ણ રાણીઓ ('વાવાતા' અને 'પરિવૃક્તિ',નું પણ પૂજન કરવું પડતું હતું. અશ્વમેધ યજ્ઞમાં તો શૂદ્ર જાતિની રાણી ('પાલાગલી') પણ ભાગ લેતી હતી. (શતપથ બ્રા. ૧૩-૫-૨-૮; રામાયણ, બાલકાણ્ડ, ૧૪-૩૫, અને તેના ઉપરની ટીકાઓ.)

પણ અંતર્ભાવ કરવામાં આવેલો છે એ વાત પ્રાચીન આર્ય-સંસ્કૃતિની વિશિષ્ટતા છે. ક્ષત્રિયનો રાજા તરીકે ગાદી ઉપર અભિષેક થતો તેની પહેલાં જ મંત્રીઓ વગેરે રાજકૃતો અને રત્નિઓની સત્તા ઘણી જામી ગએલી હતી. તેથી નવા રાજાને તેમનો સહકાર અને સંમતિ સાધવાને માટે તેમને ત્યાં જઇ આહુતિઓ આપવાની આવશ્યકતા હતી. આ પ્રમાણે કરવાથી રાજા અને પ્રજાનો સંબંધ હમ્મેશાં મધુર રહેતો હતો. એટલુંજ નહિ પણ અભિષેક પહેલાં રાજા પૃથ્વીની પણ અનુમતિ લેતો હતો. ( શતપથ બ્રા. ૫-૨-૩-૪ ) ત્યાર પછી રાજા સોમ અને રુદ્ર એ બે દેવોને આહુતિ આપતો હતો. 'રત્નિ' ઓને—મનુષ્યોને—આહુતિ આપ્યા પછી દેવોને આહુતિ આપવાની વાત આપણું ધ્યાન ખેંચે એવી છે. આ ક્રમનું તાત્પર્ય એ છે કે ક્ષત્રિય રાજા એ માત્ર મનુષ્ય છે, તે દેવ અથવા દેવનો અંશ નથી. 'રાજા દૈવી છે' ( Divine right of kings ) એ સિદ્ધાન્ત સ્મૃતિકાલનો છે, વૈદિક અને બ્રાહ્મણ કાલનો નથી.

આ પ્રમાણેની પૂર્વભૂમિકા પછી અભિષેચનીય વિધિ થતો હતો. રાજામાં રાજ્ય કરવાના વિશિષ્ટ ગુણો આવે એ હેતુથી પ્રથમ અમુક દેવોને ઉદ્દેશીને આહુતિઓ આપવામાં આવતી હતીઃ—ઉત્સાહને માટે સવિતાને, કુલના ગુણોને માટે ગૃહ્ય અગ્નિને, વનનું રક્ષણ કરવાની શક્તિ માટે સોમને, વક્તૃત્વને માટે બૃહસ્પતિને, રાજ્ય કરવાની શક્તિ માટે ઇન્દ્રને, પશુનું રક્ષણ કરવાની શક્તિ માટે રુદ્રને, સત્યને માટે મિત્રને, અને ધર્મના—કાયદાના—પાલનને માટે વરુણને. ( શતપથ બ્રાહ્મણ ૫-૩-૨ ). વરુણ તે ક્ષત્રિય રાજાને ધર્મનો—કાયદાનો—પતિ બનાવે છે, અને કાયદાનું પાલન એ જ રાજાનો મુખ્ય ધર્મ બને છે. પછીથી સમુદ્ર અને સરસ્વતી જેવી

બીજી મહાનદીઓમાંથી 'આ રાજાને તું રાષ્ટ્ર આપ' એ પ્રમાણે બોલીને જલ લાવવામાં આવતું હતું. (શત. બ્રા. ૫.૩.૪.૬,૨૧). એટલું જ નહિ પણ તે રાજાના રાજ્યના તળાવનું જલ પણ આ પ્રમાણે મંત્ર બોલીને લાવવામાં આવતું હતું. લોકોના ઉપર રાજ્ય ('જાનરાજ્ય') કરવાને માટે દેવોને પ્રાર્થના કરવામાં આવતી હતી (તૈ. બ્રા. ૧.૭.૬.૭), જ્યારે 'રાજત્વ'ને માટે નદીઓના જલનો ઉપયોગ કરવામાં આવતો હતો. મોટી નદીથી માંડીને તે રાજ્યના એક નાના તળાવ સુધીના જલનો ઉપયોગ કરવામાં આવતો હતો. મિત્ર અને વરુણના સ્થાનની આગળ એક વ્યાઘ્રચર્મ પાથરવામાં આવતું હતું, અને જે ક્ષત્રિયનો રાજા તરીકે અભિષેક કરવાનો હતો તે ક્ષત્રિય તે વ્યાઘ્રચર્મ ઉપર બેસતો હતો. પછી બ્રાહ્મણ, રાજાનો એક સગો, રાજન્ય અને વૈશ્ય એ ચાર માણસો એક પછી એક રાજાનો જલથી અભિષેક કરતા હતા. (શત. બ્રા. ૫.૩.૫.૧૧–૧૪). આમાં શૂદ્ર જોવામાં આવતો નથી. તૈત્તિરીય બ્રાહ્મણ (૧.૭.૮) પ્રમાણે પુરોહિત, રાજન્ય, વૈશ્ય અને જન્ય (શૂદ્રને બદલે) રાજાનો અભિષેક કરતા હતા. પછીના સમયમાં રાજાના અભિષેકમાં શૂદ્ર હમ્મેશાં ભાગ લેતો હતો.

અભિષેક થયા પછી રાજા રેશમી વસ્ત્રો અને ફેંટો ('ઉષ્ણીષ') અથવા કિરીટ પહેરતા હતા. શતપથ બ્રાહ્મણ (૫.૩.૫.૨૫) તો કહે છે કે રાજાએ અભિષેક પછી નવાં વસ્ત્રો પહેરવાની જરૂર જ નથી, કારણ કે રાજાનાં અવયવો જ તેમનાં કુદરતી વસ્ત્રો છે. ગ્રીક લોકો પણ આ પ્રમાણે માનતા હતા. પછી પુરોહિત રાજાને એક મજબૂત ધનુષ્ય અને ત્રણ બાણો આપીને કહેતા કે 'તારી આગળ જે છે તેનું તું રક્ષણ કર.' આ પ્રમાણે અભિષેક અને પદસ્થાપન થયા પછી રાજા વ્યાઘ્રચર્મ ઉપર ઉભો

રહેતો, અને તે વખતે નીચે પ્રમાણે એક ઘોષણા કરવામાં આવતી હતી :—

आविर्मर्या आवित्तो अग्निर्गृहपतिरावित्त इन्द्रो वृद्धश्रवा आवित्तौ मित्रावरुणौ धृतव्रतावावित्तः पूषा विश्ववेदा आवित्ते द्यावापृथिवी विश्वशम्भुवावावित्तादितिरुरुशर्मा ।

( વાજ. સંહિતા ૧૦.૯

( હે મનુષ્યો ! તમારા આગળ આ રાજા પ્રકટ; ગૃહપતિ અગ્નિને જણાવવામાં આવે છે; બહુકીર્તિવાળા ઇન્દ્રને જણાવવામાં આવે છે; વ્રતનું પાલન કરનાર મિત્ર અને વરુણને જણાવવામાં આવે છે, વિશ્વ ધનના અધિપતિ પૂષાને જણાવવામાં આવે છે; સર્વ કલ્યાણકારક સ્વર્ગ અને પૃથ્વીને જણાવવામાં આવે છે, મહા આશ્રયવાળી અદિતિને જણાવવામાં આવે છે. ) આ ઘોષણા કરીને રાજાનો અભિષેક અને રાજ્યારોહણ સર્વત્ર પ્રસિદ્ધ કરવામાં આવતાં હતાં. આ વિષયમાં શતપથ બ્રાહ્મણ ( ૫.૩.૫.૩૧–૩૭ ) પ્રકાશ નાખે છે કે અગ્નિ એ બ્રાહ્મણ છે; ઇન્દ્ર એ ક્ષત્રિય છે; અને પૂષન્ એ પશુ વગેરેની સાથે સંબંધવાળો વૈશ્ય છે, ઇત્યાદિ. આ પ્રમાણે સર્વની સંમતિથી રાજાનો અભિષેક થતો હતો. ( तैरनुमत. सुयते, શત. બ્રા. )

આવિત્–ઘોષણા–મંત્રનો પાઠ કર્યા પછી રાજાનો ઐન્દ્ર મહાભિષેક કરવામાં આવતો હતો. ગાદી ઉપર બેસતા પહેલાં પણ તે ક્ષત્રિય ' ધૃતવ્રત '–વ્રત ધારણ કરનાર–હતો એમ સર્વાનુમતે સ્વીકારવામાં આવતું હતું. ( વાજ. સં. ૧૦–૨૭; તૈ. સ. ૧.૮.૧૬; તૈ. બ્રા.૧.૭.૧૦.૨ ઐતરેય બ્રા. ૮.૧૮ ). તૈત્તિરીય બ્રાહ્મણમાં ( ૧.૭.૧૦.૩–૬ ) આ વ્રતને ઉદ્દેશીને રાજાને માટે ' સત્યસત્ર ' ' સત્યધર્મા ', ' સત્યાનૃતે વરુણઃ ', ' સત્યરાજા ' ઇત્યાદિ શબ્દોનો

પ્રયોગ કરવામાં આવેલો છે. ઐતરેય બ્રાહ્મણમાં ( ૮.૧૫ ) આપેલો ઐન્દ્ર મહાભિષેકનો વિધિ સર્વત્ર સ્વીકારવામાં આવતો હતો, અને તેથી જ પછીના બ્રાહ્મણ ગ્રન્થમાં તે વિધિનું સવિસ્તર વર્ણન આપવાને બદલે ફક્ત તેના નામનો નિર્દેશ કરવામાં આવેલો છે. રાજા જે આ વ્રત અથવા પ્રતિજ્ઞા લેતો હતો તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે રાજાની દિવ્યતા ( *Divinity* ) નો સિદ્ધાન્ત બ્રાહ્મણકાલમાં ન હતો. રાજા સ્પષ્ટ કહેતો હતો કે ' જો હું દ્રોહ કરું તો મારું સર્વ નાશ પામે. ' આ પ્રતિજ્ઞા લીધા પછી વ્યાઘ્રચર્મથી આચ્છાદિત લાકડાની બેઠક–આસન્દી–ઉપર રાજા બેસતો હતો, અને ' રાષ્ટ્રના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વિભાગો રાજાનું રક્ષણ કરે ' એવા અર્થના મંત્રો બોલવામાં આવતા હતા. રાજાએ અને રાષ્ટ્રે એક બીજાનું રક્ષણ કરવું એ સનાતન ધર્મ છે એમ મહાભારત ( શાન્તિપર્વ ૧૩૦-૩૦-૩૧ ) પણ કહે છે. પછી રાજા દિશાઓમાં આરોહણ કરતો હતો, અને એ રીતે તેનો આરોહણવિધિ સમ્પૂર્ણ ગણાતો હતો. દિશાઓના આરોહણપ્રસંગે શત છિદ્રોવાળા અથવા નવ છિદ્રોવાળા પાત્ર દ્વારા પુરોહિત રાજાના મસ્તક ઉપર નીચેના મંત્ર બોલીને જલથી અભિષેક કરતો હતો.—

सोमस्य त्वा द्युम्नेनाभिषिञ्चामि, अग्नेर्भ्राजसा सूर्यस्य वर्चसा, इन्द्रस्येन्द्रियेण । क्षत्राणां क्षत्रपतिरेध्यति दिद्यून् पाहि ॥

( વાજ. સં. ૧૦.૧૭ )

इमं देवा असपत्नं सुवध्वं महते क्षत्राय महते ज्यैष्ठ्याय महते जानराज्याय इन्द्रस्येन्द्रियाय । इममुमुष्य पुत्रममुष्यै

पुत्रमस्यै विश एष वोऽमी राजा सोमोऽस्माकं ब्राह्मणानां राजा ॥

( વાજ. સં. ૧૦.૧૮ )

( સોમની કીર્તિથી તારો અભિષેક કરૂં છું; અગ્નિના પ્રકાશથી, સૂર્યના વર્ચસથી અને ઇન્દ્રની શક્તિથી હું તારો અભિષેક કરૂં છું. તું ક્ષત્રોનો ક્ષત્રપતિ થા; અને બાણોમાંથી રક્ષણ કર. ૧૭૦ હે દેવો ! મહાન્ ક્ષત્ર માટે, મહાન્ જ્યેષ્ઠતા માટે, મહાન્ જનરાજ્ય માટે અને ઇન્દ્રની શક્તિ માટે આને—અમુક પુરુષના પુત્રને, અમુક સ્ત્રીના પુત્રને અને અમુક પ્રજાના નેતાને—તમે શત્રુરહિત બનાવો. હે પ્રજાજનો ! આ તમારો રાજા છે, અને સોમ અમારો—બ્રાહ્મણોનો—રાજા છે. ૧૮) શતપથ બ્રાહ્મણમાં 'બ્રાહ્મણોનો રાજા સોમ છે' એ પ્રમાણે કહેવામાં આવેલું છે, પરંતુ સામાન્ય રીતે રાજા સર્વ પ્રજાનો રાજા છે અને બ્રાહ્મણોનો પણ રાજા છે એ ભાવના ઐતરેય બ્રાહ્મણમાં ( ૭-૨૯,૮-૧૨ ) અને જાતકોમા જોવામાં આવે છે. તૈત્તિરીય શાખાવાળા પણ આ જ ભાવના સ્વીકારે છે, ( તૈં. સં. ભટ્ટ ભાસ્કર ભાષ્ય, ભાગ ૩, પૃષ્ઠ ૧૫૭–૧૫૮, મૈસુર આવૃત્તિ ), અને વાજસનેયિ બ્રાહ્મણોપનિષદ્ (૪. ૨) તો કહે છે કે

तस्मात् क्षत्रात् पर नास्ति, तस्मात् ब्राह्मणः क्षत्रियमधस्तादुपास्ते राजसूये ।

પછી ત્રણ પગના ચાખીને રાજા આસન્દી ઉપર ચઢતો હતો, અને વાજપેયમાં થતું હતું તે પ્રમાણે પુરોહિત રાજાને નીચે પ્રમાણે કહેતો હતોઃ—

इयं ते राट् यन्तासि यमनो ध्रुवोऽसि धरुणः । कृष्यै त्वा क्षेमाय त्वा रय्यै त्वा पोषाय त्वा ॥

( વાજ. સં. ૯.૨૨; શત. બ્રા. ૫.૨.૧.૨૫ )

( આ રાજ્ય તારૂં છે; તું સંચાલક અને નિયમન કરનાર છું; ખેતી, કલ્યાણ, સમૃદ્ધિ અને પોષણને માટે આ રાજ્ય તને આપવામાં આવ્યું છે. )

પુરોહિત આ પ્રમાણે કહે ત્યાર પછીજ રાજા આસન્દી ઉપર બેસતો હતો, અને રાજસત્તા પ્રાપ્ત કરતો હતો. અભિષેક-વિધિમાં આ બાબત બહુ મહત્ત્વની છે. પ્રજા રાજાને રાજ્ય એક નિધિ ( trust ) તરીકે સોંપે છે, અને રાજા તે પ્રમાણે સ્વીકારે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પ્રાચીનકાલમા વારસાઈ હકથી અથવા બીજા કોઇ હકથી કોઇપણ માણસ રાજા થઇ શકતો ન હતો; રાજ્ય એ બક્ષીસ તરીકે આપવામા આવતું ન હતું, પણ ફક્ત પ્રજાના કલ્યાણ માટે નિધિ ( trust ) તરીકે આ પવિત્ર વિધિ દ્વારા સોંપવામાં આવતું હતું. રાજ્યાભિષેકમાં વપરાતા મંત્રો વાજસનેયિ સંહિતાના નવમા અને દસમા અધ્યાયમાથી લેવામાં આવેલા છે; અને આ બધા મંત્રોનુ તાત્પર્ય પણ ઉપરના વિધાનને–રાજ્ય એક નિધિ છે, બક્ષીસ નથી, તથા રાજાની મિલ્કત નથી એ વિધાનને–પ્રારામા સારૂં સમર્થન આપે છે.

આ પ્રમાણે વિધિપૂર્વક રાજ્યનો હવાલો લીધા પછી રાજા આસન્દી ઉપરથી નીચે ઉતરતો હતો અને ડુક્કરના ચામડાના જોડા પહેરતો હતો ( શત-બ્રા-૫-૪-૩-૧૯ ), અને ચાર ઘોડાવાળા રથમાં બેસીને થોડું જતો હતો ( શત- બ્રા- ૫ ૪- ૪- ૨૩ ઇત્યાદિ ). પ્રાચીનકાલના આ લઘુ કાર્યક્રમમાથી જ પછીના

કાલમાં રાજાની સ્વારીરૂપી એક મહાન કાર્યક્રમ વિકસિત થએલો છે, અને આજે પણ રાજ્યાભિષેક થયા પછી રાજા પોતાની રાજધાનીમાં પૂર્ણ ભપકા સાથે સ્વારીરૂપે ફરે છે. થોડું ફરી આવ્યા પછી રાજા તરતજ ગાદી પાસે આવતો હતો અને તેના ઉપર ઉભો રહેતો હતો. તે સમયે પુરોહિત રાજાને આસન્દી ઉપર બેસવાનું કહેતો હતો ( શત-બ્રા-૫ ૪-૪-૪ . પછી પુરોહિત પોતાના હાથમાં એક દણ્ડ લેતો હતો. અને મૌન રાખીને રાજાના બરડાને તે દણ્ડથી સ્પર્શ કરતો હતો. આ દણ્ડ એ ન્યાયનું પ્રતીક હતું, અને આ, પ્રમાણે રાજાને દણ્ડથી સ્પર્શ કરીને પુરોહિત જગતને દર્શાવતો હતો કે રાજાને પણ કાયદો લાગુ પડે છે. ( શત. બ્રા. ૫-૪-૪-૭; સરખાવો મનુસ્મૃતિ ૭-૨૭–૨૮ ). શતપથ બ્રાહ્મણ ( ૫-૪-૪-૭,) ના ટીકાકાર આ વિધિનું રહસ્ય જુદું આપે છે. તે કહે છે કે પુરોહિત રાજાને દણ્ડથી જે સ્પર્શ કરે છે તે એમ દર્શાવે છે કે રાજાને કાયદો લાગુ પડતો નથી; પણ આ વ્યાખ્યાન બીજાં સબળ પ્રમાણોની વિરુદ્ધ છે અને તેથી સ્વીકાર્ય નથી.

રાજા ગાદી ઉપર બેસતો અને ગાદીની નીચે રત્નિઓ, બ્રાહ્મણો, પુરોહિત, ક્ષત્રિયો, ગ્રામણી અને બીજા લોકો બેસતા હતા. પ્રથમ બ્રાહ્મણો અને પુરોહિત રાજાને વન્દન કરતા હતા. રાજા પ્રથમ પૃથ્વીને વંદન કરતાં કહેતો કે **पृथिवि मातर्मा मा हिंसीः, मा अहं त्वाम्** ( હે પૃથ્વી માતા, તું મને મારીશ નહિ; તને હું નહિ મારું. ) ( શત. બ્રા. ૫-૪-૩-૨૦ ) આ પ્રમાણે રાજા પૃથ્વી સાથે પુત્ર-માતાનો સંબંધ બાંધીને રાષ્ટ્રનું હિત સાચવવા પ્રયત્ન કરતો હતો. પછી રાજા બ્રાહ્મણોને વન્દન કરવા માટે તેમને ઉદ્દેશીને કહેતો કે ' હે બ્રાહ્મણો ! ', અને રાજા આગળ

બોલે તે પહેલાંજ બ્રાહ્મણો રાજાને કહેતા કે ‘ તું બ્રાહ્મણ છે, તું વરુણ છે; સર્વ પ્રજાના બળથી તું બળવાન્ બ્રાહ્મણ છે ( વાજ. સં. ૧૦-૨૮; તૈ. બ્રા. ૧-૭-૧૦ ). આનું તાત્પર્ય એ કે બ્રાહ્મણોએ પોતાનું શ્રેષ્ઠત્વ રાજાને અર્પી દીધું છે, સર્વ પ્રજાએ પોતાનું વર્ચસ્વ રાજાને અર્પી દીધું છે, એટલે રાજાએ તે પ્રસંગે બ્રાહ્મણોને ‘ બ્રાહ્મણ ’ એ માનવાચક શબ્દથી બોલાવવાની જરૂર નથી. આ પ્રમાણે સર્વ પ્રજાની સંમતિ અને બળથી રાજામાં સંપૂર્ણ સત્તા આવતી હતી. પછી બ્રાહ્મણ, રાજાને ‘ સ્ફ્ય ’ નામનું તલવારના જેવું યજ્ઞપાત્ર આપતો હતો ( શત. બ્રા. ૫-૪-૪ ૧૪-૧૫ ). રાજા તે તલવાર, રાજસત્તાના પ્રતીક તરીકે, પોતાના અધિકારીઓને અને ગ્રામણીઓને આપતો હતો; અને તેમની પાસે સંપૂર્ણ સહકારની માગણી કરતો હતો ( શત. બ્રા. ૫-૪-૪-૧૫-૧૯ ). બ્રાહ્મણકાલમાં રાજાને બીજા લોકો વન્દન અને અભિનન્દન કરતી વખતે ભેટ આપતા ન હતા, તેમજ રાજા તેમને બક્ષીસ પણ આપતા ન હતા; પણ પછીના સમયમાં આ પદ્ધતિ શરૂ થઈ, અને આજે પણ તે પ્રચલિત છે. ગોપથ બ્રાહ્મણમાં પણ અભિષેકનો સંક્ષિપ્ત વિધિ આપવામાં આવેલો છે.

**દ્યૂતનું રહસ્ય**

રાજ્યતંત્ર રાજા જેવો એક માણસ ચલાવી શકે નહિ, પણ પ્રજાજનોના સહકારથી જ સરલતાથી ચલાવી શકે એ બોધપાઠ આપવાને માટે રાજા રત્નિઓ સાથે દ્યૂત રમવા બેસતો હતો. દ્યૂત પણ એક માણસ રમી શકતો નથી, પણ તેમાં વધારે માણસોની જરૂર પડે છે; તે પ્રમાણે રાજ્યતંત્રમાં પણ સર્વના સહકારની અપેક્ષા હોય છે. એક સાધારણ માણસ એક ગાય લાવતો હતો અને તે ગાયને દ્યૂતમાં સરતમાં મૂકવામાં આવતી હતી.

(શત. બ્રા ૪.૪. ૨૦-૨૫ ) દ્યૂતરૂપી રાજ્યતંત્રની રમતમાં રાજા અને તેના મંત્રીઓ રમતા હતા. અને સરતમાં ગાય જેવી પવિત્ર વસ્તુ મૂકવામાં આવતી હતી. અને આ ગાય પણ પ્રજામાંના એક સાધારણ માણસે ઘણા આનન્દથી આપેલી હતી. આ પ્રમાણે દ્યૂતની રમતદ્વારા રાજ્યતંત્રના ઉત્તમ આદર્શને વધારે સ્પષ્ટ કરવામાં આવતો હતો.

**પ્રજાની સમંતિથી રાજ્યપ્રાપ્તિ**

બ્રાહ્મણ કાલમાં રાજાનો મુખ્ય ધર્મ પ્રજાનું ઐહિક – ભૌતિક – કલ્યાણ કરવાનો હતો; પણ ઉપનિષત્કાલમાં આધ્યાત્મિક કલ્યાણનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો ( છાન્દોગ્ય ઉપનિષદ્ ૫.૧૧.૭ ); અને આ ભાવનામાંથીજ માહાભારતકાલમાં એક બીજી ભાવના ઉદ્‌ભવી કે પ્રજાના સુખ અને દુઃખને માટે રાજા પોતે જ જવાબદાર છે. ( राजा कालस्य कारणम्, મહાભારત, શાન્તિપર્વ, ૬૯.૭૯,૯૮ ). બ્રાહ્મણ કાલમાં વંશપરંપરાથી રાજ્યગાદી મળતી ન હતી. દરેક રાજાને રાજ્યાભિષેક કરવો પડતો હતો; અને બ્રાહ્મણ કાલના આખા રાજ્યાભિષેક વિધિમાં રાજાના કુલના પૂર્વ રાજાઓનાં નામો આવતાં નથી. આનું કારણ એ કે વૈદિક કાલમાં રાજા સમસ્ત પ્રજાની સંમતિથી ચૂંટાતો હતો, અને તે ભાવનાનો વિકાસ બ્રાહ્મણ કાલમાં થયેલો હતો. આનો એક અપવાદ ઐતરેય બ્રાહ્મણમાં (૮.૭) જોવામાં આવે છે. ત્યાં રાજ્યાભિષેકને અંગે એવું કહેવામાં આવેલું છે કે ' આ રાજા એક જ પેઢી રાજ્ય કરે ' એવી ઇચ્છા હોય તો भू નો ઉચ્ચાર કરવો, ' બે પેઢી રાજ્ય કરે ' એવી ઇચ્છા હોય તો भूः, भुवः, નો ઉચ્ચાર કરવો, અને ' ત્રણ પેઢી રાજ્ય કરે ' એવી ઇચ્છા

હોય તો ભૂઃ, ભુવઃ, સ્વઃ, એ ત્રણ વ્યાહૃતિઓનો ઉચ્ચાર કરવો. આ એક પક્ષ છે. પણ તે ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે રાજાનું વધારે પેઢી સુધી રાજ્ય સંભવી શકે. કાલક્રમે આ ભાવના વધારે બળવાન બની ( જુવો ખારવેલનો શિલાલેખ ), તે એટલે સુધી કે આજે પણ તેનો સ્વીકાર કરવામાં આવે છે. વાજસનેયિ સંહિતાના ૧૯ થી ૨૧ એ ત્રણ અધ્યાયોમાં સૌત્રામણિ યાગના મંત્રો આપવામાં આવેલા છે; અને પદભ્રષ્ટ રાજાને આ સૌત્રામણિ યાગ કરવો પડતો હતો ( સરખાવો તૈ. બ્રા. ૧.૪.૨ ). વૈદિક કાલમાં જે પદભ્રષ્ટતાની પદ્ધતિ હતી તે બ્રાહ્મણ કાલમાં પણ ચાલુ હતી; અને પછીના કાલમાં પણ તે પ્રચલિત હતી. વર્તમાન કાલમાં પણ પદભ્રષ્ટતાનાં ઉદાહરણો જોવામાં આવે છે.

**રામાયણ મહાભારત કાલ**

બ્રાહ્મણકાલમાં રાજ્યાભિષેકનું જે વર્ણન કરવામાં આવેલું છે તેનું જ સવિસ્તર વ્યાખ્યાન કૌશિકસૂત્ર ( ૨.૧૭ ), બૌધાયન શ્રૌતસૂત્ર ( ૧.૨૩ ) જેવા સૂત્રગ્રન્થોમાં જોવામા આવે છે. કૌશિકસૂત્રમાં તો લઘુરાજાભિષેક અને મહારાજાભિષેક એમ બે પ્રકારના અભિષેકનું વર્ણન છે. ત્યાર પછીના ઇતિહાસકાલમાં—મહાભારત અને રામાયણના કાલમાં—રાજ્યાભિષેકનો વિધિ જોવામાં આવે છે. મહાભારતમાં યુધિષ્ઠિરના યૌવરાજ્યાભિષેક ( આદિ, ૧૩૯ ), અર્ધરાજ્યાભિષેક ( આદિ, ૨૦૭ ), રાજસૂય ( સભા, ૩૫ ), પટ્ટાભિષેક ( શાન્તિ, ૪૦ ), અને અશ્વમેધ ( આશ્વ, ૮૮ ) ઇત્યાદિ પ્રસંગોનું વર્ણન કરવામાં આવેલું છે; અને તમાં રાજસૂય અને પટ્ટાભિષેકને અંગે અભિષેકવિધિનું વર્ણન મળી આવે છે. આ વિધિ લગભગ બ્રાહ્મણકાલના વિધિના જેવો છે. અને તેમાં સમયને અનુસરીને કેટલાક ફેરફારો કરવામાં આવ્યા

છે. રામાયણમાં પણ રામચન્દ્ર, સુગ્રીવ, વિભીષણ વગેરેના રાજ્યાભિષેકોનું સરસ વર્ણન આપવામાં આવેલું છે, ( અયોધ્યા કાણ્ડ, સર્ગ ૨, ૫, ૬, ૧૫; યુદ્ધકાણ્ડ, ૧૨૮; કિષ્કિંધાકાણ્ડ, ૨૬; યુદ્ધકાણ્ડ, ૧૧૨ ઇત્યાદિ ), 'અને તે પણ સગભગ બ્રાહ્મણકાલના વિધિને અનુસરતું છે.

મહાભારતમાં ( સભા, ૧૩-૪, ૨૬, ૨૯ ) યુધિષ્ઠિર અભિષેક પહેલાં મંત્રીઓનું પૂજન કરે છે. બ્રાહ્મણકાલના રત્નિઓને સ્થાને આ અભિષેકમાં મંત્રીઓ આવ્યા છે. રામના યુવરાજાભિષેકમાં ( રામાયણ, ૨-૧૪-૫૨ ) ગ્રામણી અને સજાતોને બદલે જનપદ અને પૌરો હાજર રહેલા છે, રથકાર અને કર્મકારોને બદલે શ્રેણીઓ અને વ્હેપારીઓ હાજર રહેલા છે. યુધિષ્ઠિરના અભિષેક પ્રસંગે ( સભા, ૩૩-૪૧ ) બ્રાહ્મણો, રાજાઓ, વૈશ્યો અને માન્ય શુદ્રો હાજર રહેલા છે. રામાયણમાં ( યુદ્ધકાણ્ડ, ૧૨૮-૬૨ ) બ્રાહ્મણો, મંત્રીઓ, ક્ષત્રિયો, કન્યાઓ, અને દરેક વર્ણના વ્હેપારીઓ સમુદ્ર અને નદીઓના જલથી રામચન્દ્રનો અભિષેક કરે છે. આમાં સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ આપણું ધ્યાન ખેંચે છે. મહાભારતમાં ( શાન્તિ, ૪૦ ) પ્રજાના બધા પ્રતિનિધિઓ યુધિષ્ઠિરનો અભિષેક કરે છે. આ પ્રમાણે બ્રાહ્મણ કાલના રાજ્યાભિષેક વિધિમાં કાલક્રમે પ્રતિનિધિત્વના સિદ્ધાન્તનો મહત્ત્વનો ઉમેરો થયેલો છે; અને આ સિદ્ધાન્ત રામાયણ મહાભારત પછીના સમયમાં વધારે બળવાન બન્યો છે. ધર્મપાલના સમયમાં ઇ. સ. ના આઠમાં શતકમાં, કાન્યકુબ્જનો નવા રાજાનો અભિષેક પાંચાલ દેશના અગ્રણીઓએ કરેલો હતો. કાલિદાસના રઘુવંશમાં ( સર્ગ ૧૭ ) અતિથિના રાજ્યાભિષેકનું વર્ણન છે, અને તે રામાયણ મહાભારત કાલની પદ્ધતિને અનુસરે છે.

બ્રાહ્મણ કાલમાં અભિષેક થયા પછી રાજા જે પ્રતિજ્ઞા લેતો હતો તેવીજ પ્રતિજ્ઞા પછીના કાલમાં પણ લેવામાં આવતી હતી. આ પ્રતિજ્ઞાને મહાભારતમાં ' શ્રુતિ ' કહેવામા આવી છે. રાજા પ્રતિજ્ઞા લે છે કે ' હું આ દેશને બ્રહ્મ માનીને તેની સમૃદ્ધિ કરીશ, નીતિશાસ્ત્રના નિયમોનું પાલન કરીશ, અને કોઇ દિવસ હું સ્વતંત્રતાથી નહિ વર્તું ' ( શાન્તિ, ૫૯-૧૦૬, ૧૦૭ ). રાજાની આ પ્રતિજ્ઞાને પ્રજાજનો વધાવી લેતા હતા. રાજ્યાભિષેક પ્રસંગે રાજા પ્રજાને વિષ્ણુ તરીકે માનતો હતો. રાજાની આ પ્રતિજ્ઞામાં જે ઉદાત્ત ભાવના રહેલી છે તેનું રહસ્ય ભીષ્મે યુધિષ્ઠિરને સારી રીતે સમજાવ્યું છે. ( મહાભારત, શાન્તિ, ૫૯ ). વર્તમાન કાલમાં પણ હિન્દુ રાજાઓ આ પ્રમાણે પ્રતિજ્ઞા લે છે એ જ આ પ્રતિજ્ઞાનુ ગૌરવ દર્શાવવાને માટે પર્યાપ્ત છે.

**સ્મૃતિ અને પુરાણ કાલ : અગ્નિ પુરાણ**

અગ્નિપુરાણમાં ( અધ્યાય ૨૧૮-૨૧૯, આનન્દાશ્રમ આવૃત્તિ ) રાજ્યાભિષેકનું સવિસ્તર વર્ણન આપવામાં આવેલું છે. રામચન્દ્રે પુષ્કરને રાજધર્મ વિષે પ્રશ્ન કર્યો અને પુષ્કરે તેમને ઉત્તર આપતા રાજ્યાભિષેકનું જે વર્ણન કર્યું હતું તે અગ્નિએ વસિષ્ઠને નીચે પ્રમાણે કહી સંભળાવ્યું:-- '

રાજા શત્રુનો હણનારો, પ્રજાનું પાલન કરનારો અને દણ્ડ નીતિને સારી રીતે અનુસરનારો હોવો જોઇએ ' પોતપોતાના ધર્મનું પાલન કરનારે સર્વનું હૂં રક્ષણ કરીશ ' આ પ્રમાણે સર્વને અભયવચન આપીને રાજાએ એ પ્રમાણે વ્રત પાળવું, અને એક જોષી અને બ્રાહ્મણ પુરોહિતની પસંદગી કરવી. સર્વ પ્રકારે આત્માનું

જ્ઞાન ધરાવનારા મંત્રીઓની અને ધર્મિષ્ઠ મહિષીની – પટ્ટરાણીની – રાજાએ યોજના કરવી. બધી તૈયારી કરીને યોગ્ય સમયે રાજાનો અભિષેક કરવો. જો કોઇ રાજા મરણ પામ્યો હોય તો તેનો ઔરસ પુત્ર તેની પછી ગાદીએ આવે છે, અને આનો રાજ્યાભિષેક કરવાને માટે સમયની રાહ જોવાની જરૂર નથી ૧૮

રાજ્યાભિષેકવિધિમાં પ્રથમ જોષી અને પુરોહિતોએ રાજાના શરીરને તલવાળી પીઠી લગાડીને સ્નાન કરાવવુ. પછી રાજા ભદ્રાસન ઉપર બેસે કે તરતજ પુરોહિતોએ રાજાના જયની ઘોષણા કરવી. સર્વને અભય આપનારી રાજાજ્ઞાનો ઢંઢેરો પીટાવવો અને કેદીઓને બંધનમાથી મુકત કરવા. રાજ્યાભિષેકની પહેલાં પુરોહિતે ઐન્દ્ર શાન્તિ કરવી. તે દિવસે પુરોહિતે ઉપવાસ કરવો, અને બીજે દિવસે અભિષેકને દિવસે–અભિષેકાગભૂત હોમ કરવાને માટે વેદિ ઉપર અગ્નિનુ સ્થાપન કરવુ. તેમા વિષ્ણુ, ઇન્દ્ર, સવિતા, વિશ્વેદેવા અને સોમ દેવતાના મંત્રોથી, કલ્યાણપ્રદ અને 'શર્મ' લિંગવાળા મંત્રોથી, આયુષ્ય અને અભય આપનારા અને અપરાજિત મંત્રોથી હોમ કરવો ઈશાન દિશામા અગ્નિની જમણી બાજુએ ૧૯ એક સુવર્ણનો કલશ-જેને સંપાત કલશ કહેવામા આવે છે તે-મૂકવો અને ગંધપુષ્પથી તેનુ પૂજન કરવુ. અગ્નિની જ્વાલા પ્રદક્ષિણાકાર થાય; તેની પ્રભા તપ્ત સુવર્ણના જેવી થાય, તેનો અવાજ રથના અને મેઘના ગડગડાટ જેવો થાય, અને અગ્નિ ધૂમરહિત, અનુલોમ, સુગન્ધિ. સ્વસ્તિકાકાર, પ્રસન્ન અને મોટી જ્વાલાવાળો અને સ્ફુલિંગરહિત હોય તો તે હિતકારક થાય છે.

અગ્નિ અને રાજાની વચ્ચે કોઇએ જવુ નહિ, ૨૦ તેમજ માર્જાર, જનાવર અથવા પક્ષીને વચમાથી જવા દેવુ નહિ. પછી

રાજાનો અભિષેક કરવો; (૩) રાજાની પશ્ચિમ બાજુએ ઉભા રહીને વૈશ્ય અમાત્યે તાંબાના દધિપૂર્ણ કલશથી અભિષેક કરવો; અને (૪) રાજાની ઉત્તર બાજુએ ઉભા રહીને શૂદ્ર અમાત્યે માટીના જલપૂર્ણ ઘડાથી રાજાનો અભિષેક કરવો. પછી ઋગ્વેદી બ્રાહ્મણે મધથી રાજાનો અભિષેક કરવો; સામવેદી બ્રાહ્મણે દર્ભોદકથી રાજાનો અભિષેક કરવો. પછી પુરોહિતે સંપાતકલશ લેવો અને રાજાની પાસે આવવું, હવનશાળામાં બેઠેલા માણસોને અગ્નિનું સંરક્ષણ કરવાની સૂચના આપવી, અને રાજસૂયાભિષેકમાં કહેલા મંત્રો વડે, બ્રાહ્મણોના મંત્રઘોષ સાથે, સંપાત કલશમાંના ઘીથી રાજાનો અભિષેક કરવો. પછી પુરોહિતે વેદિની પાસે જઇને શતચ્છિદ્ર—સો છિદ્રોવાળા—સુવર્ણના કલશમાંના જલથી રાજાનો અભિષેક કરવો. પછીથી **या ओषधीः** એ મંત્ર બોલીને સર્વૌષધિવાળા જલથી અભિષેક કરે છે, **रथे तिष्ठ** એ યજુર્વેદના મંત્રથી ગન્ધોદકથી અભિષેક કરે છે, **पुष्पवती** એ અથર્વવેદના મંત્રથી પુષ્પોદકથી અભિષેક કરે છે, અને **ब्राह्मण** એ યજુર્વેદના મંત્રથી બીજોદકથી અભિષેક કરે છે, **आशुः शिशानः** એ સૂક્તથી રત્નોદકથી અભિષેક કરે છે, અને **ये देवाः** એ મંત્રથી કુશોદકથી અભિષેક કરે છે.

પછી યજુર્વેદી અને અથર્વવેદી બ્રાહ્મણે **गन्धद्वारा** એ મંત્રથી રાજાના મસ્તક અને કણ્ઠને ગોરોચના લગાડવી. અને સર્વતીર્થોદકથી રાજાનો અભિષેક કરવો. ગીત, વાદ્ય વગેરેનો અવાજ ચાલતો હોય અને રાજાના ઉપર ચમરીઓ અને પંખાઓ ફરતા હોય તે વખતે વિદ્વાન્ બ્રાહ્મણોએ સર્વૌષધિથી ભરેલો કુંભ રાજાની આગળ ધરવો. રાજાએ તે ઘડામાં જોવું, દર્પણમાં પોતાનું મુખ જોવું, ઘૃતમાં જોવું અને બીજા મંગલ પદાર્થો જોવા. પછી વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્રાદિ દેવો અને ગ્રહોનું તેણે પૂજન કરવું; રાજાએ

વ્યાઘ્રચર્મની ચાદરવાળી શય્યા ઉપર બેસવું; અને તે વખતે પુરોહિતે રાજાને મધુપર્ક વગેરે આપવું. અને તેને પટ્ટ પહેરાવવો. પછી બળદ, હરણ, હાથી, સિંહ અને વાઘનાં ચર્મ એક ઉપર એક મૂકીને તેના ઉપર રાજાને બેસાડવો અને પુરોહિતે રાજાના માથા ઉપર મુકુટ મૂકવો. પ્રતીહારીએ અમાત્ય, સચિવ વગેરેને રાજા આગળ લાવવા. પછી રાજાએ જોષી અને પુરોહિતનું પૂજન કરીને તેમને ગાય ઘેટાં, બકરી, ઘર વગેરેનું દાન કરવું અને તેજ પ્રમાણે બીજા બ્રાહ્મણોનું પૂજન કરીને તેમને જમીન, ગાય, અન્ન ઇત્યાદિનું દાન કરવું. પછી રાજાએ અગ્નિની પ્રદક્ષિણા કરવી, ગુરુને નમસ્કાર કરવા, બળદને પાછળથી સ્પર્શ કરવો, વાછરડાવાળી ગાયની પૂજા કરવી, અને મંત્ર ભણીને અશ્વ ઉપર બેસી હાથીની પૂજા કરવી. પછી રાજાએ હાથી ઉપર બેસીને પોતાની સેના સાથે રાજમાર્ગે પ્રદક્ષિણાકારે ફરવું અને નગરમાં પ્રવેશ કરી, દાન વગેરેથી સર્વનો સત્કાર કરીને પોતપોતાને ઘેર જવાની રજા આપવી. આ પ્રમાણે વિધિપૂર્વક રાજ્યાભિષેક કરવો. પછીના અધ્યાયમાં (૨૧૯) અભિષેક મંત્રો આપવામાં આવેલા છે. આ મંત્રો વૈદિક મંત્રોથી ભિન્ન છે. તેમાં દેવો, રાક્ષસો, રાજાઓ, સાધુ પુરુષો, પર્વતો નદીઓ, અન્ય વગેરેનું, રાજાના ઉપર અભિષેક કરવા, તેને વિજય આપવા અને તેનું રક્ષણ કરવા, આવાહન કરવામાં આવે છે. બ્રહ્માણ્ડપુરાણમાં પણ આવા પ્રકારનો જ વિધિ જોવામાં આવે છે.

વરાહમિહિરની બૃહત્સંહિતામાં (લગભગ ઈ. સ. ૫૦૦) અડતાલીસમા અધ્યાયમાં પુષ્યસ્નાનનો વિધિ આપવામાં આવેલો છે. આ વિધિ અને રાજ્યાભિષેક વિધિ વચ્ચે કેટલુંક સામ્ય છે. રાજા એ પ્રજારૂપી વૃક્ષનું મૂલ છે, અને

**બૃહત્સંહિતામાં પુષ્ય સ્નાન**

ચાં મૂલને કોઈ પણ જાતનો ઉપઘાત થાય તો જગતમાં અશુભ પરિણામ આવે છે, અને મૂલનો સંસ્કાર કરવામાં આવે તો શુભ પરિણામ આવે છે. તેથી રાજા વિષેનો વિચાર અતિ મહત્ત્વનો છે. અનેક પ્રકારના ઉત્પાતોનો નાશ કરવાને માટે રાજાએ પુષ્યસ્નાન કરવાની આવશ્યકતા છે.

દૈવજ્ઞ અને પુરોહિતની મદદથી રાજા પુષ્યસ્નાન કરે છે. દૈવજ્ઞ, અમાત્ય અને માજદો રાત્રીએ નગરની બહાર જાય છે, અને પૂર્વ, ઈશાન અથવા ઉત્તર દિશામાં બલિ કરે છે, અને પુરોહિત લાજા, અક્ષત. દધિ અને પુષ્પથી મંત્રોચ્ચાર કરીને દેવો વગેરેનુ આવાહન કરી તેમનું પૂજન કરીને રાત્રી ત્યાં ગાળે છે. બીજે દિવસે સવારે બીજી બધી તૈયારી કરીને બધા દેવોનું સ્થાપન કરી પૂજન કરે છે. બળદ, વૃષ, સિંહ અને વ્યાઘ્ર એ ચાર પ્રાણીઓનાં ચર્મ વેદિ ઉપર પાથરવાં અને શુભ મુહૂર્તમાં પુષ્ય નક્ષત્રવાળો ચંદ્ર હોય ત્યારે સુવર્ણ, રજત, તામ્ર અથવા ક્ષીરતરુ એ ચારમાથી ગમે તે એકમાંથી બનાવેલા ભદ્રાસનને ચર્મ ઉપર મૂકવું. તેના ઉપર સુવર્ણ મૂકીને રાજાએ પ્રસન્નતાથી બેસવું, અને અજુબાજુએ સચિવો, આપ્તવર્ગ, પુરોહિત, દૈવજ્ઞ, નાગરિકો અને કલ્યાણનામવાળા મનુષ્યોએ ઉભા રહેવું. તે વખતે બન્દિજનો રાજાની સ્તુતિ ગાય છે બ્રાહ્મણો વેદમંત્રોનો ઘોષ કરે છે, અનેક પ્રકારનાં વાજીંત્રો વાગે છે. પુરોહિત, પોતાના નવા રેશમી વસ્ત્રને કામળાથી ઢાંકી દઈને ઘૃતપૂર્ણ કલશોથી રાજાનો અભિષેક કરે છે. કલશોની સંખ્યા ૮, ૨૮ અથવા ૧૦૮ હોય છે; અને જેટલી સંખ્યા વધારે તેટલું સારૂં એમ માનવામાં આવે છે. પછી કામળો કાઢી નાખીને પુરોહિત ફલ અને પુષ્પવાળા પુષ્યસ્નાન જલથી રાજાનો **सुरास्त्वामभिषिञ्चन्तु** ઇત્યાદિ મંત્રો બોલીને,

અભિષેક કરે છે સ્નાન કર્યા પછી રાજા સુતરાઉ વસ્ત્ર પહેરે છે. તે સમયે પુણ્યાહવાચન અને શખનાદ થાય છે પછી રાજા દેવ, ગુરુ, બ્રાહ્મણો, છત્ર, ધ્વજા, અને આયુધોનુ પૂજન કરીને પોતાની પૂજા કરે છે, નવા અલકારો ધારણ કરે છે, અને બીજી વેદિ આગળ જઈને એક ઉપર એક એમ પાથરેના—બળદ, બીલાડી, રુરુ હરણ, પૃષત હરણ, સિંહ અને વ્યાઘ્ર એ પ્રાણીઓના—ચર્મ ઉપર બેસે છે પુરોહિત વિનયન, ઇન્દ્ર, બૃહસ્પતિ વગેરેના મત્રોથી મુખ્ય સ્થાનમા સમિધ્, તિલ, ઘૃત વગેરેનો હોમ કરે છે, અને દૈવજ્ઞ ઇન્દ્રધ્વજમા કહેવામા આવેલા અગ્નિનિમિત્તો કહે છે

મગલ કર્મ સમાપ્ત કરીને પુરોહિત અજલિપૂર્વક દેવોને પ્રાર્થના કરીને તેમનુ વિસર્જન કરે છે પછી રાજા મઙ્ક ધન આપીને દૈવજ્ઞ અને પુરોહિતનો સત્કાર કરે છે, બીજા બ્રાહ્મણોને પણ તેમની યોગ્યતા પ્રમાણે દક્ષિણા આપે છે, પ્રજાને અભયવચન આપે છે, મકટમા આવેલા પશુઓને મુક્ત કરે છે, અને અભ્યતર દોષ કરનારા કેદી સિવાયના બીજા બધા કેદીઓને છોડી મૂકે છે આ પ્રમાણે દર વર્ષે પુષ્યસ્નાન કરવાથી યશ અને વૃદ્ધિ થાય છે રાષ્ટ્રમા ઉત્પાત અથવા રોગ થાય, રાહુ અને કેતુનુ દર્શન થાય, અને ગ્રહો પીડાકારક હોય, તો રાજાએ આ પ્રમાણે પુષ્યસ્નાન કરવુ. પુષ્યસ્નાનના જેવુ બીજુ મગલ પણ નથી. રાજાને રાજ્ય વધારવાની ઇચ્છા હોય, તો પણ તણે પુષ્યસ્નાન કરવુ. આ જ વિધિથી જો હસ્તી અને અશ્વને સ્નાન કરાવવામા આવે તો તે બધા રોગોથી મુક્ત થઈ પરા સિદ્ધિ પ્રાપ્ત કરે છે આ પ્રમાણે આથર્વણ પરિશિષ્ટમા પણ પુષ્યાભિષેકનુ વર્ણન છે

'માનસાર' એ શિલ્પશાસ્ત્રનો મહત્ત્વનો ગ્રથ છે, છતા પણ

'આકાશભૈરવ કલ્પ' નામનો અમુદ્રિત તાન્ત્રિક ગ્રન્થ રાજ્યાભિષેકના વિષયમાં સારો પ્રકાશ નાખે છે.

**આકાશભૈરવકલ્પમાં રાજાનો અભિષેક** આ ગ્રન્થની હસ્તલિખિત પ્રતિ પૂનાના ભાણ્ડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઈન્સ્ટિટ્યુટમાં છે. (પોથી નં-૪૩, ૧૯૨૫-૨૬). તેના ૮૫-૧૦૪ પટલોની અંદર રાજ્યાભિષેક વિષેની સવિસ્તર માહીતી આપવામાં આવેલી છે. તેનો સંક્ષિપ્ત સાર નીચે પ્રમાણે છેઃ—

પાર્વતી મહાદેવને વિનંતી કરે છે કે મને રાજાના અભિષેકનો વિધિ કહો. મહાદેવ કહે છે કેઃ—

પુરોહિતે પ્રતિવર્ષ રાજાના જન્મદિવસે, નગરમાં અથવા રાષ્ટ્રમાં કાંઇ ખરાબ નિમિત્ત ઉત્પન્ન થાય ત્યારે, મહામારીનો રોગ ચાલે ત્યારે, શત્રુ પ્રજાને પીડતો હોય ત્યારે, ખરાબ ગ્રહો હોય ત્યારે, રાજાને રોગની પીડા થાય ત્યારે, અપમૃત્યુનો ભય થાય ત્યારે અને ખરાબ સ્વપ્નનું દર્શન થાય ત્યારે રાજાનો અભિષેક કરવો. અભિષેકને માટે સોળ સ્તમ્ભ અને ચાર દ્વારવાળો ચોરસ મંડપ કરવો, પતાકા અને તોરણોથી શણગારવો. તેના મધ્ય ભાગમાં વેદિકા કરવી અને તેના પશ્ચિમ ભાગે હોમ માટે કુણ્ડ કરવો.

જે દિવસે અભિષેક થવાનો હોય તેને આગલે દિવસે રાજાએ નદી અથવા તળાવમા સ્નાન કરી, વસ્ત્ર પહેરી, ઊર્ધ્વપુણ્ડ્ર કરી તે વખતે કરવાની ક્રિયા કરવી; અને પછી પાલખીમાં બેસીને પોતાના મહેલમાં જવુ. ત્યાં પુરોહિતને બોલાવીને અભિષેક માટે રાજાએ તેમની સંમતિ લેવી. રાજાએ પોતે નાન્દીશ્રાદ્ધ કરીને આચાર્યની અને બ્રાહ્મણોની પસંદગી કરવી, વસ્ત્ર, ભૂષણ વગેરે આપીને તેમને પ્રસન્ન કરવા, તેમને પાલખીમાં બેસાડીને અને પોતે તેમની પાછળ

હાથી ઉપર બેસીને વાજતે ગાજતે મણ્ડપમા જવું. રાજાએ બ્રાહ્મણોનુ પૂજન કરવુ પછી બ્રાહ્મણો કનશસ્થાપન, દિક્પાનપૂજા હોમ વગેરે કરે છે

બીજે દિવસે–અભિષેકને દિવસે–લા ડાનુ બનાવેનુ ભદ્રપીઠ મડપમા મૂકવામા આવે છે તેના ઉપર હરણ અને વ્યાઘ્રનુ ચર્મ, ગ્રીવા પૂર્વ દિશામા રહે અને વાળવાળો ભાગ ઉપર રહે એવી રીતે, પાથરવામા આવે છે ઉદુમ્બર વૃક્ષની શાખા, દક્ષિણાવર્ત શખ, દૂર્વા ગોરોચન, સુવર્ણનુ ગોમુખ પાત્ર, ધોત વસ્ત્રની જોડી, ગન્ધ, પુષ્પ, દધિ, ક્ષીર, ઘૃત વગેરે વસ્તુઓ તૈયાર રાખવામા આવે છે આ પ્રમાણે બધી તૈયારી કરીને પુરોહિત રાજાના આવવાની રાહ જુવે છે રાજા અનુકૂળ લગ્ન નક્કી કરે છે, અને તે સમયની પહેના સુવર્ણના કનશથી સ્નાન કરી, ધૌત વસ્ત્રો ધારણ કરી, ઇષ્ટ પૂજા કરી, સામ્રાજ્યલક્ષ્મીને નમન કરી, કુળદેવતાને વન્દન કરી, વાજતે ગાજતે જયઘોષણાઓ સાથે મહેલની બહાર નીકળે છે, અને હાથી ઉપર બેસીને મડપે જાય છે

શુભ લગ્નમા રાજા પુરોહિતને વન્દન કરીને પૂર્વાભિમુખ બેસે છે, અને સંકલ્પ કરીને વૈદિક, તાન્ત્રિક અને પુરાણોક્ત મન્ત્રોથી દેવોનુ પૂજન કરે છે પુરોહિત અને બ્રાહ્મણો ભદ્રપીઠ ઉપર રાજાને બેસાડે છે અને અનેક પ્રયોજનો માટે તેનો અભિષેક કરવાનો સંકલ્પ કરે છે પ્રથમ શખથી દૂધ અને દહીં વડે રાજાના મસ્તક ઉપર મન્ત્ર બોલીને અભિષેક કરવામા આવે છે. પછી સુવર્ણના ગોમુખ પાત્રથી મધુ અને ઘૃત વડે અભિષેક થાય છે પછી સચ્છિદ્ર કુભો ઉદુમ્બર શાખા, દૂર્વા, આમ્રશાખા વગેરેથી મન્ત્રોચ્ચારપૂર્વક અભિષેક થાય છે આ વખતે શખ,

દુંદુભિ વગેરેનો નાદ થયા કરે છે, બન્દિજનો જયઘોષ કર્યા કરે છે, બ્રાહ્મણો વેદમંત્રોનો ઘોષ કર્યા કરે છે, અને સૌભાગ્યવતી સ્ત્રીઓ મંગલગીતો ગાયા કરે છે. આ પ્રમાણે અભિષેક થયા પછી પુરોહિત રાજાને બે નવાં વસ્ત્રો અને સુવર્ણનું ઉપવીત આપે છે. રાજા અનેક પ્રકારનાં આભૂષણો પહેરી બ્રાહ્મણોને દક્ષિણા આપે છે. પછી આઠ કન્યાઓ છત્ર, ચામર ઇત્યાદિ રાજચિહ્નનો ધારણ કરીને રાજાની આજુબાજુ ઉભી રહે છે. મંત્ર બોલીને સૌભાગ્યવતી સ્ત્રીઓ પાસે સુવર્ણના પાત્રમાં કપૂરના દીપ કરીને રાજાની આરતી ઉતારવામાં આવે છે. પુરોહિત મન્ત્રોચ્ચારણપૂર્વક રાજાને આશીર્વાદ આપે છે; અને બંધુઓ, બ્રાહ્મણો, મંત્રીઓ, કવિઓ, અનેક પ્રકારના વિદ્વાનો, સામન્તો અને રાજપુત્રો રાજાના મસ્તક ઉપર અક્ષત ફેંકે છે. આ ઉત્સવમાં રાજાનાં દર્શન કરવા માટે આવેલા બોતેર અધિકારીઓનું ગંધ, તાંબૂલ, વસ્ત્ર ઇત્યાદિથી સત્કાર કરીને પુરોહિત રાજાને આશીર્વાદ આપે છે.

પછી રાજા ભદ્રાસન ઉપરથી નીચે ઉતરી મંડપની બહાર જાય છે, અને હાથી ઉપર બેસીને સ્વારીના આકારે નગરમાં ફરે છે. સ્વારીમાં અનેક પ્રકારના રથ, છત્ર, ધ્વજા, પલ્લવ અને તોરણ હોય છે. આ પ્રસંગે રાજમાર્ગોને સારી રીતે અલંકૃત કરવામાં આવે છે. પ્રજાજનો રાજાનાં દર્શન કરવા અતિ ઉત્સુક હોય છે. શંખ અને ભેરીના નાદ થાય છે, બધે જય જયકાર થઇ રહે છે. રથના ચક્રનો અવાજ, હાથીઓનો અવાજ, ઘોડાઓનો અવાજ અને પાયદળનો અવાજ — આ પ્રમાણે ચાર પ્રકારની .l અવાજથી દિશાઓમાં પ્રતિધ્વનિ થઇ રહે છે. નગરમાં ફરીને રાજા અન્તઃપુરમાં પ્રવેશ કરે છે. ત્યાં સુવર્ણના આસન ઉપર તે બેસે છે, અને સૌભાગ્યવતી સ્ત્રીઓ સુવર્ણના પાત્રમાં કર્પૂર

દીપ પ્રજ્વલિત કરી રાજાની આરતી ઉતારે છે. રાજા હજારો બ્રાહ્મણોને આદરપૂર્વક અન્ન અપાવે છે, અને પછી સકુટુંબ ભોજન કરી સુખેથી રહે છે. ( પટલ ૮૫–૯૧ )

ફરીથી પાર્વતી મહાદેવને વિનંતી કરે છે કે મને રાજાના પટ્ટાભિષેકનો વિધિ કહો. મહાદેવે આ વિધિનું જે વર્ણન કરેલું છે તેનો સંક્ષિપ્ત સાર નીચે પ્રમાણે છે.—

**આકાશભૈરવ કલ્પમાં રાજાનો પટ્ટાભિષેક**

વિદ્યા, વિનય અને ચારિત્ર્યવાળા રાજાએ પુરોહિતદ્વારા પિતૃપૈતામહ સ્થાનમા પોતાનો અભિષેક કરાવવો. પુરોહિતે મંત્રીઓની સલાહ લઇને શુભ મુહૂર્ત નક્કી કરી વિષ્ણુના મંદિરમા રમ્ય મંડપ તૈયાર કરાવવો અને એની સારી રીતે શોભા કરવી. તેના મધ્ય ભાગમાં વેદિ કરવી અને તેની ચારે બાજુએ ચાર કુણ્ડો તૈયાર કરાવવા. પુરોહિતે અભિષેકને માટે જે જે વસ્તુઓની અપેક્ષા હોય તે સર્વ વસ્તુઓ તૈયાર રાખવી, અને રાજાને ગુરુ વગેરેની પસંદગી કરવા કહેવુ.

અભિષેકને આગલે દિવસે રાજાએ નાન્દીશ્રાદ્ધ કરવુ, આચાર્ય વગેરેનું વરણ કરીને તેમને પાલખીમાં બેસાડીને મંડપમા લઇ જવા, અને તેમનો સત્કાર કરી પોતાનો અભિષેક કરવાની પ્રાર્થના કરવી. પુરોહિત અને બીજા બ્રાહ્મણોએ કલશસ્થાપન કરીને, લક્ષ્મીનારાયણ, દિક્પતિ વગેરેની પ્રતિમાઓ યોગ્ય સ્થળે સ્થાપવી, પહેલાં અભિષેકના પ્રસંગે વર્ણવેલી બધી વસ્તુઓ તૈયાર કરવી, અને હોમ કરવો.

અભિષેકને દિવસે, પહેલાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે,

રાજાએ સ્નાન વગેરે કરીને હાથી ઉપર બેસીને રસાલા સાથે મંડપમાં જવું, બ્રાહ્મણોને નમસ્કાર કરવા અને સંકલ્પ કરવો કે અનિષ્ટનિવૃત્તિ, ઇષ્ટપ્રાપ્તિ, સામ્રાજ્યની લક્ષ્મીની સ્થિરતા, સર્વ પ્રજાનું પાલન અને યોગ્યતાસિદ્ધિ – આ સર્વ પ્રયોજનોને માટે મારે અભિષેક કરવો છે. આ પ્રમાણે સંકલ્પ કર્યા પછી રાજાએ દેવપૂજા કરવી.

પછી પુરોહિતે ઔદુમ્બર પીઠ ઉપર વ્યાઘ્રચર્મ પાથરીને તેના ઉપર અભિષેક માટે રાજાને બેસાડવો. આ સમયે નૃત્ય, ગીત, વાદ્ય વગેરે ચાલે છે. પ્રથમ રાજાને ભદ્રપીઠ ઉપર પૂર્વાભિમુખે બેસાડે છે, અને દૈશિક દધિપૂર્ણ ઘટ લઇને અને પુરોહિત દક્ષિણાવર્ત શંખ લઇને મંત્રોચ્ચારપૂર્વક રાજાના મસ્તક ઉપર અભિષેક કરે છે. પછી ભદ્રપીઠને દક્ષિણ દિશામાં મૂકીને તેના ઉપર રાજાને દક્ષિણાભિમુખે બેસાડે છે, અને વૃષભના શીંગડામાં મધ ભરીને મંત્ર ભણી રાજાની છાતી ઉપર દૈશિક અભિષેક કરે છે. પછી ભદ્રપીઠને પશ્ચિમ દિશામાં મૂકીને તેના ઉપર રાજાને પશ્ચિમાભિમુખે બેસાડે છે, અને ગોમુખી પાત્રીથી ઘૃત લઇને મંત્ર બોલીને રાજાના ઉદર ઉપર અભિષેક કરે છે. પછી ભદ્રપીઠને ઉત્તર દિશામાં મૂકીને તેના ઉપર રાજાને ઉત્તરાભિમુખે બેસાડે છે, અને ઉદુમ્બર – શાખાથી મંત્રોચ્ચારણપૂર્વક રાજાના શરીર ઉપર જલનો સારી રીતે અભિષેક કરે છે. પછી તે ભદ્રપીઠને વેદિકાના મધ્યભાગમાં મૂકવામાં આવે છે; રાજાને વસ્ત્ર વગેરે પહેરાવીને તેના ઉપર બેસાડે છે અને ગુરુ તેના કપાળ ઉપર સુવર્ણનો પટ્ટ મંત્ર બોલીને બાંધે છે.

આ પટ્ટ ઉપર રાજાના આદર્શ ગુણોનું વર્ણન કરનારા પાંચ

શ્લોક લખેલા હોય છે. રાજાના કપાળ ઉપર પટ્ટ બાંધતી વખતે પરોહિત પટ્ટ ઉપર લખેલા પાંચ શ્લોકો રાજાને વાંચી સંભળાવે છે. પટ્ટ બાંધતી વખતે દુંદુભિઓ વાગે છે. પછી પુરોહિત, ગુરુ, આચાર્ય, ઋત્વિજ્ અને બીજા બ્રાહ્મણો સુવર્ણના કલશમાં પુણ્યતીર્થોનું જલ ભરીને ઉદુમ્બરની કુમળી શાખાઓ વડે, મંત્રો ભણીને, એક સામટા રાજાના ઉપર અભિષેક કરે છે. પછી રાજા દિવ્ય વસ્ત્ર, ગન્ધ, માલા વગેરે ધારણ કરે છે. પુરોહિત રાજાના અગ્નિના જેવા તેજવાળો, રત્નજટિત સુવર્ણનો મુકુટ મંત્ર બોલીને મૂકે છે. એક કન્યા રાજાના મસ્તક ઉપર છત્ર ધારણ કરીને ઉભી રહે છે; બે કન્યાઓ બે ચમરી લઇને રાજાની બે બાજુએ ઉભી રહે છે. એક કન્યા રત્નકરણ્ડ લઇને ઉભી રહે છે, એક કન્યા વેત્ર અને ખડ્ગ લઇને ઉભી રહે છે; એક કન્યા મણિદર્પણ લઇને ઉભી રહે છે; એક કન્યા જલકુણ્ડિકા લઇને ઉભી રહે છે; અને એક કન્યા કલાચી—પ્રસાધન અને પૂજાનાં સાધનો—લઇને ઉભી રહે છે.

પછી રાજા અનેક પ્રકારનાં દાન કરે છે. પુરોહિત, ગુરુ, આચાર્ય, ઋત્વિજ્ અને અન્ય વિદ્વાન્ બ્રાહ્મણોને રાજા અસાધારણ ઉદારતાથી દક્ષિણા આપે છે, અને દીન, અંધ, કૃપણ વગેરેને સારી રીતે સંતોષે છે. રથ, અશ્વ, અને હસ્તીની મંત્રપૂર્વક પૂજા કર્યા પછી રાજા હાથી ઉપર બેસીને વાજતે ગાજતે નગરની પ્રદક્ષિણા કરે છે અને અંતઃપુરમાં જાય છે. ત્યાં રત્નમય પીઠ ઉપર રાજા અભિષિક્ત મહિષીની સાથે બેસે છે, અને સ્ત્રીઓ તેમની આરતી ઉતારે છે. પછી રાજા દર્શન કરવાને માટે આવેલા સામન્તો, રાજપુત્રો, મંત્રીઓ, પુરોહિતો, કવિઓ, પણ્ડિતો, સંગીત વિશારદો, નટો, નર્તકો વગેરેનો બહુમાન, વસ્ત્ર ઇત્યાદિ આપીને સત્કાર કરે છે અને જવાની રજા આપે છે ત્રણ હજાર

બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડીને રાજા પોતાના કુટુંબી જનો સાથે ભોજન કરે છે અને સુખેથી રહે છે. રાજાએ નય, વિનય ઔદાર્ય અને શૌર્ય રાખી સર્વ પ્રજાનું પાલન કરવું ( પટલ ૯૦-૯૯ ).

પછી મહાદેવ અભિષિક્ત રાજાઓનું વર્ણન કરે છે ( પટલ ૧૦૦ ), રાજાઓએ કરવાની જપ, હોમ ઇત્યાદિ ક્રિયામાં વપરાતા મંત્રો આપે છે ( પટલ ૧૦૧ ), સિંહાસનનું લક્ષણ આપે છે ( પટલ ૧૦૨ ), સિંહાસનની પ્રતિષ્ઠાનો પ્રકાર દર્શાવે છે ( પટલ ૧૦૩ ), અને રાજાએ સિંહાસન ઉપર કેવી રીતે બેસવું અને કેવી રીતે નીચે ઉતરવું એનું વર્ણન કરે છે. ( પટલ ૧૦૪ ). મહાનિર્વાણતંત્રમાં પણ રાજ્યાભિષેક વિધિ આપવામાં આવેલો છે, પણ તેમાં બહુ મહત્ત્વનો ફેરફાર નથી.

**સ્મૃતિઓ અને નિબંધો**

મનુસ્મૃતિ ઇત્યાદિ સ્મૃતિ ગ્રંથોમાં રાજ્યાભિષેકનું સવિસ્તર વર્ણન જોવામાં આવતું નથી, પણ પછીના નિબન્ધકારોના ગ્રન્થોમાં આ વિષયનું નિરૂપણ કરવામાં આવેલું છે. તેમાં વિશેષતઃ ઈ. સ. ના બારમા શતકથી સત્તરમા શતક સુધીમાં થઈ ગયેલા લક્ષ્મીધર રઘુનાથ ભટ્ટ, દિનકર ભટ્ટ, કમલાકર ભટ્ટ, નીલકણ્ઠ ભટ્ટ, મિત્રમિશ્ર, અનન્તદેવ જેવા પણ્ડિતોના ગ્રંથો આ વિષય ઉપર સારો પ્રકાશ નાખે છે. લક્ષ્મીધરના કૃત્યકલ્પતરુમાં રાજધર્મ, રાજા ટોડરમલની પ્રેરણાથી નીલકણ્ઠે લખેલા ' ટોડરાનન્દ ' નામના ગ્રંથમાં આવેલો ' રાજ્યાભિષેક ', રઘુનાથનો રાજ્યાભિષેક – પ્રયોગ, ' દિનકરના ' દિનકરોદ્દ્યોત ' માં આપેલી ' રાજ્યાભિષેકપદ્ધતિ ', કમલાકરનો ' રાજ્યાભિષેકપ્રયોગ ', શિવની ' રાજ્યાભિષેકપદ્ધતિ ', નીલકણ્ઠ ભટ્ટનો ' નીતિમયૂખ ', મિત્રમિશ્રનો

'વીરમિત્રોદય' (રાજનીતિપ્રકાશ), અને અનન્તદેવનો 'રાજધર્મ કૌસ્તુભ' એ ગ્રન્થો રાજ્યાભિષેકવિધિના પ્રમાણભૂત ગ્રન્થો ગણાય છે. આ ગ્રન્થોમાં પુરાણોનાં અસંખ્ય વાક્યો પ્રમાણ તરીકે આપવામાં આવેલાં છે, અને તેમાં પણ વિષ્ણુધર્મોત્તરમાંથી અનેકવાર શ્લોકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ બધા ગ્રન્થોમાં જે વિધિ આપવામાં આવેલો છે તે લગભગ સરખો છે, અને સામાન્ય રીતે અગ્નિપુરાણમાં આપેલા રાજ્યાભિષેક વિધિને અનુસરતો છે. વર્તમાન કાલમાં આ વિધિ પ્રમાણે જ રાજ્યાભિષેક કરવામાં આવે છે. હાલમાં કાયદાની બાબતમાં મુંબઈ ઇલાકામાં નીલકણ્ઠ ભટ્ટ, કાશી તરફ મિત્રમિશ્ર, બંગાળમાં જીમૂત વાહન પ્રમાણભૂત મનાય છે. નીલકણ્ઠને સ્મૃતિકારોના અને નિબંધકારોના પ્રતિનિધિ તરીકે સ્વીકારીને તેના 'નીતિમયૂખ' નામના ગ્રન્થમાંથી અહીં રાજ્યાભિષેક વિધિ સંક્ષેપમાં આપવામાં આવ્યો છે, અને બધો રાજ્યાભિષેકપ્રયોગ આ પ્રકરણને અંતે પરિશિષ્ટરૂપે આપવામાં આવેલો છે.

**નીતિમયૂખમાં રાજ્યાભિષેક વિધિ**

નીલકણ્ઠ ભટ્ટ નીતિમયૂખમાં વિષ્ણુધર્મોત્તરના શ્લોકોને આધારે રાજ્યાભિષેકવિધિનું વર્ણન નીચે પ્રમાણે કરે છે:—

પૂર્વ રાજાના મરણ પછી નવા પુરુષનો જ્યારે અભિષેક કરવામાં આવે છે ત્યારે તે પુરુષે તિલ અને સર્ષપથી સ્નાન કરીને જોષી અને પુરોહિત દ્વારા પોતાની જયઘોષણા કરાવવી, પ્રજાને અભયદાન આપનારો ઢંઢેરો ફેરવીને રાજગાદીથી ભિન્ન આસન ઉપર બેસવું, કેદીઓને મુક્ત કરવા, પ્રજાને સાંત્વન આપીને તેનું પાલન કરવું અને રાજ્યાભિષેકના મુહૂર્તની રાહ જોવી; અને જ્યારે મુહૂર્ત આવે

ત્યારે તેણે પોતાનો વિધિપૂર્વક રાજ્યાભિષેક કરવો પણ જો પૂર્વ રાજા જીવતો હોય અને કોઈ કારણથી બીજા પુરુષનો અભિષેક કરવાનો હોય તો રાજ્યાભિષેકના શાસ્ત્રવિહિત સમયની રાહ જોયા વિના જ તે જ વખતે રાજ્યાભિષેક કરવો

રાજાના પુરોહિતે રાજ્યાભિષેકની બધી તૈયારી કરીને પ્રથમ ઐન્દ્રી શાન્તિ કરવી અભિષેકને દિવસે પુરોહિતે ઉપવાસ કરવો, ઘતનપુષ્પની માળા ધારણ કરવી અને આભરણોથી પોતાના દેહને અલંકૃત કરવો પ્રથમ મંત્રથી વેદિ તૈયાર કરવી, (૧) શર્મ વર્મ, (૨) સ્વસ્ત્યયન, (૩) આયુષ્ય, (૪) અભય, અને (૫) અપરાજિત એ પાંચ પ્રકારના મંત્રો ભણીને હોમ કરવો, અને સુવર્ણનો સંપાતભૃત્કલશ મૂકવા જોઈએ અગ્નિની દક્ષિણ બાજુએ આસન ઉપર બેસીને અગ્નિમાંથી જણાતા બધા નિમિત્તો જોવા, અને બધાને કહેવા હોમ કરવાના સમયે પુરોહિતે રાજાને મંત્રો બોલીને સ્નાન કરાવવુ. પ્રથમ રાજાએ નીચે જણાવેલા ભિન્ન ભિન્ન સ્થળેથી આણેલી માટી પોતાના ભિન્ન ભિન્ન અંગોને લગાડીને પોતાના દેહની શુદ્ધિ કરવી —

| માટીનુ સ્થળ | રાજાનુ અંગ |
| --- | --- |
| ૧ પર્વતનુ શિખર | મસ્તક |
| ૨ રાફડાની ટોચ | બે કર્ણ |
| ૩ વિષ્ણુનુ મંદિર | વદન |
| ૪ ઇન્દ્રનુ મંદિર | ગ્રીવ |
| ૫ રાજમહેલનુ આંગણુ | હૃદય |
| ૬ હાથીના દાંતથી ઉખડેલી માટી | જમણો હાથ |
| ૭ સરોવર | પીઠ |

| | | |
|---|---|---|
| ૮ | સંગમ | ઉદર |
| ૯ | નદીના તટો | બે પાસાં |
| ૧૦ | વેશ્યાનું દ્વાર | કટિ |
| ૧૧ | ગજસ્થાન | બે સાથળો |
| ૧૨ | ગોસ્થાન | બે ઘુંટણો |
| ૧૩ | અશ્વસ્થાન | બે પગ |
| ૧૪ | રથચક્રથી ઉખડેલી માટી | બે ચરણ |

આમાં ડાબા હાથની વાત રહી ગઇ છે અગ્નિપુરાણમા ડાબા હાથની શુદ્ધિ બળદના શીંગડાથી ઉખડેલી માટીથી કરવી એમ લખેલું છે. અગ્નિપુરાણના વજ્રસ્થાનને ( નં. ૧૨ ) બદલે અહીં ગજસ્થાન ( નં. ૧૧ ) છે, બીજું બધુ વર્ણન સરખુ છે.

પછી પંચગવ્ય અને જળથી સ્નાન કરીને રાજાએ ભદ્રાસન ઉપર બેસવુ, અને ચાર મુખ્ય અમાત્યોએ રાજાનો યથાવિધિ અભિષેક કરવો : પૂર્વ દિશા તરફથી બ્રાહ્મણ અમાત્યે સુવર્ણના ઘૃતપૂર્ણ કુંભથી દક્ષિણ દિશા તરફથી ક્ષત્રિય અમાત્યે ચાંદીના ક્ષીરપૂર્ણ કુંભથી, પશ્ચિમ દિશા તરફથી વૈશ્ય અમાત્યે તાંબાના દધિપૂર્ણ કુંભથી, અને ઉત્તર દિશા તરફથી શૂદ્ર અમાત્યે માટીના જળપૂર્ણ કુંભથી રાજાનો અભિષેક કરવો

પછી ઋગ્વેદી બ્રાહ્મણે ઉત્તર દિશામા મધુથી રાજાનો અભિષેક કરવો અને સામવેદી બ્રાહ્મણે કુશોદકથી કરવો. પુરોહિતે સંપાતકલશ લેવો અને મંડપમા હાજર રહેલા બ્રાહ્મણોને અગ્નિનુ રક્ષણ કરવાનું કહીને રાજસૂયાભિષેકમા જે મંત્રો આપેલા છે તે મંત્રો વડે, બ્રાહ્મણના સ્વર સાથે, સુવર્ણના સંપાતકલશથી રાજાનો અભિષેક કરવો. પછી તેણે વેદિની પાસે

જવું, અને બીજા વેદવિશારદ ધર્મજ્ઞ બ્રાહ્મણે મન્ત્રો બોલીને સુવર્ણના શતચ્છિદ્ર પાત્રથી રાજાનો અભિષેક કરવો. બીજા કોઇ ઋગ્વેદી બ્રાહ્મણે મંત્ર બોલીને રાજાના મસ્તકે અને કંઠે ગોરોચનાનો લેપ કરવો. પછી બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, અને બીજાઓએ તીર્થોમાથી આણેલા જલ વડે રાજાનો અભિષેક કરવો. આ સમયે અમાત્યોએ છત્ર, ચામર, વેત્ર વગેરે રાજચિહ્નો હાથમાં લઇને રાજાની પાસે ઉભા રહેવું. શંખનાદ અને દુંદુભીઓના અવાજ, બન્દિજનોની પ્રશસ્તિ, ગીત અને વાદ્યોનો ઘોષ, અને બ્રાહ્મણોનો કોલાહલ ચાલતો હોય તે વખતે બધા માણસોએ એકઠા મળીને રાજાનો અભિષેક કરવો. પછી જોષીએ સુવર્ણનો નવો કલશ લઇને મંત્રપૂર્વક રાજાનો અભિષેક કરવો. રાજાએ પોતાનું મુખ દર્પણમાં અથવા ઘૃતમાં જોવું. માથે પાઘડી મૂકી શ્વેત વસ્ત્ર ધારણ કરી રાજાએ મંગલ પદાર્થોનો સ્પર્શ કરવો, વિષ્ણુ અને બ્રહ્માનું પૂજન કરવુ, અને જોષી અને પુરોહિતની પૂજા કરવી. પછી જોષીએ રાજાને કપાળે સોનાનો પટ્ટબંધ બાંધવો. પટ્ટબંધ આઠથી છત્રીસ આંગળ લાંબો રાખવો; અથવા તો ૮, ૧૫ ૨૨, ૨૯ અને ૩૬ આંગળ લાંબો રાખવો; વચમાં લંબાઇથી અડધો ભાગ, અને બન્ને છેડે લંબાઇથી ચોથો ભાગ પહોળાઇ રાખવી. તેના ઉપર ત્રણ કમલ, શ્રીવત્સધારી વિષ્ણુ, શિવ, મ્હાવતવાળો હાથી, ગાય, સ્વસ્તિક, લક્ષ્મી, વિનાયક, બિલ્વ, કાર્તિકેય વગેરે ચીતરવાં. રાજાના પટ્ટબન્ધમાં પાંચ શિખાઓ, યુવરાજ અને પટ્ટરાણીના પટ્ટબન્ધમાં ત્રણ શિખાઓ, સેનાપતિના પટ્ટબન્ધમાં એક શિખા, અને કોઇના ઉપર પ્રસન્ન થઇને પટ્ટબન્ધ અપવામાં આવે તો શિખા વિના–આ પ્રમાણે વિધિ છે. પટ્ટબંધ બાંધ્યા પછી જોષીએ રાજાના મસ્તક ઉપર મુકુટ મૂકવો.

પુરોહિતે આસન ઉપર બળદ, માર્જાર, વ્યાઘ્ર અને સિંહનું ચર્મ પાથરી તેના ઉપર કીમતી ચાદરો પાથરવી, અને મંત્ર બોલીને રાજાને તેના ઉપર બેસાડવો પછી દ્વારપાળે અમાત્યો, નગરિકો, વ્હેપારીઓ અને પ્રજાજનોને વારાફરતી રાજાની પાસે લાવી પરિચય કરાવવો રાજાએ દૈવજ્ઞ–જોષી–અને પુરોહિતને જમીન, વસ્ત્ર, હાથી, અશ્વ, સુવર્ણ, ગાય, ઘેટા, બકરા અને ઘર આપીને સત્કાર કરવો, અને પછી બ્રાહ્મણોનું ભોજન કરાવી દક્ષિણા આપી પૂજન કરવુ. મંગલ પદાર્થોનો સ્પર્શ કરીને રાજાએ હાથમા ધનુષ્ય અને બાણ લેવા, અગ્નિની પ્રદક્ષિણા કરવી, વૃદ્ધજનોને પ્રણામ કરવા, વૃષભ અને સવત્સા ગાયનો સ્પર્શ કરવો, અને મંત્ર બોલીને હાથી અને ઘોડાનુ પૂજન કરવુ. પછી હાથી ઉપર બેસીને રાજાએ નગરમા રાજમાર્ગે સ્વારીરૂપે ફરવુ. સ્વારીમા મુખ્ય અમાત્યો, સામંતો, જોષી અને પુરોહિત એ બધાએ હાથી ઉપર બેસવુ રાજાએ સ્વારી સાથે દેવતાઓના દર્શન કરવા અને નગરમા પાછા આવીને અન્તઃપુરમા જવું પછી પ્રજાજનોને દાન, માન ઇત્યાદિથી સત્કાર કરવો અને તેમને ઘેર જવાની રજા આપવી પછી રાજાએ આનન્દથી રાજ્ય કરવુ

**વર્ધમાનસૂરિનો 'આચાર દિનકર'**

જૈન સાહિત્યના ઇતિહાસમા વર્ધમાનસૂરિનુ નામ અતિ પ્રસિદ્ધ છે. તેમણે વિ સંવત્ ૧૪૬૮ મા 'આચાર દિનકર' નામનો ગ્રંથ રચેલો છે તેમા રાજ્યાભિષેક વિષે વિશિષ્ટ પ્રકારની માહીતી આપવામા આવેલી છે આ ગ્રંથના 'પદારોપવિધિ' નામના પ્રકરણમા આ વિધિને પદારોપવિધિ' એ નામ આપવામા આવેવુ છે. પદારોપવિધિના આઠ પ્રકાર છે — (૧) નૃપત્વ, (૨) સામન્તત્વ, (૩) મંડલેશ્વરત્વ, (૪) દેશ-

મંડલાધિપત્ય, (૫) ગ્રામાધિપત્ય, (૬) મંત્રિત્વ, (૭) સેનાપતિત્વ, અને (૮) કર્માધિકારત્વ. તેમાં નૃપતત્વપદવિધિને અંગે રાજાનાં લક્ષણો, અભિષેકનું મુહૂર્ત, અભિષેકમંત્રો, છત્રાદિ રાજચિહ્નોની પૂજા, રાજાને ઉપદેશ, રાજ્ઞીપદારોપ ઇત્યાદિ બાબતોનું વર્ણન જોવામાં આવે છે; અને મંત્રો સિવાય બીજી બધી બાબતો બ્રાહ્મણકાલ અને સ્મૃતિકાલના અભિષેકવિધિને મળતી છે. કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે પોતાના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' અને 'દ્વયાશ્રય' નામના ગ્રન્થોમાં ઋષભસ્વામી, ભરત ચક્રવર્તી, જયસિંહ, કુમારપાલ ઇત્યાદિના અભિષેકોનું વર્ણન કરેલું છે, અને તે સ્મૃતિકાલની પદ્ધતિને અનુસરે છે.

**રાજ્યાભિષેક સમયે વય**

ક્ષત્રિયનો રાજ્યાભિષેક કેટલામે વર્ષે કરવો એ એક મહત્ત્વનો પ્રશ્ન હતો. ખારવેલના લેખ ઉપરથી જણાય છે કે ચોવીસ વર્ષ પૂરાં થયા પછી જ રાજ્યાભિષેક કરવામાં આવતો હતો. જૈન સાહિત્ય પ્રમાણે વિક્રમનો પચીસમે વર્ષે રાજ્યાભિષેકકરવામાં આવ્યો હતો'. ઉપનિષત્કાલમાં શ્વેતકેતુના ઉદાહરણ ઉપરથી જણાય છે કેચોવીસ વર્ષની ઉમ્મર થાય એટલામાં અભ્યાસ પૂર્ણ કરવામા આવતો હતો, એટલે સ્વાભાવિક રીતે રાજ્યાભિષેકનો સમય ચોવીસ વર્ષ પછી જ રાખવામાં આવતો હતો બૃહસ્પતિ (સૂત્ર ૧-૮૯) પણ કહે છે કે પચ્ચીસ વર્ષ પછી અર્થાર્જન કરવુ.

**રાજ્યાભિષેકનું મુહૂર્ત**

રાજ્યાભિષેકને માટે શુભ મુહૂર્તની અપેક્ષા રહેતી હતી. રામચન્દ્રનો રાજ્યાભિષેક અભિજિત્ મુહૂર્ત, અને પુષ્યયોગમાં કરવામાં આવેલો હતો (યુદ્ધકાણ્ડ). અગ્નિપુરાણ કહે છે કે રાત્રીએ

રાજ્યાભિષેક કરવો નહિ. અગ્નિપુરાણમાં આ વિષેની વધારે માહીતી આપવામાં આવી નથી. ' જ્યોતિષ રત્નમાલા ' નામનો ગ્રન્થ કહે છે કે નીચેના કોઇપણ નક્ષત્રોમાંથી એક નક્ષત્રમાં ચન્દ્ર હોય ત્યારે રાજ્યાભિષેક થઇ શકે: અનુરાધા, જ્યેષ્ઠા, હસ્ત, પુષ્ય, રોહિણી, શ્રવણ, ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા ઉત્તરા ભાદ્રપદા, રેવતી, મૃગશીર્ષ અને અશ્વિની. 'મુહૂર્તચિન્તામણિ' નામના ગ્રન્થમાં નીચે પ્રમાણે સવિસ્તર હકીકત આપવામાં આવેલી છે:—રાજ્યાભિષેક કરવાને માટે આ સમય સારો છે. ઉત્તરાયણ; ગુરુ, ચન્દ્ર અને શુક્રનો ઉદય; અને મંગલ સૂર્ય, લગ્નેશ દશેશ અને જન્મેશ બલવાન્; પણ ચૈત્ર માસ, ચતુર્થી, નવમી અને ચતુર્દશી એ ત્રણ તિથિઓ; મંગળવાર, રાત્રી અને અધિક માસ રાજ્યાભિષેકને માટે વર્જ્ય છે. રાજ્યાભિષેક માટે સોમવાર, બુધવાર, ગુરુવાર અને શુક્રવાર સારા ગણાય છે. વૃષભ, વૃશ્ચિક, સિંહ, અને કુંભ એ ચારમાંનુ ગમે તે એક લગ્ન હોય; મિથુન; સિંહ, કુમ્ભ, તુલા, વૃશ્ચિક અને કન્યા એમાંની ગમે તે એક રાશિ ઉપચયમાં ( ૩,૬,૧૦ અને ૧૧મા સ્થાનમાં ) હોય, પાપગ્રહો ત્રીજા, છટ્ઠા અને અગીઆરમા સ્થાનમાં અને શુભ ગ્રહો છટ્ઠા, અગીઆરમા અને બારમા સ્થાન વિનાના બીજા સ્થાનોમાં હોય; એવે સમયે રાજ્યાભિષેક કરવો રાજ્યાભિષેકને માટે નીચેનાં કરણો વર્જ્ય છે નાગ, ચતુષ્પદ, વિષ્ટિ, કિંસ્તુઘ્ન અને શકુનિ ( રાજધર્મકૌસ્તુભ, પૃષ્ઠ ૨૩૭-૨૩૮ ). હિન્દુસ્થાનમા જે રાજ્યાભિષેકો થએલા છે તે બધામાં આ પ્રમાણે શુભ મુહૂર્ત નક્કી કરવામાં આવતું હતું.

રાજ્યાભિષેકને અંગે વપરાતો **राजन्** શબ્દ ( દા. ત. **राजानमभिषिञ्चेत्** ) ક્ષત્રિયવાચક છે એમ જૈમિનિએ ( પૂર્વમીમાંસાસૂત્ર ૨-૩-૩ ) સિદ્ધ કરેલું છે. સામાન્ય રીતે ક્ષત્રિયનો અભિષેક ઉપર

**ક્ષત્રિયોનો રાજ્યાભિષેક માટે અધિકાર**

જણાવેલા શુભ મુહૂર્તમાં કરવામાં આવતો હતો. રાજાના મરણ પછી નવો રાજા તરતજ ગાદી ઉપર બેસતો, અને શુભ મુહૂર્ત નક્કી કરીને તેનો વિધિપૂર્વક રાજ્યાભિષેક કરવામા આવતો. પણ જ્યારે રાજા પોતાના જીવન કાળમાં જ, એક કારણથી કે બીજા કારણથી બીજા માણસને ગાદી ઉપર બેસાડતો ત્યારે તે જ વખતે તેનો અભિષેક કરવામા આવતો હતો. ( નીતિમયૂખ પૃષ્ઠ ૧–૨ )

**ઉપસંહાર**

આ પ્રમાણે પ્રાચીન સાહિત્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે કે 'અભિષેક' એ ક્ષત્રિયને માટે નિત્ય–ફરજીયાત- વિધિ હતો, જ્યારે 'રાજસૂય' એ ઐચ્છિક વિધિ હતો. વેબર, હિલેબ્રાન્ડ જેવા પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે કે 'વાજપેય'ની માફક 'રાજસૂય' પણ આરંભકાળમા ફક્ત એક સાદો લોકપ્રિય લૌકિક વિધિ હતો, અને ક્રમક્રમે તે શ્રૌત કર્મમા વિકસિત રૂપમા પ્રવિષ્ટ થઇ ગયો. 'અશ્વમેધ' પણ રાજ-સત્તાને ઉપકારક હતો. આ રીતે રાજ્યાભિષેકવિધિ રાજાનુ મહત્ત્વ દર્શાવતો દર્શાવતો ભિન્ન ભિન્ન ભૂમિકાઓમાથી પસાર થયો છે.

卐

# પ્રકરણ બીજાનું પરિશિષ્ટ

## રાજ્યાભિષેકપ્રયોગ

### નીલકણ્ઠ ભટ્ટના ( ઇ. સ. ના સત્તારમા શતકનો પૂર્વાર્ધ ) ' નીતિમયૂખ ' નામના ગ્રન્થમાં આપેલો રાજ્યાભિષેકનો પ્રયોગ

तत्र यदा पूर्वराजनि मृतेऽन्योऽभिषिच्यते तदा सांवत्सर-पुरोहितौ तं नित्यस्नानप्रकारेण तिलसर्षपैः संस्नाप्य राष्ट्रेऽयं राजेति तस्य जयमुद्घोष्य पूर्वराजासनादासनान्तर उपवेश्य मन्त्र्यादिकं नगरजनांश्च दर्शयेताम् ।।

રાજગાદી ઉપર બેઠેલા પહેલા રાજાનું જ્યારે અવસાન થઇ ગયું હોય અને તેના સ્થાને બીજા ( યુવરાજ વગેરે ) નો અભિષેક કરવો હોય ત્યારે રાજ જ્યોતિષીએ અને રાજપુરોહિતે (ભેગા થઇ) ગાદી ઉપર બેસવાને અધિકારી એવા ( યુવરાજ વગેરે ) ને નિત્ય સ્નાન પદ્ધતિને અનુસરતાં, શરૂઆતમાં તલ અને સરસવ વડે ( અથવા તો તેમના તેલ વડે ) અને પછી શુદ્ધ જળ વડે ન્હવડાવવા. સુન્દર વસ્ત્ર અલંકાર વગેરે ધારણ કરાવવાં; નગર-જનોની વચ્ચે આવી તે ભાવી રાજાનો જયકાર પોકારવો અને જાહેર કરવું કે ' આજથી આપણા અમુક રાજા છે; પછી યુવરાજને પરાપૂર્વથી ચાલતી આવેલી રાજગાદી ઉપર બેસાડી તિલક કરવું; અને તરતજ બીજા મંચ ઉપર બેસાડી તેને, આવેલા

વાચન પ્રયોગ કરવો જોઈએ પછી માતૃકાપૂજન, વૈશ્વદેવસ કલ્પ અને આયુષ્યમન્ત્રનો બ્રાહ્મણ દ્વારા જપ કરી યજમાન રાજ-પુરોહિતે નન્દી શ્રાદ્ધ કરવુ જોઇએ

[ ( જો કે માતૃકાપૂજનથી આરંભીને નાન્દીશ્રાદ્ધાન્ત પ્રયોગ કરવા માટે નીતિમયૂખકાર નીલકંઠ ભટ્ટ ખાસ આજ્ઞા કરતા નથી. છતા રાજધર્મકૌસ્તુભકાર અનન્તદેવે નાન્દીશ્રાદ્ધાન્ત પ્રયોગ કરવા આદેશ કરેલો છે તેઓ લખે છે કે– स्नानादिनित्यक्रियान्ते देशकालौ सङ्कीर्त्य श्रीपरमेश्वर-प्रीत्यर्थं करिष्यमाणराज्याभिषेकाङ्गत्वेन ऐन्द्रीं महाशान्तिं करिष्य इति संकल्प्य गणेशपूजन–स्वस्तिवाचन मातृका-पूजन–वसोर्धारा–नान्दीश्राद्धानि कृत्वा आचार्यादिवरण कुर्यात् ॥ ' ) ' સંકલ્પ કરી ગણપતિપૂજન, સ્વસ્તિવાચન માતૃકાપૂજન અને નાન્દીશ્રાદ્ધ કરી બ્રાહ્મણોનુ વરણ કરવુ ' ઇત્યાદિ ]

પછી બ્રહ્મા, હોતા વગેરે બ્રાહ્મણોનુ વરણ કરવુ. આ વરણવિધિ વખતે દરેક બ્રાહ્મણને કુંડળ – અગૂઠી – વસ્ત્ર વગેરે મધુપર્કમા આપવા, અને તેમનું ઉત્તમ રીતે પૂજન કરવુ જોઇએ

## अथ वेदीनिर्माणविधि

( ઐન્દ્રીશાન્તિ માટે જે દિવસ નક્કી કરેલો હોય તેજ દિવસે બ્રાહ્મણવરણ સુધીનો પ્રયોગ સમાપ્ત કરી જો વેદીનુ નિર્માણ કરવામા આવે તો તેમા કર્મવૈગુણ્ય થવાનો ઘણો સભવ છે માટે મંડપ અને વેદીનુ નિર્માણ તો પહેલાથીજ થઇ ગયેલું હોવું ~ ~ શાન્તિના દિવસે તો બ્રાહ્મણવરણ થઇ ગયા પછી માત્ર મન્ત્રો વડે તે વેદીનુ અભિમન્ત્રણજ કરવું યોગ્ય છે આ સ્થળે

વેદીનિર્માણ વખતે પણ પ્રયોગ કરી લેવો જોઇએ. તે મન્ત્રો અને તે વિધિ આ છે — ).

ततः *ॐ [1]अव्यसश्च व्यचसश्च विलंविष्यामि मायया । ताभ्यामुद्धृत्य वेदमथ कर्माणि कृणमहे ॥ [2]प्रयच्छ परशुं त्वरया हरौषमहिषत इति दात्रं गृह्णाति ॥ [3]ओषधाद्दातुपर्वमिति मूलादुपरि बर्हिर्लुनाति ॥

---

*ઇ. સ ૧૯૨૧ મા ગુજરાતી પ્રેસમાં છપાયેલા નીતમયખના પ્રકરણમાં ઘણાખરા મન્ત્રો બહુજ ખોટી રીતે છપાઇ ગયા છે. રાજધર્મકૌસ્તુભની પણ તે જ દશા છે આમાં કાઇ પ્રકાશક, સંપાદક કે સંશોધકનો જ વાક નથી. ગ્રંથકર્તાઓએ પણ મન્ત્રોનું ઉદ્ધરણ કરતી વખતે જોઇએ તેટલી કાળજી રાખી નથી. એની ખાત્રી અહીયાં જ થઇ શકે છે. અવ્યસશ્ચ આ મન્ત્ર વેદમા નીચે પ્રમાણે મળે છે.

१ " ॐ अव्यसश्च व्यचसश्च विलं विष्यामि मायया ।
ताभ्यामुद्धृत्य वेदमथ कर्माणि कृण्महे ॥

આ મન્ત્રમા ઉદ્ધરણક્રિયાનો ઉલ્લેખ છ. માટે આ મન્ત્ર ભણીને હાથમા દર્ભ લેવા જોઇએ. પણ ગ્રંથમા તે વિધિનો ઉલ્લેખ જ નથી.

'प्रयच्छ परशुं०' આ મન્ત્રનો પૂર્ણ ઉલ્લેખ જ ગ્રંથકારે કર્યો નથી. અને જેટલા પ્રતીકનુ ઉદ્ધરણ કર્યું છે તેમા પણ ભૂલ છે. મૂલ મન્ત્ર નીચે પ્રમાણે છ—

२ " ॐ प्रयच्छ पर्शुं त्वरया हरौषमहिंसन्त ओषधीर्दान्तु पर्वन् ।
यासां सोमः परिराज्यं बभूवामन्युता नो वीरुधो भवन्तु ॥
अथर्व. १२, ३ ३१.

३ 'ओषधाद्दातु पर्वम्०" આ મન્ત્ર કયાંનો છે એ શોધવાની જરૂર છે.

વેદીનિર્માણથી આરંભીને શાન્તિના અન્તિમ ક્ષણ સુધી દર્ભ (દાભ) ની ઘણી જરૂર હોય છે. માટે વેદીનિર્માણ પહેલાં દર્ભગ્રહણની ઘણી જરૂર છે. તે વિધિ આ છે.

'ॐ अव्यसश्च व्यचसश्च०' આ મંત્ર ભણી એક હાથમાં સમૂળ દર્ભની જુડી લેવી 'ॐ प्रयच्छ पर्शुंत्वरया०" આ મન્ત્ર ભણી જમણા હાથમાં દાતરડું લેવું અને "ॐ औषधाद् दातृ पर्वम्०" આ મન્ત્ર ભણી દર્ભને મૂળથી કાપી નાંખી (મૂળ વગરના દાભની જુડીને પાસે સાચવી રાખવી.)

[1]ॐ ग्रीष्मस्तं भूमे वर्षाणि शरद्धेमन्तः शिशिरो वसन्त ।
ऋतवस्त विहिता हायनीरहोरात्रे पृथिवी नो दुहानम् ॥

इति भुवमुपस्थाय,

[2]ॐ विमिष्व पयस्वतीं घृताचीं देवान्यं धेनुरपस्पृगेषा ।
इन्द्र सोमे पितुरक्षेमो अग्निः प्रस्तौतु विमृधो नुदस्व ॥

इति द्वादशागुला शमीसमिधम् अनुमन्त्रयते ॥

---

१ ॐ ग्रीष्मस्ते भूमे वर्षाणि शरद्धेमन्तः शिशिरो वसन्तः ।
ऋतवस्ते विहिता हायनीरहोरात्रे पृथिवि नो दुहाताम् ॥
अथर्व. १२. १. ३६.

२ ॐ वि मिमीष्व पयस्वतीं घृताचीं देवानां
धेनुरनपस्पृगेषा ।
सोमं पिबतु क्षेमो अस्त्वग्निः प्र स्तौतु वि
मृधो नुदस्व ॥
अथर्व. १२. १. २७.

ॐ ग्रीष्मस्ते भूमे० આ મન્ત્ર ભણી પૃથ્વીની પૂજા–પ્રાર્થના અને ઉપસ્થાન કરવાં. ॐ विमिम्व पयस्वतीं० આ મન્ત્ર ભણી બાર અંગુલની ( વેંતભરની ) એક શમીની સમિધને અભિમન્ત્રિત કરવી. ( અને પછી સમિધવડે ઉત્તરવેદીનું માપ લેવું. )

## अथ वेदी

सा च षट्समिदायता पूर्वपश्चिमयोः । पश्चिमदिशि चतुः समिद्विस्तारा । पूर्वपश्चिमयो' प्रत्येकं समिद्द्वयं त्यक्त्वा मध्यभागे दक्षिणोत्तरयोः प्रत्येकमर्धसमित्त्यागेन समित्त्रयविस्तारा, अग्रे सन्नमनक्रमेण सार्धसमित्त्रयविस्तारा । तन्मध्ये पश्चिमतः समित्त्रय, पूर्वतः समिन्मात्रं त्यक्त्वा समिद्द्वयचतुरस्रा उत्तरवेदिः ॥

सा च कुण्डात्मिका स्थण्डिलात्मिका वा । उत्तरवेदित प्राच्या[1] दक्षिणोत्तरयोश्च वेदितोऽर्द्धसमिन्मितैव भूमिस्तिष्ठति ॥

શમીની સમિધ વડે છ સમિધો જેટલી ( અર્થાત્ લગભગ ત્રણ હાથ જેટલી ) જમીન માપવી. ત્યાં ઉત્તરવેદીનું નિર્માણ કરવું. આ વેદી પૂર્વ–પશ્ચિમ દિશામાં લગભગ છ સમિધો જેટલી કે ત્રણ હાથ જેટલી લાંબી હોવી જોઇએ. પશ્ચિમ દિશા તરફથી તે લગભગ ચાર સમિધ ( અર્થાત્ બે હાથ ) જેટલી પહોળી હોવી જોઇએ. પૂર્વ દિશા તરફથી અને પશ્ચિમ દિશા તરફથી તે ઓટલીનો લગભગ

१ 'प्राच्या समिन्माया' આ પ્રમાણેનો પાઠ શુદ્ધ છે

બે-બે સમિધ જેટલો ( અર્થાત્ અડધા હાથ જેટલો ) ભાગ છોડી દેવો. ( એટલે વચ્ચે બે સમિધ જેટલોજ લાંબો ભાગ બાકી રહેશે. ) આ વચના ભાગની બન્ને ( જમણી અને ડાબી ) બાજુથી અડધી અડધી સમિધ જેટલો ભાગ તજી દેવો. એટલે ઓટલીનો વચ્ચે ત્રણ સમિધ જેટલો ભાગ પહોળો રહેશે. આ ત્રણ સમિધો જેટલા પહોળા વચલા વેદીના ભાગથી પૂર્વ તરફનો બે સમિધો જેટલો લાંબો જે ભાગ રહેલો છે તેને સાડાત્રણ સમિધ જેટલો પહોળો રાખવો. બન્ને બાજુએથી તે ભાગ ઢળતો હોવો જોઇએ. પછી પશ્ચિમદિશા તરફથી ત્રણ સમિધો જેટલો ભાગ તજી દેવો અને પૂર્વ દિશા તરફથી એક સમિધ જેટલો ભાગ તજી દેવો. વચ્ચે બે સમિધો જેટલી સમચતુરસ્ર જે ઓટલી રહે ત્યાં કુંડ કે સ્થંડિલ કરવું આ બે સમિધો જેટલી કે એક હાથ જેટલા કુંડને કે સ્થંડિલને લોકો ઉત્તરવેદી કહે છે. એની પૂર્વદિશામાં એક સમિધ જેટલો ભાગ અને દક્ષિણોત્તર દિશાઓમાં અડધી અડધી સમિધ જેટલો ભાગ બાકી રહે છે.

तत ईशानकोणात् प्रदक्षिणक्रमेण वालुकया तूर्णी महावेदिसामरेखां ( ? ) कुर्यात् । ततः

ॐ वृहस्पते परिगृहाण वेदिं सुगावो देवाः सदनानि सन्तु । अस्या बर्हि प्रथतां साध्वन्तर हिंस्राणः पृथिवी देवी देव्यस्तु ॥ इति रेखां त्रिरनुमन्त्रयेत् ॥

પછી ઈશાન કોણથી આરંભીને પ્રદક્ષિણાના ક્રમથી ચૂપચાપ ( અમન્ત્રક ) મહાવેદીની ચારે બાજૂ રેતીવડે એક રેખા કરવી.

અને તે રેખાને " ॐ बृहस्पते परि० " આ મન્ત્ર ભણી ત્રણ વાર અભિમન્ત્રિત કરવી

तत प्रथम महावेदिमध्ये

[1]" ॐ ग्रीष्मास्ते भूमे वर्षाणि शरद्धेमन्त शिशिरो वसन्त ।
ऋतवस्ते विहायनीरहोरात्रे पृथिवि नो दुहाना ॥

[2]ॐ यत्ते भूमे विखनामि क्षिप्र तदपि रोहन्तु ।
मा ते मर्म विमृग्वरि मा ते हृदयमर्पिपम् ॥

इति भूमिखननम् ॥

[3]" ॐ यत्त ऊन तत्त आपरयाति पजापति प्रथमजा ऋतस्य ।"
इति खनितपूरणम् ॥ तत

---

१ ॐ ग्रीष्मस्ते भूमे वर्षाणि शरद्धेमन्त शिशिरो वसन्त ।
ऋतवस्ते विहित. हायनीरहोरात्रे पृथिवि नो दुहाताम् ॥
अथर्व १२ १. ३६

२ ॐ यत्तेभूमे विखनामि क्षिप्रतदपि रोहतु ।
मा ते मर्म विमृग्वरि मा ते हृदयमर्पिपम् ॥
अथर्व १२ १ ३५

३ ॐ त्वमस्यावपनी जनानामदिति कामदुघा पप्रथाना ।
यत्त ऊन तत्त आपूरयाति प्रजापति प्रथमजा ऋतस्य ॥
अथर्व १२. १ ३५

"ॐ त्वमस्या वपनी जनानामदितिः कामदुघा पप्रथाना ॥"
इति वालुकाभिर्महावेदिं पूरयति ॥

ૐઘાસ્તે ભૂમે૦ આ મન્ત્ર ભણી મહાવેદીના મધ્ય ભાગમાં પૃથ્વી દેવતાનું ધ્યાન ધરવું અને પૂજન કરવું. ( જો કે નીલકંઠ અહીંયાં આ મન્ત્ર વડે પૃથ્વી દેવતાની પ્રાર્થના કરવાનો ઉલ્લેખ કર્યો નથી, છતાં આ મન્ત્રોનો પૃથ્વીપ્રાર્થના માટે પહેલાં પણ વિનિયોગ થયેલો છે અને આ સ્થળે ( મહાવેદિનિર્માણ વખતે ) પણ ભૂમિપ્રાર્થના માટેજ આ મન્ત્ર ઉચિત લાગે છે. ભૂમિખનન માટે તો બીજો મન્ત્રજ યોગ્યજ છે. )

પછી ' ॐ यत्ते भूमे० " આ મન્ત્ર ભણી મહાવેદી બનાવવાના ભાગની ભૂમિનું ખનન કરવું. ( અર્થાત્ જમીન ખોદવી. )

પછી " ॐ यत्त ऊन० " આ મન્ત્ર ભણી ખાડો પૂરવો. અને " ॐ त्वमस्या वपनी०" આ મન્ત્ર ભણી રેતી વડે મહાવેદીનો ખાડો પૂરવો. ( ખરી રીતે ' यत्त ऊन० આ જે મન્ત્રનો ઉત્તરાર્ધ છે તેજ મન્ત્રનો " त्वमस्या वपनी० " આ પૂર્વાર્ધ છે. આ આખા મન્ત્રનો, ખાડો પૂરવા માટેજ, અહીંયાં વિનિયોગ કરવામાં આવેલો હોય તેમ લાગે છે. પહેલાં ઉત્તરાર્ધ ભણીને જે મહાવેદીનો ખાડો પૂરવાનુ નીલકંઠ ભટ્ટ કહે છે તેથી મહાવેદીનો ખાડો પૂરવા માટે પૂર્વાર્ધનો પણ વિનિયોગ થએલો છે. તો પછી અહીંયાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધના પાઠમાં ફેરફાર કેમ કરવામાં આવ્યો છે તે સમજાતું નથી તેમજ **खननपूरण** અને **महावेदिपूरण** માં શું ખાસ અન્તર છે તે પણ સમજાતું નથી. )

पुनः कुण्डात्मिकां स्थण्डिलात्मिकां वोत्तरवेदिं परिमाय पूर्ववद्रेखां कृत्वा 'बृहस्पते परिगृहाण०' इति मन्त्रेण त्रीन् वारान् संस्पृश्य पूर्ववदनुमन्त्रयेत् ॥ ततः

[1]ॐ असम्बाधं बध्यतो मानवाना यस्या उद्वतः प्रवेत समं बहु नानावीर्या ओषधीर्या बिभर्ति पृथिवी नः प्रथता राध्यतां नः ॥ इत्युत्तरवेद्यां वालुकां विस्तारयति ॥

પછી કુંડરૂપે અથવા સ્થંડિલરૂપે તૈયાર કરવામાં આવેલી ઉત્તરવેદીનું માપ લઇને ઉત્તરવેદી અને મહાવેદી બન્નેની ચારે બાજુ પ્રદક્ષિણાના ક્રમથી મન્ત્રોચ્ચારણ વગરજ ( ચૂપચાપ ) રેતી વડે એક રેખા કરવી. તે રેખાને "ॐ बृहस्पते परिगृहाण" આ મન્ત્ર ભણી ત્રણવાર અભિમન્ત્રિત કરવી. પછી "असम्बाधं बध्यतो" આ મન્ત્રનું ઉચ્ચારણ કરતા ઉત્તરવેદી ઉપર રેતીનો ઢગલો કરવો.

---

૧ શુદ્ધ મંત્ર નીચે પ્રમાણે છે —

ॐ असम्बाध बध्यतो मानवानां यस्या उद्वत॰ प्रवत॰ सम बहु ।

नानावीर्या ओषधीर्या बिभर्ति पृथिवी न प्रथतां राध्यतां नः ॥

अथर्व. १२. १. २.

ततः " ॐ यस्याश्चतस्रः प्रदिशः [1]पृथिव्यां यस्यामन्नं कृष्टयः संबभूवुः ।
या बिभर्ति बहुधा प्राणदेजत् सा नो भूमिर्गोष्ठेऽप्यन्धे दधातु ॥"
इति बालुकाभिर्वेदीं चतुरस्रां करोति ॥

પછી "ॐ यस्याश्चतस्रः०" આ મન્ત્ર ભણીને ઉત્તરવેદી ઉપર પડેલા રેતીના ઢગલાને ત્યાંજ સરખો સમચતુરસ્ર (પ્હોળો) કરવો.

ततः " ॐ देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां ।
पूष्णो हस्ताभ्यां प्रसूतः [2]प्रशिखा परिगृह्णामि ॥ "
इत्यनेन लेखनीं गृह्णाति । ततः

" ॐ इन्द्रः सीतां निगृह्णातु तां पूषाऽभिरक्षतु ।
सा नः पयस्वतीदुहामुत्तरा[3] समाम् ॥ "

इत्युत्तरवेद्यामाग्नेयकोणादारभ्य वामावर्तेन चतुर्दिक्षु लेखाः कृत्वा पुनरप्याग्नेयकोणादारभ्य ईशानकोणपर्यन्तं पूर्वेत उल्लिख्य तन्मध्येऽपि पूर्वाग्रास्तिस्रो लेखाः करोति ॥

---

१ पृथिव्या इति शुद्धः पाठः
(अथर्व. १२. १. ४)

२ " प्रशिखा परिगृह्णामि " इत्यस्य स्थाने "आरभे" इति पाठो मूले श्रूयते.
(अथर्व. १९. ५१. २)

३ ' उत्तरामुत्तरां ' इति संहितायां पाठः
(अथर्व. ३. १७. ४)

પછી "ॐ देवस्य त्वा०" આ મન્ત્ર ભણી રેખા કરવા માટે દર્ભ, સ્રુવ કે સમિધ હાથમાં ઝાલવી. પછી "ॐ इन्द्रः सीतां०" આ મન્ત્ર ભણી ઉત્તરવેદીના આગ્નેય કોણથી આરંભીને ડાબી પરિક્રમાના ક્રમથી ઉત્તરવેદીની ચારે બાજૂ એક લીટો કરવો. અને પછી ઉત્તરવેદીથી પૂર્વમાં આગ્નેય કોણથી ઈશાન કોણ સુધીનો એક બીજો લીટો કરી તે લીટામાં પૂર્વ તરફ જતા બીજા ત્રણ લીટા કરવા. (તેમાં એક લીટો આગ્નેયકોણના બિન્દુથી, બીજો પૂર્વઆગ્નેય અને ઐશાનની વચ્ચેના મધ્યબિન્દુથી અને ત્રીજો ઈશાન કોણના બિન્દુથી પૂર્વ તરફ તાણીને લઈ જવો.)

अथ तस्यां व्रीहियवौ तूर्ष्णी विकीर्य,

[1]" ॐ वर्षेण भूमिः पृथिवी वृतावृता सा नो दधातु भद्रया श्रिये धामनि ॥ " इत्यनेन सम्प्रोक्ष्य,

" ॐ यस्यामन्नं व्रीहियवौ यस्या इमाः पञ्चकृष्टयः ।
भूम्यै पर्जन्यपत्न्यै नमोऽस्तु[2] वर्षमेदसे ॥ " इति भुवं नत्वा,

---

(१) " यस्यंस्यां कृष्णमरुणं च संहिते अहोरात्रे विहिते भूम्यामधि ।
वर्षेण भूमिः पृथिवी वृतावृता, सानो दधातु भद्रया, प्रिये धामनि धामनि ॥
अथर्व. १२. १. ५२

(२) ' वर्षमेदसे ' इति पाठान्तरं संहितायाम् ॥
( १२ कां. १ सू. ४२ मं. )

" ॐ त्वामग्ने भृगवो निपत्तामाङ्गिरसः सदनश्रेय एव हि ।
विश्वकर्मा पुर एतु प्रजानं धिष्ण्यं पन्थानमनु तेतिदिशास्ते ॥
भद्र पन्था मनुते दिशामः श्रेय पन्था मनुते दिशामः
स्वस्ति पन्था मनुते दिशामः ॥ " इत्यग्निसंनिवापनम ॥

આગ્નેયકોણથી ઈશાનકોણ સુધીના લીટાના ભાગમાં ચૂપચાપ ડાંગેર અને જવ વેરવાં. પછી ॐ येपेण भूमिः० આ મન્ત્ર ભણી તેના ઉપર પાણી છાટવું, "ॐ यस्यामन्न०" આ મન્ત્ર ભણી ત્યાં ભૂમિદેવતાને વંદન કરવાં અને પછી "ॐ त्वामग्ने०" વગેરે મન્ત્ર ભણી અગ્નિસ્થાપન માટે અગ્નિમંગાવી પોતાની પાસે મૂકવો.

ततः " ॐ भद्रा भव श्रेयो भव स्वस्त्या भव " इति व्रीहियवौ कास्यादिपात्रस्थ एवाग्नौ प्रक्षिप्य

" ॐ विश्वम्भरा वसुधीनी प्रतिष्ठाहिरवक्षा जगतो निवेशनी ।
वैश्वानर बिभ्रतीभूमिरग्निमिन्द्र ऋषभाद्रविणे नो दधातु ॥ "
इत्युत्तरवेद्यामग्नि स्थापयति ।

" ॐ ममाग्ने वर्चो विहवेष्वस्तु वयं त्वेन्धानास्तन्व पुषेम ।
मह्य नमन्तां प्रदिशश्चतस्त्रस्त्वयाऽध्यक्षेण पृतना जयेम ॥ "
इति समित् त्रयं जुहुयात् ॥

પછી કાંસા વગેરેના જે પાત્રમાં અગ્નિ લાવવામા આવ્યો હોય તે જ પાત્રમા તેને રહેવા દઈ તેમાજ " ॐ भद्रा भव० "

આ મન્ત્ર ભણી ડાંગેર અને જવની એક આહુતિ હોમવી " ॐ विश्वम्भरा० " આ મન્ત્ર ભણતા ઉત્તરવેદીમા તે અગ્નિનુ સ્થાપન કરવું. અગ્નિનુ સ્થાપન કર્યા બાદ તેને પ્રદીપ્ત કરવા માટે " ॐ ममाग्ने वर्चो० " આ મન્ત્ર ભણી ત્રણ સમિધો એક સામગ્રી અગ્નિમા હોમવી.

एव व्रतग्रहणान्तं कृत्वा " तेन त्वा व्रतपते० " इत्येका समिध स्वाहाकारवर्ज हुत्वा, अग्नेरीशानभागे 'सौवर्ण रौप्यं ताम्र वा जलपूर्ण गन्ध सर्वौषधि–दूर्वा–पञ्चपल्लव–पञ्चत्वक्–पञ्चगव्य–पञ्चामृत–सप्तमृत्तिका–पुष्प–फल–पञ्चरत्न–सुवर्णशकल–वासोयुतं कलशमक्षतेषु सस्थाप्य, तदुपरि, अग्नेः पुरस्ताद् गोचर्ममात्रं गोमयेनोपलिप्य तदहतेनोदग्दशेन वाससा संछाद्य तदुपर्यष्टदलं पद्ममालिख्य तत्र वा,पल–तदर्ध–तदर्धसुवर्णनिर्मितमिन्द्र संस्थाप्य राजोपचारैः पूजयेत् ॥

तत्र " इमा आपः " इति स्नानम् । मधुपर्क–कुण्डलाङ्गुली–यकाद्याभरण छत्र–चामर–ध्वज–पताकादीन्यर्पयेत् । त्रातार-मिन्द्रमितिपुष्पाञ्जलि ॥

આવી રીતે સ્વશાખાને અનુસરી વ્રતગ્રહણ સુધીનો વિધિ પરિપૂર્ણ કરી, " तेन त्वा व्रतपते० " આ મન્ત્ર ભણી, स्वाहा પદ ઉચ્ચાર્યા વગરજ એક સમિધ વધારે અગ્નિમા હોમવી. આટલો વિધિ થઇ ગયા પછી ઉત્તર વેદીથી ઈશાન ખૂણમા અક્ષત પુંજ (ચોખાની ઢગલી) કરવી તથા શાસ્ત્રોક્ત પદ્ધતિ પ્રમાણે

કળશસ્થાપન કરવું. તે કળશ, સોનાનો, ચાંદીનો કે પછી તાંબાનો હોવો જોઇએ. તેમાં, પાણી, ચન્દન, સર્વૌષધી, દરો, પંચપલ્લવ, પાંચછાલો, પંચગવ્ય, પંચામૃત, સપ્તમૃત્તિકા, ફુલ, ફળ, પંચરત્ન અને સોનાનો ટુકડો આટલી વસ્તુઓ વેદમન્ત્રોચ્ચારણ સાથે નાખવીજ જોઇએ. કળશને એક (કીમતી) વસ્ત્ર અર્પણ કરવું જોઇએ. તેના ઉપર પૂર્ણપાત્ર મૂકી, તે ઉપર અષ્ટદલ કમળ લખી ત્યા તોલાભર સુવર્ણની કે અડધા તોલાભર સુવર્ણની કે પા તોલાભર સુવર્ણની તૈયાર કરાવેલી એક ઇન્દ્રની પ્રતિમાનું સ્થાપન કરવું જોઇએ. (જો ઈશાન કોણમાં ફાવે તેમ ના હોય તો )

અગ્નિથી પૂર્વદિશામાં ગોચર્મ જેટલી જમીનને ગાયના છાણથી લીપી લેવી. તેના ઉપર એક કોરૂં ( ફાટેલું ના હોય તેવું ), ઉત્તર દિશા તરફ વળેલી કોરવાળું વસ્ત્ર પાથરવું. તે ઉપર અષ્ટદલ કમળ કરવું. અને તે ઉપર તોલાભરની, અડધા તોલાભરની કે પા તોલાભરની ઇન્દ્રની એક પ્રતિમાનું સ્થાપન કરવું. રાજોપચારથી ઇન્દ્રદેવનુ પૂજન કરવું. "ॐ **इमा आपः०**" આ મન્ત્ર ભણી ઇન્દ્ર મહારાજને સ્નાન કરાવવાં વિધિસર મધુપર્ક કુંડળ–અંગૂઠી વગેરે દાગીના. છત્ર, ચામર, ધ્વજા, પતાકા વગેરે અર્પણ કરવાં. અને છેવટે "ॐ **त्रातारमिन्द्रम्०**" આ મન્ત્ર ઉચ્ચારીને પ્રભુને પુષ્પાજલિ અર્પણ કરવી.

ततस्तूष्णीं पवित्रे कृत्वा " ॐ विष्णोर्मनसा पूते स्थः " इति प्रथमं पवित्राभ्यामिध्मप्रोक्षणं, " ॐ विष्णोर्मनसा पूतमसि " इति द्वितीयं, " ॐ देवस्त्वा सवितोत्पुनात्वच्छिद्रेण त्वा पवित्रेण शतधारेण सहस्रधारेण सुतोत्पुनामि " इति तृतीय, चतुर्थं

तूष्णीम् । "ॐ अग्नये त्वा जुष्टं प्रोक्षामि०" इत्यनेनेध्म–सन्निधापनम् ॥

પછી મન્ત્ર ભણ્યા વગર બે પવિત્રો કરવાં. પછી સમિધો પાસે લેવી. "ॐ विष्णोर्मनसा पूतमसि" આ મન્ત્ર ભણી પવિત્રો વડે બીજી સમિધનું પ્રોક્ષણ કરવું. "ॐ देवस्त्वा०" આ મન્ત્ર ભણી ત્રીજી સમિધનું પ્રોક્ષણ કરવું. અને ચોથી સમિધનું ચુપચાપ પ્રોક્ષણ કરવું. "ॐ अग्नये त्वा जुष्टं०" આ મન્ત્ર ભણી પાંચે સમિધોને હોમવા પોતાની પાસે ( ડાબા હાથમાં ) લેવી.

अथेध्ममादाय, "ॐ अग्निर्भूम्यामोषधीष्वग्निमापो बिभ्रत्यग्निरश्मसु ।
अग्निरन्तःपुरुषेषु गोष्वश्वेष्वग्नयः ॥ १ ॥

ॐ अग्निर्दिव्य आपतत्यग्ने देवस्योर्वन्तरिक्षम् ।
अग्निमर्त्तास इन्धते हव्यवाह घृतप्रियम् ॥ २ ॥

ॐ अग्निवासाः पृथिव्यसि तज्जूर्ज्ञोग्त्विषीमन्त सशितमाकृणोतु ।
भूम्या देवेभ्यो ददाति यज्ञं हव्यमरकृतम् ।
भूम्यां मनुष्या जीवन्ति स्वधयान्नेन मर्त्याः ।
सा नो भूमिः प्राणमायुर्दधातु जरदष्टिं पृथिवीमाकृणोतु ॥ ३ ॥

ॐ एतमिधां समाहितं जुषाणो अग्ने प्रतिहर्य होमैः ।
तस्मिन् विधेम सुमतिं स्वस्ति प्रजां चक्षुः पशून् समिद्धे
जातवेदसि ब्रह्मणः ॥ ४ ॥

ॐ अस्मे क्षत्राणि धारयन्तमग्ने युनज्मि त्वा ब्रह्मणत्वा दैव्येन।
दीदिह्यस्मभ्यं द्रविणेह भद्र प्रेम वोचो हविर्दा देवतासु॥ ९॥
एभिः पञ्चभिर्मन्त्रैर्जुहोति ॥

કેટલાક, ઉપર બતાવેલા પાંચે મન્ત્રો ભણીને એક સામટી પાંચે સમિધો, અગ્નિમાં હોમી દે છે. અને કેટલાક એક એક મન્ત્ર ભણીને એક એક સમિધ અગ્નિમાં હોમે છે.

ततः " त्वं भूमिमन्वेष्योजसा त्वं वेद्यां सीदसि चारुरध्वरे ।
त्वां पवित्रमृषयो भरतस्त्व पुनीहि दुरितान्यस्मिन् ॥ "

इति बर्हिःप्रोक्षणम् । ततः

" ॐ ऋषीणां प्रस्तरोऽसि, नमोऽस्तु दैवाय प्रस्तराय "

इति दक्षिणतो ब्रह्मासन निदधाति । ततः " अस्मिन् कर्मणि त्वं भूपते भुवनपते भुवांपते महतो भूतस्य पते ब्रह्माणं त्वां वृणीमहे " इति वरणमन्त्रं ब्रह्माणमुद्दिश्य कर्ता पठति । ततः

" ॐ अहं भूपतिरहं भुवनपतिरहं भुवांपतिरहं महतो भूतस्य पतिस्तदह मनसे ब्रवीमि, मनो वाचे, वाग्गायत्र्यै, गायत्र्युष्णिहे, उष्णिगनुष्टुभे अनुष्टुब्बृहत्यै, बृहती पङ्क्तये, पङ्क्तिस्त्रिष्टुभे, त्रिष्टुब्जगत्यै, जगती प्रजापतये, प्रजापतिर्विश्वेभ्यो देवेभ्यः, ॐ भूर्भुवःस्वर्जनः " इति ब्रह्मा जपति ॥

પછી " ॐ त्वं भूमिम्० આ મન્ત્ર ભણી દાભ ( દર્ભ )

નું પ્રોક્ષણ કરવું. " ૐ **ऋषीणां प्रस्तर:०** આ મન્ત્ર ભણી વેદીની દક્ષિણ દિશામાં બ્રહ્માને માટે આસન ગોઠવવું. "**अस्मिन् कर्मणि०**" આ મન્ત્ર ભણી વિદ્વાન બ્રાહ્મણનું બ્રહ્મા તરીકે વરણ કરવું. પછી જે બ્રાહ્મણનું બ્રહ્મા તરીકે વરણ કરવામાં આવતું હોય તેણે ૐ **अह भूपतिः०** " આ મન્ત્રનો જપ કરવો (ઉચ્ચારણ કરવું.)

ततः " ॐ अहेर्दैधिषव्योदतस्तिष्ठान्यस्य सदने सीदयोस्मत्पाकतर " इति ब्रह्मा स्वासनमीक्षते ॥

" ॐ निरस्तः परा वसु सह पाप्मना, निरस्तः सोऽस्तु योऽस्मान् द्वेष्टि यं च वयं द्विष्मः " इति ब्रह्माऽऽसनाद्दक्षिणे तृणं निरस्यति ॥ अथासनमालभ्य जपति

" ॐ इदमहमर्वावसोः सदने सीदामि, ऋतस्य सदने सीदामि, सत्यस्य सदने सीदामीष्टस्य सदने सीदामि, पूर्तस्य सदने सीदामि, मामृपदेवर्हिःस्वासस्थं त्वाध्यामदेयं तूर्णमृदमनभिशोकम् ॥

ॐ विमृग्वरीं पृथिवीमावदामि क्षमां भूमिं ब्रह्मणा वावृधानाम् । ऊर्जं पुष्टिं बिभ्रतीमन्नभागं घृतं त्वाभिनिषीदेवभूमे ॥"

अथोपविश्यासने ब्रह्मा जपति—

" ॐ बृहस्पतिर्ब्रह्मा ब्रह्मसदन आशिष्यते बृहस्पते यज्ञं

गोपाय ।" ततः *"य उद्धत उत्रीवतः शकेयं यातमं द्यावापृथिवीद्यान इति द्यावापृथिवी समीक्षतम् ॥"

પછી " ॐ अहे दैधिषव्यो० " આ મન્ત્ર ભણી બ્રહ્માએ પોતાના આસન તરફ નજર નાંખવી. ' ॐ निरस्तः परा वसुः"० આ મન્ત્ર ભણી આસનની દક્ષિણ બાજૂએ પોતાનું આસન ખંખેરવું અને કચરો ફેંકી દેવો. " ॐ इदमहर्वा० " આ મન્ત્ર ભણી આસનનો સ્પર્શ કરવો અને તેને અભિમન્ત્રિત કરવું. અને પછી તરતજ આસન ઉપર બેસી જઇને બ્રહ્માએ " ॐ बृहस्पतिर्ब्रह्मा० " આ મન્ત્રનો જપ કે પાઠ કરવો.

अथ होता बर्हिर्मुष्टिमादाय स्तृणाति त्रीन् वारानाग्नेये, त्रीन् दक्षिणतः, त्रीन् पश्चिमतः, सकलाँस्त्रीन् वायव्ये; पूर्वतो मूलानि च्छादयँस्त्रीनुत्तरतस्त्रीनीशाने, ' यत्र समागच्छति तद्दक्षिणोत्तर करोति ' इति भाष्यम् । ब्रह्मा चोपरि " देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां प्रसूतः

*--નીતિમયૂખના સંશોધક મહાદેવ બાકે શાસ્ત્રીએ અને વ્યંકટેશ રામચન્દ્ર લેલે શાસ્ત્રીએ ગ્રન્થગત મન્ત્રની શુદ્ધિ માટે બહુજ ઓછું ધ્યાન આપ્યું છે " यतद्ध्रुतेत्रवा०" આ મન્ત્રની શરૂઆતમાં "यउद्धतः છે કે "उपद्रुतः०" છે આ એક મોટો સન્દેહ છે, કારણ કે આગળ આ મન્ત્રનું ઉદ્ધરણ કરતાં "उपद्रुतः०" લખવામાં આવ્યુ છે. ' इति द्यावापृथिवी समीक्षतम् " આ મન્ત્રનો છેલ્લો અંશ નથી પણ આ લખાણની જગ્યાએ મૂલગ્રન્થમાં " इति द्यावापृथिवी समीक्षते " એવો પાઠ હોય એમ લાગે છે

प्रशिषा परिस्तृणामि " इति पठित्वा आग्नेयकोणादीशानपर्यन्तं पङ्क्तित्रयं पूर्वाग्रान् दर्भान् आस्तृणाति ॥ एवं प्रथमास्तृतदर्भाग्राच्छादितमूलानुत्तरतो दर्भानास्तीर्य, निर्ऋतिकोणादारभ्य पूर्ववत् पङ्क्तित्रयेण प्रागग्रानाग्नेयपर्यन्तम् । तथैव निर्ऋतिकोणादारभ्य वायव्यपर्यन्तं, तथैव वायव्यकोणादारभ्य प्रागीशानपर्यन्तं परिस्तीर्य चरममीशानपरिस्तीर्णदर्भाग्रान् प्रथमत ईशानपरिस्तृतदर्भाग्राणामधः स्थापयेत् ॥ ततः " ॐ हविषा त्वा जुष्टं प्रोक्षामि " इत्यनेनास्तीर्णदर्भाभ्युक्षणम् ॥

જે બ્રાહ્મણનું હોતા તરીકે વરણ થયેલું હોય તેણે હાથમાં દાભની જુડી લેવી અને પહેલાં તેણે દર્ભપરિસ્તરણ વિધિ કરવો. પહેલાં ત્રણ દર્ભ, છુટાં, આગ્નેય દિશામાં; ત્રણ દક્ષિણ દિશામાં; ત્રણ પશ્ચિમ દિશામાં. ત્રણ વાયવ્ય દિશામાં, ત્રણ ઉત્તર દિશામાં, અને ત્રણ ઈશાન કોણમાં મૂકવા જોઈએ. આ દર્ભ આખા સમૂળ હોવા જોઈએ. ( અહીંયાં "यत्र समागच्छति तद्दक्षिणेतः करोति " આ કયા સૂત્રનું કયાંનું ભાષ્ય છે તે જાણવાની જરૂર છે. ) પછી બ્રહ્માએ "ॐ देवस्य त्वा०" આ મન્ત્ર ભણી દર્ભાસ્તરણ કરવું. હોતાએ જે ક્રમથી દર્ભ ગોઠવેલા તે જ ક્રમથી તે દર્ભો ઉપર બ્રહ્માએ દર્ભ મૂકવા, હોતાએ પશ્ચિમાગ્ર ( પૂર્વમૂળ ) દર્ભ મૂકવા જોઈએ અને બ્રહ્માએ પૂર્વાગ્ર ( પશ્ચિમ મૂળ ) દર્ભ ગોઠવવા જોઈએ. ( આગ્નેય કોણ, દક્ષિણદિશા, પશ્ચિમદિશા, વાયવ્યકોણ, ઉત્તરદિશા અને ઈશાનકોણ આ ક્રમથી જ હોતાએ ત્રણ ત્રણ દર્ભ મૂકવા જોઈએ અને તેજ ક્રમથી બ્રહ્માએ. ) આવી રીતે હોતાએ

પાથરેલા પશ્ચિમાગ્ર દર્ભો ઉપર પૂર્વાગ્ર દર્ભ પાથરીને બ્રહ્માએ ફરીથી બીજું દર્ભાસ્તરણ કરવું. તેણે પહેલાં નૈઋત્યકોણથી આરંભીને આગ્નેયકોણ સુધી અને તેજ પ્રમાણે નૈઋત્યકોણથી આરંભીને વાયવ્યકોણ સુધી અને તેજ પ્રમાણે અને પછી વાયવ્યકોણથી આરંભીને ઈશાનકોણ સુધી દર્ભ પાથરવા. ઈશાનકોણમાં પહેલાં પાથરેલા દર્ભનાં મૂળની નીચે આ બીજી વખત પાથરેલા દર્ભના અગ્રભાગને દબાવી દેવો. અને પછી "ॐ हविषा त्वा जुष्ट प्रोक्षामि" આ મન્ત્ર ભણી બ્રહ્માએ પાથરેલા દાભ ઉપર પાણી છાંટવું.

( इति दर्भास्तिरण, परिस्तरणविधिर्वा )

( अथ होत्राऽऽसनग्रहणम् )

अथ होता आस्तीर्णदर्भमध्ये* कश्चिद्दर्भानादाय तान् स्वासने समास्तीर्य " ॐ अहेदैधिषव्य० " इत्यनेन स्वासनमन्वीक्षते । " ॐ निरस्तः० " इत्यादिना तृणं निरस्यति । आसनमालभ्य " ॐ इदमहम्० " इत्यादि जपति । उपविश्य " ॐ बृहस्पतिर्ब्रह्मा० " इत्यादि जपति । ॐ परित्वाग्ने पुरं वयं सहस्य धीमहि । धृषद्वर्णं दिवे दिवे हन्तारं भङ्गुरावतः " इति, " उपहूतः० " इत्यादिना द्यावापृथिव्यौ समीक्षते ॥

હોતાએ પાથરેલા દાભમાંથી થોડાક દાભ લઈ પોતાના આસન ઉપર પાથરવા; "ॐ अहेदैधिषव्यः" આ મન્ત્ર ભણી પોતાના આસન ઉપર નજર નાંખવી; "ॐ निरस्त.०" આ મન્ત્ર ભણી આસન ઉપરના કચરાને તેની પાછળ ખંખેરી નાંખવો: 'ॐ

* मध्यादितिपाठः साधुर्भाति ।

**इदमहम्०**" આ મન્ત્ર ભણી બેસવા માટે આસનનો સ્પર્શ કરવો, અને પછી બેસી જઈ, "**ॐ बृहस्पतिर्ब्रह्मा०** આ મન્ત્રનો જપ અથવા પાઠ કરવો. પછી "ॐ **परित्वा** અને "**उपह्वत.**" આ બે મન્ત્ર ભણી (અનુક્રમે) આકાશ અને પૃથ્વી તરફ નજર કરવી. (અર્થાત્ આકાશ અને પૃથ્વીની પ્રાર્થના કરવી.)

## ( अथ अपां प्रणयनम् )

" ॐ यमाग्ने ब्रह्मणस्पतिः सत्यधर्मा अदीवरद् ।
देवस्य सवितुः सवे ॥ इत्युदपात्रमग्नेरुत्तरतः स्थापयति ।

तत्र च पवित्रे निक्षिप्य

" ॐ इहेतदेववीरमृतं वसाना हिरण्यवर्णा आनवद्यन्त्वया ।
आपः समुद्रो वरुणश्च राजा संपातभागान् हविषो जुषन्ताम् ॥

इन्द्र प्रशिष्टा वरुणप्रसूता आपः समुद्रा दिवमुद्वहन्तु ।
इन्द्र प्रशिष्टा वरुणप्रसूता दिवस्पृथिव्याः श्रियमावहन्तु " ॥

*अनेन मन्त्रेणोदपात्रे उदकं क्षिपति ॥

"ॐ **यमाग्ने.**" આ મન્ત્ર ભણી (હોતાએ) પ્રણીતાપાત્ર (ઉદપાત્ર) અગ્નિથી ઉત્તર દિશા તરફ ગોઠવવું; તેમાં બે પવિત્ર નાંખવાં; અને પછી "**ॐ इहेतदेयवी.**" આ મન્ત્ર તે ઉદપાત્રમાં (પ્રણીતા પાત્રમાં) પાણી રેડવું.

---

* 'आम्य' मन्त्रद्वयम् ' इति पाठ भवतु.

( अथ-आज्याधिश्रयणादिस्रुवप्रतपनान्तम् )

विलीनपूतमाज्यमग्नावधिश्रित्य

" ॐ परित्वाग्ने पुर वयं विप्र सहस्यधीमहि ।

धृषद्वर्ण दिवे दिवे हन्तारं भङ्गुरावतः ॥ इति त्रिः पर्यग्नि कृत्वा, उदगुद्वास्य, पश्चादग्नेरासाद्य पवित्राभ्यामुत्पुनाति ॥ ततो दर्भत्रयेण स्रुवसम्मार्जनम् । ततः ॐ निष्टप्त रक्षो निष्टप्ता अरातयः " इति स्रुवप्रतपनम् । अथ

'ॐ विष्णोर्हस्तोऽसि दक्षिणः पूष्णो दत्तं बृहस्पते ।
त त्वाहं स्रुवमाददे देवानां हव्यवाहनम् ॥

अय स्रुवो निदधाति होमाच्छनाञ्जरच्छन्दसा जागतेन ।
सर्वयज्ञस्य समनक्ति विष्टा बार्हस्पत्येन शर्मणा दैव्येन ॥"

इति स्रुवाभिमन्त्रणम् ॥

એક વાર ગરમ કરેલા પવિત્ર ઘીને ( વિધિની પૂર્તિ માટે ) સ્થાપિત અગ્નિ ઉપર ફરીથી ગરમ કરવું. "ॐ परित्वाग्ने०" આ મન્ત્ર ભણી ત્રણ વાર તેને અગ્નિની ચારે બાજૂ ફેરવવું. પછી તેને પડેલાં ઉત્તર દિશા તરફ મૂકી પશ્ચિમ દિશા તરફ ( અર્થાત્ અગ્નિ અને હોતાની વચ્ચે ) લાવવું. ત્યાં તે ઘૃતપાત્રને નીચે મૂકી બે પવિત્ર વડે ઘીનું ઉત્પવન કરી તેમાં પડેલો કચરો બહાર કાઢવો.

પછી ત્રણ દર્ભ લઇ સ્રુવને સાફ કરવો. 'ॐ निष्टप्तं रक्षा०"

મન્ત્ર ભણતાં સ્રુવને અગ્નિમાં તપાવવો. " ॐ विष्णो-र्हस्तोऽस्मि० " આ મન્ત્રો ભણી સ્રુવને અભિમન્ત્રિત કરવો.

( आघाराऽऽज्यभागहोमः )

ततः संस्कृतमेव घृतं स्ववामभागेऽग्नेः पश्चात् स्थापिताऽऽज्यधानीनामकपात्रान्तरे स्रुवेण कुर्यात् ।

" ॐ भूः शं भूत्यै त्वा गृह्णे भूतये. " इति प्रथमं गृह्णाति ।
" ॐ भुवः शं पुष्ट्यै त्वा गृह्णे पुष्टये. " इति द्वितीयम् ।
" ॐ स्वः शं त्वा गृह्णे सहस्रपोषाय. " इति तृतीयम् ।
" ॐ जनः शं त्वा गृह्णे परिमितपोषाय. " इति चतुर्थम् ।

ततः स्रुवेण तद् घृतं जुहुयात् ।

ॐ अग्नावग्निश्चरति प्रविष्ट ऋषीणां पुत्रो अभिशस्ति पाउ ।
नमस्कारेण नमसा ते जुहोमि मा देवानां मिथुया कर्मभाग स्वाहा ॥

ॐ हृदा पूतं मनसा जातवेदो विश्वानि देव वयुनानि विद्वान् ।
सप्तास्यानि तवजातवेदस्तेभ्यो जुहोमि स जुषस्व हव्यं स्वाहा ॥

ॐ पुरस्ताद्युक्तो वह जातवेदोऽग्ने विद्धि क्रियमाणं यथेदम् ।
त्वं भिषग् भेषजस्यासि कर्ता त्वया गामश्वं पुरुष सनेम स्वाहा ॥

ॐ यज्ञस्य चक्षुः प्रतिमुखं च वाचा श्रोत्रेण मनसा जुहोति ।
इमं यज्ञ विततं विश्वकर्मणा देवा यन्तु सुमनस्यमानाः स्वाहा ॥

इति हुत्वा

"ॐ वृष्णे बृहते स्वर्विदे अग्नये शुक्रं हरामि त्विषीमते
स न स्थिरान् नलवत कृणोतु ज्योक्चरो जीवातवेत्य
ददात्वमग्नये स्वाहा ॥"

इत्युत्तरपूर्वार्धे । अथ दक्षिणपूर्वार्धे —

"ॐ त्वं सोमदिव्यो नृचक्षा सुगमस्मभ्यं पथो अनुख्य । अभिनो गोत्रविदुप इव नेशोच्छानो वाचमुशती जिगाय सोमाय स्वाहा" इत्याज्यभागौ हुत्वा अभ्यातानहोमं कुर्यात् ॥

પોતાની ડાબી બાજુએ અગ્નિથી પશ્ચિમ દિશામાં, અર્થાસાદન કરતી વખતે, આજ્યધાની નામનું એક પાત્ર ગોઠવવામાં આવે છે. ઉપર કહ્યા પ્રમાણે તપાવેના અને સસ્કાર પામેના ઘીને તે આજ્યધાનીમાં રેડી લેવું પડેના ચાર વખત સ્રુવથી જ તે ઘી રેડવાનું હોય છે "ॐ भूः स्वाहा" ॐ भुवः स्वाहा." "ॐ स्वः स्वाहा" અને 'ॐ जनः स्वाहा" આ ચાર મન્ત્રો ભણીને અનુક્રમે ચાર વખત સ્રુવથી તે ઘી આજ્યધાનીમાં રેડવું (પછી વધારે જોઈતું ઘી તેમાં રેડી લેવું) (પછી ઘી હોમવાની શરૂઆત કરવી આજ્યધાનીમાંથી સ્રુવ વડે ઘી લઈને જ હોમ કરવો) "ॐ अग्नावग्निश्चरति" આ મન્ત્ર ભણીને પહેલી આહુતિ આપવી "ॐ हृदापूत" આ મન્ત્ર ભણીને બીજી આહુતિ આપવી. "ॐ पुरस्ताद् युक्त०" આ મન્ત્ર ભણીને ત્રીજી આહુતિ આપવી. અને 'ॐ यज्ञस्य चक्षु०" આ મન્ત્ર ભણીને ચોથી આહુતિ હોમવી પછી "ॐ वृष्णे बृहते०" આ મન્ત્ર ભણી

અગ્નિના ઉત્તરાર્ધમાં એક આહુતિ હોમવી, અને " ॐ इदं सोम " આ મન્ત્ર ભણી અગ્નિના દક્ષિણાર્ધમાં એક આહુતિ હોમવી. ( ઉત્તરાર્ધમાં હોમાતી આહુતિ અગ્નિ માટે હોય છે અને દક્ષિણાર્ધમાં હોમાતી આહુતિ સોમ માટે હોય છે. ) આ બે આહુતિઓને આજ્યભાગહોમ કહે છે. આવી રીતે આઘારહોમ અને આજ્યભાગહોમ કરીને અભ્યાતાન હોમની શરૂઆત કરવી.

## ( अथ अभ्यातानहोमः )

तद्यथा—

અભ્યાતાન હોમનો પ્રકાર આ છે:—

" ॐ सविता प्रसवानामधिपतिः, स माऽवतु, अस्मिन् ब्रह्मण्यस्मिन् कर्मण्यस्यां पुराधायामस्यां प्रतिष्ठायामस्यां [1]वित्त्यामस्यामाहूत्यामाशिष्टेचस्यां देवहूत्यां स्वाहा ॥ १ ॥ ( इदं ) सवित्रे प्रसवानामधिपतये ( न मम ) ॥

ॐ अग्निर्वनस्पतीनामधिपतिः, इत्यादि पूर्ववत् ॥

एवं सर्वत्राप्यग्रे ॥

ॐ द्यावापृथिवी दातृणामधिपत्नी० ॥

ॐ वरुणोऽपामधिपतिः० ॥

---

१ विहव्यामित्यशुद्धः पाठः, विहव्यामिति शुद्धः । २ आहूत्याम् इत्यशुद्ध पाठः, " आकूत्याम् " इति शुद्धः । ३ ' आशिष्टि ' इत्यशुद्धम्, " अस्यामाशिषि " इति शुद्धम् । ४ ' अधिपती ' इत्यस्य स्थाने " अधिपत्नी " इति शुद्धम् ॥

ॐ मित्रावरुणौ वृष्टया अधिपती० ॥

ॐ मरुतः पर्वतानामधिपनयस्ते माऽवन्तु० ॥

ॐ सोमो वीरुधामधिपतिः० ॥

ॐ वायुरन्तरिक्षस्याधिपतिः० ॥

ॐ सूर्यश्चक्षुषामधिपतिः० ॥

ॐ चन्द्रमा नक्षत्राणामधिपतिः० ॥

ॐ इन्द्रो दिवोऽधिपतिः० ॥

ॐ [1]मरुतापिठा पशूनामधिपतिः० ॥

ॐ मृत्युः प्रजानामधिपतिः० ॥

ॐ यमः पितॄणामधिपतिः० ॥

ॐ तता [2]अवतरेतेमावन्त्विति पूर्ववत् ॥

ॐ ततस्ततामहास्ते माऽवन्त्विति पूर्ववत् ॥

અથર્વ વેદમાં ઉપર બતાવેલા * સત્તર (૧૭) મન્ત્રોનો ઉલ્લેખ છે. દરેક મન્ત્રને અન્તે ' સ્વાહા ' પદ ઉચ્ચારી અગ્નિમાં

---

* જો કે મૂળ સંહિતમા સત્તર મન્ત્રોનોજ ઉલ્લેખ છે. " तत्र पूर्वोक्त सप्तदशाहुत्यात्मकमभ्यातानहोम कृत्वा० " એમ લખી શ્રીનીલકંઠ ભટ્ટે પણ સત્તર આહુતિઓનોજ અભ્યાતાન હોમ માનેલો છે પણ અહીં એક આખો મન્ત્રજ ગુમ થઇ ગયો છે. તે મન્ત્ર " ॐ पितरः परे त माऽवन्तु० " ઇત્યાદિ છે.

१ 'मरुतापिठा' इत्यस्य स्थाने "मरुतां पिता" इति पाठः शुद्धः । २ तता अवरे ते० इति शुद्धः पाठः ।

ઘીની સત્તર આહુતિઓ હોમવાથી અભ્યાતાન હોમ પૂર્ણ થાય છે.

अथोत्तराङ्गानि.

હવે અભ્યાતાન હોમની પૂર્તિ થયા પછી ઉત્તરઙ્ગ હોમ વિધિનો ઉલ્લેખ કરવામાં આવે છે. તેમાં ઘણા હોમોનો સમાવેશ થાય છે. તે નીચે પ્રમાણે છે.

तत्र पूर्ववत् सप्तदशाहुत्यात्मकमभ्यातानहोमं कृत्वा शुक्लपक्षश्चेत्

"ॐ पूर्णा पश्चादुत पूर्णा पुरस्तादुन्मध्यतः पौर्णमासी जिगाय ।
तस्यां देवा संवसतो महित्वा नाकस्य पृष्ठे समिषा मदेम ॥
स्वाहा ॥"

इति जुहोति ॥ कृष्णपक्षश्चेत्—

"ॐ यत्ते देवा अकृण्वन् भागधेयममावास्ये संवसतो महित्वा ।
तेना नो यज्ञं पिपृहि विश्ववारे रयिं नो धेहि सुभगे सुवीरं ॥
स्वाहा ॥"

ઐન્દ્રી શાન્તિનો દિવસ શુક્લ પક્ષમાનો હોય તો " ॐ पूर्णा पश्चाद्० " વગેરે એક મન્ત્ર ભણી અગ્નિમાં ઘીની એક આહુતિ હોમવી; જો તે દિવસ કૃષ્ણ પક્ષમાંનો હોય તો " ॐ यत्ते देवाः० " વગેરે આ મન્ત્ર ભણી ઘીની એક આહુતિ અગ્નિમાં હોમવી.

( अथ समृद्धिहोमः )

अथ " ॐ आहूत्यै स्वाहा. ॐ कामाय त्वा स्वाहा.

ॐ समृधे त्वा स्वाहा. ॐ आहुत्यै त्वा, कामाय त्वा, समृधे त्वा स्वाहा । ॐ ऋचा स्तोमं समर्धय, गायत्रेण रथन्तरं, बृहद्गायत्रवर्तनि स्वाहा ॥ " इत्याहुतिपञ्चकं जुहुयात् ॥ इति समृद्धिहोमः ॥

ઉપર બતાવેલા પાંચ મન્ત્રોથી અનુક્રમે ઘીની પાંચ આહુતિઓ હોમવાથી સમૃદ્ધિહોમ પરિપૂર્ણ થાય છે.

## ( अथ सन्नतिहोमः ),

तत. " ॐ पृथिव्यामग्नये समनमन्त्यै आर्घ्नोत् । यथा पृथिव्याम्नेये समनमन्वेवाँमह्य सनमः संनमतुं । ततः पृथिवी घेनुस्तस्या अग्निर्वत्सः समेऽग्निना वत्सेमूँर्जं कामं दुहा, आयुः प्रथमं प्रजा पोप रयिं स्वाहा ॥ १ ॥

ॐ अन्तरिक्षे वायवे समनमन्त्स आर्घ्नोत् । यथाऽन्तरिक्षे वायवे समनमन्नेवा मह्यं सन्नमः सन्नमन्तु । अन्तरिर्क्षं धेनुस्तस्या वायुर्वत्स. सा मे वायुना वत्सेनेपमूर्जं कामं दुहाम् । आयुः प्रथमं प्रजापोष रयिं स्वाहा ॥ २ ॥

---

अथ शुद्धाः पाठा

( १ ) ' समनमन्त्स आर्घ्नोत् ' इति । ( २ ) पृथिव्यामग्नये । ( ३ ) समनमन्नेवा मह्यम् । ( ४ ) सन्नमन्तु । ( ५ ) वत्सेनेधमूर्जं । ( ६ ) अन्तरिक्ष धेनु० ।

ॐ दिग्यादित्याय समनमन्तस आर्ध्नोत् । यथा दिग्यादित्याय समनमन्नेवा मह्य सन्नमः सन्नमन्तु । द्यौर्धेनुस्तस्या आदित्यो वत्सः, सा म आदित्येन वत्सेनेषमूर्जं कामं दुहाम् । आयुः प्रथमं प्रजापोषं रयिं स्वाहा ॥ ३ ॥

ॐ दिक्षु चन्द्राय समनमन्तस आर्ध्नोत् । यथा दिक्षु चन्द्राय समनमन्नेवा मह्यं सन्नमः सन्नमन्तु । दिशो धेनुवत्सां सँ चन्द्रो वत्सः, ता मे चन्द्रेण वत्सेनेषमूर्जं कामं दुहामायुः प्रथमं प्रजापोप रयिं स्वाहा ॥ " इत्याहुतिचतुष्टय सनतिहोम ॥

ૐકારથી આરંભીને स्वाहा સુધીના ચાર મન્ત્રોનો ઉપર ઉલ્લેખ કરેલો છે. તે ચાર મન્ત્રોથી ( પ્રત્યેક મન્ત્રને અન્તે એક એક આહુતિ આપતાં ) ચાર આહુતિઓ આપવાથી સંનતિહોમ પૂર્ણ થાય છે.

( अथोपतीर्थहोमः )

"ॐ प्रजापते न त्वदेतान्यन्यो विश्वारूपाणि परिभूर्जजान ।
यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥
स्वाहा ॥ "

इत्युपस्तीर्यहोमः ॥

"ૐ प्रजापते०" આ મન્ત્ર ભણીને ઘીની આહુતિ હોમવાથી ઉપસ્તીર્ય હોમ પૂર્ણ થાય છે.

( १ ) दिशो धनुस्तासा मिति शुद्धः पाठः ।

( अथ स्विष्टकृद्धोमः )

"ॐ आ देवानामपि पन्थामगन्म यच्छक्नवाम तदनु प्रवोढुम् ।
अग्निर्विद्वान् स यजात्स इद्धोता सोऽध्वरान्स ऋतून्
कल्पयाति ॥ "
" अग्नये स्विष्टकृते स्वाहा ॥ " इति मन्त्रेण जुहुयात् ॥
इति स्विष्टकृत् ॥

પછી "ॐ आ देवानामपि०" આ મન્ત્ર ભણી અગ્નિના ઈશાન કોણમાં એક ઘીની આહુતિ આપવી. આ આહુતિને સ્વિષ્ટકૃદ્ હોમ કહેવામાં આવે છે.

( अथ प्रायश्चित्तहोमः )

अथैकादश प्रायश्चित्ताहुतीः स्वाहा ' ॐ इष्टेभ्यः स्वाहा । ॐ वषण्णिष्टेभ्यः स्वाहा ॐ भेषजं रिष्टचै स्वाहा । ॐ निष्कृतिर्दुरिष्टचै स्वाहा । ॐ दैवीभ्यस्तनूभ्यः स्वाहा । ॐ अयाश्चाग्नेऽस्यनभिशस्तीश्च सत्यमित्त्वमया असि । अयासा मनसा कृतोऽयासन् हव्यमूहिषः स्वाहा । ॐ स्वाहा । ॐ भूः स्वाहा । ॐ भुवः स्वाहा । ॐ स्वः स्वाहा । ॐ भूर्भुवः स्वः स्वाहा ॥"
इति प्रतिप्रायश्चित्तहोमः ॥

ॐકારથી શરૂ થતા અને "स्वाहा" પદ ઉપર પૂર્ણ થતા એવા અગીયાર મન્ત્રોથી અગીયાર આહુતિઓ હોમવાથી પ્રાયશ્ચિત્ત હોમ પૂર્ણ થાય છે.

## ( अथ स्कन्नहोमः )

" ॐ यन्मे स्कन्नमनसो जातवेदो यद्वा स्कन्दद्धविषो यत्र यत्र । उत्पुरुषो विप्रुषः सजुहोमि सत्याः सन्तु यजमानस्य कामाः ॥ स्वाहा ॥ " इति स्कन्नहोमः ॥

"ॐ यन्मे०" આ મન્ત્ર ભણી સ્કન્નહોમની એક આહુતિ આપવી

## ( अथास्मृति होमः )

" ॐ यदस्मृति चकृम किञ्चिदग्न उपारिम चरणे जातवेदः। ततः माहित्त्व ततः प्रचेतः सुमे सखिभ्यो य अमृतत्त्वमस्तुतः ॥ स्वाहा ॥ " इति स्कन्नहोम ॥

"ॐ यदस्मृति०" આ મન્ત્ર ભણી અસ્મૃતિહોમની એક આહુતિ આપવી

## ( अथ संस्थितिहोमः )

ततः " ॐ यद्वद्य त्वा प्रयति यज्ञे अस्मिन् होतश्चिकित्वन्न वृणीमहीहा ।
ध्रुवमपो ध्रुवं हुताशाविष्ठ प्रतान् यज्ञमुपयाहि सोमं स्वाहा ॥१॥

ॐ समिन्द्रणो मनसानेष गोभिः संसूरिभिर्हरिवत्सं स्वस्त्या ।
संब्रह्मणा देवहितं यदस्ति सदेवाना सुमतौ यज्ञियानां स्वाहा ॥२॥

ॐ यानावह उशतो देव देवाँस्तान् प्रेरयस्वे अग्ने सधस्थे ।
यक्षिवास पपिवासो म रृन्यस्म धत्त वसवो वस्वनि स्वाहा ॥३॥

ॐ सुगावो देवा सदना अकर्मय आजग्म सवने मा जुषाण ।
वहमाणा भरमाणा स्वावसूनि वसु धर्म दिवमा रोहतानु स्वाहा॥४॥

ॐ यज्ञ यज्ञ गच्छ यज्ञपति गच्छ स्वा योनिं गच्छ स्वाहा ।
एप ते यज्ञो यज्ञपते सह सूक्तवाक सुवीर्यं स्वाहा ॥५॥

ॐ वषडहुतेभ्यो वषड्हुतेभ्य । ६॥
ॐ देवा गातु विदो गातु वित्वा गातुमित स्वाहा " ॥७।

इत्याहुतिसप्तकं सस्थितिहोम ॥

ૐકારથી શરૂ થતા સાત મન્ત્રોથી સંસ્થિતિહોમની સાત આહુતિઓ આપવી

## ( अथ समानहोम )

तत " ॐ समनस्पतिं इम नो दिवि देवेषु यज्ञ स्वाहा ॥१॥ ॐ दिवि स्वाहा ॥ २ ॥ ॐ पृथिव्या स्वाहा ॥ ३ ॥ ॐ अन्तरिक्षे स्वाहा ॥ ४ ॥ ॐ वातेषा स्वाहा ॥ " इत्याहुतिपञ्चक हुत्वा आज्यस्थालीगतमुत्तम चतुवार स्रुवेण गृहीत्वा आज्यधान्यां सम्पात्य सुवर्णस्वार तृष्णा जुहुयात् ॥ इति समानहोम ॥

ઉપર બતાવેલા પાચ મંત્રોથી પહેલા ઘીની પાચ આહુતિઓ

હોમવી. પછી આજ્યસ્થાલીમાંથી (તપાવેલા ચોખ્ખા ઘીના વાસણમાંથી) સ્રુવ વડે ચાર વાર ઘી લઈને આજ્યધાનીમાં નાંખવું. અને તેમાંથી સ્રુવ વડે એક આહુતિ ચુપચાપ (મૌન ધારણ કરીને) અગ્નિમાં હોમવી. (કેટલાક આ સ્થળે પ્રજાપતિનું ધ્યાન ધરે છે) આ હોમ સમાનહોમ કહેવાય છે.

( अथ बर्हिर्होमः )

अथ स्तरणक्रमेण बर्हिरुत्थाप्य त्रिगुणीकृत्याऽऽज्यधान्या घृतेनाऽभ्यनक्ति । " ॐ पृथिव्यै त्वा० " इति मन्त्र प्रथमं मूले युनक्ति । " ॐ अन्तरिक्षाय त्वा० " इति मध्य युनक्ति । " ॐ दिवे त्वा० " इत्यग्रं युनक्ति ॥ एवं त्रिः कृत्वा
"ॐ संबर्हिरक्तं हविषा घृतेन समिन्द्रेण वसुना सम्मरुद्भिः ।
संदेवैर्विश्वदेवेभिरक्तामिन्द्रं गच्छतु बर्हिः स्वाहा । "

इत्यनेन बर्हिर्जुहोति ॥

પછી જે ક્રમથી પહેલા દર્ભાસ્તરણ વિધિ કરવામાં આવેલો તેજ ક્રમથી હોતાએ દર્ભો ભેગા કરી લેવા જોઈએ. (પાથરતી વખતે પહેલા હોતાએ અને પછી બ્રહ્માએ દર્ભ પાથરેલાં. પણ ભેગાં કરતી વખતે પહેલા બ્રહ્માએ પાથરેલા અને પછી પોતે પાથરેલાં દર્ભ ભેગા કરવા યોગ્ય છે.) તે દર્ભોની ત્રણ ગડીઓ વાળી (ત્રણવાર વાળી) આજ્યધાનીમાના ઘીમા બોળવા. ' ॐ **पृथिव्यै त्वा०**" વગેરે મન્ત્ર ભણી પહેલા દર્ભના મૂળને અભિમન્ત્રિત કરી ઘીમાં બોળવાં, "ॐ **अन्तरिक्षाय०**" વગેરે મન્ત્ર ભણી દર્ભોના મધ્ય ભાગને અભિમન્ત્રિત કરી ઘીમા બોળવો, અને

"ॐ दिवे०" વગેર મન્ત્ર ભણી દર્ભોના અગ્રભાગને ઘીમાં બોળવો. આવી રીતે ત્રણવાર દર્ભોને અભિમન્ત્રિત કરી અને ઘીમાં બોળી હોતાએ તે આસ્તૃત-દર્ભ "ॐ संबर्हिरक्त०" આ મન્ત્ર ભણી અગ્નિમાં હોમી દેવા. આને બર્હિર્હોમ કહેવામાં આવે છે.

## ( अथ सस्रावभागहोमः )

अथ "ॐ सस्रावभागास्तविषा बृहन्तः प्रस्तरेष्ठा बर्हिषदश्च देवा । इमे यज्ञमभि विश्वे गृणन्तः ( स्वाहा । ) देवा अमृता मादयन्ता स्वाहा ॥ " इति सस्रावभागहोमः ॥

" ॐ संस्रावभागास्तविषा० " આ મન્ત્ર ભણી સંસ્રાવ ભાગની એક આહુતિ અગ્નિમાં હોમવી.

## ( अथोत्तरपूजनम् )

स्रुवोऽसीति स्रुवं प्राग्दण्डं निदधाति । स्रुवप्रतिष्ठापनान्ते इन्द्र चन्दनपुष्पधूपदीपनैवेद्यनाम्बूल दक्षिणाभिः पूजयेत् ॥ त्रातारमिन्द्रेति पुष्पाञ्जलिं दद्यात् ॥

" ॐ स्त्रुषोऽसि० " વિગેરે મન્ત્ર ભણી, દાંડો પૂર્વ દિશા તરફ રહે તેવી રીતે, સ્રુવને નીચે મૂકી દેવો. અને પછી ઇન્દ્ર મહારાજનું ગન્ધ-અક્ષત-પુષ્પ-ધૂપ-દીપ-નૈવેદ્ય-પાન-સોપારી-દક્ષિણા વિગેરે ઉપચારોથી ઉત્તર પૂજન કરવું. " ॐ त्रातार मिन्द्रम० " આ મન્ત્ર ભણી ઇન્દ્ર મહારાજને પુષ્પાંજલિ અર્પણ કરવી.

## ( अथ बलिदानम् )

ततोऽग्न्यायतनस्य समन्ताद् दिक्षु विदिक्षु च मापभक्तबलीन् सदीपान् दिक्पालेभ्यो दद्यात् । " ॐ त्रातारमिन्द्रम्० " इति " इन्द्राय साङ्गाय सपरिवाराय सायुधाय सशक्तिकाय एप मापबलिर्नमः ॥ " " भो इन्द्र, दिशं रक्ष, बलिं भक्ष; यजमानस्यायुःकर्ता क्षेमकर्ता शुभकर्ता शान्तिकर्ता भव ॥ " इति प्रार्थयेत् ॥ एवं सर्वत्र ॥ " ॐ अग्नेर्मन्वे० "[2] इत्याग्नेये । [1]यममन्त्रेण याम्ये । " ॐ नमोऽस्तु ते निर्ऋते० " इति नैर्ऋत्ये । " ॐ ये पश्चादिति " पश्चिमे । " ॐ वायो सवितुरिति वायव्ये । " ॐ य उतस्तरन्तः० " इत्युत्तरे । " ॐ ईशाना त्वा० " [2]इतीशाने ॥ इति दिक्पालेभ्यो बलिं दद्यात् ।

પછી મડપની ચારે બાજૂ ( અથવા તો પછી કેવળ વેદીની ચારે બાજૂ ) અડદ અને ભાતનો બલિ અર્પણ કરવો. આઠ દિશાઓમા આ બલિ ગોઠવવા. ( અહીંયા બ્રહ્મા અને અનન્તને માટે બલિદાનનો ઉલ્લેખ કર્યો નથી. ) દરેક બલિપાત્રમા અડદ, ભાત, અને પ્રગટાવેલી દીવેટ હોવી જોઇએ. દરેક દિક્પાલનો મન્ત્ર ભણી તેનું ગન્ધ-પુષ્પ વગેરે પંચોપચારથી

---

[1] १. येन यमपूजनं तेनैव यममन्त्रेण यमाय बलिदद्यादित्यर्थः ॥ स च 'यमाय त्वा०' इत्यादिः ॥

(२) अग्नेरितिपदं मूलग्रन्थे नास्ति ।

પૂજન કરવું અને તેને બલિ અર્પણ કરવો. બલિ અર્પણ કરતી વખતે " ॐ इन्द्राय० " વગેરે ચતુર્થ્યન્ત પદોનો પ્રયોગ કરવો. પછી " भोः इन्द्र० " વગેરે સંબુદ્ધ્યન્ત પદ વાપરીને ઇન્દ્ર વગેરે આઠ દેવોને પ્રાર્થના કરવી અને આશીર્વાદ લેવો.

( ઇન્દ્ર, અગ્નિ, યમ, વરુણ, નિર્ઋતિ, પવન, સોમ. ( કુબેર ). ઈશાન, આ આઠ દિક્પાલો કહેવાય છે. એમનેજ બલિ અર્પણ કરવાનો હોય છે. ) એમના મન્ત્રોનું પ્રતીક મૂળમાં આપેલુંજ છે.

( अथ महाबलिः )

( क्षेत्रपालबलिः )

ततो महाबलिं कुङ्कुमादिरक्तं रक्तपुष्पादियुतं सदीप सदक्षिण क्षेत्रपालाय दद्यात् । "

" ॐ [*]क्षेत्रियात्त्वा क्षेत्रस्य पतिमाक्षेत्रपालाय भूतप्रेत–पिशाच–राक्षस–शाकिनी–डाकिनी–वेतालादिपरिवारयुताय० " इत्यादि ॥ इमं बलिं शूद्रेण दुर्ब्राह्मणेन वा चतुष्पथेऽन्यत्र वा नाययेत् ॥

પછી ક્ષેત્રપાલે બલિ ( મહાબલિ )નું એક પાત્ર તૈયાર કરવું. તેમાં પણ કંકુથી લાલ કરેલા અડધા-ભાત મૂકવા. લાલ પુષ્પોથી પૂજન કરવું; દીવો સળગાવવો, સારી દક્ષિણા મૂકવી.

[*] "क्षेत्रियात्वा०", "क्षेत्रस्य पतिमा०" इति मन्त्रौ पृथक् स्याताम् । " क्षेत्रपालाय० ", " इत्यतश्चतुर्थ्यन्तं वाक्यं वेदनीयम् ॥

અને પછી મૂળમાં બતાવેલા ક્ષેત્રપાલના મન્ત્રો ભણી પૂજન-પૂર્વક તે બલિ ભૂત-પ્રેત-પિશાચોથી ઘેરાયલા ક્ષેત્રપાલને અર્પણ કરવો. આ બલિ કોઇ શૂદ્ર પાસે અથવા તો પછી કોઇ દુર્બાહ્મણ-પાસે ઉંચકાવીને ચોરાયા ( ચતુષ્પથ ઉપર જઇને મૂકાવી દેવો.

## ( अथ पूर्णाहुतिः )

ततः प्रक्षालितपाणिपाद आचान्तो देशकालौ स्मृत्वा, ' कृताया ऐन्द्रयाः शान्तेः पूर्णतासिद्धयर्थं पूर्णाहुतिं होष्यामि, ' इति संकल्प्य स्रुचि द्वादशगृहीतं चतुर्गृहीतं वाऽऽज्यं कृत्वा वस्त्रयुतनालिकेरादिफलं चन्दनादियुतं तदुपरि निधाय पूर्णाहुतिं " ॐ अभिभूर्यज्ञ० " इत्येतैस्त्रिभिः सूक्तै राज्ञाऽन्वारब्धो हुत्वा कर्मशेषं समापयेदाचार्यः ॥

ક્ષેત્રપાલ-બલિ અર્પણ કર્યા પછી યજમાને (આચાર્યે) હાથ પગ ધોઇ નાંખવા; પોતાનાં આસન ઉપર બેસી, આચમન કરી, હાથમાં પાણી ઝાલીને દેશ કાલનું સ્મરણ કરતાં સંકલ્પમાં કહેવું જોઇએ કે—"कृतायाः०" ઐન્દ્રી શાન્તિની પૂર્ણતા માટે હુ પૂર્ણાહુતિ હોમ કરીશ." પછી યજમાને આજ્યસ્થાલીમાંથી સ્રુવ વડે સ્રુચીમાં (સ્રુક્માં) બાર વખત કે ચાર વખત ઘી ભરવું; તેના ઉપર એક વસ્ત્રથી વીંટળાયલું નારીયળ વગેરે કંઇક ફળ મૂકવું; ગન્ધ-પુષ્પથી તે પૂર્ણાહુતિદ્રવ્યનું પૂજન કરવું; પછી ઉભા થઇ જવું; અને **"ॐ अभिभूर्यज्ञ०"** વગેરે ત્રણ સૂક્તો ભણી પૂર્ણાહુતિ હોમવી. ઉભા થયા પછી મન્ત્ર ભણતા પ્હેલાંજ રાજાએ (આચાર્ય) ના જમણા ખભા કે સ્રુચીને એક દર્ભની સળીથી અડકી રાખવાં

प्रयतंतः पापिलक्ष्मीति चतस्रः । हिरण्यवर्णाः । एवमभिषेकानन्तरं सर्वौषधीभिरनुलिप्य शुद्धोदकेन स्नात्वा परिधत्त वाससी परिधाव शुक्लमाल्याम्बरानुलेपनः सपत्नीको यजमान आचार्यादीन् सम्पूज्य तेभ्यो दक्षिणां दद्यात् ॥

( अथ दक्षिणा )

" ब्राह्मणो दश गा दद्यादनड्वाह ततोऽधिकम् ।
सीराधिकं ततो वैश्यस्तथा प्रादेशिको हयम् ।
राजा दद्याद्वरं ग्रामं समूहो राजवत्तथा ॥
यथोक्तां दक्षिणा दद्यात् सकलं फलमश्नुते ॥ "

अद्येत्यादि समयमुच्चार्य ' कृतस्य ऐन्द्रशान्त्याख्यकर्मणः प्रतिष्ठासिद्धयर्थम् एकादश धेनू रुद्रदैवत्याः अमुकगोत्राय ब्राह्मणाय तुभ्यमह सम्प्रददे । एवमनड्ग्रामभूमिहस्त्यश्वरथ रत्नादि दद्यात् ॥

પછી ઐન્દ્રકળશમાંથી તેમજ શાન્તિકળશમાથી ( વારુણ કળશમાંથી ) અભિમન્ત્રિત પાણી લઇ, બ્રાહ્મણોએ ( ખાસ કરીને આચાર્ય અને ઋત્વિજોએ ) હાથમાં દુર્વા અને પંચ પલ્લવ લેવાં: ઉત્તર દિશા તરફ મોઢું કરીને તેઓએ ઉભા રહેવું. યજમાને ભાવી રાજાને, તેની :પત્નીને, અને તેના પરિવારને પૂર્વ દિશા-તરફ મોઢું કરીને બેસાડવા.

યજમાનપત્નીને ખાસ કરીને અભિષેક વખતે યજમાનની ડાબી બાજુએ બેસાડવી બ્રાહ્મણોએ રાજા ઉપર અભિષેક કરવો **"ॐ પવિત્રધાર " " ॐ શતધાર " " ॐ પ્રયતેત " " ॐ પાવિલક્ષ્મી "** અને **"ॐ હિરણ્યવર્ણા"** આ ઋચાઓ ભણી અભિષેક કરવો પછી રાજાએ શરીરમા સર્વૌષધી વગેરે સુગન્ધિત પદાર્થોથી પીઠી ચોળીને સ્નાન કરવુ અને સુન્દર વસ્ત્રો ધારણ કરવા સર્વ પ્રકારના શૃગાર ધારણ કરી, અત્તર ચદન વગેરેનો લેપ કરી પોતાની પત્ની સાથે યજ્ઞશાળામા આવી, આસન ઉપર બેસી આચાર્ય, બ્રહ્મા વગેરે બ્રાહ્મણોનુ ગન્ધ–અક્ષત પુષ્પમાળા વગેરેથી પૂજન કરી તેમને દક્ષિણા આપવી

બ્રાહ્મણ યજમાને ( ઐન્દ્ર શાન્તિની પરિપૂર્ણતા માટે ) દસ ગાયોનુ દાન કરવુ ( ક્ષત્રિય યજમાને ) એક બળદ વધારે દાનમા આપવો વૈશ્યે એક હળથી ખેડી શકાય એટલી જમીન વધાર દાનમા આપવી એક જાગીરદારે કે માડલિક સાથમા એક ઘોડો પણ વધારે દાનમા આપવો જોઈએ રાજાએ એક ગામ દાનમા આપવુ જોઇએ, અને જ્યારે એક મડળી આખી જ યજમાન તરીકે હોય ત્યારે તેણે પણ રાજાની માફક જ ગામડુ દાનમા આપવુ જોઇએ યજમાન પોતાના અધિકાર પ્રમાણે ઉપર્યુક્ત દક્ષિણા આપે છે તેને જ કર્મનુ સમ્પૂર્ણ ફળ મળે છે

દાન આપતી વખતે હાથમા પાણી લઈ સકલ્પ કરવો જોઇએ દેશ-કાલનુ સ્મરણ કરી કહેવુ જોઇએ કે " કરવામા આવેલી ઐન્દ્ર શાન્તિની પૂર્ણ સિદ્ધિ અને પ્રતિષ્ઠાની પ્રાપ્તિ માટે રુદ્રદેવતાવાળી અગ્યાર ગાયોનુ, હુ, અમુક ગોત્રવાળા અમુક બ્રાહ્મણને, દાન આપુ છુ ' આવો સકલ્પ કરી તેમા જે વસ્તુ

આપવાની હોય તેનો વાચિક ઉલ્લેખ કરી, યજમાને બળદ-ગામ-જમીન-હાથી-ઘોડા-રથ-રત્ન વગેરે જે કંઇ આપવું હોય તે આપવું.

## ( अथ विसर्जनम् )

स्थापितदेवतापूजननमस्कारौ । " आवाहनं न जानामि० । अपराधसहस्राणि क्रियन्तेऽहर्निशं मया० । यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु न्यूनं० । यान्तु देवगणा० । " इति पीठदेवता विसृज्य प्रतिमां सोपस्करामाचार्याय दत्त्वाऽग्निं सम्पूज्य, " गच्छ गच्छ सुर श्रेष्ठ० " इति विसृज्य यथाशक्ति ब्राह्मणान् भोजयित्वा,

" चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पञ्चभिरेव च ।
हूयते च पुनर्द्वाभ्यां स मे विष्णुः प्रसीदतु ॥ "

इति पठेत् ॥

इत्यैन्द्री शान्तिः ॥
इत्यैन्द्रशान्तिप्रयोगः ॥

દાનસંકલ્પ થઇ ગયા પછી સ્થાપિત દેવતાઓનું ( મનસા કે પંચોપચારોથી ) પૂજન કરવું અને નમસ્કાર કરવા; "आवाहनं न जानामि" વગેરે ઉપર બતાવેલા ચાર શ્લોકો ભણી ક્ષમાપ્રાર્થના કરવી અને પીઠદેવતાઓનું વિસર્જન કરવું; સર્વ પ્રકારના ઉપસ્કારો સહિત પ્રતિમા આચાર્યને અર્પણ કરવી. પછી અગ્નિનું

પણ માનસોપચારોથી પૂજન કરી "ॐ गच्छ गच्छ०" વગેરે શ્લોકોથી વિસર્જન કરવું; બ્રાહ્મણોને શક્તિને અનુસરી જમાડવા; અને છેવટે "ॐ चतुर्भिश्च चतुर्भिश्च०" આ શ્લોક ભણી વિષ્ણુનું સ્મરણ કરી આસન ઉપરથી ઉભા થઇ જવું.

(બીજે દિવસે પ્રધાન રાજાભિષેક-કર્મ કરવાનું હોય તો આ વિસર્જનવિધિ કરવાનો હોતો નથી, કારણકે બીજે દિવસે કર્મની પૂર્તિ પછી જ આ વિધિ કરવો શાસ્ત્રસમ્મત છે.)

ઇતિ ઐન્દ્રશાન્તિપ્રયોગ

## ( अथाभिषेकदिनकृत्यम् )

अभिषेकदिने च कृतनित्यक्रियो दर्भपाणी राजा प्राङ्मुख आसन उपविश्येष्टदेवता ध्यात्वा नमस्कृत्य मासपक्षाद्युल्लिख्य " सकलराष्ट्रवश्यताकामोऽहं सांवत्सरपुरोहिताभ्यामात्मानमभिषेचयिष्ये, " इति संकल्प्य, गणेशपूजा-स्वस्तिवाचन-मातृकापूजन-वसोर्धारापूजाऽऽभ्युदयिकश्राद्धानि कृत्वा सांवत्सरपुरोहितौ, त्रीन् ऋग्यजुर्विदो, विप्रक्षत्रियवैश्यानमात्यान् सामगं चैक विप्रममात्यमन्यंचैकमन्यतमवेदविदं वृत्वा, मधुपर्के कुण्डल-केयूर-कटक-कण्ठाभरणाङ्गुलीयकवस्त्रादिभिस्तान् सम्पूज्य चतुरंगमुख्यानुपवेशयेत् ॥

અભિષેકને દિવસે સવારે ભાવી રાજાએ સ્નાન-સન્ધ્યોપાસન વગેરે પોતાનું નિત્યકર્મ કરી યજ્ઞશાળામાં આવવું. આસન ઉપર બેસી આચમન, પ્રાણાયામ, દર્ભગ્રહણ (પવિત્રધારણ), શાન્તિપાઠ,

દેવબ્રાહ્મણ નમસ્કાર કરવા; પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરવું, અને પછી હાથમાં સાક્ષત પાણી લઈને સંકલ્પ કરવો. સંકલ્પમાં દેશ અને કાલનું ઉચ્ચારણ કરી સંસ્કૃતમાંજ કહેવું જોઇએ કે—'આખા રાષ્ટ્રને વશ કરવાની ઇચ્છાથી આજે હું જોષી અને પુરોહિત વગેરે બ્રાહ્મણો દ્વારા મારો અભિષેક કરાવીશ.' આવો સંકલ્પ કર્યા પછી ભૂમિપૂજન, દિગ્રક્ષણ, કલશાર્ચન, શંખ-ઘંટાદિ પૂજન કરી રાજાએ ગણપતિ મહારાજનું પૂજન કરવું જોઇએ. પછી બ્રાહ્મણોનું વિધિ પ્રમાણે પૂજન કરી તેમની પાસે સ્વસ્તિ-પુણ્યાહ વાચન કરાવી, માતૃકાપૂજન, વસોર્ધારાપૂજન, વૈશ્વદેવસંકલ્પ, આયુષ્યમન્ત્ર જપ, નાન્દીશ્રાધ્ધ વગેરે કર્મ કરી રાજાભિષેક માટે બ્રાહ્મણોનું વરણ કરવું. બ્રાહ્મણવરણમાં ખાસ કરીને જોષી અને રાજગોર તો હોયજ. પણ તેમની સાથે ચાર વેદને જાણનારા ચાર બ્રાહ્મણોનું અને ચાર વર્ણના ચાર અમાત્યોનું પણ વરણ થવુંજ જોઇએ. ( હોતા-ઋત્વિગ વગેરે બીજા બ્રાહ્મણોનાં વરણ પણ જરૂર તો છે જ. ) જેઓનું વરણ કરવામાં આવ્યું છે તેઓને મધુપર્કમાં વિષ્ટર૰પાદ્ય-અર્ઘ્ય-મધુપર્ક-આચમનીયની સાથે સુવર્ણનાં કુંડળ-માજુબન્દ-કંઠી વગેરે અલંકાર પણ આપવા જોઇએ. પછી તેમનું ગન્ધ-અક્ષત-પુષ્પમાળા વગેરેથી પૂજન કરી તેમને યજ્ઞશાળામાં બેસવાની સુવ્યવસ્થા કરી આપવી જોઇએ.

## ( अभिषेकशालायां कलशस्थापनम् )

अथ पूर्वदिने कृतोपवासः पुरोहितः सितमाल्य-चन्दन-वासाः सोष्णीषो होमदेशं परिकल्प्य तस्मादुत्तरतस्तोरणकदलीस्तम्भमण्डितायां स्नानशालायां व्रीहिषु यवेषु वा सौवर्ण

नवकलशं यथाविधि संस्थाप्य यथासम्भवमनेकतीर्थजलेना पूर्य सर्वौषधि–सर्वगन्ध सर्वरत्न–सर्वबीज –फल – क्षीरिवृक्ष–क्षीरिलता–पल्लवान् क्षिप्त्वा बहुभिः सितवस्त्रैर्मालाभिश्चावेष्टय तत्समीपमेकं पञ्चगव्ययुतजलपूर्णं मृण्मयं, घृतेन पूर्णं हमं कुम्भं, दुग्धेन राजतं, दध्ना ताम्रं, मधुना मात्तिकं, कुशोदकेन च मार्तिकं, शतच्छिद्रं च सौवर्णम्, अन्याँश्च यथालाभं नदी–सरः–कूप–चतु – समुद्रोदकपूर्णान् मार्तिकान् स्थापयेत् । सर्वेषां च कलशानामुच्चता षोडशाङ्गुला । वैपुल्यं द्विपञ्चाशदङ्गुलसूत्रवेष्टनयोग्यम् ॥

રાજ્યાભિષેકવિધિમાં આગળ પડતો ભાગ લેનારા રાજગોરે પહેલા દિવસે ઉપવાસ કરવો કે ફળાહાર કરવું. બીજે દિવસે સુન્દર ધોળાં વસ્ત્રો, પાઘડી વગેરે પહેરી, ગન્ધ-તિલક-પુષ્પમાળા અલંકારોથી સુસજ્જિત થઈ યજ્ઞમંડપમાં આવવું. ત્યાં હોમશાળાની ઉત્તર દિશામાં એક સ્નાનશાળા કે અભિષેક–શાળા કલ્પેલી જ હોય છે. તે તોરણ–કેળના સ્તમ્ભ વગેરેથી શણગારવામાં આવેલી હોય છે. ત્યાં રાજગોરે જવું. ત્યાં શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે અભિષેકાર્થ કળશોનું સ્થાપન કરવું. પ્રત્યેક કળશનું ડાંગર ઉપર કે જવ ઉપર સ્થાપન કરવું. પ્રથમ કળશ સુવર્ણનો નવો હોવો જોઇએ. શક્તિ પ્રમાણે જેટલાં તીર્થોનાં જળ મળ્યાં હોય તે, તેમાં નાંખવાં જોઇએ. તેમાં સ્વશાખોક્ત મન્ત્રો ઉચ્ચારીને સર્વૌષધિ, સર્વગન્ધ, સર્વરત્ન, સર્વ પ્રકારનાં બીજ અને ફળ, ક્ષીરીવૃક્ષો અને ક્ષીરી – વેલાઓનાં પાંદડાં નાંખવાં જોઇએ. સુન્દર ધોળાં વસ્ત્રોથી અને પુષ્પમાળાઓથી તે સુવર્ણકળશને શણગારવો જોઇએ. તે સુવર્ણકળશની પાસે બીજો માટીનો ઘડો સ્થાપવો જોઇએ. તેમાં પંચગવ્યવાળું પાણી-

ભરવું જોઇએ. તેની પાસે ત્રીજો હેમકુંભ સ્થાપવો; તેને ઘીથી ભરવો. ચોથો રજત ( ચાંદીનો ) કુંભ સ્થાપવો; તેમાં દૂધ ભરવું. પાંચમો તાંબાનો ઘડો મૂકવો; તેમાં દહીં હોવું જોઇએ. છઠ્ઠો માટીનો ઘડો, તે મધનો હોવો જોઇએ. સાતમો પણ માટીનો જ હોવો જોઇએ; તેમાં કુશોદક ભરવું જોઇએ. આઠમો ઘડો સુવર્ણનો હોવો જોઇએ; તેમાં સો બાકાં ( છિદ્ર ) પાડેલાં હોવાં જોઇએ. બીજા પણ ઘડા ગોઠવી શકાય છે, અને તેમાં જુદી જુદી નદીઓનાં, તળાવોનાં, કુવાઓનાં અને ચાર સમુદ્રોનાં પાણી જુદાં જુદાં ભરી શકાય છે.

દરેક કળશ સોળ આંગળ જેટલો ઉંચો અને બાવન આંગળ જેટલુ સુતર જેને વીંટી શકાય તેટલો પ્હોળો હોવો જોઇએ.

ततः पुरोहितो होमदेशे आथर्वणगृह्योक्तेन, " अभ्यसश्चेत्यैन्द्रशान्तिप्रयोगलिखितेन प्रकारेणाग्निस्थापनादिसप्तदशाहुत्यात्मकाऽभ्यातानहोमान्तानि पूर्वाङ्गानि कृत्वा शर्मवर्म १, स्वस्त्ययन २, आयुष्य ३, अभय ४, अपराजित ५ आख्यैः पञ्चभिर्गणैरायर्वणपरिशिष्टोक्तैराज्यं जुहुयात् ॥ ते च गणा वक्ष्यन्ते । होमदेशस्थापितहैमकलशे च संपातान् क्षिपेत् । राजा च सित चन्दनपुष्पवासःसर्वालङ्कारयुतोऽग्नेर्दक्षिणत उपविश्य सांवत्सरप्रभृतिभिर्द्विजैः सदस्यमुख्यैः [1]पुरोहितैश्च हूयमानाग्नेर्निमित्तानि पश्येत् । तानि च निमित्तानि प्रमाणनिर्णये दक्षिणावर्तशिख इत्यादिनोक्तानि ।।

१ पुरोहितमुख्यैः सदस्यैरिति पाठ प्रशस्तः ।

અભિષેક માટે કળશોનું સ્થાપન કર્યા પછી આચાર્યે ( રાજગોરે ) યજ્ઞમંડપમાં આવવું. ત્યાં દર્ભોદ્ધરણ-દાભગ્રહણથી આરંભીને અગ્નિ-સ્થાપન અને પછીથી અભ્યાતાન હોમ સુધીનું બધુંએ પૂર્વાંગ કર્મ ( સંક્ષેપમાં ) કરવું જોઇએ. ( દર્ભોદ્ધરણથી આરંભીને અભ્યાતાન હોમ સુધીનું સાંગ કર્મ ઐન્દ્રશાન્તિપ્રયોગમાં બતાવવામાં આવેલું જ છે. ) પછી તે અગ્નિમાં પ્રધાન હોમની શરૂઆત કરવી. પ્રથમ શર્મ-વર્મ સૂક્તો વડે, પછી સ્વસ્ત્યન સૂક્ત વડે, પછી આયુષ્ય સૂક્ત વડે, પછી અભય સૂક્ત વડે અને પછી અપરાજીત સૂક્ત વડે, આવી રીતે આથર્વણપરિશિષ્ટમાં બતાવેલાં આ પાંચ સૂક્તોથી ( પ્રતિમન્ત્રાન્તે ) ઘીની આહુતિ હોમવી. આ પાંચે સૂક્તોનો આગળના પ્રકરણમાં ઉલ્લેખ કરવામાં આવશે. અગ્નિથી ઉત્તર દિશામાં સુવર્ણનું જે પ્રણીતાપાત્ર ( ઉદકુંભ ) ગોઠવવામાં આવેલું હોય તેમ હુતશેષ-સંપાત ( આહુતિનો અવશેષ ) નાંખવો. જે વખતે હોમ ચાલતા હોય તે વખતે રાજાએ સુન્દર ધોળાં વસ્ત્રો, પુષ્પમાળા, સુગન્ધિત અત્તર-ચન્દન વગેરે ધારણ કરી અગ્નિથી દક્ષિણ દિશામાં ( બ્રહ્માની પાછળ ) બેસવું. જોષીઓ, સદસ્યો અને બ્રાહ્મણો સહિત તે રાજાએ હોમાના અગ્નિનાં શુભાશુભ ચિહ્નોનું નિરીક્ષણ કરવું. પ્રમાણનિર્ણયનામના ગ્રથમા અગ્નિના શુભાશુભ ચિહ્નોનું વર્ણન કરવામાં આવેલુ છે.

अथ स्नानविधि । तत्रादौ मृत्तिकास्नानम् ।

एवं पुरोहितः प्रधानहोमं समाप्यैन्द्रशान्त्युक्तेनैव प्रकारेण सप्तदशाहुत्यात्मकाभ्यातानहोमादिवह्नोत्थापननमस्कारान्तान्यु-त्तराङ्गानि कृत्वा सुगन्धतैलादिना स्वेच्छया कृतस्नानं

स्नानशालायामानीयासन उपवेश्य मृद्भिः स्नापयेत् । तत्र सहस्रशीर्षेति पर्वताग्रमृदा शिरः । अक्षिभ्यां ते इति वल्मीकान्तमृदा कर्णौ । तेनैव बिल्वालयमृदा मुखम् । ग्रीवाभ्यस्त इतीन्द्रध्वजस्थानमृदा ग्रीवाम् । आन्त्रेभ्य इति राजाङ्गणमृदा हृदयम् । यस्य विश्वानि हस्तयोरिति गजदन्तोद्धृतमृदा दक्षिणवामभुजौ । बह्वीनां पितेति सरोमृदा पृष्ठम् । नाभानाभिं न इति संगममृदोदरम् । आ ते सिञ्चामीति नदीकूलद्वयमृदा पार्श्वौ । सोमानं स्वरणमिति वेश्याद्वारमृदा कटिम् । ऊरुभ्यां त इति गजस्थानमृदोरू । मेहनाद्वलमिति गोष्ठमृदा जानुनी । तेनैवाश्वस्थानमृदा जङ्घे । एतावानस्येति रथचक्रोद्धृतमृदा पादौ । अङ्गादङ्गादिति सर्वमृद्भिः सर्वाङ्गानि ॥

આવી રીતે પુરોહિત આચાર્યે અભ્યાતાન હોમથી આરંભીને પ્રહ્મોત્થાપન અને નમસ્કાર સુધીનું સમ્પૂર્ણ પૂર્વાંગોત્તરાંગ કરીને અભિષેક-શાળામાં આવવું. રાજાએ પણ ત્યાંથી ઉઠી પોતાના સ્થાનમાં જઈ પોતાના મરજી પ્રમાણે સુગન્ધિત-તેલ અત્તર વડે પીઠી ચોળાવી સામાન્ય સ્નાન કરી અભિષેક-શાળામાં આવવું જોઈએ. ત્યાં રાજાને એક સુન્દર આસન ઉપર બેસાડી પહેલાં મૃત્તિકા સ્નાન કરાવવું જોઈએ. ( મૃત્તિકાભિમંત્રણનો વિધિ અહીંયાં આપેલો નથી. તે શાખાન્તરથી સમજી લેવો. ચૌદ પ્રકારની મૃત્તિકા ચૌદ મન્ત્રો વડે ચૌદ અંગોમાં ચોપડવાની હોય છે. અને તે પુરોહિતે જાતે ચોપડવી જોઈએ. )

" ॐ सहस्रशीर्षा० " આ મન્ત્ર ભણી પર્વતના શિખર ઉપરની માટોડી રાજાના મસ્તકમા ચોપડવી જોઇએ. ' ॐ अक्षिभ्यां ते०" આ મન્ત્ર ભણી રાફડાની માટોડી બે બે કાનોમાં ચોપડવી. તે જ મન્ત્ર વડે બીલાંનાંઝાડ નીચેની માટોડી રાજાના મોઢામા ચોપડવી. "ॐ ग्रीवाभ्यस्ते०" આ મન્ત્ર ભણી ઇન્દ્રધ્વજ નીચેની માટોડી રાજાના ગળામાં ચોપડવી (ઇન્દ્રધ્વજ =રાજાનો વિજયધ્વજ). "ॐ आन्त्रेभ्य ०" આ મન્ત્રથી રાજાના આંગણાની માટોડી રાજાના હૃદયમા ચોપડવી. "ॐ यस्य विश्वानि हस्तयोः०" આ મ ત્ર ભણી હાથીના દાંત વડે ઉખાડવામાં આવેલી માટોડી રાજાના બન્ને બાહુઓમા ચોપડવી. "ॐ बह्विनां पिता० આ મન્ત ભણી તળાવની માટોડી રાજાની પીઠમા ચોપડવી. "ॐ नाभानाभिं०" આ મન્ત્ર ભણી બે નદીઓના સગમની માટોડી રાજાના પેટપર ચોપડવી "ॐ आ ते सिञ्चामि०" આ મન્ત્ર ભણી નદીના બ ને કાઠાની માટોડી રાજાની બન્ને કુખોમા ચોપડવી "ॐ सोमानं स्वरणं०" આ મન્ત્ર ભણી વેશ્યાના દરવાજાની માટોડી રાજાની કમરમા ચોપડવી. "ॐ ऊरूभ्यां ते०" આ મન્ત્ર ભણી હાથીઓના રહેઠાણની માટોડી રાજાની બન્ને ઊરૂમા (જાંઘમા) ચોપડવી "ॐ मेहनाद्वलम्० આ મન્ત્ર ભણી ગૌશાળાની માટોડી બન્ને ઢીંચણમા ચોપડવી. તેજ મન્ત્ર વડે હસ્તિભન (અશ્વશાળા)ની માટોડી રાજાની બન્ને પીંડિઓમા ચાપડવી. ' ॐ पतावानस्य०" આ મન્ત્ર ભણી રથના પૈડાવડે ઉખડેલી માટોડી રાજાના બ ને પગોમા ચોપડવી. " ॐ अङ्गादङ्गाद्० " આ મન્ત્ર ભણી ચૌદ ચૌદ બજારની માટોડી ભેગી કરી રાજાના આખા શરીરમાં ચોપડવી.

## ( अथ स्नानम् )

ततः पूर्वस्थापितेन पञ्चगव्ययुतेन जलकुम्भेन स्नपयेत् । मन्त्रास्तु गन्धद्वारा० आप्यायस्व० दधिक्राव्णः० तेजोसिशुक्र० आपोहि० इत्याद्याश्च ॥

પછી અભિષેકવેદીની પૂર્વ દિશા તરફ, પંચગવ્યવાળો માટીડીનો જે બીજો કળશ ગોઠવવામાં આવ્યો છે તે લઇ પુરોહિતે રાજાને સમન્ત્રક સ્નાન કરાવવુ સ્નાન કરાવતી વખતે "ॐ गन्धद्वाराम्०" "ॐ आप्यायस्व०" "ॐ दधिक्राव्ण०" "ॐ तेजोऽसिशुक्रम्०" "ॐ आपो हि ष्ठा०" વગેરે મન્ત્રો ભણવા જોઇએ

तदा राजा तदासनं त्यक्त्वा भद्रासन उपविशेत् । भद्रासन तु हैम राजत ताम्र क्षीरिदारुज वा माण्डलिकस्य हस्तेनोच्चमायत च । अनन्तरजितः सपादहस्तेन । महाराजस्य सार्धहस्तेन ।

પંચગવ્યથી સ્નાન થયા પછી રાજાએ તે સ્નાનાસનનો ત્યાગ કરી ભદ્રાસન ઉપર આવીને બેસવુ જોઇએ. ભદ્રાસન સુવર્ણનું, ચાંદીનું, તાંબાનુ કે દૂધવાળા કોઇપણ ઉત્તમ વૃક્ષનુ હોવુ જોઇએ. માંડલિક (ઠાકોર)નુ ભદ્રાસન એક હાથ ઊંચુ અને પહોળુ હોવુ જોઇએ આજૂબાજૂના દુશ્મનો ઉપરજ વિજય મેળવનારા (રાણા)નુ આસન સવા હાથ ઊંચુ અને પહોળુ હોવુ જોઇએ અને દૂર દેશના દુશ્મનો ઉપર પણ વિજય મેળવનારા મહારાજાનુ ભદ્રાસન દોઢ હાથ ઊંચુ અને પહોળુ હોવુ જોઇએ

ततो विप्रामात्यस्तेजोसीति पूर्वस्यापितेन घृतपूर्णहैमकुम्भेन प्राच्यां स्थित्वाऽभिषिञ्चेत् । क्षत्रियामात्य आप्यायस्वेति दुग्धपूर्णेन रौप्यकुम्भेन दक्षिणतः स्थित्वा । वैश्यामात्यो दधिक्राव्णेति दधिपूर्णेन ताम्रकुम्भेन पश्चिमतः स्थित्वा । छन्दोगामात्यो मधुवाता इति त्र्यृचेन मधुपूर्णेन मृत्कुम्भेनोत्तरतः स्थित्वा । स एव देवस्य त्वेति कुशोदकपूर्णेन मृत्कुम्भेन तत्रैव स्थित्वा । देवस्य त्वेत्यस्यान्ते 'अभिषिञ्चामि' इति वाक्यशेष ॥ ततः पुरोहितो ऽग्निं रक्षध्वमिति सदस्यान् प्रेष्य संपातयुतेन हैमकुम्भेन राजसूयाभिषेकमन्त्रैरभिषिञ्चेत् ॥ ते च याजुषास्तावत् । ( यथा ) "ॐ सोमस्य त्वा द्युम्नेनाभिषिञ्चाम्यग्नेर्भ्राजसा सूर्यस्य वर्चसेन्द्रस्येन्द्रियेण, क्षत्राणा क्षत्रपतिरेध्यति दिद्यून् पाहि ॥ " " इम देवा असपत्नं सुवध्व महते क्षत्राय, महते ज्यैष्ठयाय, महते जानराज्यायेन्द्रस्येन्द्रियाय । इमममुष्य पुत्रममुष्यै पुत्रमस्यै विश एष वोमी राजा सोमोऽस्माकं ब्राह्मणाना राजा" ॥ "इति ॥ इममित्यस्य स्थाने द्वितीयान्तं राज्ञो नाम, अमुष्येत्यत्र षष्ठ्यन्त तत्पितु', अमुष्या इत्यत्र षष्ठ्यन्त तन्मातु । " इमा आप शिवतमाः०" इति तृच आर्ग्वेदिक । " देवस्य त्वा सवितु' प्रसवेऽश्विनोर्बाहुभ्या पूष्णो हस्ताभ्यामग्नेस्तेजसा वर्चस्य सूर्यस्य वर्चस्य वर्चसेन्द्रस्येन्द्रियेणाभिषिञ्चामी"तियजु. ॥ भूर्भुवः स्वरिति व्याहृतयश्च ॥ एवमन्येऽपि तत्तच्छाखीया बोध्या' ॥ ततः पुरोहितो वह्निसमीप गच्छेत् ॥

ભદ્રાસન ઉપર વિરાજમાન થયેલા રાજાની ચારે બાજૂ ચાર અમાત્યોએ ઉભા રહેવું. પૂર્વ દિશામાં બ્રાહ્મણ અમાત્યે સુવર્ણનો ઘૃતકુંભ લઈ ઉભા રહેવું; અને " ॐ तेजोऽसि० " આ મન્ત્ર ભણી રાજાનો ઘૃતાભિષેક કરવો. દક્ષિણ દિશામાં ક્ષત્રિય અમાત્યે ચાંદીનો દુગ્ધકુંભ લઇ ઉભા રહેવું; અને " ॐ आप्यायस्व० " આ મન્ત્ર ભણી દૂધથી રાજાનો અભિષેક કરવો. પશ્ચિમ દિશામાં વૈશ્ય અમાત્યે ઉભા રહેવું; હાથમાં તાંબાનો દધિકુંભ લેવો; અને " ॐ दधिक्राव्णः० " આ મન્ત્ર ભણી રાજા ઉપર દહીંનો અભિષેક કરવો. ઉત્તર દિશામાં સામગ અમાત્યે ઉભા રહેવું " ॐ मधुवाताः० " વગેરે ત્રણ મન્ત્ર ભણી મધ વડે રાજાનો અભિષેક કરવો. તે છન્દોગ( સામગ અમાત્યે જ પાસમાં આવેલા કુશોદકના માટીના કુંભને લઈ " ॐ देवस्य त्वा० " આ મન્ત્ર ભણવો અને અભિષેક કરવો. આ મન્ત્રને અન્તે સામગ અમાત્યે " ॐ अभिषिञ्चामि " ક્રિયાપદનો જરૂર પ્રયોગ કરવો જોઇએ. મન્ત્રપાઠ કરતી વખતે ભેગા થયેલા હોતા અને સદસ્યવૃન્દમાંના કેટલાકે અગ્નિનું રક્ષણ કરવા માટે યજ્ઞશાળામાં જવું જોઇએ. અને પુરોહિતે તેની વ્યવસ્થા કરવી જોઇએ. અને પુરોહિત જાતે અગ્નિ પાસેથી જે સુવર્ણનો સંપાતકુંભ લાવેલો હોય તેના તે સંપાત જલ વડે તેણે યાજુષ મન્ત્રોનું ઉચ્ચારણ કરી રાજાનો અભિષેક કરવો જોઇએ. યજુર્વેદમાં જે મન્ત્રો રાજસૂયાભિષેક પ્રકરણમાં વિનિયુક્ત છે તે મન્ત્રોથી જ આ અભિષેક થવો જોઇએ. " ॐ सोमस्य त्वा० ' " ॐइम देवाः० ' " ॐ देवस्य त्वा० " આ યાજુષ મન્ત્રો ભણીને, ॐ भूर्भुव ०" આ મહાવ્યાહૃતિઓ ભણીને તેમજ "ॐ इमा आपः शिवतमाः" આ ઋગ્વેદીય ત્રણ ઋચાઓ ભણીને પણ પુરોહિતે રાજા ઉપર સંપાતજલાભિષેક કરવો જોઇએ.

( " ॐ इमं देवा : " આ મન્ત્રમાં જ્યાં ' इमम् ' પદ આવેલું હોય ત્યાં દ્વિતીયાવિભક્ત્યન્ત રાજાનું નામ ઉચ્ચારવું; " अमुष्य " પદની જગ્યાએ ષષ્ઠીવિભક્ત્યન્ત, રાજાના પિતાનું નામ ઉચ્ચારવું; " अमुष्याः " પદની જગ્યાએ ષષ્ઠ્યન્ત રાજાની માતાનું નામ ઉચ્ચારવું. ) તે સિવાય જુદી જુદી શાખાઓના જુદા જુદા મન્ત્રો ભણીને પણ આ અભિષેક કરવો. અને પછી સંપાતકુંભને પોતાની જગાએ મૂકવા માટે પુરોહિતે જાતે અગ્નિશાળામાં જવું જોઇએ.

ततो वेदशास्त्राभिज्ञोऽन्यो विप्रो भद्रासनगतमेव राजान शतच्छिद्रसौवर्णकुम्भेनाभिषिञ्चेत् । ततः " ॐ या ओषधीरि"ति सर्वौषधीनामुदकं क्षिपेत् । " ॐ रथे तिष्ठे"ति यजुनुषा सूक्तेन गन्धस्योदकम् । " ॐ आब्रह्मन् ब्राह्मणः " इति यजुषा बीजानाम् । " ॐ पुष्पवती, " इत्याथर्वमन्त्रेण पुष्पाणाम् । तेनैव मन्त्रोणानेकफलानाम् । " ॐ आशु शिशानः "० इति सूक्तेन रत्नानाम् । " ॐ ये देवाः पुरसद "० इति कुशाना-मुदकेन । केचित्तु कुशदूर्वापल्लवैरनेन मन्त्रेण राजाङ्गानि मार्जये-दित्याहुः ॥ ततोऽन्य ऋग्वेदी विप्रो गोरोचनया " ॐ गन्ध-द्वाराम्० " इति मन्त्रेण राज्ञः शिर कण्ठं च लिम्पेत् ॥

પછી વેદ-શાસ્ત્ર-સમ્પન્ન એવા કોઇ એક જાણકાર વિદ્વાન બ્રાહ્મણે સુવર્ણનો શતચ્છિદ્ર કળશ લઇ તેમાંથી પડતા પાણી વડે રાજાનો અભિષેક કરવો. (તે કળશમાં) પહેલા સર્વૌષધીનું જળ રેડી " ॐ या ओषधी० " આ મન્ત્ર ભણી રાજા ઉપર અભિ-

-પેક કરવો; પછી " ॐ रथे तिष्ठन्० " આ યાજુષ સૂકત કે અનુવાક ભણી ગન્ધોદકથી અભિષેક કરવો; પછી " ॐ आ ब्रह्मन्० " આ મન્ત્ર ભણી બીજોદકથી અભિષેક કરવો; પછી " ॐ पुष्पवती० " આ આથર્વણ મન્ત્રથી પુષ્પોદકનો અભિષેક કરવો; તેજ મન્ત્રથી ફલોદકનો પણ અભિષેક કરવો.", " ॐ आशुः शिशान.० " આ સૂકત ભણીને રાજા ઉપરે રત્નોદક વડે અભિષેક કરવો; અને " ॐ ये देवाः पुरःसदः० " આ મન્ત્ર વડે કુશોદકનો અભિષેક કરવો.

કેટલાક આચાર્યોના મત પ્રમાણે " ॐ ये देवाः पुर सद:० " આ યાજુષ મન્ત્ર ભણીને રાજાનું શરીર ચોળીને તેને કુશોદક–દુર્વોદક- અને પલ્લવોદક વડે ન્હવડાવવાનું હોય છે. ( ઉપર બતાવેલા પદાર્થોના કળશ જુદા સ્થાપવા માટે ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. માટે જે પ્રથમ સુવર્ણકળશમાં સર્વૌષધી –સર્વગન્ધ વગેરે નાખવામાં આવ્યાં છે તે કળશના જલ વડે જ અહીયાં રાજાનો અભિષેક કરવો જોઇએ. )

આટલો અભિષેક થઈ ગયા પછી કોઈ એક ઋગ્વેદી બ્રાહ્મણે " ॐ गन्धद्वारां० " આ મન્ત્ર ભણી રાજાના મસ્તક ઉપર અને કંઠમાં ગોરોચનાનો લેપ કરવો જોઇએ

ततः समीचीना विप्राः क्षत्रियाः वैश्याः शूद्रा अनुलोमाश्च यथालाभ गङ्गा–यमुनाऽद्यनेकनदीसरःकूपचतुःसमुद्रनिर्झरपूर्णैः पूर्वसादितैरनेकैः कलशैः स्वस्वशाखीयैर्मन्त्रैः शूद्राऽनुलोमादयश्च तूष्णीमेवाभिषिञ्चेयुः । एतस्मिन्नेव काले अमात्यमुख्याश्च च्छत्र-

चामरवेत्रान् धारयेयुः । वादकाः शङ्खभेर्यादीनि वादयेयुः ।
विप्रा मन्त्रपाठं, बन्दिनश्च स्तुतिं कुर्युः ॥

પછી કેટલાક ઉત્તમ કોટીના બ્રાહ્મણોએ, ક્ષત્રિયોએ, વૈશ્યોએ, શૂદ્રોએ અને અનુલોમ સાંકર્યવાળાઓમાંથી કેટલાકે રાજાની ચારે બાજૂ મંડળમાં ઉભા થઈ જવું. એકે ગંગોદક, યમુનોદક વગેરે તીર્થજળ લેવાં, બીજાએ તળાવનું જળ લેવું, ત્રીજાએ કૂપોદક લેવું, ચોથાએ ચતુઃસમુદ્રોદક લેવાં અને પાંચમાએ નિરૂર્ઝરોદક લેવું. આ બધા તીર્થોદક-કુંભ પહેલાંથી જ પૂર્વ દિશામાં ઘટસ્થાપન વખતે અનુક્રમે ગોઠવાયલા હોય છે. પછીથી પ્રત્યેકે પોતપોતાની શાખાને અનુસરી અભિષેક-મન્ત્રો ભણી રાજાનો અભિષેક કરવો. શૂદ્રોએ અને અનુલોમ વર્ણસંકર આગેવાનોએ અમન્ત્રક ( મૌન ધારણ કરીને જ ) અભિષેક કરવો. આ અભિષેક વખતે પૂર્વોક્ત ચાર અમાત્યોએ રાજાની ચારે બાજૂ ઉભા રહેવું જોઇએ. પૂર્વ દિશા તરફના બ્રાહ્મણ અમાત્યે દંડ. પશ્ચિમ દિશા તરફના વૈશ્ય અમાત્યે છત્ર અને આજુબાજુના ક્ષત્રિય તથા છન્દોગ અમાત્યોએ ચામર લઇ ઉભા રહેવું જોઇએ,

આ અવસર ઉપર વાદ્ય વગાડનારાઓએ વાજાં વગાડવાં જોઇએ. બ્રાહ્મણોએ મન્ત્રપાઠ કરવો જોઇએ; ભાટચારણોએ રાજાની સ્તુતિ કરવી જોઇએ.

ततः सांवत्सरः सर्वकुम्भ मध्यम आसादितहैम कुम्भोदकं कुशैर्गृहीत्वा वक्ष्यमाणैः " सुरास्त्वामभिनिषिञ्चन्तु० " इत्यादि-

रूप्याऽन्न–फल हेम–सुपुष्प–भूम्यादीनि तेभ्यो दत्त्वा, चन्दन-केसरादिभिरलङ्कृतो दधिदूर्वादीनि मङ्गलद्रव्याण्यालभ्य सशर-चापहस्तोऽग्निं प्रदक्षिणीकृत्य, गुर्वादीन्नत्वा, महावृष गां च सवत्सां पृष्ठदेशे स्पृशेत् ।

પછી રાજજ્યોતિષીએ રાજાના લલાટમાં સુવર્ણપટ બાંધવો સુવર્ણપટ્ટનું વિશેષ વિવરણ પહેલાં ( નીતિમયૂખમાંજ તેની પુરાણનાં વચનોનાં ઉદ્ધરણ સાથે ) કરેલું છે. પછી માથામાં મુકુટ પહેરાવવો. ( જો કે શાસ્ત્રકારે સુવર્ણપટબન્ધ અને મુકુટબન્ધ વિધિ, સિંહાસન ઉપર બેસાડતાં પહેલાં ઉલ્લેખેલો છે, છતાં સિંહાસન ઉપર બેસાડયા પછી તરતજ જો આ વિધિ કરવામાં આવે તો તે યુક્તિયુક્ત લાગે છે. ) પછી પુરોહિતે ( દરબાર મંડપમાં ) શુભ લગ્નમાં અને શુભમુહૂર્તમાં રાજ્યસિંહાસન ઉપર બેસાડવો. આ સિંહાસન ઉપર પહેલા આખલાનું, પછી માર્જારનું, દીપડાનું, પછી સિંહનું અને તે ઉપર વાઘનું ચામડું પાથરવું જોઇએ; તેના ઉપર બહુમૂલ્ય, જરીનું કે બીજું આસન પાથરવું જોઇએ. ( રાજા જ્યારે આ સિંહાસન ઉપર વિરાજમાન થાય ત્યારે દરબારમાં આવેલા દરેક દરબારીએ રાજાને વંદન કરવા આવવું જોઇએ. અને ) દ્વારપાલે દરેકનો પરિચય કરાવવો જોઇએ; પહેલાં મન્ત્રીઓનો અને અધિકારીઓનો પરિચય કરાવી, પછી આવેલા નાગરિકો અને વેપારીઓનો પણ પરિચય કરાવવો જોઇએ. રાજાએ રાજજ્યોતિષીને, રાજગોરને, ઋત્વિજોને અને બીજા આવેલા બ્રાહ્મણોને તેમની યોગ્યતાને અનુસરી પોતાના વૈભવ પ્રમાણે, ગામ–વસ્ત્ર–હાથી–ઘોડા–સુવર્ણ–ગાય–બકરી–ઘેટાં–ઘર વગેરે જીવનનાં સાધનો દક્ષિણામાં અને ઇનામમાં આપવાં જોઇએ. ( આ દરબારનો

દિવસ કહેવાય.) આ દિવસે પણ પોતાના વૈભવ પ્રમાણે બીજા ઘણા બ્રાહ્મણોને સુંદર પકવાન્નોથી જમાડવા; તેમનો ગાય–વસ્ત્ર–તલ–ચાંદી–સુવર્ણ–અનાજ–ફળ–પુષ્પ–ભૂમિ વગેરે અર્પણ કરી સત્કાર કરવો, અને પછી રાજધાનીમાં સવારી કાઢી ફરવા નિકળવાની તૈયારી કરવી. (આ નગરભ્રમણવિધિ દરબારના દિવસે કે બીજે દિવસે રાખવો.) ત્યારે પણ ચન્દન-કેસર વગેરે દ્રવ્યનું તિલક કરી, સુન્દર વસ્ત્ર-અલંકાર ધારણ કરી, હાથમાં ધનુષ–બાણ લઇ, અગ્નિમંડપમાં જઇ અગ્નિની પ્રદક્ષિણા કરી, પોતાના વન્દનીય ગુરુજનોને અને વડીલોને વન્દન કરવાં. પછી દહીં-દૂર્વા વગેરે માંગલિક દ્રવ્યોનો સ્પર્શ કરી, આખલાનો અને વાછરડાવાળી ગાયનો પણ સ્પર્શ કરવો અને તેમની પીઠ ઉપર હાથ ફેરવવો. અને ત્યાર પછી નગરભ્રમણની (સવારીની) તૈયારી કરવી.

ततः पुरोधाः सलक्षणं जात्यश्वं महागजं च तत्राऽऽनाय्य तौ सर्वौषधिकलशेन "ॐ या ओषधीः" इति संस्नाप्य वस्त्रपर्याणसुवर्ण–रूप्यालङ्कारादिभिरलङ्कृत्याऽथ राज्ञः पुरत आनीयाभिमन्त्रयेत् ॥ ते च मन्त्रा अश्वशान्तौ—

" जयाश्व त्वं मया राज्ञस्तुरङ्गाद्यः प्रतिष्ठितः ।
स्मराऽद्य लक्ष्म्याः पुत्रस्त्व गन्धर्वं त्व तथा स्मर ॥
यथा नृणामयं राजा तथा त्वं भव वाजिनाम् ।
यथा भवन्तं नृपतिर्नित्यमेवारुरुक्षति ।
तथा त्वं रक्ष राजानं सर्वावस्थागतं हय ॥

दर्शयाश्च तथा स्वप्ने दैवदोषमुपागतम् ।
तुरगान् सकलान् रक्ष त्वयि भारोऽयमर्पितः ॥
अद्यप्रभृति राजा त्वामग्रेणाऽभ्येति भक्तितः ।
अभ्यर्चयिष्यति सदा गन्धमाल्यानुलेपनैः ॥
आशीर्मिश्च द्विजातीनां तथा च स्वस्तिवाचनैः ।
रक्षतु त्वां महेन्द्रस्तु पूर्वेण त्रिदशाधिपः ॥
दक्षिणेन यमो देवः पश्चिमेन जलाधिपः ।
उदग्वैश्रवणो देवः सर्वे रक्षन्तु सर्वतः ॥ " इति ॥

( રાજાનાં સર્વપ્રકારનાં સવારીનાં સાધનો ઉપર પહેલાંથી જ રાજગોરે સર્વૌષધીથી ભરેલા સુવર્ણ કુંભમાંથી જલ લઇ દર્ભવડે માર્જન અને અભિષેક તો કરવો જ જોઇએ. પણ ખાસ કરીને જ્યારે પહેલ વ્હેલાં રાજા માટે તે વાહનો લાવવામાં આવે ત્યારે પણ ખાસ કરીને ઘોડાનું અને મહાગજનું અભિમન્ત્રણ તો રાજગોરે કરવું જ જોઇએ. ) રાજાની સવારીનો ઘોડો બધાં શુભ લક્ષણોથી યુક્ત ઉંચી જાતવાળો હોવો જોઇએ. હાથી પણ તેવોજ હોવો જોઇએ. રાજગોરે પહેલાંથી જ ઘોડા ઉપર સર્વૌષધી જળનો "ॐ या औषधीः" અભિષેક કરેલો હોવો જોઇએ. તેને ન્હવડાવી જીન-જરી-લગામ વગેરેથી તેને શણગારી અને તૈયાર કરી ઘોડાઓના રખેવાળે તે ઘોડો સવારી વખતે રાજાની સામે લાવવો. અને પછી રાજગોરે અશ્વશાન્તિમાં આવેલા મન્ત્રો ભણી તે ઘોડાનું અભિમન્ત્રણ કરવું જોઇએ. તે મન્ત્રોમાંના કેટલાક મન્ત્રો મૂળમાં આપેલા છે. ( અભિમન્ત્રિત બીજાં વાહનોની માફક

આ ઘોડાનો પણ રાજાએ સ્પર્શ કરી સવારીની હરોળમાં સામીલ કરી લેવો. પછી હાથી ઉપર સવાર થવું. તેનો વિધિ આગળ બતાવવામાં આવે છે. )

## ( अथ गजारोहणम् )

ततो गजमपि दक्षिणे कर्णे दैवविदा मन्त्रितं राजाऽऽरोहेत। तन्मन्त्रास्तु गजशान्त्युक्ताः—

" श्रीगजस्त्वं कृतो राज्ञा भव तस्य गजाग्रणीः ।
गन्धमाल्याऽन्नभक्ष्यैस्त्वां पूजयिष्यति पार्थिवः ॥
लोकः सदा भयं पूजां करिष्यति यथा तव ।
पालनीयस्त्वया राजा युद्धेऽध्वनि तथा गृहे ॥
तिर्यग्भावं समुत्सृज्य दिव्यभावमनुस्मर ।
देवासुरे पुरा युद्धे श्रीगजस्त्रिदशैः कृतः ॥
ऐरावणसुतः श्रीमान् अरिष्टो नाम वारणः ।
श्रीगजानां तु यत्तेजः सर्वमेवोपतिष्ठतु ॥
तत्तेजस्तव नागेन्द्र दिव्यभावसमन्वितम् ।
उपतिष्ठतु भद्रं ते रक्ष राजानमाहवे ॥ " इति ॥

રાજજ્યોતિષીએ ગજરાજના કાનમાં પણ મૂળમાં આપેલા ગજશાન્તિપ્રયોગના ઉદ્દેશેલા મન્ત્રો ભણી ગજરાજને અભિમંત્રિત કરવો. પછી રાજાએ તેના ઉપર વિરાજમાન થવું. ગજશાન્તિ-પ્રયોગના કેટલાક મન્ત્રો મૂળમાં આપેલા છે.

## ( अथ पुरपरिभ्रमणम् )

अथ राजा तं गजमारुह्य गजारूढैरेव मुख्यामात्यसामन्त-सांवत्सर-पुरोहितादिभिः सह महापथेन स्वपुरं परिभ्रम्य देवतायतनानि गत्वा यथाविभवं देवताः सम्पूज्य गजारूढो गजारूढैरेव तैः सह गृहमागत्य गजादवतीर्य गजावतीर्णैरमात्यादिभिः सहान्तर्गृहं प्रविश्य तान् सर्वानन्यांश्च लोकान् यथाविभवं दान-मान-सत्कार-प्रियवचोभिः सत्कृत्य, कोटिलक्षायुताऽन्यतमसंख्यया विप्रान् सम्भोज्य, दीनाऽनाथेभ्यो भूयसीं दक्षिणां दत्त्वा स्वस्तिवाचनं कारयित्वा, सर्वान् विसृज्य, सुहृदादियुतोऽतिहृष्टमना भुञ्जीत ॥ इति राजाभिषेकप्रयोगः ॥

રાજા જાતે હાથી ઉપર સવાર થાય તે પહેલાં રાજાના મન્ત્રીઓએ, અમલદારોએ, તાબે રહેનારા ઠાકોરોએ, રાજ-જ્યોતિષીએ અને રાજગોર વગેરે રાજાના માનીતા માણસોએ પોતપોતાની યોગ્યતા પ્રમાણે હાથીઓ અને ઘોડાઓ ઉપર સવાર થઈ જવું; છેવટે રાજાએ પોતાના શ્રીગજરાજ ઉપર વિરાજમાન થવું; અને રાજમાર્ગ થઈ નગરના પરિભ્રમણ માટે તેમજ દેવસ્થાનોના દર્શન માટે પ્રસ્થાન કરવું. માર્ગમા આવતાં દેવસ્થાનોનાં દર્શન કરી, પોતાના વૈભવ પ્રમાણે ત્યાં દેવદક્ષિણા અર્પણ કરી શહેરમાં પરિભ્રમણ કરી, પોતાના મન્ત્રીમંડળ અને અમલદારવર્ગ સાથે હાથી ઉપર વિરાજમાન થઈને જ પાછા પોતાના મહેલમાં આવી જવું. પછી ( તેજ દિવસે અથવા તો બીજે દિવસે ) દરબાર ભરી પોતાના મન્ત્રીમંડળ વગેરે આપ્ત વર્ગનો તેમજ શહેરના

| | | |
|---|---|---|
| ૮ | અવિક્ષિત્પુત્ર મરુત | આંગિરસપુત્ર સંવર્ત |
| ૯ | અંગ | અત્રિપુત્ર ઉદમય |
| ૧૦ | દુષ્યંતપુત્ર ભરત | મમતાપુત્ર દીર્ઘતમા |

આમાંના ઘણા ખરા રાજાઓએ અશ્વમેધ કરેલો હતો એમ શતપથ બ્રાહ્મણ ( ૧૩-૫-૪ ) અને શાંખાયન શ્રૌતસૂત્ર ( ૧૬-૯ ) ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે.

આ અભિષેકવિધિના પ્રભાવથી આ દશેય નૃપશ્રેષ્ઠોએ સમુદ્રવલયાંકિત પૃથ્વી હસ્તગત કરી અને અશ્વમેધયાગ કર્યો એમ આ અધ્યાયમાં કહેવામાં આવ્યું છે. વિશ્વકર્મા, મરુત, અંગ અને ભરત આ નૃપવરોએ અશ્વમેધ પ્રસંગે કેટલાં દાનો કર્યાં એની માહિતી પણ તેમાં આપેલી હોવાથી તેના સંબંધી કેટલીક આખ્યાયિકાઓ પણ તેમાં ગ્રથિત કરવામાં આવી છે. સમ્રાટ ભરતે એકસો તેત્રીસ વાર ગંગાયમુનાના તટ ઉપર અશ્વમેધયાગ કર્યો અને સાચીગુણ નામક પ્રદેશમાં અગ્નિચયન નામનો ક્રતુ કરીને સો કરોડ ગાયો બ્રાહ્મણોને આપી. તેથી આ નૃપતિને સ્વકીય અને પરકીય શત્રુઓના કપટોને નિવારવામાં ત્રાસ ન થયો. " ભરતને હાથે જેવું આ અદ્‌ભુત અને મહત્ કાર્ય થયું તેવું તેના કોઇ પણ પૂર્વજના હસ્તે થયું ન હતું અને ભવિષ્યમાં તેના પુત્રપૌત્રાદિકના હસ્તે પણ થયું નહિ. સ્વર્ગલોકને પોતાના હસ્તથી સ્પર્શ કરવો એ જેમ કોઇ મનુષ્યને માટે અશક્ય છે તેમ ભરતે કરેલા મહાકૃત્યનું અનુકરણ કરવું એ નિષાદાદિ પાંચે ય વર્ણના મનુષ્યોમાં સદાય અશક્ય છે" ( ઐતરેય બ્રાહ્મણ ૮-૪-૯ ). ભરત રાજાને ઐન્દ્રમહાભિષેકને લીધે જ આ મહિમા પ્રાપ્ત થયો.

આ અભિષેકવિધિના કેવળ જ્ઞાનથી કેટલાક મનુષ્યોને રાજ્યપ્રાપ્તિ થઇ એવી કથા ઉપરના અધ્યાયમાં આપી છે. બૃહદુકથ

# પ્રકરણ ત્રીજું

## પ્રાગૈતિહાસિક કાલના રાજાઓનો રાજ્યાભિષેક

ગત પ્રકરણમાં રાજ્યાભિષેક વિધિનું અનેક ગ્રંથોના આધારે વર્ણન આપીને આ વિધિમાં કાલમાન પ્રમાણે કેવો કેવો ફેરફાર થતો ગયો એ બતાવ્યું. હવે એ વિધ્યનુસાર કયા કયા રાજાઓનો અભિષેક કરવામાં આવ્યો એ જોઈએ.

**બ્રાહ્મણ કાલના રાજાઓનો રાજ્યાભિષેક**

આ સંબંધી સર્વથી પ્રાચીન માહિતિ ઐતરેય બ્રાહ્મણમાં મળે છે. આ ગ્રંથની આઠમી પંચિકાના ચોથા અધ્યાયમાં ઐંદ્રમહાભિષેક વિધિથી કયા રાજાઓને અભિષેક કરવામાં આવ્યો અને તેથી તે સર્વને કેવો કેવો ફાયદો થયો એની મનોરંજક હકિકત આપી છે. વિસ્તારભયથી તે સમગ્ર અહિં ન આપતાં અભિષિક્ત રાજાની અને તેનો અભિષેક કરનાર પુરોહિતનાં નામો જ ફક્ત આપવામાં આવે છે.

| ક્રમાંક | રાજાનું નામ | પુરોહીતનું નામ |
|---|---|---|
| ૧ | પરીક્ષિતપુત્ર જનમેજય | કવષપુત્ર તુર |
| ૨ | મનુવંશીય શાર્યાત | ભગુપુત્ર ચ્યવન |
| ૩ | સત્રાજિતપુત્ર શતાનીક | વાજરત્નનો પૌત્ર સોમશુષ્મા |
| ૪ | આંબાષ્ટ્ય | પર્વત અને નારદ |
| ૫ | ઉગ્રસેનપુત્ર યુધાંશ્રૌષ્ટિ | પર્વત અને નારદ |
| ૬ | ભુવનપુત્ર વિશ્વકર્મા | કશ્યપ |
| ૭ | પિજવનપુત્ર સુદાસ | વસિષ્ઠ |

| | | |
|---|---|---|
| ૮ | અવિક્ષિત્પુત્ર મરુત | અંગિરસપુત્ર સંવર્ત |
| ૯ | અંગ | અત્રિપુત્ર ઉદમય |
| ૧૦ | દુષ્યંતપુત્ર ભરત | મમતાપુત્ર દીર્ઘતમા |

આમાના ઘણા ખરા રાજાઓએ અશ્વમેધ કરેલો હતો એમ શતપથ બ્રાહ્મણ ( ૧૩-૫-૪ ) અને શાખાયન શ્રૌતસૂત્ર ( ૧૬-૯ ) ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે.

આ અભિષેકવિધિના પ્રભાવથી આ દશેય નૃપશ્રેષ્ઠોએ સમુદ્રવલયાંકિત પૃથ્વી હસ્તગત કરી અને અશ્વમેધયાગ કર્યો એમ આ અધ્યાયમા કહેવામા આવ્યુ છે વિશ્વકર્મા, મરુત, અંગ અને ભરત આ નૃપવરોએ અશ્વમેધ પ્રસંગે કેટલા દાનો કર્યાં એની માહિતી પણ તેમા આપેલી હોવાથી તેના સબધી કેટલીક આખ્યાયિકાઓ પણ તેમા ગ્રથિત કરવામા આવી છે સમ્રાટ ભરતે એકસો તેત્રીસ વાર ગંગાયમુનાના તટ ઉપર અશ્વમેધયાગ કર્યાં અને સાચીગુણ નામક પ્રદેશમા અગ્નિચયન નામનો ક્રતુ કરીને સો કરોડ ગાયો બ્રાહ્મણોને આપી. તેથી આ નૃપતિને સ્વકીય અને પરકીય શત્રુઓના ઉપદ્રવોને નિવારવામા ત્રાસ ન થયો " ભરતને હાથે જેનુ આ અદ્ભુત અને મહત્ કાર્ય થયુ તેનુ તેના કોઇ પણ પૂર્વજના હસ્તે થયુ ન હતુ અને ભવિષ્યમા તેના પુત્રપૌત્રાદિકના હસ્તે પણ થયુ નહિ. સ્વર્ગલોકને પોતાના હસ્તથી સ્પર્શ કરવો એ જેમ કોઇ મનુષ્યને માટે અશક્ય છે તેમ ભરતે કરેલા મહાકૃત્યનુ અનુકરણ કરવુ એ નિષાદાદિ પાંચે ય વર્ણના મનુષ્યોમા સદાય અશક્ય છે " ( ઐતરેય બ્રાહ્મણ ૮-૪-૯ ) ભરત રાજાને ઐન્દ્રમહાભિષેકને લીધે જ આ મહિમા પ્રાપ્ત થયો.

આ અભિષેકવિધિના કેવળ જ્ઞાનથી કેટલાક મનુષ્યોને રાજ્યપ્રાપ્તિ થઇ એની કથા ઉપરના અધ્યાયમા આપી છે. બૃહદુક્થ

નામના ઋષિએ દુર્મુખને અને વસિષ્ઠગોત્રોત્પન્ન સાત્યહવ્ય ઋષિએ જનંતપપુત્ર અત્યરાતિ નામના બ્રાહ્મણને આ વિધિ કહ્યો, અને તેના જ્ઞાનથી ચારે દિશામાં સંચાર કરીને સમુદ્રવલયાંકિત પૃથ્વીનું રાજ્ય કરી શકયો.

આ રાજાઓ કયારે થઇ ગયા એ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. તેમજ તેમના સંબંધમાં કહેલી ઉપર્યુક્ત કથાઓ કેટલા અંશે ખરી છે એ પણ કહેવું કઠણ છે, છતાં પણ એમાં ઐતિહાસિક તત્ત્વ નહિ જ હોય એમ કહી શકાય નહિ.

**રામાયણ કાલ· રામચંદ્રનો રાજ્યાભિષેક વાલ્મીકિ રામાયણ પ્રમાણે**

વૈદિક વાઙ્મય પછી પૌરાણિક વાઙ્મય તરફ વળતાં આપણું લક્ષ પ્રથમ વાલ્મીકિ રામાયણ પ્રત્યે ખેંચાય છે. રામાયણમાં યૌવરાજ્યાભિષેક અને રાજ્યાભિષેક આ સંબંધી બે ચાર ઠેકાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અયોધ્યાકાંડના ત્રીજા સર્ગમા માંડલિક રાજાઓ અને પ્રજાજનની સંમતિથી દશરથે રામનો રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યાની કથા આપવામાં આવી છે. આગળ પાંચમા સર્ગમાં અભિષેકના પૂર્વ દિવસે મહર્ષિ વસિષ્ઠે સીતાસહિત રામચંદ્ર પાસે સમંત્રક ઉપવાસ કરાવ્યાનું વર્ણન છે. છઠ્ઠા સર્ગમા અભિષેકના દિવસે રામે બ્રાહ્મણદ્વારા પુણ્યાહવાચન કરાવ્યાનો કથાભાગ આપીને સૂર્યોદય થયે " પુષ્યનક્ષત્ર વખતે અને રામના જન્મકાળે વર્તમાન કર્ક લગ્નનો એકદમ પ્રારંભ થતાં " બ્રાહ્મણોએ અભિષેક માટે કેવી કેવી તૈયારી કરી હતી એનું પંદરમા સર્ગમાં વર્ણન આપ્યું છે. તે નીચે પ્રમાણે છેઃ—

સુવર્ણના કુંભો જળથી ભરીને સ્થાપ્યા, સિંહાસન અલંકૃત કર્યું, રથો ઉપર સુશોભિત વ્યાઘ્રચર્મ લગાડયો,

પવિત્ર ગંગાયમુનાસંગમમાંથી ઉદક આણ્યું, અને પૂર્વ-તરફ વહનારી, પર્વત વગેરેના પ્રતિબંધ આવ્યે ઊર્ધ્વ અને વાંકડી વહેનારી, પુષ્કળ પાણીથી ભરેલી એવી જે નદીઓ છે, તે નદીઓમાંથી અને સર્વ સમુદ્રમાંથી જળ લાવવામાં આવ્યું. મધ, દહિં, ઘી, અક્ષત, દર્ભ, ફુલ અને દૂધ વિ. પદાર્થો પણ આણ્યા. આઠ રૂપવતી કન્યાઓ અને મદોન્મત્ત હાથીઓ આણ્યા, પાણીથી ભરેલા અને જે વૃક્ષોને સુંદર આવે છે એવા વૃક્ષના પલ્લવથી આચ્છાદિલા એવા સોનાના અને રૂપાના ઘટ, અને સૂર્યવિકાસી અને ચંદ્રવિકાસી કમળોથી યુક્ત, નિર્મળ ઉદકથી ભરેલા અને શોભાયમાન એવા ઘડાઓ ગોઠવ્યા. ચંદ્રના કિરણો જેવી શુભ્ર અને રત્નોથી અલંકૃત કરેલી ચામર રામને પવન નાખવા તૈયાર કરી અને ચંદ્રબિંબ જેમ શોભનારાં શ્વેત છત્રો પણ તૈયાર કર્યાં. આ પ્રમાણે રામનો અભિષેક કરવામાં ઉપયોગી મુખ્ય મુખ્ય સાહિત્ય તૈયાર કર્યું. તે ઉપરાંત શ્વેત બળદ અને શ્વેત અશ્વ પણ તૈયાર રાખ્યા. સર્વ પ્રકારનાં વાદ્યો તૈયાર રાખ્યાં, અને ભાટ ચારણો ઉભા કર્યા. ઇક્ષ્વાકુકુલોત્પન્ન પુરુષોને રાજ્યાભિષેક કરતી વખતે જે જે સાહિત્ય જોઇએ તે તે સર્વ સાહિત્ય રામના અભિષેક માટે તૈયાર કર્યું "

મંથરાની શિખવણીથી કૈકેયીએ રામનો રાજ્યાભિષેક થવા દીધો નહી અને રામચરિત્રમાં ઉદાત્ત પ્રસંગ ઉત્પન્ન કર્યો એ પ્રસિદ્ધ જ છે.

**અંગદનો યુવરાજ તરીકે અભિષેક**

કિષ્કિંધા કાંડના છવ્વીસમા સર્ગમાં અંગદના યૌવરાજ્યાભિષેકનો ઉલ્લેખ છે. રામના યૌવરાજ્યાભિષેક સંબંધી ઉપરની આકૃતિ પ્રમાણે ત્યાં સવિસ્તર વર્ણન આપ્યું નથી.

આજ સર્ગના આરંભમાં રામાનુજ્ઞાથી થએલા સુગ્રીવના 'અભિષેકનું' વર્ણન આપ્યું છે. તે નીચે

**સુગ્રીવનો રાજ્યાભિષેક**

પ્રમાણે છેઃ– "હે વિનયસંપન્ન હનુમાન ! ચૌદ વર્ષ પૂરાં થતા સુધી હું નગરમાં પ્રવેશ કરવાનો નથી. કારણ હું પિતાની આજ્ઞાને પાર પાડવા માગું છું. તેથી આ વાનરશ્રેષ્ઠ સુગ્રીવે અત્યંત સમૃદ્ધ એવી દિવ્ય ગુફામાં પ્રવેશ કરવો. અને એનેજ સત્વર યથાવિધિ રાજ્યાભિષેક થવો જોઇએ. અંગદને પણ યૌવરાજ્યનો અભિષેક થશે...."

આ પ્રમાણે રામે આજ્ઞા આપવાથી વાનરશ્રેષ્ઠ સુગ્રીવે વાલિએ રક્ષણ કરેલી રમણીય કિષ્કિન્ધા નગરીમાં પ્રવેશ કર્યો. તે વખતે હજારો વાનરો તે વાનરરાજની પાછળ પાછળ ગયા; અને સર્વ તેની આજુબાજુ ઉભા રહ્યા. પછી સર્વ મંત્રિઓએ વાનરગણાધિપતિ સુગ્રીવે અવલોકન કરતાં બરોબર મસ્તક વડે પ્રણામ કરીને તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યો. તે સમયે સ્વસ્થ અંતઃકરણથી યુક્ત એવા તે મંત્રીઓને ઉઠાડીને અને તેઓની સાથે સંભાષણ કરીને તે વીર્યવાન અને મહાબલાઢ્ય સુગ્રીવે બાહ્યના શાંત અંતઃપુરમાં પ્રવેશ કર્યો. અને ભયંકર પરાક્રમ કરનાર વાનરશ્રેષ્ઠ સુગ્રીવે પ્રવેશ કર્યો ત્યારે, ઇન્દ્રને અભિષેક કરનારા દેવોની માફક સુહૃદોએ તેનો અભિષેક કર્યો.... જેના ઉપર સુવર્ણનું ભરતકામ કર્યું હતું એવું શ્વેત છત્ર વાનરોએ તેની પાસે આણ્યું. અને તેજ પ્રમાણે સુવર્ણ-દંડથી યુક્ત અને યશસ્કારક એવી શુભ્ર ચામરો, સર્વ પ્રકારનાં બીજો, ઔષધિ અને ગુંદરવાળા વૃક્ષનાં પાંદડાં, પુષ્પો, શુભ્રવસ્ત્રો, શ્વેતવર્ણનાં અનુલેપનો, સુગંધી પુષ્પો, સ્થળકમળો, દિવ્ય ચંદન, નાના પ્રકારનાં પુષ્કળ સુગંધી દ્રવ્યો, અક્ષત, સુવર્ણ, મધ, ઘી, દહિં, વ્યાઘ્રચર્મ, અને ઉત્કૃષ્ટ

પાદુકાઓ—આ સામાન પણ તે લઈ આવ્યા. અને ગોરોચન અને મનશીળ આ અનુલેપનદ્રવ્ય સાથે લઈને આનંદિત થએલી 'સોળ શ્રેષ્ઠ કન્યાઓ પણ' ત્યાં આવી, તદનંતર તેણે વાનરશ્રેષ્ઠ સુગ્રીવનો યથાવિધિ અભિષેક કરવા માટે જુદા જુદા પ્રકારનાં વસ્ત્રો વડે અને ભક્ષ્ય પદાર્થો વડે દ્વિજશ્રેષ્ઠ બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યા. દર્ભથી પરિસ્તૃત અને પ્રજ્વલિત અગ્નિમા મંત્રવેત્તાઓએ ઘૃતનો સમંત્રક હોમ કર્યો. રાજમહેલમાં હેમપ્રતિષ્ઠાન નામના રમ્ય, ઉત્કૃષ્ટ આસ્તરણવાળા અને ચિત્રવિચિત્ર પુષ્પોથી સુશોભિત કરેલા ધાબા ઉપર એક શ્રેષ્ઠ આસન બીછાવીને તેના ઉપર સુગ્રીવને મંત્રસહિત યથાવિધિ પ્રાઙ્મુખ બેસાડયો, નદી અને નદ અને તીર્થોમાંથી ઉદક આણીને, તેજ પ્રમાણે સર્વ સમુદ્રોમાંથી પણ નિર્મળ જળ આણીને, વાનરશ્રેષ્ઠોએ સુવર્ણકુંભોમાં સ્થાપ્યાં, અને અષ્ટવસુઓએ જેમ સહસ્રનયન ઇંદ્રનો અભિષેક કર્યો હતો તેમ બળદના પવિત્ર શૃંગો અને સુવર્ણ કળશમાં તે નિર્મળ અને સુગંધિ ઉદક પૂરીને મહર્ષિઓના કહ્યા મુજબ શાસ્ત્રોક્ત પદ્ધતિથી ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધ, માદન, મૈન્દ દ્વિવિદ, હનુમાન અને જાંબવાન વિ. એ સુગ્રીવનો અભિષેક કર્યો."

**વિભીષણનો રાજ્યાભિષેક**

આ પછી યુદ્ધકાંડના એકસો બારમા સર્ગમાં લંકામા વિભીષણના રાજ્યાભિષેકનો ઉલ્લેખ છે રામાજ્ઞાથી લક્ષ્મણે ચારે સમુદ્રનુ વાનરો પાસેથી પાણી મંગાવીને, વિભીષણને સિંહાસન ઉપર બેસાડીને, સુવર્ણ કળશથી અભિષેક કર્યો એટલુંજ તેમાં વર્ણન છે.

યુદ્ધકાંડના એકસો અઠ્ઠાવીસમા સર્ગમાં રામરાજ્યાભિષેકનું

-સુંદર વર્ણન વાંચવા મળે છે. રાવણવધ પછી રામ સર્વપરિવાર સહ અયોધ્યામાં પાછા આવ્યા ત્યારે ભરતે થાપણ તરીકે સાચવેલું અયોધ્યાનું રાજ્ય રામને સુપ્રત કર્યું. પછી રામે મોટા સમારંભથી અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યો.

**યુદ્ધ પછી રામચંદ્રનો રાજ્યાભિષેક**

અને રાજમહેલમાં પ્રવેશ કર્યા પછી તેના અભિષેકની તૈયારી કરી. તેનું વર્ણન આ પ્રમાણે છેઃ –

રામાનુજ મહાતેજસ્વી ભરતે સુગ્રીવને કહ્યું—"હે પ્રભો ! રામના અભિષેક માટે દૂતોને આજ્ઞા કરો." ત્યારે મુખ્ય મુખ્ય ચાર વાનરોને સર્વ રત્નોથી વિભૂષિત એવા ચાર સુવર્ણમય ઘટ સુગ્રીવે સત્વર આપ્યા અને તે આપતી વખતે તે બોલ્યા "હે વાનરો ! પ્રભાતમાં ચાર સમુદ્રના ઉદકથી ભરેલા ઘટ સાથે તમારે અમારી વાટ જોઈને બેસવું પડે એવી વ્યવસ્થા કરો." આ પ્રમાણે તે ગજતુલ્ય મહાત્મા સુગ્રીવે વાનરોને કહ્યુ. અને તરતજ તેમણે શીઘ્રગામી ગરુડો પ્રમાણે સત્વર આકાશમાં ઉડ્ડયન કર્યું. પછી જાંબવાન, હનુમાન, વેગદર્શી અને ઋષભ એ વાનરો ઉદકથી ભરેલા કલશો લઈને આવ્યા. તેજ પ્રમાણે ઇતર વાનરો પાંચસો નદીનું ઉદક કલશમાં લઇને આવ્યા. ધૈર્યવાન સુષેણ સર્વ રત્નોથી વિભૂષિત અને જલથી પરિપૂર્ણ એવો કલશ પૂર્વસમુદ્ર પાસેથી લઇને આવ્યો. ઋષભ નામનો વાનર દક્ષિણસમુદ્રમાંથી સત્વર જલ લઇને આવ્યો. તે સુવર્ણમય ઘટ લાવ્યો હતો. અને રક્તચંદન અને કર્પૂરથી તે ઘટ વ્યાપ્ત હતો. પછી જેની વાયુ જેવી ગતિ છે એવો ગવય મોટા રત્નજડિત કુંભમાં પશ્ચિમમહાસાગરમાંથી શીતલ ઉદક લઈ આવ્યો. સર્વગુણસંપન્ન, ગતિમાં ગરુડ અને વાયુની સાથે હરિફાઇ કરનારો, અને ધર્માત્મા વાયુપુત્ર હનુમાન

ઉત્તરસમુદ્રમાથી મતવર ઉદક લઇ આવ્યો આ પ્રમાણે શ્રેષ્ઠ વાનરોએ આણેલુ તે ઉદક અવલોકયા પછી સચિવસહિત વર્તમાન સદ્ગુરુ રામનો અભિષેક કરવા માટે શ્રેષ્ઠ પુરોહિતોને અને સુહૃદોને કહ્યુ.

"ત્યાર પછી બ્રાહ્મણસહ વર્તમાન તે પ્રયત્નશીલ વૃદ્ધ વસિષ્ઠ મુનિએ રત્નમય સિંહાસન ઉપર સીતાસહિત રામને બેસાડયા. પછી અષ્ટ વસુઓએ જેમ સહસ્રનયન ઇન્દ્રનો અભિષેક કર્યો હતો તેમ વસિષ્ઠ વિજય, જાબાલિ, કશ્યપ, કાત્યાયન, ગૌતમ અને વામદેવ વિ. એ નિર્મળ અને સુગંધી જળથી પુરુષશ્રેષ્ઠ રામનો અભિષેક કર્યો. પ્રથમ ઋત્વિજ, બ્રાહ્મણ, કન્યા અને મંત્રો પાસે અભિષેક કરાવીને પ્રકૃતિસહ વર્તમાન આનંદિત થએના યોદ્ધાઓ પાસે પણ તેનો અભિષેક કરાવ્યો. તેજ પ્રમાણે આકાશમા રહેલા દેવતાઓ, ચાર લોકપાલો પાસે અને એકત્ર મળેલા સર્વ દેવો પાસે સર્વ પ્રકારના ઔષધિરસથી વસિષ્ઠ પ્રભૃતિએ રામનો અભિષેક કરાવ્યો જે મુગટ મસ્તક ઉપર રાખીને પૂર્વે મનુને અભિષેક થયો હતો તે દેદીપ્યમાન, તેજથી યુક્ત, બ્રહ્મદેવે પૂર્વે બનાવેલો અને રત્નોથી શણગારેલો મુગટ વસિષ્ઠે હાથમાં લીધો. તે મનુના વંશમાં અનુક્રમે જે રાજાઓ થઇ ગયા તેમણે તેજ મુગટ રાખીને અભિષેક કરાવ્યો હતો. સુવર્ણમય, મૂલ્યવાન વસ્તુઓથી સુશોભિત અને નાના પ્રકારના ઉત્કૃષ્ટ રત્નોથી ભૂષિત એવા સભાસ્થાનમા અનેક રત્નમય સિંહાસનો ઉપર વસિષ્ઠે દેદીપ્યમાન તેજથી યુક્ત રામને યથાવિધિ બેસાડયા. પછી મહાત્મા વસિષ્ઠ મુનિએ રાઘવના મસ્તકે મુકુટ ચઢાવ્યો અને ઋત્વિજોએ તેને અલંકાર પહેરાવ્યા. શત્રુઘ્ને રામ ઉપર શુભ્રવર્ણ અને શુભ્રછત્ર ધર્યું, વાનરાધિપતિ સુગ્રીવ શ્વેતવર્ણની ચામર વીંઝવા લાગ્યો અને રાક્ષસરાજ વિભીષણ ચંદ્રસમાન બીજુ ચામર વીંઝી રહ્યો.

સો કમનોથી યુક્ત અને કાંતિથી ઝળહળતી સુવર્ણમય માળા ઇંદ્રની આજ્ઞા થયે વાયુએ રામને અર્પણ કરી અને સર્વ રત્નોથી યુક્ત અને હીરાઓથી સુશોભિત એવો એક મોતીનો હાર પણ તેણે રાજા રામને આપ્યો રામનો અભિષેક થતા દેવગધર્વ ગાયન ગાવા લાગ્યા, અપ્સરાઓનો સમુદાય નૃત્ય કરવા લાગ્યો, ભૂમિ ધાન્ય યુક્ત થઇ, વૃક્ષ ફળોથી લચી પડયા, અને તે રામાભિષેકોત્સવ સમયે પુષ્પો પણ સુગધિત થયા લાખો ઘોડા, દૂઝણી ગાયો અને સેકડો વૃષભો પુરુષશ્રેષ્ઠ રામે પહેના દ્વિજોને આપ્યા ત્રણ કરોડ મહોરો રામે બ્રાહ્મણોને અર્પણ કરી અને નાના પ્રકારના મૂલ્યવાન ભૂષણો અને વસ્ત્રો પણ તેમણે તેમને આપ્યા પ્રજાધિપતિ રામે સુગ્રીવને એ- દિવ્ય માળા આપી તેની કાંતિ સૂર્યકિરણ સમાન હતી અને તે રત્નમય માળા સુવર્ણથી ગુફિત હતી. વૈદૂર્યમય મનોહર અને ચદ્રકિરણ સમાન આહ્લાદકારક બાહુભૂષણો વાલિપુત્ર અગદને આપ્યા ઉત્કૃષ્ટ રત્નો જેમા ગુથ્યા છે, અને ચદ્રકિરણ જેવી જેની પ્રભા છે એવો મોતીનો અનુપમ હાર રામે સીતાને આપ્યા અને નિર્મળ અને દિવ્ય એવા બે વસ્ત્રો અને શુભ્ર ભૂષણો પણ તમણે તેને અર્પણ કર્યા વાયુપુત્ર હનુમાને કરેના ઉપકારોનુ મનમા સ્મરણ કરીને જનકકન્યા સીતાએ તે હાર પોતાના કંઠમાથી કાઢ્યા અને તેને આપ્યો પરતુ તે આપતા પહેના સર્વ વાનરો તરફ અને મર્ત્યો તરફ જોવા લાગી ત્યારે ઇંગિતજ્ઞ રામ જાનકી સામે જોઇ કહેવા લાગ્યા, ' હે સુભગે ! હે સુદરી ! જેના ઉપર તુ સતુષ્ટ થઇ હોય તેને તુ હાર અપણ કર " પછી કૃષ્ણનેત્રો વાળી તે સીતાએ તે હાર વાયુપુત્ર હનુમાનને અર્પણ કર્યો

ભાસ કવિએ 'પ્રતિમા' નાટકના પ્રથમ અકમા રામચન્દ્રના રાજ્યાભિષેકનુ સક્ષિપ્ત પણ મનોવેધક વણુન આપ્યુ છે પોતાના

**ભાસનાં નાટકોમાં રામનો રાજ્યાભિષેક**

વાર્ધક્યનો વિચાર કરીને અને રામચન્દ્રની યોગ્યતા જોઇને દશરથે રામનો રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો. અને રામના રાજ્યાભિષેક પછી વનમાં જવાનો પણ નિશ્ચય કર્યો. દશરથે રામના રાજ્યાભિષેકની તૈયારી કરવાની આજ્ઞા કરી. રાજ્યાભિષેક માટે બધી વસ્તુઓ આણવામાં આવી, અને રાજ્યાભિષેકના પ્રસંગને અનુકૂલ એક નાટક ભજવવાની પણ સંગીતશાળામાં તૈયારીઓ થઇ રહી. છત્ર અને ચમરીઓ તૈયાર રાખવામાં આવી. દુંદુભીઓ અને ભદ્રાસન પણ તૈયાર રાખવામાં આવ્યાં. સુવર્ણના ઘડાઓમાં તીર્થમાંથી આણેલું જલ રેડીને દર્ભ અને પુષ્પો નાખવામાં આવ્યાં અને અભિષેકને માટે આ ઘડાઓ તૈયાર રાખવામાં આવ્યા. પુષ્યરથને બરોબર સજ્જ કરીને આણવાનાં આવ્યો. મંત્રીઓ અને નગરજનો રાજમહેલમાં આવ્યા. આ બધાના મંગલરૂપ ભગવાન વસિષ્ટ પણ વેદી આગળ આવીને ઉભા. પુરોહિત પણ નિમંત્રણને માન આપીને સત્વર ઉપસ્થિત થઇ ગયા. રામનો રજ્યાભિષેક કરીને સમસ્ત પ્રજાને કૃતાર્થ કરવાનો દશરથનો મનોરથ પૂર્ણ થવાનો સમય આવી પહોંચ્યો.

દશરથે રામને બોલાવ્યા અને ઉપાધ્યાય, અમાત્ય અને નગરજનોની હાજરીમા પોતાના ખોળામા બેસાડીને સ્નેહથી કહ્યું કે 'રામ ! આ કોસલરાજ્ય તું ગ્રહણ કર.' આ શબ્દો સાંભળીને રામને ઘણો આઘાત થયો, અને પિતાને ઉત્તર ન આપતાં દીર્ઘ નિઃશ્વાસ કરીને તેમના ચરણુમા તે પડી ગયા. દશરથ અને રામનાં ચક્ષુઓમાંથી અશ્રુઓની ધારા એકજ વખતે વહેવા લાગી. રામનાં અશ્રુઓથી દશરથના પગ ભીના થયા, અને દશરથનાં અશ્રુઓથી

રામનું મસ્તક બીનું થયું. રામે દશરથને કાંઈપણ ઉત્તર ન આપ્યો તેમની આજ્ઞા સ્વીકારી નહિ. દશરથે રામને પોતાના પ્રાણના સોગન આપ્યા એટલે રામ લાચાર બની ગયા, અને તેમને રાજ્યાભિષેક પ્રાપ્ત થયો.

રાજ્યાભિષેક માટે રામે વિશિષ્ટ વેષ ધારણ કર્યો. દુંદુભીઓનો નાદ થવા લાગ્યો, વૃદ્ધજનો રામની પાસે આવીને ઉભા રહ્યા. રામ ભદ્રાસન ઉપર બેઠા. ખભા સુધી ઘડાઓ ઊંચા લઈને રામના ઉપર જલનો અભિષેક થવા લાગ્યો. શત્રુઘ્ન અને લક્ષ્મણે પણ ઘડાઓ લઈને રામનો અભિષેક કરવા લાગ્યા. દશરથે પોતે અશ્રુપૂર્ણ નેત્રે રામના મસ્તક ઉપર છત્ર ધારણ કર્યું. આ પ્રમાણે રામનો રાજ્યાભિષેક પૂર્ણ થવા આવે છે એટલામાંજ મંથરા સંભ્રમથી દશરથની પાસે આવી અને કાનમાં કાંઈ કહ્યું, અને તરતજ દશરથે રામને કહ્યું કે 'તું રાજા નથી' રામ અક્ષુબ્ધ રહયા, અને તેમનું ધૈર્ય જોઈને લોકો વિસ્મય પામ્યા.

ભાસના 'અભિષેક' નાટકના છેલ્લા—છટ્ઠા—અંકમાં પણ રામ અને સીતાના રાજ્યાભિષેકનું વર્ણન છે. રાવણનો વધ કર્યા પછી રામ વિભીષણને લંકાધિપતિ બનાવે છે. વિભીષણ સીતાને લઈને રામ પાસે આવે છે અને તેમનો સ્વીકાર કરવા વિનંતી કરે છે. રામ સીતાનો અંગીકાર કરતા નથી. તે જાણી સીતા અગ્નિમાં પ્રવેશ કરે છે, અને સીતાને નિર્વિકાર જોઈને બધા આશ્ચર્ય પામે છે. એટલામાં અગ્નિ સીતાને લઈને બધાની પાસે આવે છે. બધા અગ્નિને નમસ્કાર કરે છે. અગ્નિ રામને સીતાનો સ્વીકાર કરવાનું કહે છે. દેવો, દેવર્ષિઓ, સિદ્ધો, વિદ્યાધરો, ગન્ધર્વો અને અપ્સરાઓ રામને અભિનન્દન આપે છે. અગ્નિ રામને અભિષેક માટે લઈ જાય છે. રામ અને સીતાનો દેવોને હાથે અભિષેક થાય છે.

બધે જયજયકાર થઈ રહે છે. યમ, વરુણ, કુબેર, ઇન્દ્ર વગેરે દેવો રામની આજુબાજુ ઉભા રહયા છે. મહેન્દ્રની આજ્ઞાથી ભરત અને શત્રુઘ્નની આગેવાની નીચે બધા પ્રજાજનો રામની પાસે રાજનિષ્ઠા દર્શાવવા આવે છે. મહેન્દ્ર વગેરે દેવો રામને અભિનન્દન આપે છે. અને રામ ઇચ્છે છે કે સમગ્ર પૃથ્વી સુખ ભોગવે.

**અભિનન્દના રામચરિતમાં રામનો રાજ્યાભિષેક**

ઈ. સ. ના નવમા શતકમાં થઇ ગએલા અભિનન્દ કવિએ 'રામચરિત' નામનું મહાકાવ્ય રચેલું છે. ( ગાયકવાડ ઓ. સિરિઝ, નં. ૪૬, ઇ. સ. ૧૯૩૦ ). તેમાં રાવણનો વધ કરીને જ્યારે રામચન્દ્ર પોતાની નગરીમાં પાછા આવે છે ત્યારે જે રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો તેનું વર્ણન છે ( પૃષ્ઠ ૨૯૦ ). સુંદર દિવસે વસિષ્ઠ વગેરે મુનિવરો આવ્યા, સુગ્રીવ વગેરે વાનરોએ હર્ષથી તીર્થજલ આણ્યું, દુંદુભીઓનો નાદ થવા લાગ્યો, મનોહારિ ગાયન ચાલવા લાગ્યું, અને ત્રણ ભુવનને આનન્દ આપનારો રામચન્દ્રનો રાજ્યાભિષેક થયો.

**કાલિદાસના રઘુવંશમાં રઘુનો રાજ્યાભિષેક**

રઘુવંશના ત્રીજા સર્ગમાં કાલિદાસ રઘુના રાજ્યાભિષેકનો નિર્દેશ કરે છે. રઘુનો અભ્યાસ પૂર્ણ થયા પછી તેનું લગ્ન કરવામાં આવ્યું, અને ત્યાર પછી 'યુવરાજ' તરીકે અભિષેક કરવામાં આવ્યો. દિલીપે ૯૯ અશ્વમેધ યજ્ઞ પૂર્ણ કરીને પોતાના પુત્ર રઘુનો શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે વિધિપૂર્વક રાજ્યાભિષેક કર્યો, અને છત્ર, ચામર વગેરે પદાર્થો રાજચિહ્ન તરીકે આપ્યાં. પછી ઇક્ષ્વાકુ કુલની પરંપરા પ્રમાણે પોતાની સ્ત્રી, સુદક્ષિણા, સાથે તે વનમાં ગયો અને વાન-

પ્રસ્થાશ્રમનુ જીવન ગાળવા લાગ્યો. પ્રાચીન કાળમાં ઇજીપ્તમા પણ રાજા સીત્તેર વર્ષનો થાય ત્યારે રાજ્યકારભારમાંથી નિવૃત્ત થતો, અને તેનો પુત્ર ગાદીએ આવતો હતો.

**અતિથિનો રાજ્યાભિષેક**

રઘુવંશના સત્તરમા સર્ગમાં કુશના પુત્ર અતિથિના રાજ્યાભિષેકનું વર્ણન જોવામાં આવે છે. જ્યારે કુશ અને તેની સ્ત્રી કુમુદ્વતી ઇંદ્રને યુદ્ધમાં મદદ કરવાને માટે પોતાના રાજ્યની બહાર જાય છે ત્યારે કુશે પોતાના વૃદ્ધ મંત્રીઓને સૂચના કરી કે હુ યુદ્ધ કરવા જાઉ છું. તેથી મારા પુત્ર અતિથિને રાજ્યાભિષેક કરજો.' મંત્રીઓએ અતિથિને રાજ્યગાદી ઉપર બેસાડયો, અને તેના અભિષેક માટે કારીગરો પાસે બધી તૈયારી કરાવી ચાર સ્તમ્ભવાળો અને ઉચ્ચ વેદિકાવાળો એક મોટો મંડપ તૈયાર કરાવવામાં આવ્યો આ મંડપમાં અતિથિ ભદ્રાસન ઉપર બેઠો, અને મત્રીઓ સુવર્ણના કલશોમાં તીર્થજલ ભરીને રાજાની પાસે ઉભા અનેક પ્રકારના દુંદુભિઓ વાગવા લાગ્યાં અને રાજાના અવિછિન્ન કલ્યાણનું સૂચન કરવામાં આવ્યું. રાજાએ જ્ઞાતિવૃદ્ધ પુરોહો પાસેથી દૂર્વા, યવાકુર, પ્લક્ષની છાલ, અને લાલ પલ્લવો જેમાં મુખ્ય છે એવી નીરાજન વિધિનો સ્વીકાર કર્યો. પ્રથમ પુરોહિત જેમા મુખ્ય છે એવા બ્રાહ્મણોએ અથર્વવેદના મંત્રો વડે રાજાનો અભિષેક કરવા માંડયો; અને રાજાના મસ્તક ઉપર પડતો અને મોટો અવાજ કરતો જલનો મહાપ્રવાહ મહાદેવના મસ્તક ઉપર પડતા ગંગાના પ્રવાહ જેવો જણાતો હતો. ચાતક પક્ષીઓ જેમ પર્જન્યને અભિનંદન આપે છે તેમ આ વખતે બન્દિજનો અને ચારણો રાજાની સ્તુતિ કરીને અભિનંદન આપતા હતા. સન્મંત્રોના ઉચ્ચારથી પવિત્ર થએલા જલ વડે જ્યારે રાજા સ્નાન

કરતો હતો ત્યારે, વરસાદથી જેમ વીજળી વધારે દીપે છે તેમ. શોભવા લાગ્યો. આ પ્રમાણે અભિષેક થયા પછી રાજાએ યજ્ઞ કરવાને માટે જેટલું ધન જોઇએ તેટલું ધન બ્રાહ્મણોને દક્ષિણામાં આપ્યું, અને બ્રાહ્મણોએ રાજાને આશીર્વાદ આપ્યા પૂર્વજન્મના પુણ્યથી રાજાને માત્ર જય મળેલું હતું, એટલે બ્રાહ્મણોના આશીર્વાદને અવકાશ જ ન હતો. જે લોકો કેદમાં હતા તેમને છોડી મૂકવાની, જે લોકો વધ કરવા યોગ્ય હતા તેમને મુક્ત કરવાની, બળદોને છૂટા કરવાની, અને વાછરડાંને દૂધ મળે એટલા માટે ગાયોને ન દોહવાની રાજાએ આજ્ઞા કરી. ક્રીડાને માટે પાંજરામાં રાખવામાં આવેલાં પોપટ જેવાં પંખીઓને રાજાએ છોડી મૂક્યાં. પછી રાજા પ્રસાધન કરવાને માટે મહેલના અંદરના ભાગમાં ગયો અને ચાદરવાળા હાથીદાંતના નિર્મળ પીઠ ઉપર બેઠો. રાજાને અલંકાર કરનારા માણસોએ–પ્રસાધકોએ જલથી પોતાના હાથ ધોઇ નાખીને ગન્ધ માલ્ય વગેરે નેપથ્ય સાધનોથી રાજાને ભૂષિત કર્યો. ગન્ધદ્રવ્ય ધૂપથી રાજાના વાળ રાતા જણાતા હતા. રાજાના મસ્તક ઉપર મોતીના હારવાળી માલા હતી, અને તેમાં પ્રસાધકોએ માણેક લગાડ્યું. કસ્તુરીની વાસવાળા ચન્દનથી રાજાના શરીરને વિલેપન કરવામાં આવ્યું, અને પછીથી ગોરોચનાથી જુદી જુદી મનોહર આકૃતિઓ દોરવામાં આવી. આ પ્રમાણે આભરણો ધારણ કરીને, માલાઓ પહેરીને, હંસોની છાપવાળુ રેશમી વસ્ત્ર ધારણ કરીને રાજા રાજ્યશ્રીરૂપી નવી સ્ત્રીના વર તરીકે અતિશય રમણીય દેખાવા લાગ્યો.

પછી રાજા સુવર્ણના દર્પણમાં પોતાનો વેષ જોવા લાગ્યો; અને સૂર્યોદય વખતે મેરુપર્વતના કલ્પતરુની છાયાની માફક રાજાનું પ્રતિબિમ્બ શોભવા લાગ્યું. છત્ર, ચામર વગેરે રાજચિહ્નનો ધારણ

કરીને ઉભા રહેલા માણસોએ રાજાનો જય જયકાર બોલાવ્યો, અને રાજા દેવસભાના જેવી સભામાં ગયો. આ સભામાં વિતાન-છત-વાળું અને રાજાઓના ચૂડામણિએ જેનો સ્પર્શ કર્યો છે એવા પાદપીઠવાળું પિતાનું જે સિંહાસન હતું તેના ઉપર રાજા બેઠો. જેમ કૌસ્તુભમણિથી ભગવાન કેશવનું વક્ષઃસ્થલ શોભે છે તેમ તે રાજાથી સભા શોભવા લાગી. અતિથિએ પહેલાં યૌવરાજ્ય ભોગવ્યું હતું; અને હવે મહારાજ્ય પ્રાપ્ત થતાં તે, પૂર્ણિમાના ચન્દ્રની માફક, શોભવા લાગ્યો. રાજાની મુખકાન્તિ પ્રસન્ન હતી અને વાણી સ્મિત-પૂર્વક હતી; તેથી સેવકો તેને મૂર્તિમાન્ વિશ્વાસ માનવા લાગ્યા. કલ્પદ્રુમના જેવી ધ્વજાઓ જેમાં ફરકતી હતી એવી પોતાની અયોધ્યાપુરીમાં ઐરાવત જેવા હાથી ઉપર બેસીને રાજા ફરવા લાગ્યો, અને અયોધ્યા નગરીને સ્વર્ગના જેવી બનાવી દીધી. એકલા રાજાના મસ્તક ઉપર ઉજ્જવલ છત્ર રાખવામાં આવેલું હતુ; અને આ છત્રથી આખા જગતને પૂર્વરાજાના-કુશના-વિયોગથી થયેલો સંતાપ દૂર થઇ ગયો. જેમ શરદ્ ઋતુમાં રાત્રીઓ ઉજ્જવલ નક્ષત્રો દ્વારા ધ્રુવની પાછળ જાય છે તેમ અયોધ્યા નગરીની સ્ત્રીઓ હર્ષથી પ્રસન્ન થયેલા નેત્રો વડે તે રાજાની પાછળ ગઇ. સુંદર મંદિરોમાં રહેલા અયોધ્યાનગરીના દેવોએ પ્રતિમાદ્વારા રાજા ઉપર અનુગ્રહ કર્યો. જ્યાં સુધી અભિષેક જલથી સિક્ત થયેલી અભિષેકવેદિ સૂકાઈ નથી એટલામાં જ આ રાજાનો દુઃસહ પ્રતાપ સમુદ્ર પર્યન્ત પહોંચી ગયો. વસિષ્ઠ જેવા ગુરુના મંત્રો અને અતિથિ જેવા ધન્વીનાં બાણો જ્યાં એકઠાં મળ્યાં ત્યાં પછી શું અસાધ્ય રહે ?

રાજ્યાભિષેક પછી અતિથિ પોતે સભ્યોની હાજરીમાં પ્રજાને ન્યાય આપતો હતો, અને પોતાના નોકરો પ્રતિ પ્રસન્નતા દર્શાવીને

તેમને ધન વગેરે આપીને સંતુષ્ટ કરતો હતો. દાન અને રક્ષણ કરવામાં રાજા પોતાનું વચન પાળતો હતો, અને શત્રુઓને હરાવીને તેમને યોગ્ય સ્થાને બેસાડતો હતો. વય, રૂપ અને વિભૂતિ એ, ત્રણમાંથી એક એક વસ્તુ પણ મદ ઉત્પન્ન કરનારી છે, છતાં પણ આ ત્રણેય વસ્તુઓમાંથી રાજાને મદ થયો ન હતો. આ પ્રમાણે રાજા રોજ પ્રજાનો પ્રેમ મેળવતો હતો, અને તેથી જો કે તે રાજા તરીકે નવો હતો છતાં પણ દૃઢમૂલ વૃક્ષની માફક અક્ષોભ્ય હતો. બહારના શત્રુઓ અનિત્ય છે. અને દૂર છે; તેથી રાજાએ પ્રથમ કામ, ક્રોધ ઇત્યાદિ છ આન્તર શત્રુઓને જીતી લીધા. કાનય અને શૌર્ય એ બેનો સમન્વય સાધીને તેણે વિજન મેળવવા પ્રયત્ન કર્યો. તેણે પોતાના રાજ્યમાં બધે ચારલોક-ગુપ્ત જાસુસો-મૂકી દીધા હતા, અને તેથી રાજ્યની બધી હકીકતો તેમની દ્વારા તેને મળતી હતી. તે પોતાની દિનચર્યા વ્યવસ્થિત પ્રકારે ચલાવતો હતો. રોજ મંત્રીઓની સાથે તે રાજ્ય વિષે ચર્ચા કરતો હતો. શત્રુઓની અને પોતાના મંત્રી વગેરે અધિકારીઓની ચર્ચા જોવા માટે તેણે જુદા જુદા ગુપ્ત માણસો મૂકયા હતા. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ તરફ રાજાએ સમવૃત્તિ ધારણ કરી હતી. આ પ્રમાણે તે રાજાએ સામ, દાન ઇત્યાદિ ચતુર્વિધ રાજનીતિ સ્વીકારી હતી. તેણે અશ્વમેધ કર્યો અને ઋત્વિજોને ઉદારતાથી દક્ષિણા આપી 'કુબેર'ની પદવી મેળવી. તેના રાજ્યમાં પ્રજા સર્વ રીતે સુખી થઇ; અને ઇન્દ્ર, યમ, વરુણ અને કુબેર એ લોકપાલો આ રાજાને અધીન રહ્યા.

**મહાભારતકાલ:— યુધિષ્ઠરનો રાજ્યાભિષેક.**

ભારતીય યુદ્ધ સમાપ્ત થયા પછી પાંડવોએ હસ્તિનાપુરમાં ધામધૂમ સાથે પ્રવેશ કર્યો અને ભગવાન શ્રીકૃષ્ણની આજ્ઞાથી તેમણે યુધિષ્ઠિરના રાજ્યાભિષેકની તૈયારી કરી. યુધિષ્ઠરના

પિતા પાણ્ડુનો પણ રાજ્યાભિષેક થયો હતો. ( આદિ ૧ ૯. ૨૫. ). પહેલાં યુધિષ્ઠિરનો યૌવરાજ્યાભિષેક થયો હતો. ( આદિ ૧૩૯ . ૧ ) અને અર્ધરાજ્યાભિષેક પણ થયો હતો. ( આદિ ૨૦૭ ૨૬–૨૭ ) યુધિષ્ઠિરે કરેલા રાજસૂયયજ્ઞનું વર્ણન સભાપર્વમાં ( અધ્યાય ૩૫ ) જોવામાં આવે છે. અને તે પ્રસંગે દ્રૌપદીનો પણ યુધિષ્ઠિરની સાથે અભિષેક કરવામાં આવ્યો હતો. ( સભા ૬૭. ૩૦ ) યુધિષ્ઠિરે અશ્વમેધ પણ કર્યો હતો (અશ્વ ૮૮). આ અભિષેકસમારંભની શરૂઆત પુણ્યાહવાચનથી થઇ એમ મહાભારતના શાંતિપર્વના ચાલીસમા અધ્યાય ઉપરથી જણાય છે. સમારંભ સમયે કુંતિપુત્ર રાજા યુધિષ્ઠિર આનંદિત થઇને ઉત્કૃષ્ટ પ્રકારના આસન ઉપર પૂર્વાભિમુખ બેઠો. ત્યારે શત્રુનાશક સાત્યકિ અને શ્રીકૃષ્ણ એ બંને બાજુથી તેના જ તરફ મુખ કરીને દેદીપ્યમાન એવા સુવર્ણમય આસન ઉપર બેઠા અને રાજા યુધિષ્ઠિર વચ્ચે આવે એવી રીતે તેની પાછળ ભીમસેન અને અર્જુન એ બંને બાજુએ રત્નમય આસનો ઉપર બેઠા. નકુલ અને સહદેવ સહિત કુંતી પણ સુવર્ણવિભૂષિત હાથીદાંતના શુભ્ર સિંહાસન ઉપર બેઠી. સુધર્મા, વિદુર, ધૌમ્ય અને કુરુકુલોત્પન્ન ધૃતરાષ્ટ્ર જ્યાં બેઠો હતો ત્યાંજ યુયુત્સુ, સંજય અને યશસ્વિની ગાંધારી વિ. બેઠાં હતાં. આ પ્રમાણે ત્યાં બેઠા પછી ધર્માત્મા યુધિષ્ઠિરે શુભ્રવર્ણ પુષ્પ, સર્વતોભદ્ર વિ૦ કાઢેલા દેવતાપીઠો, અક્ષત, ભૂમિ, સુવર્ણ, રૌપ્ય અને રત્નો વિ. નો સ્પર્શ કર્યો. પછી પુરોહિત ધૌમ્ય દ્વારા સર્વ પ્રજાએ અનેક મંગલકારક પદાર્થ લઇ જઇને ધર્મરાજાનાં દર્શન કર્યાં. તે સમયે ત્યા ભૂમિ, સુવર્ણ, નાના પ્રકારનાં રત્નો, સર્વ પ્રકારના સાહિત્યથી પૂર્ણ અભિષેક પાત્રો, સુવર્ણ, તામ્ર, રૌપ્ય અને મૃત્તિકાથી બનાવેલા જલપૂર્ણ કુંભો, દર્ભ, ગોરસ, શમી,

વિ. વૃક્ષોની સમિધો, મધ, ઘી, ઉમેડાના વૃક્ષના કાષ્ઠની સ્રવા અને સુવર્ણથી સુશોભિત કરેલો શંખ એ સર્વ વસ્તુઓ હતી. પછી શ્રીકૃષ્ણની આજ્ઞા થતાં જ પુરોહિત જ્ઞાનસંપન્ન ધૌમ્ય મુનિએ ઈશાનમાં ભગ્ન થએલી વેદિકા ઉપર શુભ શુકન જોઇને રેખાઓ કાઢી અને અગ્નિ પ્રમાણે તેજસ્વી મજબુત પાયાના અને ઉપર વ્યાઘ્રચર્મ પાથરેલા સર્વતોભદ્રાકાર, શુભ્રવર્ણ આસનો ઉપર મહાત્મા યુધિષ્ઠિર અને દ્રુપદરાજકન્યા બનેને બેસાડીને મંત્રોચ્ચાર-પૂર્વક યથાવિધિ હવન કરવા લાગ્યા. પછી શ્રીકૃષ્ણે ઉઠીને ઉત્કૃષ્ટ પ્રકારનો શંખ લઇને પૃથ્વીપતિ કુંતીપુત્ર યુધિષ્ઠિરનો અભિષેક કર્યો. પછી રાજર્ષિ ધૃતરાષ્ટ્ર અને સર્વ આમત્ય વિ. એ તેનો અભિષેક કર્યો. આ પ્રમાણે શ્રીકૃષ્ણે પાંચજન્ય નામના શંખથી અભિષેક કરીને અનુજ્ઞા આપ્યા પછી બંધુ સહ વર્તમાન પાંડુપુત્ર યુધિષ્ઠિરનું મુખ કેવળ અમૃતમય હોય એમ આહ્લાદકારક દેખાવા લાગ્યા. ત્યારપછી પણવ, આનક, દુંદુભિ વિ. વાજીંત્રોનો ઘોષ થવા લાગ્યો. ધર્મરાજાએ પણ ધર્મના અનુરોધથી તે સર્વ ઉપચારનો સ્વીકાર કરીને શ્રીકૃષ્ણાદિકની યથાવિધિ પૂજા કરી અને પછી વિપુલ દક્ષિણા આપનાર તે યુધિષ્ઠિરે ઇંદ્રિયનિગ્રહ કરનાર અને સદાચારી એવા વેદાધ્યયનસંપન્ન બ્રાહ્મણ પાસે સ્વસ્તિવાચન કરાવીને તેને સહસ્ર નિષ્ક દક્ષિણા આપી. એટલે તે બ્રાહ્મણ સંતુષ્ટ થઇને યુધિષ્ઠિરને " તારૂં કલ્યાણ થાવ અને તારો જય થાવ " એમ કહેવા લાગ્યો અને હંસ જેવા મંજુલ શબ્દથી યુધિષ્ઠિરની પ્રશંસા કરવા લાગ્યો.

કૃષ્ણનો રાજ્યાભિષેક. મહાભારત તરફ વળતાં તેમાં શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિરના રાજ્યા- અભિષેકની હકિકત વિસ્તારથી આપેલી છે. રુક્મિણીસ્વયંવરના સમયે " શ્રીકૃષ્ણ

રાજા નથી' એવો નરેન્દ્રમંડળે આક્ષેપ કરવાથી ક્રથકૈશિકે પોતાની ગાદી શ્રીકૃષ્ણને આપી દીધી અને તેનો શ્રીકૃષ્ણે સ્વીકાર કરતાંજ તેણે તેનો વિધિપૂર્વક અભિષેક કર્યો. આ કથા હરિવંશમાં (વિષ્ણુપર્વ, અધ્યાય ૫૦) આવેલી છે. અને સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય કવિ મોરો પંતે પણ તેનું નીચે પ્રમાણે મનોહર વર્ણન કરેલું છે—

वसुनि विमानीं, गगनीं भरले गधर्व, अप्सरा, अमर;
कमळ विदर्भपुर गमे, मधु मधुसूदन, सुधीजन भ्रमर. ७२

सुरदुंदुभि बहु गर्जत होते, तैसे चि सुरकरी घनसे,
सुकुसुमवृष्टिपताका म्हणती उध्णासि, 'उरक, रीव नसे,' ७३

तौ, बैसोनि विमानीं, गगनीं सहलोकपाळ ये शक्र,
बा! ज्यापुढें न उरले जंभ, नमुचि, पाक, वृत्र, जे वक्र. ७४

मोटा विस्मय झाला, म्हणति मनीं भीष्मकादि ते राय,
'हा यदुवराभिषेकास्तव आजि स्वर्ग उतरला काय?' ७५

कौशिक येवूनि पुढें, घेवुनि, गेला पुरांत, ते राजे,
बसवी सभेंत, घालित होते मथुरापुरीस घेरा जे. ७६

प्रभुतें, 'आला सुरपति, राजसमाज हि,' असें निवेदून,
आणिति सभेंत ते क्रथकैशिक, ज्याच्या यशें निवे दून. ७७

श्रीमूर्तितें विलोकुनि, 'जय! जय!' म्हणती अशेष हर्षानें.
अभिषेक करिति विधिनें सुर, नर, घन जेंवि तोयवर्षानें. ७८

निधि संभव अष्ट कलश भरुनि करीं, लोकपाळ ते अष्ट
प्रभुवरि अभिषेक करिति, साधूंचे सर्व नाशले कष्ट ७९

प्रभुच्या अभिषेकोत्सवसमयीं जन सर्व ही नृपा ! धन्य;
अद्यापि धन्य गाते, आयिकते, ते अधन्य जे अन्य ८०

मुकुटादि विभूषाहीं मग सर्वस्व जनकुळकळंकारी
होय अळंकृत भगवान्, त्रिभुवन जो निजयशें अळंकारी. ८१

पूजुनि भूदेवांतें, नरदेवांतें सुरत्नकनकाहीं,
भूपवि, जरि हि न वरिती भक्ति विना मुक्ति साधुजन कांहीं. ८२

त्यांची आज्ञा घेवुनि, बैसे भद्रासनीं कमळपाणी.
' राजेन्द्रः श्रीकृष्णो जयति, ' असी वदति देवनरवाणी ८३

प्रभुच्या दक्षिण पार्श्वीं गरुड, सकळ वृष्णिजन वसे वामीं
साधुजन म्हणे, ' सोडिन या पायांची कधीं न सेवा मीं ' ८४

वालव्यजनच्छत्रालंकृत सिंहासनस्थ राज्याचा
इंद्र विराजे; त्याच्या सर्व हि पुरुषार्थ, नाथ हा ज्यांचा. ८५

**હરિવંશમાં અને પુરાણોમાં પૃથુ અને દેવોનો રાજ્યાભિષેક**

બ્રહ્માએ વેનના પુત્ર પૃથુનો રાજ્યાભિષેક કરીને સોમ, વરુણ ઇત્યાદિ પાંત્રીસ વ્યક્તિઓનો નક્ષત્ર, ગ્રહ, જલ વગેરે જુદા જુદા પદાર્થોના રાજા તરીકે અભિષેક કર્યો. ( હરિવંશ, હરિવંશ-પર્વ, અધ્યાય ૪ ). હરિવંશમાં આગળ ઉપર આના જેવું બીજું વર્ણન પણ જોવામાં

સ્કાર કરી હાથી પર બેસીને સર્વ પરિવારથી વિંટળાએના તે રાજા નગર બહાર તે દિવ્ય મંડપમાં જવા સારૂ નિકળ્યો. રાજ્યસ્ત્રીઓ અને હજારો નાચનારીઓ સાથે ભરતે તે ઉન્નત અભિષેકમંડપમાં પ્રવેશ કર્યો પછી ત્યાંના સિંહાસનની અને રત્નજડીત સ્નાનપીઠની. સૂર્ય મેરૂપર્વતની પ્રદક્ષિણા કરે છે તે પ્રમાણે, તેણે ગોળ પ્રદક્ષિણા કરી. હાથી પર્વત પર ચઢયો તે પ્રમાણે પૂર્વ દિશાનાં પગથીયાં ચઢી તે ઊંચા સ્નાનપીઠ ઉપર રાજાએ આરોહણ કર્યું. પૂર્વ દિશા તરફ પ્રીતિથી મોઢું કરી બેસનાર ઇંદ્ર પ્રમાણે તે ભરતેશ્વર તે સિંહાસનપર બેઠા. તે પછી ત્યાં આવેલા બે ત્રણ હજાર રાજાઓએ તે પીઠના ઉપરના પગથીયા પર સુખેથી આરોહણ કર્યું.

તે ચક્રવર્તી રાજાથી બહુ દૂર નહિં એટલા અંતર પર આવેન એક ભદ્રાસન પર તે રાજા બેઠો, ને હાથ જોડી દેવની સ્તુતિ કરતા હોય તે પ્રમાણે ભરતની સ્તુતિ કરવા લાગ્યો. સેનાપતિ, ગૃહપતિ પુરોહિત, શેઠ, શાહુકાર વગેરેએ તે પગથીયાના જેવી બેઠકો પર આરોહણ કર્યું.

પોત પોતાને યોગ્ય સ્થાને બેઠા પછી સર્વેએ હાથ જોડી ભરતને વિજ્ઞપ્તિ કરવા માંડી. ત્યાર પછી આદિ દેવનો અભિષેક કરનાર દેવોની માફક તેઓ ભરતને અભિષેક કરવા આગળ આવ્યા.

પાણીથી ભળેલા વાદળમાંથી જે પ્રમાણે સહજ રીતે પાણી નીચે આવે છે, અથવા તો આકાશમાં વિચરનારાં પક્ષી જે સહજતાથી ચાંચમાં રાખેલાં કમળો નીચે નાખે છે, તેજ પ્રમાણે સહજ રીતે અભિષેકનો આરંભ થયો. પડતા પાણીના અવાજથી ચતુર્થ ભાગમાંથી પ્રતિધ્વનિ નીકળતો હોય એમ રત્નકળશથી રાજાનો અભિષેક કર્યો.

આ શુભ મુહૂર્તે ત્યાં હાજર રહેલા બે ત્રણ હજાર રાજાઓએ કુંભમાં પાણી હાલતું હોય એવી રીને ઘણા હર્ષથી પોતાનાં ચક્ષુઓથી જ—હર્ષાશ્રુઓથી જ અભિષેક કર્યો. કમળ ગર્ભના પરાગ સમ ભાસતી અંજલી ડોક પર લઈ તેમણે તે ચક્રવર્તીરાજાને 'તું જય છે, વિજયી છે' એવો જય જયકાર કર્યો. સેનાપતિ વગેરેએ અને શ્રેષ્ઠીઓએ ભરત ચક્રવર્તીનો જલથી અભિષેક કર્યો ને મનોહર વાક્યોથી તેની સ્તુતિ કરી.

શુભ ને સુંગંધિત રક્તવસ્ત્રોથી. રાજાનું શરીર, માણેકની માફક વેષ્ટીત કરવામાં આવ્યું.

સુવર્ણની કાંતિ વધારવા સારૂ જેમ રક્તગેરૂનો લેપ લગાવવામાં આવે છે તેમ ગોશીર્ષચંદનરસથી રાજાના શરીરે લેપ લગાડવામાં આવ્યો.

ત્યાર પછી ઈંદ્રે આપેલો ઋષભસ્વામીનો મુકુટ દેવોએ મૂર્ધાભિષિક્ત રાજાના અગ્રેસર જેવા તે રાજાના મસ્તક ઉપર મૂકયો.

ચંદ્રની આગળ અને પાછળ જે પ્રમાણે ચિત્રા ને સ્વાતિ નક્ષત્ર હોય છે તે પ્રમાણે રાજાના કાનમાં રત્નકુંડલ તેણે ઘાલ્યાં.

શુભ્ર મોતીનો હાર, જે અતિસૂક્ષ્મ દોરાથી ગૂંથ્યો હતો, તે તેણે રાજાના ગળામાં પહેરાવ્યો. તે હાર તેણે રાજાના ગળામાં નાખવાથી રાજા પોતે અલંકૃત થયો ને હારની પણ શોભા તેથી વધી.

કલ્પદ્રુમ પોતાના સ્થાનને શોભા આપે છે તે પ્રમાણે મૂલ્યવાન વસ્ત્રોને અલંકારથી વિભૂષિત એવા રાજાએ મંડપને શોભાયમાન કરી દીધો.

તે સર્વ પુરુષગણોએ ચોપદાર મારફત બધાને બોલાવીને આદેશ કરવાનો આરંભ કર્યો:—

" હે લોકો ! હાથી પર આરૂઢ થઈ આ વિનીત નગરમાં તમે સમારંભમાં પ્રવેશ કરો.

બાર વર્ષ સુધી તમે આવો મહોત્સવ કરો. આ સમય દરમ્યાન કર લેવામાં આવશે નહિ, શિક્ષા થશે નહિ,' ને અન્યાયી શિક્ષાનો ભય મનમાં રાખશો નહિ.

તે પ્રમાણે તે ક્ષણે જ અધિકારીઓએ પંદર રત્નોરૂપી પંદર આજ્ઞાઓ તે ચક્રવર્તી રાજાનો હેતુ પાર પાડવા માટે કરી.

તે પછી રાજા રત્નસિંહાસન પરથી ઉઠતાં જ તેની સાથે પ્રતિબિંબ માફક ઇતર સર્વ લોકો ઉભા થયા. તે સ્નાનપીઠ પરથી, પર્વત પરથી ઉતરે તેમજે માર્ગે ચડયા હતા તે માર્ગે જ નીચે રાજા ઉતર્યા, ને તેજ પ્રમાણે બીજા લોકો ઉતર્યા. પછીથી અજોડ એવા ઉત્તમ હાથી પર આરૂઢ થઈ ને આનંદિત થયેલ રાજા પોતાના મહેલમાં ગયો. મહેલમાં સ્નાનગૃહમા જઇને નિર્મળ જલથી સ્નાન કરી તે રાજાએ અષ્ટમ ભકતમાં પારણું કર્યું. બાર વર્ષ ચાલેલા તે અભિષેક મહોત્સવમાં રાજા સ્નાન કરી કર્મ અને પ્રાયશ્ચિત્ત કરતો હતો. નગર બહાર જઇ સ્વરક્ષણ કરનારા ૧૬ હજાર દેવતાની પૂજા કરી પછી રાજાએ તેમનું વિસર્જન કર્યું પછી વિમાનમાં રહેનારા ઇંદ્ર પ્રમાણે પોતાના ભવ્ય પ્રાસાદમાં રહીને રાજા વૈષયિક સુખો ભોગવતો રહ્યો.

× × ×

**વિમલવાહને કરેલો પોતાના પુત્રનો અભિષેક**

બીજા તીર્થંકર અજિતનાથ પૂર્વજન્મમાં વત્સદેશમાં સુસીમા નામની નગરીમાં વિમલવાહન નામના રાજા હતા. તેમને જ્યારે દીક્ષા લેવાનો વિચાર થયો ત્યારે તેમણે પોતાના પુત્રનો રાજ્યાભિષેક કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પુત્રે પ્રથમ ના પાડી, પણ પિતાના અત્યાગ્રહને વશ થઈને રાજાની ઇચ્છાને માન આપ્યું. રાજા પ્રસન્ન થયો અને પુત્રને પોતાની જોડે લઈને તેને સિંહાસન ઉપર પોતાના હાથથી જ બેસાડ્યો. રાજાના હુકમથી મેઘ જેવા અધિકારીઓએ જુદાં જુદાં તીર્થોમાંથી અભિષેકને માટે જલ આણ્યું હતું. રાજાએ પોતે જ પુત્રના મસ્તક ઉપર તીર્થજલથી અભિષેક કર્યો અને મંગલ વાદ્યો વાગવા લાગ્યાં. બીજા રાજાઓ એક પછી એક નવા રાજાની પાસે આવ્યા, તેના ઉપર તેમણે અભિષેક કર્યો અને ભક્તિભાવથી તેને પ્રણામ કર્યા. પિતાની આજ્ઞાથી નવા રાજાએ ધોળા ઊનવાળાં વસ્ત્રો પહેર્યાં, અને રાજા ધવલમેઘથી ઢંકાએલા પર્વત જેવો શોભવા લાગ્યો, ગણિકાઓએ નિર્મલ ચંદ્રિકાના કિરણો જેવા ગોશીર્ષ—ચંદનથી રાજાના શરીરને લેપ કર્યો. નવા રાજાએ મોતીનાં આભૂષણો પહેર્યાં. જુના રાજાએ—વિમલવાહને—નવા રાજાના મસ્તક ઉપર ચકચકિત માણેકવાળો મુકુટ મૂક્યો, અને હાથમાં ધવલ છત્ર લઈને તેના મસ્તક ઉપર ધર્યું. રાજાની બન્ને બાજુએ નાયિકાઓ ચમરી ફેરવતી હતી. જુના રાજાએ નવા રાજાના કપાળ ઉપર ચંદનનું તિલક કર્યું.

આ પ્રમાણે વિમલવાહને પોતાના પુત્રને પોતાની ગાદી ઉપર બેસાડીને રાજ્યાભિષેક કર્યા પછી તેને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યોઃ—

"હે પુત્ર! તું પૃથ્વીનો આધાર છું; તારો કોઇ આધાર નથી. પ્રમાદનો ત્યાગ કરીને તારે તારી

**નવા રાજાને ઉપદેશ**

જાતનું રક્ષણ કરવું. મૂળ આધાર જો નબળો હોય તો તેના ઉપર રહેલું બધું નાશ પામે છે. તેથી વિષયોના અતિસેવનથી ઉત્પન્ન થતી દુર્બલતાથી તું સાવધાન રહેજે. યૌવન, સામર્થ્ય, સૌન્દર્ય અને હવેથી આવતું સાર્વભૌમત્વ પ્રમાદનાં કારણુ છે; અને પ્રમાદને લીધે બુદ્ધિપૂર્વક કાર્ય થઇ શકતું નથી. વારસામાં આવેલી આ લક્ષ્મી ખટપટ ઉત્પન્ન કરે છે, અને તેને પ્રસન્ન કરવું બહુ કઠિન છે; રાક્ષસીની માફક તે પ્રમાદી માણસને છેતરે છે. તેનામાં દીર્ઘ કાલના સહવાસથી ઉત્પન્ન થતી સ્થિરતા નથી, પણ પ્રસંગ મળતાં વિના વિલંબે બીજે સ્થળે જતી રહે છે. નિન્દાનો ભય રાખ્યા વિના પ્રમાદી માણસનો તે ત્યાગ કરે છે. તેનામાં ખરેખર સૌજન્ય નથી, અને વાંદરાની માફક એક સ્થળેથી બીજે સ્થળે તે કૂદે છે. નિર્લજ્જતા, અસ્થિરતા, નિષ્ઠુરતા અને બીજા દોષો તેનામાં સ્વાભાવિક રીતે રહેલા છે.

"લક્ષ્મી દોષોથી ભરેલી છે, છતાં પણ દરેક માણસ લક્ષ્મીથી આગળ વધે છે. શક્ર પણ લક્ષ્મીમાં આસક્ત છે, તો પછી મનુષ્યોનું શું કહેવું? લક્ષ્મી તારે ત્યાં સદા રહે એવો પ્રયત્ન લક્ષ્મીના ચોકીઆત તરીકે, ડહાપણ અને શક્તિથી તું કરજે. લક્ષ્મીની ઇચ્છા હોય છતાં પણ લોભ રાખ્યા વિના તું પૃથ્વીનું પાલન કરજે, કારણકે, સુંદર પુરુષની પાછળ જેમ કન્યા દોડે છે તેમ, લોભરહિત માણસની પાછળ લક્ષ્મી દોડે છે. તું અતિશય નિર્દય થઇશ નહિ, તેમ અસહ્ય કર નાખીને પૃથ્વીને પીડીશ નહિ. તારા માણસોએ એક વખત પણ જો ગુનો કર્યો હોય તો તું તેમનો

ત્યાગ કરજે, કારણ કે એક ઘરમાં જો આગ લાગે તો માણસો તેનો ત્યાગ કરે છે. શિકાર, દ્યૂત અને મદ્યપાન એ ત્રણને સંપૂર્ણ રીતે તું બંધ કરજે. તપસ્વીઓની તપશ્ચર્યામાં રાજાનો જેવો ભાગ છે તેવોજ ભાગ મદ્ય વગેરે દોષોના અનિષ્ટ પરિણામમાં છે. કામ, ક્રોધ ઇત્યાદિ અંદરના શત્રુઓને તું જીતજે, કારણ કે તેમને જીત્યા વિના બહારના શત્રુઓ જીતાએલા હશે તો પણ ખરેખરી રીતે જીતાએલા નથી. જેમ દક્ષિણ નાયક પોતાની બધી સ્ત્રીઓની સાથે સમભાવથી રહે છે તેમ તું ધર્મ, અર્થ અને કામનો, પરસ્પર વિઘાત કર્યા વિના, આશ્રય લેજે. આ ત્રણપુરુષાર્થોનું તું એવી રીતે સેવન કરજે કે યોગ્ય સમયે મોક્ષરૂપી ચતુર્થ પુરુષાર્થને માટે તને સ્વાભાવિક રીતે ઉત્સાહ થાય."

( હેમચન્દ્ર: ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર ૨'૧ )

**સગરનો રાજ્યાભિષેક**

વિનીતા નગરીમાં જિતશત્રુ નામનો રાજા હતો. તેનો નાનો ભાઈ સુમિત્રવિજય યુવરાજ હતો. જિતશત્રુને અજિતનાથ નામનો પુત્ર હતો, જ્યારે સુમિત્રવિજયને સગર નામનો પુત્ર હતો. અજિતનાથનો રાજ્યાભિષેક કરીને જિતશત્રુએ અને સુમિત્રવિજયે દીક્ષા લીધી. કાલક્રમે અજિતનાથને દીક્ષા લેવાની પ્રેરણા થઇ. તે વખતે તેમણે સગરને ગાદી ઉપર બેસાડીને રાજ્યાભિષેક કરવાની તૈયારી કરી. રાજ્યાભિષેક વિષે રાજાએ—અજિતનાથે—પોતાના પ્રધાનોને સૂચનાઓ આપી. અભિષેકને માટે તીર્થોમાંથી જલ લાવી ઘડાઓમાં ભરી ઉપર કમળો ,ઢાંકી દીધાં. બીજાં બધાં આવશ્યક સાધનો પણ તૈયાર થઇ ગયાં.

સગરના રાજ્યાભિષેક પ્રસંગે પ્રભુત્વની મૂર્તિસમા રાજાઓ,

અને બૃહસ્પતિના કરતાં પણ વધારે બુદ્ધિશાળી અમાત્યો આવ્યા હતા; દિક્‌પાલોની માફક સેનાપતિઓ આજ્ઞાથી હાજર થઇ ગયા હતા; સગાં સંબંધિઓ હર્ષઘેલાં થઇને એકઠાં થયાં હતાં; અને હાથીખાના, ઘોડાખાના અને લશ્કરના અધિકારીઓ એક જ વખતે હાજર થયા હતા. આ શુભ પ્રસંગે પર્વતો ઉપરથી પડતા ધોધના અવાજની માફક શંખોનો નાદ થતો હતો; મેઘગર્જનાની માફક દુંદુભિઓનો અવાજ થતો હતો; આચાર્યોના મંત્રઘોષની માફક ડંકાઓનો ધ્વનિ ચારેય દિશામાં પ્રસરતો હતો; સમુદ્રના તરંગોની માફક કરતાલો પરસ્પર અથડાઇને અવાજ કરતી હતી; ચારે બાજુએ ઝાલરો વાગતી હતી; બીજાં અનેક પ્રકારનાં વાજિંત્રો વાગતાં હતા, ગવૈયાઓ મધુર કણ્ઠે મંગલ ગીતો ગાતા હતા; અને બ્રાહ્મણો, ચારણો વગેરે આશીર્વચનો બોલતા હતા. આવા મનોહર વાતાવરણમા અજિતસ્વામીની આજ્ઞાથી મુખ્ય પુરોહિતોએ સગરનો રાજ્યાભિષેક કર્યો.

રાજાઓ, સરદારો અને પ્રધાનોએ, લોકો સૂર્યને પ્રણામ કરે છે તેવી રીતે, નીચા નમીને પ્રણામ કર્યા; મુખ્ય નાગરિકોએ રાજાને કિમતી વસ્તુઓનુ નજરાણુ કરી આનન્દ અને ભક્તિ ભાવથી મુજરો કર્યો. અજિતનાથે એક વર્ષ સુધી દાન આપ્યા કર્યું. વાસવની આજ્ઞાથી કુબેરે તિર્યગ્‌ભૃમ્ભક નામના દેવોને રાજાની પાસે મોકલ્યા. જે ધન ખોવાઇ ગયું હતું અથવા તો નાશ પામ્યું હતું, જેના માલીકો મરી ગયા હતા, જેની માલીકી સિદ્ધ કરવાનું સાધન ન હતું, જેના માલીકો નાસી ગયા હતા, જે પર્વતોની ગુફાઓમાં પડેલું હતું, જે શ્મશાનોમાં દાટી રાખવામાં આવ્યું હતું, અને જે ઘરોની અંદર ગુપ્ત રાખવામાં આવ્યું હતું—આ બધું ધન કુબેરના નોકરોએ—જૃમ્ભકોએ—આપ્યું; અને રસ્તાઓના

મુખ્ય મુખ્ય ભાગોમાં તેના ઢગલા કર્યા. રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે જેને જેટલું ધન જોઈતું હોય તે આ ઢગલામાંથી લઈ જાય. રાજા આખો દિવસ પોતાના સ્થાનમાં બેસીને દરેકને જેટલું સુવર્ણ જોઈતું હોય તેટલું આપવા લાગ્યો. પ્રજાને એટલે બધો સંતોષ થયો કે તેમની લોભવૃત્તિને અવકાશ ન રહ્યો.

(હેમચન્દ્ર: ત્રિષષ્ટિ૦ ૨ ૩)

**સગરનો ચક્રવર્તી તરીકે રાજ્યાભિષેક**

સગરે દિગ્વિજય કર્યા પછી પોતાની સત્તા સારી રીતે જમાવી. હવે તેનો 'ચક્રવર્તી' તરીકે અભિષેક કરવાનો પ્રસંગ આવ્યો. દેવો એક દિવસે સગરની પાસે આવ્યા અને કહ્યું: "તમે ભારતક્ષેત્ર વશ કર્યું છે તેથી અમે તમારો 'ચક્રવર્તી' તરીકે અભિષેક કરીશું." રાજાએ હર્ષથી સંમતિ આપી. ચક્રવર્તીના અભિષેકની તૈયારી થવા લાગી. આભિયોગિક દેવોએ નગરની ઈશાન દિશામાં એક સુશોભિત મંડપ તૈયાર કર્યો. તેમણે સમુદ્ર, તીર્થો, નદીઓ અને તળાવોમાંથી જલ, અને પર્વતો ઉપરથી દિવ્ય વનસ્પતિઓ આણી. ચક્રધર સગર પોતાના ઝનાના સાથે મંડપમાં આવ્યો. સિંહાસનની પ્રદક્ષિણા કરી, પૂર્વ તરફના પગથીઆં ઉપર ચઢીને તે પોતાની સ્ત્રીઓ સાથે સિંહાસન ઉપર પૂર્વાભિમુખ બેઠો. બત્રીસ હજાર રાજાઓ ઉત્તર દિશામાંથી પ્રવેશ કરીને પોત પોતાના સ્થાને નમ્રતાથી બેઠા અને રાજા સામું જોવા લાગ્યા. સેનાપતિ, કારભારી પુરોહિત, સુથાર, વ્હેપારીઓ, વણઝારાઓના નેતાઓ અને બીજા માણસો દક્ષિણ દિશાએથી સ્નાનવેદિકા ઉપર આવ્યા અને પોતાના સ્થાને બેઠા. શુભ મુહૂર્તે દેવોએ સુવર્ણ, રજત અને રત્નના કમલ-

સુખી કલશોથી રાજાનો અભિષેક કર્યો. તેમણે દેવદૂષ્ય વસ્ત્રથી રાજાનું શરીર લોહ્યું, તેના ઉપર સુગંધિ દ્રવ્યો છાંટયાં, અને તેના મસ્તક ઉપર દિવ્ય સુગંધિ પુષ્પોની માળા મૂકી. રાજાએ દેવોએ આણેલા દેવદૂષ્ય વસ્ત્ર અને રત્નના અલંકારો ધારણ કર્યાં.

પછી ચક્રધર સંગરે પોતેજ નગરાધ્યક્ષને હુકમ કર્યો "શહેરમા દંડ, જકાત અને કરો માફ કરો, સૈનિકનો પ્રવેશ બંધ કરો, અને બાર વર્ષ સુધી મહોત્સવ ઉજવો." નગરાધ્યક્ષે રાજાના આ હુકમનો ઢંઢેરો પીટાવ્યો, અને લોકોએ બાર વર્ષ સુધી ઘણા આડંબરથી મહોત્સવ ઉજવ્યો, અને અલકાપુરીનો આનંદ લીધો.

(હેમચન્દ્ર: ત્રિષષ્ઠિ૦ ૨.૪)

**નરવાહનદત્તનો રાજ્યાભિષેક**

સંસ્કૃત, બૌદ્ધ અને જૈન સાહિત્યમાં વત્સરાજ ઉદયનની અનેક પ્રકારની હકીકતો મળે છે. ગુણાઢ્યે પૈશાચી ભાષામાં લખેલી બૃહત્કથામાં પણ ઉદયન વિષે હકીકત હોવી જોઈએ એમ અનુમાન થઇ શકે છે. બુદ્ધસ્વામીના 'બૃહત્કથાશ્લોકસંગ્રહ'માં, ક્ષેમેન્દ્રની "બૃહત્કથામંજરી"માં અને સોમદેવના "કથાસરિત્સાગર"માં ઉદયનની વાત જોવામાં આવે છે. ઉદયન ગૌતમ બુદ્ધનો સમકાલીન હતો એમ સાધારણ રીતે માનવામાં આવે છે. ક્ષેમેન્દ્રની 'બૃહત્કથામંજરી' પ્રમાણે પાણ્ડવોના કુળમાં ઉત્પન્ન થએલો ઉદયનને પોતાની પ્રથમ રાણી વાસવદત્તાથી "નરવાહનદત્ત" નામનો પુત્ર થયો હતો, અને નારદની ભવિષ્યવાણી પ્રમાણે આ નરવાહન સર્વ વિદ્યાધરોનો રાજા થવાનો હતો. ઉદયને નરવાહનનો પ્રથમ શુભ મુહૂર્તમાં યૌવરાજ્યાભિષેક કર્યો, અને ક્રમાગત મંત્રીપુત્રોને નરવાહનની સેવામાં થવા

આજ્ઞા આપી અને તેમને વંશપરંપરાના અધિકારો આપ્યા. (લમ્બક ૫.)

કેટલાંક વર્ષો પછી એક દિવસે વામદેવ મુનિ તરફથી 'અમૃતપ્રભ' નામનો એક વિદ્યાધર નરવાહનને મળવા આવ્યો. તેણે પોતાનો પરિચય કરાવીને કહ્યું કે "હે દેવ! મને વામદેવ મુનિએ તમારી પાસે મોકલ્યો છે, અને તેમણે કહેવડાવ્યું છે કે 'મારી આજ્ઞાથી અહીં આવીને ચક્રવર્તિપદ પ્રાપ્ત કરવા માટે રત્નો સત્વર લઇ જાવ.'" વિદ્યાધરનું આ વચન સાંભળીને નરવાહન આકાશમાર્ગે વામદેવના આશ્રમમાં ગયો અને મુનિને પ્રણામ કર્યા. મુનિએ રાજ્યાભિષેકને માટે નરવાહનને ધ્વજ, ધવલ છત્ર, ખડ્ગો, રથ અને હાથીઓ, દણ્ડ અને રત્ન આપ્યાં. આ બધું લઇને નરવાહન પોતાના નગરમાં પાછો આવ્યો. પછી શુભ મુહૂર્તે સચિવો અને પ્રિયાઓ સાથે વિમાનમાં બેસીને તે જયયાત્રા–દિગ્વિજય–કરવા નિકળ્યો. વિદ્યાધરાધિપતિ મન્દરદેવનો જીતવાને માટે પ્રથમ શિવગિરિના તટે ગયો. તેની સેનાએ ગંગા નદીના તીરે વિશ્રાન્તિ લીધી. મહાદેવનાં દર્શન કરીને ગુહારન્ધ્રથી તે આગળ ચાલ્યો. મહાદેવે ધારણ કરેલી કાલરાત્રીનાં દર્શન કર્યાં અને મન્દરદેવના નગર તરફ તે ગયો. બન્ને વિદ્યાધર નૃપોનું યુદ્ધ થયું; અને જે ક્ષણે નરવાહનદત્તે તલવાર ખેંચીને મન્દરદેવને પકડયો તે જ ક્ષણે મન્દરદેવની ભગિની મન્દરદેવીએ નરવાહનદત્તને પોતાના ભાઇનું જીવન બચાવવા પ્રાર્થના કરી; અને નરવાહનદત્તે મંદરદેવને છોડી દીધો. મન્દરદેવ લજ્જા પામીને તપોવનમાં મુનિનું જીવન ગાળતા પિતાના આશ્રમમાં ચાલ્યો ગયો. નરવાહનદત્તના વિજયનો ડિણ્ડિમનાદ થયો; અને તેણે નારદની સલાહથી ઇન્દ્રનો પરાજય કરવાનો વિચાર માંડી વાળ્યો. મન્દરદેવીનું તેના પિતાએ નરવાહનની સાથે

લગ્ન કરાવ્યું. શ્રીકૃષ્ણનાં દર્શન કરીને અભિષેક માટે નરવાહન વગેરે ઋષભગિરિના શિખર ઉપર ગયા.

શિખર ઉપર એક સુંદર રત્નપ્રાકારતોરણવાળી રાજધાની ઉભી કરવામાં આવી. અપ્સરાઓ રત્નના કુમ્ભોમાં સમુદ્રનું જલ લઇને આવીઓ. તે સમયે નિમંત્રણને માન આપીને વત્સરાજ ઉદયન પોતાની બન્ને રાણીઓ અને બધા અમાત્યો સાથે પોતાના પુત્રના અભિષેકસમારંભમાં ભાગ લેવા માટે આવી પહોંચ્યો. નરવાહન રત્નના સિંહાસન ઉપર બેઠો હતો. શુભ મુહૂર્તમાં મંગલોદકથી અભિષેકનો આરંભ થયો. આ અભિષેક પ્રસંગે નરવાહનની પત્ની દેવી મદનમંચુકા રાજાની સાથે જ સિંહાસન ઉપર બેઠેલી હતી. પછી લાલ રંગના દંટાવાળા, કુંડલ ધારણ કરનારા, શૂર વિદ્યાધરોના રાજાઓ સભામાં દાખલ થયા અને નરવાહનને પ્રણામ કર્યા. પુત્રનો આ રાજ્યાભિષેક જોઇને વત્સરાજ અને વાસવદત્તના આનંદનો પાર ન રહ્યો. આ મહોત્સવમાં સર્વત્ર અપૂર્વ આનંદ પ્રસરી રહ્યો હતો. પછી પુત્રની રજા લઇને વત્સરાજ પોતાની રાણીઓ, અમાત્યો અને રસાલા સાથે કૌશામ્બી ગયો. (લમ્બક ૧૭).



# પ્રકરણ ચોથું

## ઐતિહાસિક કાલના રાજાઓનો રાજ્યાભિષેક

**ઐતિહાસિક સાધનોનો અભાવ**

ગૌતમબુદ્ધ પછી ભારત વર્ષમાં ચન્દ્રગુપ્ત મૌર્ય, અશોક, સમુદ્રગુપ્ત, બીજો ચન્દ્રગુપ્ત, હર્ષવર્ધન જેવા અનેક ચક્રવર્તી રાજાઓ થઇ ગયા છે. તેમનો રાજ્યાભિષેક થયેલો હોવો જોઇએ એમ ઉત્કીર્ણ લેખો અને ઐતિહાસિક ગ્રન્થો ઉપરથી જણાય છે. પણ ખેદની વાત એ છે કે એમના રાજ્યાભિષેકનું સવિસ્તર વર્ણન મળી શકતું નથી. અશોક પોતાના શિલાલેખમાં અને શાસનોમાં પોતાના રાજ્યાભિષેકનો નિર્દેશ કરીને વર્ષોની ગણત્રી કરે છે. સિંહલી પરંપરા પ્રમાણે (ઇ. સ. પૂર્વે ૨૭૩ માં) ગાદી ઉપર બેઠા પછી ચોથે વર્ષે (ઇ. સ. પૂર્વે ૨૬૯ માં) અશોકનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. પણ ડૉ. દેવદત્ત ભાંડારકર (અશોક, પૃષ્ઠ ૯–૧૦) એમ માને છે કે ગાદી ઉપર બેઠા પછી રાજ્યાભિષેક માટે ચાર વર્ષ જેટલો લાંબો સમય વ્યતીત થયો એ સંભવિત લાગતું નથી, કારણ કે સિંહલી પરંપરા સર્વથા પ્રમાણભૂત નથી. દર વર્ષે અશોક પોતાના રાજ્યાભિષેકનો મહોત્સવ ઉજવતો હતો અને તે દિવસે કેદીઓને મુક્ત કરતો હતો. શૂદ્રકના મૃચ્છકટિક (અંક ૧૦) ઉપરથી જણાય છે કે પાલકને હરાવ્યા પછી આર્યકનો રાજ્યાભિષેક થયો હતો.

સમુદ્રગુપ્તે લગભગ પચાસ વર્ષ (આશરે ઇ. સ. ૩૨૬–૩૭૫) રાજ્ય કર્યું; અને સાર્વભૌમ સત્તાના પ્રદર્શનરૂપે લગભગ

ઈ. સ. ૩૭૦ માં અશ્વમેધ યજ્ઞ કર્યો એમ સીક્કાઓ ઉપરથી માલમ પડે છે ( अश्वमेधपराक्रमः ). સમુદ્રગુપ્ત વિષેના શિલાલેખો, સીક્કાઓ અને તામ્રપત્ર ઉપરથી સમુદ્રગુપ્તના સામ્રાજ્યનો અને તેની અપૂર્વ શક્તિનો સારો ખ્યાલ આવી શકે છે, પણ તેના રાજ્યાભિષેક વિષે કાંઇ પણ જાણવા મળતુ નથી. હર્ષ ( ઈ. સ. ૬૦૬–૬૪૭ ) વિષે બાણ કવિએ હર્ષચરિતમાં સવિસ્તર હકીકત આપી છે, પણ રાજ્યાભિષેક વિષે તેણે પ્રકાશ નાખ્યો નથી. ચીની મુસાફરોએ આપેલો હેવાલ અને હર્ષના સમયના શિલાલેખો પણ આ બાબતમાં કશું કહેતા નથી. હર્ષે ગાદીએ આવ્યા પછી છ વર્ષ સુધી રાજાઓને હરાવીને વિજય મેળવ્યો અને પછીથી જ તેનો રાજ્યાભિષેક થયો એટલું જ કહી શકાય એમ છે.

આ પ્રમાણે ગુજરાત, રજપુતાના, મહારાષ્ટ્ર, કર્ણાટક, કેરલ, મગધ, અંગ, બંગ વગેરે દેશોના રાજાઓના રાજ્યાભિષેક વિષે સવિસ્તર હકીકત આપનારા સાધનો આપણને મળતા નથી. બધાય રાજાઓનો રાજ્યાભિષેક થતો હતો એ બાબત વિષે બે મત છે જ નહિ. અને આ રાજ્યાભિષેક ધર્મશાસ્ત્રમા જણાવેલા વિધિ પ્રમાણે જ થતો હશે એમ અનુમાન કરવામા જરા પણ વાંધો નથી. સંસ્કૃત, પ્રાકૃત અને અન્ય સાહિત્યમાંથી રાજાઓના રાજ્યાભિષેકની જેટલી સવિસ્તર હકીકત ડમળી આવી છે તેટલી હકીકત આ પ્રકરણમાં આપવામાં આવેલી છે, રજપુતાનાના ઇતિહાસનું સાહિત્ય સદ્ભાગ્યે વિપુલ છે, અને તેમા રાજાઓના રાજ્યાભિષેક થયાની વાતનો ઉલ્લેખ જોવામા આવે છે, પણ રાજ્યાભિષેક સમારંભનુ સવિસ્તર વર્ણન જોવામા આવતુ નથી, એટલે આ વિષયમાં આપણી જિજ્ઞાસા અતૃપ્ત રહે છે. હજુ સુધી ભારતવર્ષના બધા પુસ્તક ભણ્ડારોની અને સરકારી અને ખાનગી દફતરોની શોધ પૂરી થઇ

નથી, અને તે બધા ભંડારોમાં રહેલાં હસ્તલિખિત પુસ્તકોની અને દફતરોના વિષયોની વીગતવાર યાદી હજુ તૈયાર થવાની છે. જ્યારે આ બધું કાર્ય સંપૂર્ણ થશે ત્યારે આપણને આ વિષય ઉપર પ્રકાશ નાખનારૂં વધારે સાહિત્ય મળશે એવી આશા અસ્થાને નથી. સામાન્ય રીતે રાજાઓના આશ્રિત કવિઓ પોતાના આશ્રયદાતા રાજાઓનાં જીવનચરિત લખે છે, અને તેમાં રાજ્યાભિષેક સમારંભની સવિસ્તર હકીકત આપે છે. રાજ્યનાં દફતરોમાં પણ મહત્ત્વની હકીકત હોય છે. ભારત સરકાર અને દેશી રાજ્યો પુસ્તકભંડારોના અને દફતરોના શોધકાર્યને વધારે બળ આપે તો થોડાજ સમયમાં ભારતીય સંસ્કૃતિનાં જુદાં જુદાં અંગો સારી રીતે સમજવાને માટે વિપુલ સાહિત્ય પ્રાપ્ત થાય.

**ભોજનો રાજ્યાભિષેક**

પરમાર વંશનો ભોજરાજા માલવામાં 'ધાર' નામની રાજધાનીમાં લગભગ ઇ. સ. ૧૦૧૮ થી ૧૦૬૦ સુધી રાજ્ય કરતો હતો. તે બહુ વિદ્વાન અને ઉદાર હતો, અને તેના રાજ્યમા પ્રજા બહુ સુખી હતી. કવિઓએ ભોજ રાજાના સંબંધમાં અનેક ગ્રન્થો રચેલા છે. જૈન કવિ શ્રી રામચન્દ્રસૂરિએ[1] લગભગ ઇ. સ. ૧૪૩૩ ની સાલમાં 'વિક્રમચરિત્ર' નામનો ગ્રન્થ સંસ્કૃત પદ્યમા રચેલો છે. તેમા ધારેશ્વર ભોજરાજને દિવ્ય, સર્વતોભદ્ર અને છત્રચામરાદિ યુક્ત સિંહાસન પ્રાપ્ત થતાં તે ઉપર બેસવાનો વિચાર થાય છે; અને રાજ્યાભિષેક અને રાજ્ય ગોઠવણની બધી તૈયારીઓ કરીને જેવો તે સિંહાસન ઉપર બેસવા જાય છે

[1] શ્રી રામચન્દ્રસૂરિકૃત વિક્રમચરિત્રનું ગુજરાતી ભાષાન્તર પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ કરેલું, અને વડોદરા રાજ્ય તરફથી ઇ. સ. ૧૮૯૫માં પ્રસિદ્ધ થએલું છે

તેટલામાં જ તે સિંહાસન ઉપર રહેલી બત્રીસ પુતળીઓ તેને અટકાવે છે અને કહે છે કે વિક્રમાદિત્યના જેવા ગુણો તારામાં હોય તો તું સિંહાસન ઉપર બેસ'. આ પ્રમાણે કહીને બત્રીસ પુતળીઓ ભોજને બત્રીસ વાતો કહે છે. પહેલી વાતમાં વિક્રમાદિત્યની થોડી હકીકત પણ આપવામાં આવેલી છે.

રાજ્યાભિષેકની તૈયારીનું જે વર્ણન કરવામાં આવ્યું છે તે ઉપરથી ભોજરાજના રાજ્યાભિષેકનો કંઈક ખ્યાલ આપણને મળી શકે છે. એ વર્ણનનો સાર આ પ્રમાણે છે: ભોજરાજાએ સિંહાસનને એક હજાર સ્તંભવાળા મંડપમાં સ્થિરાંશમાં સ્થિર લગ્ને પૂર્વાભિમુખ મૂકાવ્યું અને જોષીઓને રાજ્યયોગનું શુભ લગ્ન પૂછ્યું. જોષીઓએ કહ્યું કે પૂર્ણિમા અને રવિવારે પુષ્ય નક્ષત્રમાં મીન લગ્ન બહુ ઉત્તમ છે.' મુહૂર્ત નક્કી કરીને રાજાએ નીચે પ્રમાણે સામગ્રી તૈયાર કરાવી અને સર્વ તીર્થનાં પવિત્રોદક મંગાવ્યાં:—

૧૦૮ ભાર સર્વ પ્રસિદ્ધ ઔષધિઓ મંગાવી. દૂર્વા, ગોરોચન, દર્ભા, સર્ષપ પંચરત્ન, હરિદ્રા, કુંકુમ, સૂત્ર, સુવર્ણ અને રત્નમય ૩૬૦ કલશ મંગાવ્યા. પંચામૃત, પંચરાજ્ય, પંચગવ્ય ઇત્યાદિ ઉપસ્કર; સદાફલ, ક્ષીરવૃક્ષફલ એવાં વિવિધ ફલ; ખડ્ગ, ચામર, છત્ર, ઉત્તમ વસ્ત્ર, અને રાજ્યયોગ્ય એવાં અસંખ્ય નવીન આભરણ તૈયાર કરાવ્યાં. પુત્રવતી અને ત્રણ પક્ષથી પૂર્ણ એવી ૧૦૮ સર્વાંગ સુંદર ગાયને લાવીને તેમની વચમાં માંગલ્યપ્રદ એવી સસદ્વીપવસુમતીને વ્યાઘ્રચર્મ ઉપર આળખીને મૂકી. ૭ દર્શન, ૭ વર્ણ છત્રીસ રાજકુલ, સામંત, માંડલિક, મંત્રી, ખંડીઆ, દેશાધિપ એ સર્વ લોકો કૌતુકથી ઊર્ધ્વ નયન કરી ભેગા થયા; અને એજ પ્રમાણે સિદ્ધ, વિદ્યાધર, ગન્ધર્વ ઇત્યાદિ સર્વ લોકો આવ્યા.

પછી ભોજરાજાએ સ્નાન કરી સર્વાંગે સુંદર આભરણો પહેર્યાં અને સારી કીનારીવાળાં ઉત્તમ વસ્ત્રો ધારણ કર્યાં. તેમણે પટ્ટબંધ બાંધ્યો, કાશ્મીર કુંકુમનો લેપ કરાવ્યો અને છત્ર, ચામર આદિ રાજચિહ્નો ધારણ કર્યાં. પંચ દિવ્ય વાદિત્ર વાગ્યાં અને મંગલધ્વનિ થયા. ભાટ ચારણોએ બિરદ ઉચ્ચારવા માંડયા કે 'હે ભોજ રાજ! ચિરંજીવ, ચિરસુખ પામ, પૃથ્વીને ચિર સમય સુધી રક્ષ, અને આશ્રિત લોકના મનોરથ ચિરંતન પૂર્ણ કર : હે ધરાધીશ! ધારાધીશ! ધર્મિષ્ઠ! કુબેર! ધારામાં ધર્મનું સામ્રાજ્ય તારાથી થશે, અને તું જ સર્વની આપત્તિ હણશે.'

આ પ્રમાણે કોટિ મનુષ્યો રાજાને આશીર્વાદ આપે છે એવામાં સોનાની ચાખડીએ ચઢીને ભોજરાજ લગ્ન સમયે સિંહાસન પાસે આવ્યો, અને જેવો સિંહાસન ઉપર પગ મૂકે છે તેવી જ એક પુતળી બોલી કે ' હે રાજન્! તમે ગુણજ્ઞ છો તે ગુણવાનમાં મુખ્ય છો. જે યોગ્ય હોય તે આ સિંહાસન ઉપર બેસી શકે; અયોગ્ય પુરુષ જો બેસે તો હાંસીપાત્ર થાય.' રાજા સિંહાસન ઉપરથી નીચે ઉતર્યો અને પુતળીએ વિક્રમ રાજાનું ચરિત્ર સંભળાવીને રાજાના રાજ્યાભિષેક માટે આવશ્યક ગુણો દર્શાવ્યા. આ પ્રમાણે ભોજરાજે રાજ્યાભિષેકની બત્રીસવાર તૈયારી કરી અને બત્રીસ પુતળીઓએ એને સિંહાસન ઉપરથી નીચે ઉતરવાનું કહી દાન, શૌર્ય, સાહસ, પરાક્રમ, પરોપકાર ઇત્યાદિ વિક્રમના દિવ્ય ગુણોનું વર્ણન કર્યું, અને કહ્યું કે ' આવા ગુણો તમારામાં હોય તો તમારે સિંહાસન ઉપર બેસવું, નહિ તો ન બેસવું.' અને બત્રીસ પુતળીએ પોતાના મૂળ સ્વરૂપમાં દેવાંગનાના સ્વરૂપમાં પ્રગટ થઇ અને ભોજરાજને પ્રસન્ન થઇને આશીર્વાદ આપી કહ્યું કે ' વિક્રમાદિત્ય થઇ ગયા, અને હાલ તમે ખરા ગુણજ્ઞ છો, અમે

તમારા ઉપર પ્રસન્ન છીએ; માટે જે ઇચ્છા હોય તે માગો.' રાજાએ ઉત્તર આપ્યો કે 'હું કોઇની યાચના કરતો નથી: મારે કોઇનું પ્રયોજન નથી.' આ સાંભળીને દેવતાઓએ કહ્યું કે 'તમારી કીર્તિ વિક્રમથી પણ અધિક થાય એ અમારો આશીર્વાદ છે: કલિયુગમાં તમારી એવી કીર્તિ થશે કે તે ચન્દ્ર સૂર્ય તપે ત્યાં સુધી પૃથ્વી ઉપર રહેશે.' આ પ્રમાણે કહીને તેઓ સ્વર્ગમાં ગયા, ઇન્દ્રનું સિંહાસન પણ સ્વર્ગમાં ગયું, અને દેવલોકોએ હર્ષ પામી ભોજરાજ ઉપર વૃષ્ટિ કરી.

**કલ્યાણના ચાલુક્ય 'વિક્રમાદિત્યનો રાજ્યાભિષેક**

ચાલુક્ય વંશના વિક્રમાદિત્ય ત્રિભુવનમલ્લે કલ્યાણમાં લગભગ પચાસ વર્ષ સુધી (ઇ. સ. ૧૦૭૬–૧૧૨૬) રાજ્ય કરેલું છે. આ રાજાના આશ્રિત કવિ કાશ્મીરી બિલ્હણે 'વિક્રમાંકદેવચરિત' નામનું અઢાર સર્ગનું મહાકાવ્ય રચીને પોતાના આશ્રયદાતા રાજા વિક્રમાદિત્યનો અને તેના કુટુંબનો સવિસ્તર ઇતિહાસ આપેલો છે, અને તેથી ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડે છે. વિક્રમાદિત્યનો પિતા ઇ. સ. ૧૦૬૯ માં મરણ પામ્યો. ત્યાર પછી વિક્રમાદિત્યનો મોટો ભાઇ ગાદીએ આવ્યો; તેને હરાવીને વિક્રમાદિત્ય ઇ. સ. ૧૦૭૬ માં ગાદીએ બેઠો. બિલ્હણકવિ વિક્રમાંકદેવચરિતના છઠ્ઠા સર્ગમાં (શ્લોકો ૯૦–૯૯) આ રાજાના રાજ્યાભિષેક વિષે નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

દ્રવિડ દેશનો રાજા અને સોમદેવ એ બન્ને રાજાઓને હરાવીને વિક્રમદેવ તુંગભદ્રા નદીને તીરે ગયો. પોતાના મોટાભાઇને રાજ્ય પાછું આપી દેવાની તેને ઇચ્છા થઇ. તે જ વખતે મહાદેવે અશરીરિણી વાણીથી તેને તેમ કરવા ના કહ્યું, અને રાજ્યગાદી

ઉપર બેસવા આજ્ઞા કરી. તેજ સમયે કમલો પોતાની પાસે આવેલા રાજહંસો દ્વારા શંખોનો નાદ કરવા લાગ્યા; જલમાં પડતા સૂર્યના પ્રતિબિમ્બ દ્વારા નદી જાણે ઘટિકાથી લગ્નનું મુહૂર્ત તપાસવા લાગી; પવન અતિ શિશિર હોવાથી જાણે કુલનદીઓનું જલ લાવવા લાગ્યો; પવનથી આવેલી જલની છાંટ દ્વારા જાણે આકાશ ગંગાજલ રેડવા લાગ્યુ; દિશાઓનાં મુખો અતિ ઉજ્જ્વલ હોવાથી કેતક પુષ્પ દ્વારા સ્મિત દર્શાવવા લાગ્યાં, અખિલ વિશ્વનું માનસ હર્ષને લીધે અતિ ઉત્સુક બનવા લાગ્યું; શ્રેષ્ઠ હાથીઓ પોતાની ગર્જના દ્વારા જાણે ગંભીર દુંદુભીનો નાદ કરવા લાગ્યા; બધી દિશાઓમાં ઘોડાઓ હર્ષથી શંખનાદ જેવો હેષારવ કરવા લાગ્યા. આ સમયે વિક્રમાદિત્યદેવનો અભિષેક થયો, સ્વર્ગ સુધી દિવ્ય ભેરીઓનો અવાજ પહોંચ્યો, પોતાનો સ્વામી મળવાથી પૃથ્વીનો પરિતાપ દૂર થયો, અને ચાલુક્યોની લક્ષ્મીનો શ્રમ નાશ પામ્યો. તેજ દિવસે, રાજાએ દયા લાવીને પોતાના નાનાભાઇને મોટા અધિકારી બનાવ્યો; અને વિક્રમથી પ્રાપ્ત થએલી આ રાજ્યલક્ષ્મી તેના મહેલમાં દાસીની માફક રહેવા લાગી.

**સિદ્ધરાજ જયસિંહનો રાજ્યાભિષેક**

હેમચન્દ્રાચાર્ય પોતાના દ્વયાશ્રય કાવ્ય (સર્ગ ૧૧, શ્લોક, ૧૦૩-૧૦૬) માં સિદ્ધરાજ જયસિંહના રાજ્યાભિષેક વિષે નીચેની હકીકત આપે છે. તે કર્ણ રાજાએ અશ્વત્થામા જેવો બળવાન ને વીર્યવાન, આ લોક તેમજ પરલોકમાં હિત વિષયમાં જાગૃત રહેનાર ને પૃથ્વીપરના સજ્જન મંડળમાં અગ્રેસર એવા પોતાના જયસિંહ નામના પુત્રને હાથ ઝાલી સિંહાસન પર બેસાડયો.

અત્યંત હર્ષથી ને દિવ્યવસ્ત્રો ધારણ કરેલ દેવની માફક ભાસતા પુત્રનો રાજ્યાભિષેક કરવા ઇચ્છતો તે રાજા ગોપાળનું રૂપ ધારણ કરનાર વિષ્ણુના હાથમાં મંગળ હેમકુંભ લઇ અભિષેક કરતા ઈંદ્રની માફક દેખાવા લાગ્યો.

વિદ્વાનોએ અભિવાદન કરી તે અદ્રોહી કર્ણે પૂર્ણ વિચાર કરી સેનાનાયકને તેમજ અશ્વનાયકને પોતાના પુત્રને સમ્રાટ તરીકે જાહેર કરવાનો છે એવો નિર્ણય કર્યો

રાજ્યાભિષેક પછી ઋત્વિજોમાંના શ્રેષ્ઠ એવા પુરોહિતે મંત્રથી પવિત્ર થયેલ અક્ષતાદિથી મગળ ક્રિયા કરી. તેણે ઉષ્ણોદક, શખોદક ને મંત્રોદક તેના અગ પર રેડ્યું.

મેરુતુગ પ્રબન્ધચિન્તામણિમાં રાજ્યાભિષેકનું મુહૂર્ત નીચે પ્રમાણે આપે છે.

સંવત્ ૧૧૫૦, પોષ વદી ૩, શનિવાર, વૃષભ લગ્ન, શ્રવણ નક્ષત્ર.

વળી મેરુતુંગ કહે છે કે સિદ્ધરાજ ત્રણ વર્ષનો હતો ત્યારે રમતમા સિહાસન ઉપર ચઢી ગયો; અને જોષીઓની સલાહથી તે જ સમયે કર્ણ રાજાએ તેનો રાજ્યાભિષેક કર્યો. પરતુ હેમચન્દ્રાચાર્યના દ્વયાશ્રયકાવ્ય પ્રમાણે જયસિંહ જુવાનીમા આવ્યો ત્યારે કર્ણે તેને રાજ્ય સભાળવા કહ્યુ. આ અભિપ્રાય વધારે યોગ્ય જણાય છે.

**કુમારપાલનો રાજ્યાભિષેક**

કુમારપાલ વિષે જૈન સાહિત્યમાં ઘણી હકીકત મળી આવે છે. હેમચન્દ્ર દ્વયાશ્રય કાવ્યમાં (સર્ગ ૧૬, શ્લોક ૧-૨) કુમારપાલના રાજ્યાભિષેક વિષે આ પ્રમાણે કહે છે.

વેદવિત્ ગૌતમ ઋષિએ, વેદઘોષ કરનારા બ્રાહ્મણોએ અને અમાત્યાદિએ શાસ્ત્રવિધિથી જેનો અભિષેક કરેલો છે એવા કુમારપાલે પોતાના પિતામહનું રાજ્ય અનકૃત કર્યું.

પોત પોતાના નમસ્કારથી શુભવસ્ત્રાચ્છાદિત એવા રથમાં આરૂઢ થઈને આવેલા બ્રાહ્મણોએ કૌંચ, વામદેવ, શુક વગેરે ઋષિઓએ કરેલા મંત્ર બોલી, મંત્રથી પવિત્ર થયેલ અક્ષતાદિ રાજાના મસ્તકપર નાખી રાજાનું મંગળ કર્યું

મેરુતુંગ પ્રબન્ધચિન્તામણિમાં કહે છે કે કુમારપાળના રાજ્યાભિષેક પહેલાં તેના બનેવી કાન્હડદેવે 'રાજ્યાભિષેકને કોણ યોગ્ય છે' એની પરીક્ષા કરવા માટે પ્રથમ એક કુમારને રાજ સિંહાસન ઉપર બેસાડ્યો તેણે ઉપર ઓઢેલું કપડું પણ સરખું ન ઓઢ્યું તેથી બીજા કુમારને સિંહાસન ઉપર બેસાડ્યો તેણે હાથ જોડી રાખ્યા પછી કાહ્નડદેવની અનુમતિથી કુમારપાળ ઉપર બેઠો, અને કપડાં સંકેલી લઈ, ઊંચો શ્વાસ લઈ, હાથમાંની તરવાર ફેરવવા માંડી આ જોઈ બધાને હર્ષ થયો, અને તરત જ પુરોહિતે મંગળાચાર કર્યો આ રીતે પચાસ વર્ષનો કુમારપાળ ગાદી ઉપર બેઠો કે તરત જ મંગળ વાજાં વાગવા લાગ્યાં અને કાન્હડદેવે જમીનને પાંચ અંગો અડાડીને નમસ્કાર કર્યા આ રાજ્યાભિષેક સંવત્ ૧૧૯૯, કાર્તિક વદિ ૨, રવિવાર અને હસ્ત નક્ષત્રમાં કરવામાં આવ્યો હતો. પણ મેરુતુંગ 'વિચારશ્રેણી' માં કહે છે કે કુમારપાળનો રાજ્યાભિષેક માર્ગશીર્ષ સુદિ ૪ ને દિવસે કરવામાં આવ્યો હતો

ઈ સ ના બારમા શતકમાં ઉત્તર હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ થએલા પૃથ્વીરાજ ચૌહાણના રાજ્યાભિષેકનું વર્ણન સમકાલીન

રાજકવિ ચંદ બરદાઇએ 'પૃથ્વીરાજ રાસો' એ નામના કાવ્યમાં આપેલું છે. (પૃથ્વીરાજ રાસો, ભાગ ૨. સમય ૧૮, પૃષ્ઠ ૫૨૬ ઇત્યાદિ). રાજાના રાજ્યાભિષેકનું શુભ મુહૂર્ત નક્કી કરવામાં આવ્યું. વિદ્વાન વૈદિક બ્રાહ્મણોને નિમંત્રણ આપવામાં આવ્યું. સુવર્ણનું સિંહાસન તૈયાર કરવામાં આવ્યું અને કલશ, છત્ર, ચામર વગેરે સાધનો આણવામાં આવ્યાં. અનેક પ્રકારનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, નૃત્ય થવા લાગ્યું, અને પ્રજાજનો મંડપમાં એકઠાં થયાં. હાથીઓને શણગારવામાં આવ્યા અને સ્ત્રીઓ પોતાના ગોખમાંથી બધી શોભા નીહાળવા લાગી. પૃથ્વીરાજે અનેક પ્રકારનાં આભૂષણો પહેર્યાં હતાં અને તેમની શોભા અવર્ણનીય હતી. અનંગપાલે પૃથ્વીરાજને પાટ ઉપર બેસાડીને પોતાના હાથથી રાજ્યતિલક કર્યું. દિલ્લીના બધા સરદારો ત્યાં આવ્યા અને પૃથ્વીરાજને જુહાર કર્યાં. પૃથ્વીરાજની પૂર ભપકાથી મોટી સ્વારી નીકળી. લોકો પૃથ્વીરાજના દીર્ઘ આયુષ્ય અને સુખ વૈભવ માટે પરમાત્માને પ્રાર્થના કરવા લાગ્યા. સ્વારી પૂરી થયા પછી પૃથ્વીરાજ પોતાના અન્તઃપુરમાં આવ્યા અને સર્વ રાણીઓએ મંગલાચાર કર્યાં.

**પૃથ્વીરાજ ચૌહાણનો રાજ્યાભિષેક**

રણથંભોરનો રાજા હમ્મીરદેવ ચૌહાણ ઇ. સ. ૧૨૮૩ ની સાલમાં ગાદીએ બેઠો. ઇ. સ. ના પંદરમા શતકમાં નયચન્દ્રસૂરિએ 'હમ્મીરમહાકાવ્ય' નામનું સંસ્કૃત કાવ્ય રચેલું છે, અને તેમાં હમ્મીરદેવ વિષે સવિસ્તર હકીકત આપેલી છે. 'હમ્મીરમહાકાવ્ય'ના આઠમા સર્ગમાં હમ્મીરદેવના રાજ્યાભિષેકનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવેલું છેઃ—

**હમ્મીરદેવનો રાજ્યાભિષેક**

જ્યોતિર્વિદ્ લોકોએ નક્કી કરેલા શુભ મુહૂર્તમાં હમ્મીરદેવનો અભિષેક કરવામાં આવ્યો. પ્રથમ પુરોહિતે હમ્મીરનો રાજ્યાભિષેક કર્યો, પછી રાજાએ-હમ્મીરના પિતા જૈત્રસિંહે-કર્યો, પછી અન્ય રાજાઓએ કર્યો, પછી પ્રધાનોએ કર્યો, પછી મોટા શેઠીઆઓએ અને વ્હેપારીઓએ કર્યો, અને પછી પ્રજાએ કર્યો. કેટલાક પુરુષો હમ્મીરદેવના મસ્તક ઉપર ધવલ છત્ર ધારણ કરી ઉભા રહ્યા હતા, અને આ પ્રમાણે ત્રણ જગતની છાયારૂપે હમ્મીરદેવ શોભતો હતો, અને એવું સૂચન થતું હતું કે બધા રાજાઓ આ રાજાના પગ આગળ અનેકવાર પ્રણામપૂર્વક પડશે. રાજાના મસ્તક ઉપર ચમરીઓ ફેરવવામાં આવતી હતી અને તેથી શોભામાં વધારો થતો હતો. તે સમયે બન્દિજનો સ્તુતિઓ કરતા હતા, મંગલ વાદ્યો વાગતા હતા, નૃત્ય કરનારાઓ નૃત્ય કરતા હતા, ગવૈયાઓ ગાન કરતા હતા. દરેક સ્થળે વન્દનમાલિકાઓની માલાઓ શોભતી હતી, અને ઘરોમાં સ્ત્રીઓની ભ્રૂલતાઓના વિલાસ શોભી રહ્યા હતા. રાજમાર્ગ ઉપર ચારે બાજુએ વિકસિત પુષ્પો પુષ્કળ પ્રમાણમાં વેરવામાં આવ્યાં હતાં, અને તેથી એમ લાગતું હતું કે ભૂમિદેવી નવા પતિને જોઇ હાસ્ય કરતી હતી. નવા રાજાને જોઇને લોકોને ઘણો હર્ષ થયો હતો. દરેક ઘર ઉપર સુવર્ણની મઝીઠ અને કસુંબાના રંગની ધ્વજપતાકાઓ ઉડતી હતી અને તેથી હમ્મીરદેવરૂપી નવા રાજાને પ્રાપ્ત કરીને જાણે આખું શહેર રાગથી-પ્રેમથી-રંગાઇ ન ગયું હોય એમ જણાતું હતું. હમ્મીરદેવને સામ્રાજ્યની પ્રાપ્તિ થઇ એ જાણીને શેષને ઘણો આનન્દ થયો, છતાં પણ ભૂભંગની આશંકા કરીને તેણે વૃથા મસ્તક હલાવ્યું. શત્રુઓની લક્ષ્મીનું હરણ કરીને તે રાજાએ તે લક્ષ્મી મિત્રોને આપી, અને રાજાનો પૃથ્વીમાં સર્વત્ર ઉદય થયો, તેનાથી કોને વિસ્મય નહિ થયો હોય?

હમ્મીરદેવ દાનમાં કર્ણના જેવો, નીતિમાં રામના જેવો, શૌર્યમાં ધનંજય જેવો હતો. હમ્મીરના રાજ્યાભિષેક વખતે ધર્મે ગર્જના કરી, દરિદ્રના નાશ પામી અને લક્ષ્મી પ્રકટ થઈ; નીતિશાસ્ત્રરૂપી વૃક્ષ ઉલ્લાસ પામ્યું અને નૃત્ય કરવા લાગ્યું. હમ્મીરદેવને જોઇને લોકોનું ચિત્ત રામ, ભરત, જનક વગેરેમાં ચોટતું ન હતું. લોકો ઘણા આનન્દમાં દિવસો વ્યતીત કરતા હતા. હમ્મીરદેવના પિતા જૈત્રસિંહે વિચાર્યું કે મારૂં અવસાન હવે પાસે આવ્યું છે; તેથી તેમણે સ્નેહથી પોતાના પુત્ર હમ્મીરદેવને રાજ્ય કેવી રીતે કરવું એ વિષે ઘણો સુંદર ઉપદેશ આપ્યો. આ ઉપદેશ ચોત્રીસ શ્લોકમાં (૭૩–૧૦૬) આપવામાં આવેલો છે, અને નીતિશાસ્ત્રની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો છે.

**શિવાજી મહારાજનો રાજ્યાભિષેક**

શિવાજી મહારાજ પોતાના પરાક્રમથી હિન્દુસ્થાનમાં પ્રસિદ્ધ થયા હતા, અને તેમનાં તેજ અને બળને જોઇને કેટલાક તેજોદ્વેષી લોકો તેમની ઈર્ષ્યા પણ કરતા હતા. પણ સામાન્ય રીતે લોકો શિવાજી મહારાજ રાષ્ટ્રોદ્ધારક વૃત્તિની મુક્તકણ્ઠે પ્રશસ્તિ કરતા હતા. પોતાના પ્રભાવની પ્રસિદ્ધિને માટે અને ગૌરવ વધારવાને માટે શિવાજી મહારાજને અને તેમના સ્નેહીઓ, પ્રશંસકો અને સેવકોને રાજ્યાભિષેક કરીને અભિષેક કરવાની સ્વાભાવિક રીતે ઇચ્છા થઈ. શિવાજી મહારાજ રાજ્યાભિષેક કરીને અભિષિક્ત રાજા થાય તો જ તેમની સર્વોપરિ સત્તા ચાલી શકે એમ હતું. આવાં અનેક કારણોથી શિવાજીનો રાજ્યાભિષેક કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. પણ તેમાં એક અડચણ હતી અને તે એ કે શિવાજીને બ્રાહ્મણ લોકો ક્ષત્રિય તરીકે સ્વીકારતા ન હતા અને તેથી તેમના રાજ્યા-

ભિષેકનો વિધિ કરવા કોઈ પણ તૈયાર થતું ન હતું. શિવાજીએ પોતાના ચિટણીસ બાળાજી આવજીને ઉત્તર હિન્દુસ્થાનમાં ઉદેપુર વગેરે સ્થળોએ મોકલ્યા, અને બાળાજીએ રાજ્યાભિષેકસમારંભનો વિધિ જાણ્યો અને શિવાજીનું ભોંસલે કુલ ઉદેપુરના સીસોદીઆ કુલની સાથે સંબંધ ધરાવે છે એ દર્શાવતું વંશવૃક્ષ પ્રાપ્ત કર્યું. કાશીના પણ્ડિત કૃષ્ણ નૃસિંહ શેષે 'શૂદ્રાચાર શિરોમણિ' નામનો ગ્રન્થ લખીને એમ સિદ્ધ કર્યું કે કલિયુગમાં ક્ષત્રિયો છે જ નહિ. આ ગ્રન્થ શિવાજીના રાજ્યાભિષેકને બાધ કરનારો હતો, તેથી શિવાજીએ ગોવિન્દ ભટ્ટ ખેડકર વગેરે મંડળીને મોકલીને કાશીથી પણ્ડિત વિશ્વેશ્વર ઉર્ફે ગાગાભટ્ટ જેવા અદ્વિતીય વિદ્વાનને બોલાવ્યા. ગાગાભટ્ટે શિવાજીના વિરોધી પણ્ડિતોનું ખણ્ડન કરીને સપ્રમાણ સિદ્ધ કર્યું કે શિવાજીને વૈદોક્ત સંસ્કાર કરવાનો અધિકાર છે. આ પ્રમાણે શાસ્ત્રાર્થ થયા પછી શિવાજીના રાજ્યાભિષેકની તૈયારીઓ કરવામાં આવી.

બાળાજીની સાથે સોમનાથ ભટ્ટ કાત્રે, કેશવ પણ્ડિત, બાલચન્દ્ર ભટ્ટ પુરોહિત વગેરે કેટલાક બ્રાહ્મણો ઉત્તર હિન્દુસ્થાનમાં ગયા હતા. આ બાજુ શિવાજીએ રામદાસ સ્વામી અને અન્ય મંડળીની સલાહ લીધી. અનેક શિષ્ટ પુરુષોને પાલખી વગેરે મોકલીને શિવાજીએ રાયગડ બોલાવ્યા. આપ્તજનો, વિદ્વાનો, નાના મોટા સરદારો અને સેવકો નિમંત્રણને માન આપીને રાયગડ આવ્યા. તેમને રહેવાને અને જમવાને માટે સુંદર વ્યવસ્થા કરવામાં આવેલી હતી. રાજ્યાભિષેકને માટે વિવિધ સામગ્રી તૈયાર કરવામાં આવી: મહાનદીઓનું પવિત્ર જલ, સુલક્ષણવાળા હાથીઓ અને ઘોડાઓ. વ્યાઘ્રચર્મ અને મૃગચર્મ, છત્ર ચામર વગેરે રાજ ચિહ્નો, સુવર્ણ કલશ, સિંહાસન ઇત્યાદિ. આ પ્રમાણે અપૂર્વ રાષ્ટ્રીય મહોત્સવને

શોભે એવી રીતે શિવાજીના રાજ્યાભિષેકની તૈયારી કરવામાં આવી હતી.

ઇ. સ. ૧૬૭૪ ના મે માસમાં શિવાજી ચિપલુણ જઇ લશ્કરની મુલાકાત લઇને પરશુરામના મંદિરમાં પૂજન કરીને તા. ૧૧ મી મેએ રાયગઢ આવ્યા. ત્યાં તેમણે હંબીરરાવ મોહિતેને સરનોબત–સેનાપતિ બનાવ્યા. પછી શિવાજી પ્રતાપગઢ ગયા, તુળજા ભવાનીના દર્શન કર્યાં. અને દેવીને ૫૬૦૦૦ રૂપીઆની કિમ્મતનું સુવર્ણછત્ર ભેટ કર્યું. શિવાજી રાયગઢ પાછા આવ્યા અને ૨૯ મી એ (જ્યેષ્ઠ શુકલ ચતુર્થી) તેમનો ઉપનયન સંસ્કાર કરવામા આવ્યો. બે દિવસ પછી સમંત્રક વિવાહસંસ્કાર કરવામાં આવ્યો શિવાજીના કુલમાં જે વૈદિક સંસ્કારો લુપ્ત થયેલા હતા તેના પ્રાયશ્ચિત્તમાં, પુણ્યાહવાચન, હોમ, શાન્ત વગેરે કરવામાં આવ્યા બ્રાહ્મણોને રોજ બહુ ઉદારતાથી ભોજન કરાવવામાં આવ્યું. " તા. ૫–૬–૧૬૭૪, શકે ૧૫૯૬ આનન્દ સંવત્સર જ્યેષ્ઠ શુકલ ૧૨ ને રવિવારના રોજ, ત્રણ ઘડી રાત્રી બાકી હતી તે વખતે શિવાજી સિંહાસન ઉપર બેઠા " એ પ્રમાણેનો ઉલ્લેખ મળી આવે છે. કુલગુરુ પ્રભાકરપુત્ર બાળંભટ ગૃહકાર્યની દેખરેખ રાખતા હતા. શિવાજીને સુવર્ણ અને બીજા પદાર્થોથી તોળીને તેનું દાન કરવામાં આવ્યું. શિવાજીનું વજન લગભગ ૧૪૦ શેર થયું હતું.

જ્યેષ્ઠ શુકલ ૧૨ ને દિવસે મંગલ સ્નાન કરીને શુભ મુહર્તે શિવાજી સિંહાસન ઉપર બેઠા. તેમની આજુ બાજુ તેમના આઠ પ્રધાનો પોત પોતાના રાજચિહ્નો ધારણ કરીને આઠ દિશાઓમાં બેઠા. સિંહાસનની ડાબી બાજુએ નીચેના ચાર પ્રધાનો બેઠા હતા:

(૧) હંબીરરાવ મોહિતે, સરનોબત સેનાપતિ, (૨) રામચંદ્ર ત્રિબંક, ડબીર-સુમંત, (૩) રાવજી નિરાજી ન્યાયાધીશ, (૪) રઘુનાથ પંડિતરાવ. સિંહાસનની જમણી બાજુએ નીચેના ચાર પ્રધાનો બેઠા હતા: (૧) મોરોપંત પિંગળે, પેશવા-મુખ્ય પ્રધાન, ) રામચંદ્ર નીલકંઠ, મુજમુદાર-અમાત્ય, (૩) અણ્ણાજી દત્તો. સુરનીસ-સચિવ, (૪) દત્તાજી ત્રિંબક વાકનીસ-મંત્રી. એમની પાસે કોશાધ્યક્ષ, મિત્રમંડળી, માંડલિક, સેનાધિકારી વગેરે પોતપોતાને નક્કી કરેલે સ્થાને બેઠા. શિવાજી મહારાજ સિંહાસન ઉપર વિરાજમાન થયા કે તરતજ તેમના ઉપર બ્રાહ્મણોએ મંત્રાક્ષતની વૃષ્ટિ કરી અને અન્ય મંડળીએ સુવર્ણરૌપ્યનાં પુષ્પોની વૃષ્ટિ કરી. આખા રાજ્યમા તોપો ફૂટવા લાગી. બ્રાહ્મણોને દક્ષિણા આપવામાં આવી. ગાગાભટ્ટને શિવાજી મહારાજે એક લાખ રૂપીઆ દક્ષિણા અને બહુ મૂલ્યવાન્ વસ્ત્રો આપ્યા. શિવાજી મહારાજે બ્રાહ્મણોને રોકડ રકમ ઘણી આપી, પણ કોઇને ઇનામ જમીન વગેરે આપ્યું નહિ. દરેક ઋત્વિજને પાંચ પાંચ હજાર રૂપીઆ અને પુરોહિતને ચોવીસ હજાર રૂપીઆ દક્ષિણા આપી. અન્ય બ્રાહ્મણોને યોગ્યતા પ્રમાણે એક હજાર, પાચસો, બસો અને ઓછામાં ઓછા પચ્ચીસ રૂપીઆ દક્ષિણા તરીકે આપવામા આવ્યા તે જ પ્રમાણે ગોસાંઇઓ, બાવાઓ, તાપસીઓ અને ગરીબ ગરબાંને પણ યોગ્ય રીતે આપવામાં આવ્યુ.

સિંહાસન ઉપર બેઠા પછી સવારના લગભગ આઠ વાગે શિવાજીએ અંગ્રેજ વકીલ હેન્રી ઑકઝંડનને પોતાની પાસે બોલાવીને તેમની ભેટ સ્વીકારી. તે જ વખતે શિવાજીની પાસે નારાયણ શેણવી હતા. અંગ્રેજ વકીલે આ પ્રસંગે એક વીંટી, એક સુંદર વિલાયતી ખુરશી, એક હીરાજડિત શિરપેચ, બે હીરાજડિત કર્ણ

અને ત્રણ મોતી એમ શિવાજી મહારાજને ભેટ કરી; અને બીજા-ઓને પણ કાંઇ કાંઇ ભેટ કરી: એ પ્રમાણે તે અંગ્રેજે લગભગ ત્રણ હજાર રૂપીઆની કિમ્મતનું નજરાણું કર્યું. શિવાજી મહારાજે તે અંગ્રેજને પોષાક આપ્યો. દરબાર ખલાસ થયા પછી શિવાજી મહારાજની સ્વારી પૂર ભપકાથી હાથી ઉપર બહાર નીકળી, અને દેવદર્શન કરીને પાછી આવી. સિંહાસન સાથે રાજ્યારોહણ સમા-રંભનો ખર્ચ લગભગ પાંચ કરોડ રૂપીઆ જેટલો થયો એ પ્રમાણે લેખ મળી આવે છે, પણ સર જદુનાથ સરકાર કહે છે કે પચાસ લાખ રૂપીઆથી વધારે ખર્ચ થયો નહીં હોય. પુત્રનું આ મહા-ભાગ્ય જોઇને માતુશ્રી જીજાબાઇને પરમ હર્ષ થયો; અને પોતાના જીવનનુ સાફલ્ય થયું હોય એમ જાણી બાર દિવસ પછી તેઓ સ્વર્ગસ્થ થયા.

રાજ્યાભિષેક થયા પછી શિવાજી મહારાજે કેટલાંક વિશિષ્ટ રાજચિહ્નો પ્રચારમાં આણ્યાં. જરીપટકા, ડંકા ઇત્યાદિ રાજ્ય-ચિહ્નોનો પ્રાચીન સમયમાં ઉપયોગ થતો હતો, તે વિષે શાસ્ત્રનુ પ્રમાણ કાઢીને શિવાજી મહારાજે રાજ્યાભિષેકના સમયે તે ચિહ્નો તૈયાર કરાવ્યાં. ભગવો ઝંડો પહેલાં યોદ્ધાઓના ઉપયોગમાં આવતો હતો. શિવાજી મહારાજે 'રાજ્યાભિષેકશક' નામની સ્વતંત્ર કાલગણના શરૂ કરી; અને આ શક ૧૦૪ વર્ષ ચાલ્યો. તેમણે "ક્ષત્રિય કુલાવતંસ સિંહાસનાધીશ્વર મહારાજ છત્રપતિ" એ પ્રમાણે ઉપપદ ધારણ કરી પોતાના રાજ્યની સંપૂર્ણતા જાહેર કરી. ઇસ્લામની રાજ્ય દરમ્યાન દરબારી ભાષા તરીકે ફારસી અને ઉર્દૂનો પ્રચાર હતો. તે બંધ કરીને પ્રાચીન ભારતીય સ્મૃતિ વગેરે ગ્રન્થોમાં આપેલા રીવાજ અને ભાષાનો ઉપયોગ કરવાનો તેમણે હુકમ કર્યો, અને રાજ્યવ્યવહાર ચલાવવાને માટે ધારાધોરણ નક્કી

કર્યાં. પ્રજાને ઘણો આનન્દ થયો અને હિન્દુધર્મના રક્ષક શિવાજી મહારાજનો સર્વત્ર જય જયકાર થઇ રહ્યો..

(ગો. સ. સરદેસાઇ: મરાઠી રિયાસત, ભાગ ૨, શક કર્તા શિવાજી, પૃષ્ઠ ૧૫૬-૧૬૫; સર જદુનાથ સરકાર: શિવાજી અને તેમનો સમય, પૃષ્ઠ ૨૦૮-૨૨૫)

**અકબરનો રાજ્યાભિષેક**

મોગલ સમ્રાટ્ અકબરશાહના રાજ્યાભિષેકનું મનોહર વર્ણન અબુલ ફજલના અકબરનામાના પહેલા પ્રકરણમાં આપવામાં આવેલું છે, અને સંસ્કૃત સાહિત્યમાં આવતા આવાં વર્ણનો સાથે સરખાવવા જેવું છે. ઇ સ. ૧૫૫૬ના ફેબ્રુઆરીની પંદરમી તારીખ અને શુક્રવારના રોજ બપોરે અકબરશાહનો રાજ્યાભિષેક થયો હતો. તે વખતે બાદશાહ પીળો જબ્બો પહેરી, માથે કસ્તુરીયો તાજ મૂકી સમ્રાટની ચતુષ્કોણ ગાદી ઉપર બેઠો હતો. જગતની બધી બાજુએથી બાદશાહને અભિનન્દન આપનારા મોટા અવાજે આવતા હતા. બાદશાની મુક્ત કંઠે પ્રશંસા થતી હતી. મૌલવી કહેતા હતા કે ' અલ્લા અત્યાર સુધી સ્વર્ગના શિખર ઉપર મૂકેલો ભાર હવે જગતના આ બાદશાહ ઉપર મૂકે છે; આ બાદશાહની શક્તિ એટલી બધી છે કે બન્ને જગતનો ભાર તેમની ઉપર મૂકી શકાય એમ છે; જ્યારે જગતનો ભાર. જ્યારે જગતનો ભાર જગતના રાજાની પાસે જાય છે ત્યારે તે બાદશાહ આભારની લાગણીથી પોતાના માથા ઉપર તે ભાર લઇ લે છે '.

આ પ્રમાણે મૌલવી જ્યારે બાદશાહની સ્તુતિ કરતા હતા ત્યારે ચારેય બાજુથી માનવાચક અને નમ્રતાદર્શક શબ્દો નિકળતા હતા. બાદશાહના માણસોએ મૌલવીના ખભા ઉપર જરીનો જબ્બો

મૂકયો. અને ખીલાફતી ખજાનચીઓએ જમણી અને ડાબી બાજુએ સોના અને રત્નોનો વરસાદ વરસાવી દીધો તેજ દિવસે અકબરશાહને સમ્રાટ્ ગઝેનશાહનો ઇનકાબ આપવામા આવ્યો, અને તેમની સહીવાળુ જાહેરનામુ જગતમા પ્રસિદ્ધ કરવામા આવ્યુ નવા બાદશાહના નામના સીક્કાઓ પાડવામા આવ્યા અને- સરદારો, અમીર ઉમરાવો અને બીજા લોકો બાદશાહને નજરાણુ કરવા લાગ્યા જગતમા ઘણો આનન્દ થયો બધે શાન્ત પ્રસરી ગઇ, અને તેને પરિણામે સર્વ હથીઆરોને પણ શાન્તિ મળી બધા ઉમરાવોએ અને સરદારોએ બાદશાહ તરફની પોતાની ભક્તિ પ્રદર્શિત કરી બહેરામખાન ઉપર બાદશાહે મહેરબાની બતાવી અને તેને રાજ્યનો વકીલ બનાવ્યો, અને ખીલાફતી અને લશ્કરી ખાતા તેને સોપ્યા બાદશાહે બીજા બધા અધિકારીઓનો પણ તેમના દરજ્જા અને લાયકાત પ્રમાણે સત્કાર કર્યા

જે દિવસે અકબરશાહ ગાદીએ બેસવાનો હતો તે દિવસે સૂર્ય, ચન્દ્ર, તારા સર્વ વૃક્ષો, લતાઓ, પુષ્પો, પશુઓ, અને પખીઓ બાદશાહને હર્ષથી આવકાર આપી અભિનન્દન આપતા હતા અસખ્ય માણસો રાજ્યાભિષેકના સમારભમા ભાગ લેવા એકઠા થયા હતા મહેલની સામે એક સુદર ગલીચો પાથરવામા આવ્યો હતો, અને ખાણાના ખડની ચારે બાજુએ અલકારોથી શોભતા પડદાઓ ટાગવામા આવ્યા હતા જમીન ઉપર બધે રેશમી શેત્રજી પાથરવામા આવી હતી છત ઉપર સોનાની જરીના તારો લગાવવામા આવતા હતા રાજ્યરૂપી કન્યાને બાદશાહરૂપી યોગ્ય પતિ મળ્યો એમ માનીને અમીર ઉમરાવોએ બાદશાહની ગાદીને પણ સુશોભિત કરી હતી આ પ્રમાણે સર્વ રીતે રાજ્યાભિષેક-સમારભ એક અપૂર્વ પ્રસગે બન્યો હતો

**જહાંગીરની વિશિષ્ટતા**

અકબર બાદશાહના મરણ સમયે સલીમની ઉમ્મર છત્રીસ, અને કેટલાકના અભિપ્રાયે આડત્રીસ, વર્ષની હતી. સલીમની આકૃતિ મનોહર હતી. ઊંચું શરીર, ગરુડના જેવી તીક્ષ્ણ આંખો, ગુચ્છાવાળી પાંપણો, હવામાં ઉડતા થોભીઆ, વિશાળ છાતી, અને લાંબા હાથ : આ બધાથી તેની ભવ્યતામાં વધારો થતો હતો. મળતાવડો સ્વભાવ, રસમય અને સભ્યતાવાળી રીતભાત, રસિક વાકચાતુર્ય, આનંદી અને નિષ્કપટી મનોવૃત્તિ, ષડ્રસ ભોજન અને ભવ્ય વેષનો શોખ, સાહિત્ય અને કલામાં આસક્તિ, સંગીત અને જલસાઓની અભિરુચિ, આવેશ અને ઔદાર્ય, દયા, અને સંબંધીઓ પ્રતિ પ્રેમ, હિન્દુ અને મુસ્લીમ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ, દુરાગ્રહનો અભાવ, અને અસાધારણ વ્યાવહારિક બુદ્ધિ આ બધાં લક્ષણોથી સલીમ એક વિશિષ્ટ પુરુષ બન્યો હતો.

**જહાંગીરનો રાજ્યાભિષેક**

અકબરના અવસાનનિમિત્તે એક અઠવાડીયુ શોક પાળીને સલીમ ગુરુવાર, તા. ૨૪-૧૦-૧૬૦૫ ( વકીઆતી જહાંગીરી પ્રમાણે ગુરુવાર, તા. ૧૨-૧૦-૧૬૦૫ )તે દિવસે આગ્રાના કીલ્લામાં ગાદી ઉપર બેઠો, અને તેના ઉપર સોના અને ચાદીનો વરસાદ વરસી રહ્યો. મુસ્લીમ રાજ્યાભિષેકમા અભિષેક, પ્રતિજ્ઞા અને ઉપદેશ જેવો વિધિ હોતો નથી. તેથી સલીમે પોતાના હાથે પોતાના માથા ઉપર તાજ મૂક્યો. તેણે પોતાના નામથી જાહેર પ્રાર્થના કરવાનો હુકમ કર્યો અને નવું નામ–નુરુદ્દીન મહમ્મદ જહાંગીર પાદશાહ ગાઝી–ધારણ કર્યું. તેણેઘ ણા નવા સીક્કાઓ પડાવ્યા. લોકોને સહેલાઇથી

ન્યાય મળે એટલા માટે તેણે સોનાની 'ન્યાયની સાંકળ' પોતાના મહેલે બાંધી એક છેડો આગ્રાના કીલ્લાના બુરજે બાંધ્યો અને બીજો છેડો યમુનાતટ ઉપર પત્થરના થાંભલે બાંધ્યો. આ સોનાની સાંકળ ૩૦ ગજ લાંબી હતી, તેને સાઠ ઘંટડીઓ બાંધી હતી, અને તેનું વજન પાકા ચાર મણ (=૩૨૦ પાઉન્ડ) હતું. બાદશાહે નીચે જણાવેલા બાર હુકમો કાઢીને પોતાની રાજ્યનીતિ સ્પષ્ટ કરીઃ—

(૧) જકાતની માફી, (૨) ચોરી અને લુંટફાટ બંધ કરવાના નિયમો, (૩) વારસાઇ હકનો નિયમ, (૪) દારૂબંધી, (૫) ગુનેગારોને રાહત આપનારા નિયમો, (૬) રૈયતની જમીન બળજેરીથી પડાવી લેવાની ભેટસોગાદોની પદ્ધતિ બંધ કરી, (૭) દવાખાનાં બંધાવવાં અને દર્દીઓને મદદ કરવા દાક્તરોની નિમણૂક, (૮) અમુક દિવસોએ પશુઓની હિંસા ન કરવી, (૯) રવિવારને માન આપવું (૧૦) જુના મનસબ અને જાગીરો કાયમ રાખવી, (૧૧) પ્રાર્થનાને માટે આપેલી જમીનો કાયમ રાખવી, અને (૧૨) કેદીઓને છુટા કરવા.

**સત્કાર**

આ પ્રમાણે પ્રજાને રાહત આપનારા હુકમો કર્યા પછી જહાંગીરે અમીર ઉમરાવો, સરદારો અને અધિકારીઓને બદલી અને બક્ષીસો આપીને સત્કાર કર્યો. તેણે કુતુબુદ્દીનખાનને બંગાળનો સુબો, અને શરીફખાનને વડો વઝીર અને અમીર ઉલઉમરાવ બનાવ્યો, અને મીરઝા જાન બેગ અને મીરઝા ઘિયાસ બેગ (નૂરજહાંનના બાપ જે આગળ ઉપર ઇતિમદ ઉદદૌલા તરીકે ઓળખાતા હતા) એ બેને દીવાનગીરી સોંપી રાજ્યના નોકરોના

પગારમા વીસ ટકા અને કેટલાક નોકરોની બાબતમા ૩ ૦–૪૦૦ ટકા વધારો કરવામા આવ્યો ગરીબ અને પીડિત જનોને સારા પ્રમાણમા રકમો આપવામા આવી બાદશાહના રાજ્યાભિષેક નિમિત્તે ઇરાન, તાતરી ગોવનકોડા, વીજાપુર, દક્ષિણ અને આજુ બાજુના દેશોમાથી એલચીઓ આવ્યા હતા, અને તેમણે બાદશાહને કીમતી ભેટો આપીને દીર્ઘાયુષ્ય અને સુખસપત્તિ ઇચ્છી હતી આખા આગ્રા શહેરમા જહાગીરના રાજ્યાભિષેકનો મહોત્સવ ઘણા આનન્દથી ઉજવવામા આવ્યો પ્રજાજનોમા બાદશાહના નવા હુકમોથી ઘણો સતોષ થયો આગ્રા શહેરનો તે વખતનો ભપકો અવર્ણનીય હતો ઇ સ ૧૬ ૬ના માર્ચ મહિનામા જહાગીરે આગ્રામા પોતાના રાજ્યનો પ્રથમ વસન્તોત્સવ પૂરા દમામથી ઉજવ્યો

( પ્રો બેનીપ્રસાદ જહાગીરનો ઇતિહાસ, ૧૨૭ ૧૩૩ પ્રો એસ આર શર્મા હિન્દુસ્તાનમા મુઘલ સામ્રાજ્ય ૩૬૨ ૩૬૧ જે એસ હૉમલેડ મહાન મુઘલ સામ્રાજ્ય ૧૭૨ )

**શાહજહાનનો રાજ્યાભિષેક**

જહાગીરના મરણ સમયે શાહજહાન દક્ષિણમા હતો ત્યાથી તે ઉત્તર તરફ આવ્યો, અને ગાદી મેળવવા માટે નિર્દોષ માણસોને મરાવી નાખ્યા ગુરવાર તા ૨૮ ૧ ૧૬૨૮ ને દિવસે તે આગ્રા પાસે આવી પહોચ્યો, અને દિલ્હીમા બાદશાહ તરીકે પ્રવેશ કરવાના શુભ મુહૂર્તની રાહ જોઇને દહારા બાગમા રહ્યો રાજ્યના જ્યોતિષીઓએ સોમવાર તા ૪–૯–૧૬૨૮નો દિવસ રાજ્યાભિષેક માટે નક્કી કર્યો હતો અને તેજ દિવસે શાહજહાનનો રાજ્યાભિષેક થયો, જેનુ સવિસ્તર વર્ણન મિરઝા

-અમીનાઇ કઝવીનીએ અને અબદુલ હમીદ લાહાઉરીએ પોતપોતાના 'પાદશાહનામા' નામના ગ્રંથમાં આપેલું છે શાહજહાનના નામનો ઢંઢેરો વાંચવામાં આવ્યો, અને શાહજહાને નવું નામ-અબુલ મુઝફ્ફર શિહાબુદ્દીન મહમદ સાહીબ કીરાની સાની- ધારણ કર્યું. રાજ્યાભિષેકની ખબર આપવા સારૂ દૂરના પ્રાન્તોમાં સવારો મોકલવામાં આવ્યા. બાદશાહે શેખો અને સૈયદોને, કવિઓ અને જ્યોતિષીઓને, પંડિતો અને સંતોને ઘણી ઉદારતાથી દાન આપ્યું. હકીમ રૂકનાઇ કાશી, સૈદાઈ ગિલાની અને મીર સાલીહે બાદશાહને અભિનંદન આપનારાં કાવ્યો રચ્યાં, અને બાદશાહે તેમને સારી બક્ષીસો આપી કદર કરી.

બક્ષીસો

પછી બાદશાહ દિવાની આલમમાંથી ઝનાનામાં ગયો, અનેત્યાં અર્જુમંદ બાનુ બેગમ (ઉર્ફે મુમતાઝીમહાલ), જહાન આરા અને બીજી સ્ત્રીઓએ બાદશાહને અભિનન્દન આપ્યાં. તેમણે બાદશાહની ઉપર સોના અને ચાંદીનો વરસાદ વરસાવ્યો, અને પુષ્કળ દાન કર્યું. આ પ્રકારનો પ્રેમ જોઇને બાદશાહને ઘણો આનન્દ થયો, અને તેણે તે બધી સ્ત્રીઓને કિમતી બક્ષીસો આપી. કુંવરો અને કુંવરીઓને પણ સારા પ્રમાણમાં બક્ષીસો આપવામાં આવી. બાદશાહે અસફખાન, મહાબતખાન વિગેરે અધિકારીઓને વિશિષ્ટ બઢતી આપીને સત્કાર કર્યો. જે લોકોએ વફાદારીથી બાદશાહની સેવા કરી હતી તેમને રાજ્યની નોકરોમાં કાયમ કરવામાં આવ્યા, અને જે લોકો તોફાની અને ખટપટી હતા તેમને દૂર કરવામાં આવ્યા. રાજ્યાભિષેકનો મહોત્સવ અસફખાનના આવતા સુધી ચાલુ રહ્યો. અસફખાન તા. ૨૬-૨-૧૬૨૮ ને દિવસે આગ્રા આવ્યો; બાદશાહે મોટા આડંબરથી

સ્વાગત કર્યું અને તેને વકીલ બનાવ્યો. પછી બાદશાહે અસફખાનને મદદ કરનારા માણસોને બક્ષીસો આપી વખાણ કર્યાં અને એક મહાન મુઘલ બાદશાહના રાજ્યાભિષેકનો મહોત્સવ સમાપ્ત થયો.

( ડૉ. બી. પી. સાકસેના: દિલ્હીના શાહજહાનનો ઇતિહાસ, પૃષ્ઠ ૬૩-૬૫; પ્રા. એસ. આર. શર્મા: હિન્દુસ્તાનમાં મુઘલ સામ્રાજ્ય, ૪૨૭ )

**ઔરંગઝેબનો ભવ્ય રાજ્યાભિષેક**

બધા મુસલમાન રાજાઓમાં ઔરંગઝેબનો રાજ્યાભિષેક અતિ ભવ્ય હતો. તેનું સવિસ્તર વર્ણન મિરઝા મહમદ કાઝીએ 'આલમગિરનામા' માં આપેલું છે, અને તેને આધારે સર જદુનાથ સરકારે પોતાના 'ઔરંગઝેબનો ઇતિહાસ' ( ભાગ ૨, પ્રકરણ ૨૫, પૃષ્ઠ ૨૮૯-૩૦૦ ) નામના ગ્રન્થમાં હકીકત આપી છે. તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

રાજ્યાભિષેક પહેલાં ઔરંગઝેબે પોતાના શત્રુઓને હરાવી ઘણી જીતો મેળવી હતી, અને તેથી તેની કીર્તિ બધે પ્રસરી હતી. શાહજહાને તૈયાર કરાવેલું મયૂરાસન, તેણે પ્રાપ્ત કરેલો કોહીનુર હીરો, તેણે બંધાવેલી તાજમહેલ જેવી સુંદર આરસપાણની ભવ્ય ઇમારતો; આ બધી અસાધારણ વસ્તુઓ ઔરંગઝેબના રાજ્યાભિષેક સમયે વિદ્યમાન હતી, અને તેથી સ્વાભાવિક રીતે તેનો રાજ્યાભિષેક ઘણો ભવ્ય બન્યો હતો.

**મુસ્લીમ રાજ્યાભિષેકવિધિ**

મુસલમાન બાદશાહોના રાજ્યાભિષેકવિધિનું મુખ્ય તત્ત્વ એ કે રાજાએ પોતાના મસ્તક ઉપર પાઘડી બાંધી ભરદરબારી વેશ પહેરી ગાદી પર બેસવું. માથા ઉપરની પાઘડીમાં હીરાઓ

અને રત્નો વ્યવસ્થિત રૂપે ગોઠવવામા આવે છે, અને મોતીની લટકતી સેરોવાળી કલગી લગાડવામા આવે છે યુરોપમા ઘણા કાળથી રાજ્યાભિષેકમા જે પ્રકારનો તાજ વપરાય છે તેવો તાજ હિન્દુસ્તાનના મુસલમાન રાજાઓ વાપરતા નથી. ઇરાનના રાજાઓ એક પ્રકારનો તાજ વાપરે છે. યાહુદી લોકોમા રાજ્યાભિષેક વખતે ધર્મગુરુ રાજાના કપાળ ઉપર પવિત્ર તેલ લગાડે છે હિન્દુ લોકોમા ચન્દન લગાડે છે, અને ખ્રિસ્તી લોકોમા ભવા ઉપર હીરો જડવે છે, આવો વિધિ મુસલમાન રાજ્યાભિષેકમા નથી. નવા રાજાના નામ અને ખિતાબોને જાહેર સ્થળેથી જ્યા સુધી પ્રસિદ્ધ કરવામા ન આવે, અને તેના નામના સીક્કાઓ તૈયાર કરી જ્યા સુધી બહાર પાડવામા ન આવે ત્યા સુધી મુસ્લીમ રાજ્યાભિષેક પૂર્ણ ગણાતો નથી. રાજ્યાભિષેક પ્રસગે રાજા નવો ઈલ્કાબ ધારણ કરે છે, સરદારો અને અધિકારીઓની ભેટો અને નજરાણા સ્વીકારે છે, પ્રજાજનો અને અધિકારીઓને ઇલ્કાબો, બઢતીઓ અને બક્ષીસો આપે છે, અને પણ્ડિતો, સાધુ સતો અને ગરીબોને મોટી રકમો આપે છે આ પ્રસગે સગીત, નૃત્ય અને રોશનીઓથી લોકોને ઘણો આનન્દ મળે છે

**રાજ્યાભિષેકનુ મુહૂર્ત**

રાજ્યના જ્યોતિષીઓએ ઔરગઝેબના રાજ્યાભિષેક માટે રવિવાર તા ૫-૬-૧૬૫૯ નો દિવસ શુભ મુહૂર્ત તરીકે નક્કી કર્યો હતો. તદનુસાર રાજ્યાભિષેકની બધી તૈયારીઓ કરવામા આવી. ઇ સ. ૧૬૫૮મા ઔરગઝેબને દિલ્હીની ગાદી મળી હતી, પણ તે શત્રુઓની સાથે લડવામા એટલો બધો રોકાએલો હતો કે તેને પોતાનો ભવ્ય રાજ્યાભિષેક કરવાને માટે જરા પણ વખત ન હતો તેથી તે વર્ષે

તા ૨૧-૭-૧૬૫૮ ને દિવસે તેણે રાજ્યાભિષેકનો એક લઘુ અને સાદો સમારભ કર્યો અને ભવ્ય સમારભ ભવિષ્યને માટે મુલતવી રાખ્યો

ઔરગઝેબના રાજ્યાભિષેકનો આરભ તા ૧૨-૫-૧૬૫૯ ના દિવસથી થયો હતો તે દિવસે તેણે

**બાદશાહની સ્વારી** દિલ્હીમા મોટી સ્વારીરૂપે પ્રવેશ કર્યો દિલ્હી પાસે આવેલા ખિઝિરાબાદ નામના સ્થળેથી ફરેની મનાગે ઔરગઝેબની ભવ્ય સ્વારી નીકળી સ્વારીના નગારખાનામા બેન્ડ વાગતુ વાગતુ ચાલતુ હતુ પછી બહુ સુદર રીતે શણગારેલા હાથીઓ, ઊટો અને અરબી ઘોડાઓ, અને હાથણીઓ ચાલતી હતી પછી સજ્જ થએલુ પાયદળ ચાલતુ હતુ. અને ત્યાર પછી એક બહુ ઊચો શ્રેષ્ઠ હાથી ચાલતો હતો. આ હાથી ઉપર સુવર્ણનુ સિહાસન ગોઠવેલુ હતુ અને તેના ઉપર ઔરગઝેબ આલમગીર ગાઝી હિન્દનો બાદશાહ, બેઠો હતો. આ વખતે ઔરગઝેબની ઉમ્મર ચાળીસ વર્ષની હતી તેના શરીરનો બાધો જરા પાતળો પણ ઊચો અને સુવ્યવસ્થિત હતો, તેનુ મુખ લાબુ હતુ, અને તેની આખોમા અસાધારણ તેજ અને ગાભીર્ય હતા

બાદશાહના હાથીની ચાર બાજુએ તેના દિવાનો અને સરદારો હતા ત્યાર પછી બાદશાહની ડાબી બાજુએ અને પાછળ લશ્કરની ટુકડીઓ પોતાના ક્રમ પ્રમાણે ચાલતી હતી. શહેરના માણસો આશ્ચર્યથી બાદશાહના સામે જોયા કરતા હતા બાદશાહની સ્વારી જેમ જેમ આગળ ચાલતી હતી તેમ તેમ હાથીઓ ઉપરથી સોનાના અને ચાદીના સીક્કાઓ મુઠીએ મુઠીએ ડાબી અને જમણી બાજુએ લોકોની અદર નિરતર ફેકવામા આવતા હતા આ

પ્રમાણે બાદશાહની સ્વારી ચાલતી ચાલતી જુની દિલ્હીના બઝારમાં થઈને લાહોર દરવાજે થઇ કિલ્લામાં ગઇ. ત્યાં બધા પોતાનાં વાહનો ઉપરથી નીચે ઉતર્યા, બાદશાહ પણ હાથી ઉપરથી નીચે ઉતરી અનુક્રમે દિવાને આમ અને દિવાની ખાસમાં થોડી વાર બેઠા. બાદશાહને કંઈ પણ અનિષ્ટ ન થાય એટલા માટે સરદારોએ દાન કરવાને માટે બાદશાહને બહુ મોટી રકમો આપી. પછીથી બાદશાહ ઝનાનામાં ગયો.

**રાજ્યાભિષેક પ્રસંગે ખણ્ડની શોભા**

રાજ્યાભિષેકને માટે દિવાની આમ અને દિવાની ખાસ એ બન્ને સભાગૃહોને સારી રીતે શોભાયમાન કરવામાં આવ્યા હતા. બધી કીમતી ચીજો અને દેશપરદેશના કારીગરોએ તૈયાર કરેલી અસાધારણ વસ્તુઓ આ સભાગૃહોમાં ગોઠવવામાં આવી હતી. દિવાની આમની છત અને ચાલીસ સ્તંભોને ઈરાની ભરજરી કપડાથી અને ગુજરાતનાં પ્રસિદ્ધ પુષ્પોથી શણગારવામાં આવેલા હતા. દરેક કમાનમા સોનાની સાંકળોથી રત્નોની માળાઓ લટકતી હતી. સભામંડપના મધ્ય ભાગમાં અનેક પ્રકારના રત્નોથી ઝગઝગતું મયૂરાસન મૂકવામાં આવેલું હતું, અને તેની આજુબાજુ સોનાનો કઠેરો કરેલો હતો. તેની આગળ એક બાદશાહી છત હતી. સોનાના કઠેરાની બન્ને બાજુએ બે રત્નજડિત છત્રીઓ હતી મયૂરાસનની ડાબી અને જમણી બાજુએ બે સોનાના કૌચ હતા, અને પાછળ સોનાની પાટલીઓ ઉપર બાદશાહનાં આયુધો—રત્નજડિત તલવાર, ભાલા વગેરે—ગોઠવવામા આવ્યા હતાં. દિવાનીઆમની સામેના ચોગાનમાં ચાંદીના થાંભલાઓ ઉપર કીનારી ભરેલી મખમલ લટકાવવામાં આવેલી હતી, અને ચારે ય બાજુએ એ પ્રમાણે છત નાખવામાં

આવેલી હતી. જમીન ઉપર કિમતી બહુરંગી શેતરંજીઓ પાથરવામાં આવેલી હતી. ખણ્ડની બહારની બાજુએ ચારે તરફ ચાંદીનો કઠેરો કરવામાં આવ્યો હતો. મેદાનમાં એક બીજો ચાંદીનો કઠેરો ઉભો કર્યો હતો; અને સૌથી બહાર લાલ રંગના લાકડાનો કઠેરો હતો. બે બાજુએ ઉંચા સુશોભિત બંગલાઓ બનાવવામાં આવ્યા હતા. ખણ્ડનાં બારણાં અને ભીંતોએ ભરેલી મખમલના, ફુલછાપ મખમલના, યુરોપીય કાપડના, તુર્કી અને ચીનની જરીના પડદાઓ લટકાવવામાં આવ્યા હતા. ખણ્ડના આંગણાની આજુબાજુએ સરદારોએ પોતે, પોતાના માણસોને માટે, સારી રીતે વ્યવસ્થા કરી હતી. દિવાનીઆમની શોભાના જેવી જ શોભા દિવાનીખાસની કરવામા આવેલી હતી.

**રાજ્યાભિષેક દરબાર**

સૂર્યોદય પછી ૩ કલાક અને ૧૫ મિનિટનો સમય રાજ્યાભિષેકને માટે ઉત્તમ છે એમ જ્યોતિષીઓએ જાહેર કર્યું હતું. જોષીઓ ઘટિકાયન્ત્રથી અને રેતીવાળી કાચની શીશીઓથી સમયની ગણત્રી કરતા હતા, અને બધા માણસો જોષીઓ તરફ ધ્યાનપૂર્વક જોતા હતા. શુભ મુહૂર્ત આવતાંજ જોષીઓએ નીશાની કરી, અને બાદશાહ જે પડદા પાછળ રાજ્યાભિષેકનો વેશ પહેરીને તૈયાર બેઠો હતો તે દિવાનીઆમના ખણ્ડમા આવ્યો અને ગાદી ઉપર બેઠો. તે જ વખતે બાદશાહી બેન્ડે ઉંચેથી આનન્દનું ગાન શરૂ કર્યું મ ગીતકારો ગાવા લાગ્યા, અને નાયિકાઓ નાચવા લાગી. એક માણસ ઉંચા આસન ઉપર ઉભો રહીને બાદશાહનો ઢંઢેરો સ્પષ્ટ અવાજે વાંચવા લાગ્યો. ઢંઢેરામાં અલ્લાની અને પયગમ્બરની સ્તુતિ કરીને બાદશાહનું નામ અને ઇલ્કાબો વર્ણવ્યા હતા અને પછી ગાદી

ઉપર બેઠેલા પૂર્વજોના નામો આપવામા આવેલા હતા દરેક પૂર્વજનુ નામ બોલતી વખતે ઢેઢેરો વાચનાર માણસને એક એક પોશાક આપવામા આવ્યો હતો અને જ્યારે બાદશાહના નામ અને ઇલ્કાબો વાચવામા આવ્યા ત્યાર તેને સોનેરી ભરતનો પોષાક અને સારી રકમ અપવામા આવી બાદશાહના નામથી મોતી અને રત્નો દરબારી મ ળીમા ફે વામા આવ્યા, અને મ ળીએ મદ્ભાગ્યના ચિહ્ન તરીકે આનન્દથી તે ઝીલી લીધા

પછી દરબારીઓએ નીચે નમીને અને પોતાના કપાળ સુધી હાથ લઇ જહાન બાદશાહને મુજરો કર્યો અને આ યુગનો ખનીક લાભ થવે એ પ્રમાણે તેઓ બોલ્યા બાદશાહે એ બધા દરબારીઓને પોશા આપી સત્કાર કર્યો બાદશાહના નોકરોએ ચાર બાજુએ અત્તર ગુલાબ છેંટયા, અને બધાને પાન સોપારી આપી અત્તર, કસ્તુરી અને અમ્બરની વાસ ખણ્ડમા બધે ફેલાઈ ગઇ, અને સુગધી ધૂપના ધુમા થી વાતાવરણ વધારે મનોહર બન્યુ આજ દિવસે નવા સીક્કાઓ પાડવામા આવ્યા સીક્કાની એ બાજુએ આલમગિર બાદશાહ ઔરગઝેબે આ સીક્કો પૂર્ણિમાના ચન્દ્રની મ ક પૃથ્વી ઉપર પાડયો છે એવા અર્થવાળી એક ફારસી કુપાઇ અને બીજી બાજુએ ટકશાળના શહેરનુ નામ, રાજ્યનુ વર્ષ અને બાદશાહનુ પૂરપુરુ નામ અબુલ મુઝફ્ફર મુહિઉદ્દીન મુહમ્મદ ઔરગઝિબ બહાદુર આલમગિર પાદશાહી ગાઝી કોતરવામા આવેલુ હતુ રાજ્યારોહણની ખબર આપવા માટે બધા પ્રા તો અને શહેરો ઉપર સરકારી રીત વિધિપૂર્વક કાગળો લખવામા આવ્યા આ પ્રમાણે બાદશાહે દરબાર હાલમા ૨ કલાક અને ૪૮ મિનિટનો સમય ગાળ્યો

પછી બાદશાહ ઝનાનામા ગયા અને ત્યા તેણે એક બીજો દરબાર ભર્યો આ દરબારમા બાદશાહની

**બીજા દરબારો** કુંવરીઓ, અમીરોની પત્નીઓ અને બીજી સ્ત્રીઓ હાજર હતી આ બધી સ્ત્રીઓએ બાદશાહને અભિનન્દન આપ્યા અને તેના ઉપર સોનુ, ચાંદી, મોતી અને રત્નો પુષ્કળ પ્રમાણમા નાખ્યા અને બાદશાહે એમને કીમતી ભેટો આપી બાદશાહે પોતાની બેન રૌશનરા બેગમને પાચ લાખ રૂપીઆની ભેટ આપી, અને પોતાની ચાર છોકરીઓને અનુક્રમે ૪, ૨, ૧.૬૦ અને ૧.૫ લાખ રૂપીઆ આપ્યા પછી બાદશાહ દિવાનીખાસમા ગયા, અને પોતાના ચાર છોકરાઓને અનુક્રમે ૩, ૨, ૨, અને ૧ લાખ રૂપીઆ આપ્યા આ ઉપરાત બાદશાહે સરદારો, અધિકારીઓ, પણ્ડિતો, કવિઓ અને ગાનારાઓને બક્ષીસો આપી આ પ્રમાણે દિવાનીખાસમા બાદશાહ ૪૮ મિનિટ બેઠા

કવિઓએ બાદશાહની સ્તુતિ કરનારા એવા કાવ્યો રચ્યા કે અક્ષરોની ગણનાથી બાદશાહના રાજ્યા-

**નવાં ફરમાન** ભિષેકનુ વર્ષ મળી આવે બાદશાહે બધા કવિઓને સારા ઇનામો આપ્યા અને એ ઇનામો વંશપરંપરામા ચાલુ રહ્યા મુસલમાન રાજાઓની પરંપરાને અનુસરીને ઔરંગઝેબે કાયદાઓમા કેટલાક ફેરફાર કર્યા અકબરે દાખલ કરેલી નવરોઝ માનને બદલે ઔરંગઝેબે હિજરી સનની શરૂઆત કરી, ઇસ્લામે નિષેધ કરેલા મદ્યપાન જેવા પાપો અટકાવવા માટે અધિકારીઓ નિમ્યા અને ઘણા કરો કાઢી નાખ્યા

રાજ્યાભિષેકના દિવસ પછી ઘણા દિવસ સુધી મહોત્સવ

ચાલુ રહ્યો. સરદારો, અધિકારીઓ, દરબારીઓ અને ખંડણી રાજાઓએ બાદશાહને રાજ્યાભિષેક પ્રસંગને શોભે એવી ભેટો આપી; અને બદલામાં બાદશાહે તેમને ઇલ્કાબો, પોશાક, બઢતી, અને રોકડ રકમ અને હાથી, ઘોડા વિગેરે વસ્તુઓ ભેટ તરીકે આપી. રાત્રીએ યમુના નદીના બન્ને તીરે રોશની થતી હતી. યમુના નદીમાં વહાણોની અંદર દીપમાળ કરવામાં આવી હતી, અને વહાણો નદીમાં ફરે ત્યારે સંગીત ચલાવવામાં આવતું હતું. આ મનોહર દૃશ્ય જોવાને માટે યમુનાના તટે અસંખ્ય માણસો એકઠા થતા હતા. યમુનાતટે રોજ દારૂખાનું ફોડવામાં આવતું હતું, પણ તા. ૨૪-૬-૧૬૫૯ ના રોજ જે દારૂખાનું ફુટયું તે સૌથી વધારે ભવ્ય હતું. બાદશાહ દિવાની ખાસના પૂર્વ ઝરૂખામાં બેસીને આ બધું જોતો હતો. આ સમારંભ બે મહિનાથી વધારે સમય સુધી ચાલ્યો, અને તા. ૧૯-૮-૧૬૫૯ના દિવસે પૂરો થયો. બાદશાહનો આ ભવ્ય રાજ્યાભિષેક હિઝરી સન ૧૦૬૯ ના રમઝાન માસમાં થયો હતો, તેથી તેણે હુકમ કર્યો કે બધાં સરકારી કાગળોમાં રાજ્યનો આરંભ હિઝરી સન ૧૦૬૮ ના રમઝાન માસના પહેલા દિવસથી ગણવો.

**મહોત્સવ સમાપ્તિ**

**વિજયનગરના રાજાઓનો રાજ્યાભિષેક**

વિજયનગરના ઉત્કીર્ણ લેખો, અને તામ્રપટો, અને રાજનાથનાં 'અચ્યુતરાયાભ્યુદય', વેન્કોબારાવના 'વ્યાસયોગિચરિતમ્' જેવા ગ્રન્થો ઉપરથી ત્યાંના રાજાઓના રાજ્યાભિષેક વિષે કેટલીક માહીતી મળે છે. (ડૉ. બી. એ. સાલેટોરે-કૃત 'વિજયનગરના સામ્રાજ્યની સામાજિક અને રાજકીય સ્થિતિ' ભાગ ૨). પ્રાચીન અને મધ્યકાલીન

ભારતમાં રાજ્યાભિષેકનો જે વિધિ પ્રચલિત હતો તેનો સ્વીકાર વિજયનગરના રાજ્યમાં કરવામાં આવેલો હતો એમ જણાય છે. ધર્મશાસ્ત્રમાં, અને વિશેષતઃ તૈત્તિરીય બ્રાહ્મણમાં, અભિષેકનો જે વિધિ આપવામાં આવેલો છે તે જ વિધિ પ્રમાણે વિજયનગરના રાજાઓના અભિષેકો થએલા છે. વિજયનગરના બધા રાજાઓના લેખો અને કૃષ્ણદેવરાયનાં લખાણો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે વિજયનગરના રાજાઓ પોતાના રાજ્યાભિષેકપ્રસંગે પ્રતિજ્ઞા લેતા હતા કે 'અમે પ્રજાનું પાલન કરીશું, વર્ણાશ્રમ ધર્મને અનુસરીશું, પવિત્ર પુરુષોને ઉત્તેજન આપીશું અને પાપી પુરુષોને શિક્ષા કરીશું.' રાજ્યાભિષેકનો સમારંભ સામાન્ય રીતે કોઇ સુપ્રસિદ્ધ મંદિરમાં કરવામાં આવતો હતો, અને તે પ્રસંગે રાજ્યના સરદારો અને વિદ્વાનો હાજર રહેતા હતા. રાજ્યાભિષેકપ્રસંગે નવો રાજા વિદ્વાનો અને પવિત્ર બ્રાહ્મણોને દાનમાં જમીન અને વર્ષાસનો આપતો હતો, અને તે વિષેનાં દાનપત્રો લખી આપતો હતો. સાધારણ રીતે રાજાનો અભિષેક રાજગુરુના હાથે કરવામાં આવતો હતો; પણ એક રાજાની બાબતમાં એક સરદાર અને રાજગુરુ એ બેએ મળીને રાજ્યાભિષેક કર્યો હતો. પ્રાન્તના સુબાઓની બાબતમાં પણ કોઇક વાર રાજગુરુ સિવાયના માણસને હાથે પટ્ટાભિષેક થતો હતો; દા. ત. વિશ્વનાથ નાયકનો પટ્ટાભિષેક પાણ્ડ્ય રાજા ચન્દ્રશેખરને હાથે થયો હતો. એક બે રાજાઓના પ્રસંગમાં જુદે જુદે સ્થળે બે વાર રાજ્યાભિષેક કરવામાં આવેલો હતો.

નવો રાજા ગાદી ઉપર આવે તે પહેલાં જુના કે. રાજાના માનમાં એક ભવ્ય મંદિર બંધાવતો હતો અને તે મંદિરના નિર્વાહને માટે મોટી જાગીર મંદિરને ભેટ કરતો હતો. બિમંગના રાજાઓ પોતાના રાજ્યાભિષેકના દિવસે જ પ્રથમ આ મંદિરમાં પ્રવેશ કરીને

પોતાના મહેલમા પ્રવેશ કરતા હતા; અને દર વર્ષે આ મંદિરમા અનેક પ્રકારના મહોત્સવો અને ભજનકીર્તનો કરવામાં આવતા હતા

વિજયનગરના રાજાઓનો રાજ્યાભિષેક વિરૂપાક્ષના મંદિરમા કરવામા આવતો હતો એમ શિલાલેખો ઉપરથી સ્પષ્ટ જણાય છે પણ અચ્યુતદેવરાયનો અભિષેક કાનહસ્તિના મંદિરમા થયો હતો, અને આ પ્રમાણે બીજા કેટલાક રાજાઓનો રાજ્યાભિષેક અન્ય સ્થળોમા થએલો હતો રાજ્યાભિષેકપ્રસંગે અચ્યુતદેવરાયે કેટલાક બંદરોએ જતા આવતા માલ ઉપરનો કર કાઢી નાખ્યો હતો આ રાજાનો બે વાર અભિષેક થયો હતો એક વાર, ઉપર લખ્યા પ્રમાણે, કાનહસ્તિના મંદિરમા, અને બીજી વાર વિજયનગરમા. (રાજનાથકૃત 'અચ્યુતરાયાભ્યુદય' ). સાલુવ નૃસિંહનો પણ બે વાર રાજ્યાભિષેક થયો હતો એમ કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે (વેન્કોમા રાવકૃત 'વ્યાસયોગિચરિતમ્' ). આ પ્રસંગોએ રાજ્યના મોટા સરદારો અને વિદ્વાન્ બ્રાહ્મણો હાજર હતા. કૃષ્ણદેવરાયના રાજ્યાભિષેકસમારંભમા ચરવિતિ બુક્કરાજ, વીર નંદયનવરુ, વીર વેનુમોટીવરુ, પેમ્મસનિવરુ, બુદિહનિવરુ રેનવરુ અને બીજા મોટા રાજાઓ પોતાના હાથી, ઘોડા અને પાયદળના લશ્કર સાથે હાજર રહ્યા હતા

અચ્યુતરાયના રાજ્યાભિષેક વિષે રાજનાથ (અચ્યુતરાયાભ્યુદય, સર્ગ ૬, શ્લોક ૩૪–૩૫, ૩૭–૫૦) નીચે પ્રમાણે વર્ણન કરે છે —

**અચ્યુતરાયનો રાજ્યાભિષેક**

કંચુકીઓના જથ્થોથી ગાજી રહેતા અને અલંકૃત કરેલા અભિષેકમંડપમા રાજા પોતાના એક આપ્ત રાજન્ય સાથે ધીમે ધીમે ગયા તે વખતે નાલીઓ ગવાવા લાગી, અને મૃદંગ, વીણા, વેણુ, ભેરી, ઝર્ઝર, ઢાગ અને કાહ્ય જેવા

વાજીત્રો વાગવા લાગ્યા આઓએ સુવર્ણના કલશમાથી, પોતાના ફરતા નયનોના કિરણોમાથી જાણે ઝરતુ હોય એવા ગન્ધજલ વડે રાજાનો અભિષેક કર્યો જ્યારે કુકુમયુક્ત જલથી રાજાનો અભિષેક થયો ત્યારે પર્વતમાથી ઝરતી ધાતુઓ વડે સિંચાએલા હાથી અને નાયકાનની સધ્યા વડે શોભતા ચન્દ્રની માફક તે રાજા શોભવા લાગ્યો મણ્ડપના વિદિનાગણમા હરિચન્દનોદક લોકોએ જોયુ અને વિચાર્યુ કે નવા રાજાને પતિ તરીકે જોઈને પૃથ્વીનો અનુરાગ બહાર આવ્યો છે વર્ષાઋતુમા સ્નાન કરી પછી શરદ્ઋતુમા જેમ પર્વત સ્વચ્છ મેઘને ધારણ કરે છે તેમ સ્નાનવિધિ થયા પછી રાજાએ શ્વેત વસ્ત્ર ધારણ કર્યું પછી બીજી બધી ક્રિયાઓ સમાપ્ત કરીને રાજા સિંહાસન ઉપર બેઠો અને સુમેરુસગી કલ્પવૃક્ષની માફક અને સૂર્યના મડલમા રહેલા ચન્દ્રની માફક જણાવા લાગ્યો રાજાની આગળ પરિચારિકાજનોએ નીરાજનના દીવાઓ મળગાવ્યા, અને દિશાની ભ્રાન્તિના મિષે ગગનનો નાશ કરતા પ્રતાપના પૂર્વરગ થયો જ્યારે પાતાનો પ્રિયતમ પતિ લક્ષ્મીથી શોભતો હતો ત્યારે પૃથ્વીએ નૃત્ય કરવા માડયુ. જ્યારે વર્ષાઋતુમા મેઘ જોવામા આવે છે ત્યારે શુ મયૂરીઓ નાચતી નથી ? રાજાની આજુબાજુ વિલાસી ચામરના ચમરીઓ ફરવતા હતા અને જાણે હિમાલય ઉપર પવનમા અફળાવાથી ગગા નદીના જલના મ પ્રવાહો વહેતા ન હોય એમ જણાતુ હતુ રાજાની ઉપર મે છત્રો ધારણ કરવામા આવ્યા હતા અને તેથી મનુક્રમ પોતાના કુલના રાજાઓનુ રક્ષણ કરે છે એમ માનીને સૂર્ય અને ચદ્ર અનુગ્રહ કરવાને માટે આવ્યા એમ જણાતુ હતુ કલિંગ દેશના રાજાએ કચાચિત્ ધારણ કરી હતી, મગધરાજે મણિથી શોભતી પાદુકા ધારણ કરી હતી, મગધિપે ચામર મજરી ધારણ કરી હતી, અને સિંહલેન્દ્ર

ખંજર ધારણ કર્યું હતું. રાજાઓએ અચ્યુતરાયની આગળ સુવર્ણનાં પુષ્પો વેરીને ભક્તિભાવથી નજરાણું કર્યું, અને ચન્દ્રવંશના મણિને નમન કરતી વખતે એક બીજાના કિરીટો અથડાયા. સલગરાજની ઉત્તમપુત્રી વરદામ્બિકાનો મહિષી તરીકે તે વખતે રાજ્યાભિષેક થયો. જેમ આદિ પુરુષ વિષ્ણુએ દેવોને માટે સુવર્ણરૂપ મેરુ પર્વત કર્યો તેમ આ રાજાએ પોતે પૃથ્વીના દેવોને માટે સુવર્ણમેરુ બનાવ્યો. અચ્યુતરાયે ચિનવેંકટાદ્રિને પણ યુવરાજ તરીકે સ્થાપ્યો; અને આ પ્રમાણે રાજ્યમાં રહેલી રાજ્યલક્ષ્મીએ કૌમારનું સૂચન કર્યું.

**ત્રાવણકોરના રાજાઓનો રાજ્યાભિષેક**

ત્રાવણકોર રાજ્યમાં માતૃપક્ષ તરફથી ગાદીનો અધિકાર મળે છે. એટલે એક રાજાની પછી તેનો ભાઇ અને ભાઇ ન હોય તો ભાણેજ-જેને યુવરાજ તરીકે એલિયા રાજા કહેવામાં આવે છે તે-પછી રાજ્યગાદી ઉપર બેસે છે. જુના રાજાના મરણ પછી તેરમે દિવસે યુવરાજને રાજ્યાભિષેક કરવામાં આવે છે. ઇ. સ. ૧૭૫૦માં ત્રાવણકોર ઉપર જ્યારે બીજા હિન્દુ રાજાએ ચઢાઇ કરી ત્યારે તે વખતના ત્રાવણકોરના રાજા માર્તંડ વર્માએ સમયસૂચકતા વાપરી આખું રાજ્ય પદ્મનાભસ્વામીને ભેટ કરી દીધું, અને તેને પરિણામે ચઢાઈ કરવા આવેલો રાજા લડાઇ કર્યા વિના ચાલ્યો ગયો. ઇ. સ. ૧૭૫૦ થી આજ સુધી ત્રાવણકોરના બધા રાજાઓ પોતાની જાતને કુલદેવતા પદ્મનાભસ્વામીના દાસ કહેવડાવે છે, અને તેથી તે રાજાઓનો મુખ્ય ઇલકાબ " પદ્મનાભદાસ " છે.

રાજ્યાભિષેકને દિવસે નવો રાજા પદ્મનાભસ્વામીના મંદિરમાં

જાય છે, અને ત્યા જ એક પ્રકારનો રાજ્યાભિષેકનો વિધિ થાય છે ઇ સ. ૧૭૫૦ થી રાજ્યના માલીક પદ્મનાભસ્વામી છે, તેથી રાજ્યગાદી ઉપર બેસવાનો અધિકાર પદ્મનાભસ્વામી પાસેથી જ બ્રાહ્મણો દ્વારા લેવાનો છે પદ્મનાભના મંદિરમા બ્રાહ્મણ પૂજારીઓ રાજાને રાજમુકુટ દેવ તરફથી અર્પણ કરે છે, અને નિર્વાહને માટે ચોખા અને વસ્ત્ર આપે છે ઓરીસ્સાના રાજાઓ પણ આ પ્રમાણે ઘણા વર્ષો સુધી જગન્નાથને પોતાના રાજ્યના સ્વામી તરીકે સ્વીકારતા હતા અને પોતાની જાતને 'જગન્નાથદાસ' કહેવડાવતા હતા ત્રાવણકોરના રાજાઓ પદ્મનાભના સેવક તરીકે જ રાજ્ય કરે છે. પદ્મનાભના મંદિરમા મુખ્ય કોશાધ્યક્ષ રાજાને પાળવાના નિયમો શાસ્ત્રમાથી ગુંથવા રાજાની આગળ વાચે છે. પછી રાજા દેવને પ્રસાદ ધરાવે છે, અને મંદિરની પ્રદક્ષિણા કરીને દેવને સાષ્ટાગ દણ્ડવત્ પ્રણિપાત કરે છે પછી પવિત્ર જળથી રાજાનો અભિષેક કરવામા આવે છે આ બધો વિધિ પૂર્ણ થયા પછી મંદિરના મુખ્ય આચાર્ય નવા રાજાને રાજ્યની તલવાર અને પટો, ચંદનના ભુકા જેવી પ્રસાદી નાળીએર અને ચોખા આપે છે ત્યા જ ચોખાને ગધવામા આવે છે અને રાજા તેનુ ભક્ષણ કરે છે. પછી મંદિરની વ્યવસ્થાપક સમિતિના આઠ બ્રાહ્મણ સભ્યો—યોગક્કરો—રાજાને રાજ્ય કરવાનો પટો આપે છે રાજા પ્રતિજ્ઞા લે છે કે 'હુ ન્યાયથી રાજ્ય કરીશ' ફરીથી મંદિરની પ્રદક્ષિણા કરીને રાજા મહેલમા જાય છે અને પહેલવહેલા હુકમ ઉપર સહી કરે છે. આ પ્રમાણે જ્યારે રાજા ગાદીએ બેસે છે ત્યારે રાજ્યના બધા મંદિરોમા રાજાના આરોગ્ય અને સમૃદ્ધિને માટે પૂજા અને યાગો કરવામા આવે છે, અને રાજાના સ્નેહીઓ અને મુત્સદ્દી અધિકારીઓ અભિનન્દન આપે છે.

પછી અનુક્રમે ક્રીડનામાં આવેલા મોટા હૉલમાં દરબાર ભરવામાં આવે છે અને તેમાં અંગ્રેજ સરકાર નવા રાજાને રાજ્યગાદી ઉપર કાયદેસર બેસાડીને રાજા તરીકે સ્વીકારે છે આ દરબારથી રાજ્યારોહણની પ્રસિદ્ધિ થાય છે, અને તેજ દિવસથી રાજાના રાજ્યના સમયની ગણતી થાય છે કમીશનના બધા અંગ્રેજ અમલદારોને અને દેશના બધા યુરોપિયનોને આ દરબારમાં આવવાનું નિમંત્રણ આપવામાં આવે છે રાજ્યમાંથી અસંખ્ય માણસો આ મહોત્સવ જોવાને માટે ઘણા દૂરથી આવે છે શહેરમાં અનેક પ્રકારની શોભા કરવામાં આવે છે

નિશ્ચિત સમયે જ્યારે રેસિડેન્ટ દરબારમાં આવે છે ત્યારે સલામીની તોપો ફૂટે છે સત્કાર થયા પછી રેસિડેન્ટ રાજાનો હાથ ઝાલીને રાજ્યગાદી સુધી જાય છે અને જમણી બાજુની ખુરશી ઉપર બેસે છે નાયર બ્રિગેડના કમાન્ડિંગ ઑફિસર બીજી બાજુએ બેસે છે અને બીજા બધા રાજકુમારો અને અંગ્રેજ અધિકારીઓ અને પરોણાઓ પોતાની પત્નીઓ સાથે બન્ને બાજુએ પોત પોતાને સ્થાને બેસી જાય છે દરબાર હૉલમાં હાથીદાંતની બનાવેલી રાજગાદી હોય છે તેના ઉપર તકીઆઓ દાન અને હથીઆરો મૂકવામાં આવેલા હોય છે, અને ચાંદીના થાંભલાઓ ઉપર રહેતી ઝગઝગતી છતને લીધે ગાદીની શોભામાં અપૂર્વ વધારો થાય છે આ રાજ્યગાદીની પાસે મુખ્ય પ્રધાન અને બીજા રાજપ્રિય અમલદારો પોતપોતાના દરજ્જા પ્રમાણે વેશ ધારણ કરીને ઉભા રહે છે રેસિડેન્ટ અને કમાન્ડિંગ ઑફિસર નવા રાજાને આ ગાદી ઉપર બેસાડે છે રેસિડેન્ટ રાજચિહ્ન તરીકે જુના રાજાઓએ વારા કરતી પહેરેલી એક રત્નજડિત, મોતીના બે તોરાવાળી અને પીંછાવાળી પાઘડી નવા રાજાને ભેટ આપે છે, અને નવો

રાજા તરત જ ગાદીના નવા વારસને—એનયા રાજાને—પોતાની યુવરાજ તરીકેની પાઘડી આપે છે. પછી મદ્રાસના ગવર્નરનો જાહેર ઢંઢેરો વાચવામા આવે છે. આ ઢંઢેરો નવા રાજાને મહારાજા તરીકે જાહેર કરે છે, અને ત્રાવણકોરની સર્વ પ્રજાને પોતાના નવા મહારાજાને સ્વીકારી તેમની આજ્ઞાનુ પાલન કરવાનુ કહે છે આ ઢંઢેરો વચાયા પછી સલામીની તોપો ફૂટે છે ગવર્નરના ઢંઢેરાનુ મલયાલમ્ ભાષામા ભાષાન્તર કરવામા આવે છે આ ભાષાન્તર નવા રાજાના પોતાના ઢંઢેરા સાથે મહેલની બહાર પ્રજા આગળ વાચવામા આવે છે, અને તે વખતે રાજા, રેસિડેન્ટ અને દરબારમા હાજર રહેના સદ્‌ગૃહસ્થો દરબારગૃહની આગળના નાના ઓટલા ઉપર ઉભા રહે છે પછી રીથી સલામીની તોપો ફુટયા પછી નવા રાજાની ઉમ્મરના વર્ષની સખ્યા જેટલા કેદીઓને છૂટા કરવામા આવે છે મહારાજા ભાષણ દ્વારા પોતાની લાગણી વ્યક્ત કરે છે, અને કેવા ધારણ પોતે રાજ્ય ચલાવશે તે જાહેર કરે છે ફરીથી સલામીની તોપો ફુટે છે અને સધાને પાનસોપારી આપ્યા પછી દરબાર મરખાસ્ત થાય છે

આ દરબાર પૂરો થયા પછી રાજા ફરીથી ગાદી ઉપર બેસે છે અને બીજો દરબાર ભરાય છે આમા રાજ્યના અધિકારીઓ પોતાના દરજ્જા પ્રમાણે રાજાને નજરાણુ ધરે છે પહેલા તો પોતાના પગારનો દસમો ભાગ નજરાણુ તરીકે આપવામા આવતો હતો હમણા તો બહુ અલ્પ રકમ જ નજરાણા તરીકે આપવામા આવે છે

બપોર પછી ત્રણ વાગે રાજા પાલખીમા બેસીને સ્વારીરૂપે શહેરમા પ્રદક્ષિણા કરવાને માટે નીકળે છે આ સ્વારીમા દીવાન, બીજા અધિકારીઓ અને લોકો હોય છે લશ્કર પણ હોય છે રાજ

સિવાયના બીજા બધા ય માણસો સ્વારીમાં છત્રી વિના પગે ચાલે છે. સ્વારી નગરમાં મુખ્ય મુખ્ય રસ્તાઓ ઉપર ફરીને પાછી રાજમહેલમાં આવે છે. અને રાજા મહેલની અગાશીમાં આવે છે કે તરત જ સલામીની તોપો ફુટે છે અને બંદુકોના ત્રણ્ણે વાર અવાજ થાય છે. પછી બ્રાહ્મણોને દાન કરવામાં આવે છે. સાંજે રેસિડેન્સીમાં રાજ્ય તરફથી ખાણાનો ભવ્ય સમારંભ યોજવામાં આવે છે. બીજે દિવસે નવો રાજા સ્વારીના રૂપમાં રેસિડેન્ટને મળવા જાય છે.

ત્રાવણકોર રાજ્યમાં રાજ્યાભિષેકવિધિને અંગે ભરાતા રેસિડેન્ટના દરબાર જેવો જ રેસિડેન્ટદરબાર કોચીન રાજ્યમાં પણ ભરાય છે. ધાર્મિક વિધિઓમાં કેટલાક સ્થાનિક ફેરફારો જોવામા આવે છે.
ભોજન કરાવીને દક્ષિણા આપવામાં આવતી હતી.

( કે. પી. પદ્મનાભ મેનનકૃત કેરલનો ઇતિહાસ. ભાગ ૧ )

**કાલીકટના ઝામોરીનનો રાજ્યાભિષેક**

ઝામોરિન કુટુમ્બના રીત રીવાજો વિષે ઘણા પોર્ચુગીઝ વિદ્વાનોએ લખેલું છે. જુના રાજાના મરણ પછી તેર દિવસ સુધી આશૌચ પાળવામાં આવતું હતું, યુવરાજના હાથમાં રાજ્યની સત્તા ન હતી, તેમજ તેનો રાજ્યાભિષેક પણ કરવામાં આવતો ન હતો. આશૌચના સમયમાં એક અધિકારી રાજા જેવી સત્તા ચલાવતો હતો, અને રાજ્ય કરતો હતો. આ અધિકાર વંશપરંપરાથી ચાલતો આવતો હતો. આ તેર દિવસ સુધી યુવરાજનો રાજ્યાભિષેક ન કરવાનું મુખ્ય કારણ એ હતું કે આટલા સમયમાં કોઇ વિરોધી ઉભો થાય છે કે નથી થતો એ જાણવાનું સુગમ પડે. તેર દિવસ પછી રાજ્યના બધા

જુના અધિકારીઓ અને સત્તાવાળાઓ યુવરાજ પાસે આવતા અને તેની પાસે શપથ લેવડાવતા કે ' જુના રાજાના બધા કાયદાઓ હું પાળીશ, જુના રાજાનું દેવું હું આપી દઈશ અને પહેલાંના રાજાઓએ જે ગુમાવ્યું છે તે પાછું મેળવીશ'. આ પ્રતિજ્ઞા લેતી વખતે નવો રાજા પોતાના ડાબા હાથમાં ખુલ્લી તલવાર રાખતો હતો; અને જમણા હાથથી ઝગઝગતી દીપમાળની મધ્યમાં રહેલી સુવર્ણની વીંટીને સ્પર્શ કરતો હતો. આ પ્રમાણે શપથવિધિ થયા પછી બધાઓ નવા રાજાના માથા ઉપર અક્ષત ફેંકતા હતા અને સૂર્યના મંત્રો બોલતા હતા. ત્યાર પછી રાજાના કુટુમ્બીઓ, સરદારો, અને અધિકારીઓ પ્રતિજ્ઞા લેતા હતા કે ' પહેલાંની માફક જ અમે બધા આપની આજ્ઞા પાળીશું અને નિમકહલાલ રહીશું '. આ પ્રમાણે નવા રાજાનો રાજ્યાભિષેક થતો હતો. જુના રાજાના મરણ પછી એક વર્ષ સુધી નવા રાજાને કેટલાક નિયમો પાળવાના હતા: હજામત કરાવવી નહિ, રોજ પ્રાર્થના કરવી, એક વાર જમવું વગેરે. વર્ષ પૂરૂ થયા પછી ત્રણ દિવસ સુધી એક મહોત્સવ ઉજવવામાં આવતો હતો. તે વખતે લગભગ એક લાખ માણસો એકઠા થતા હતા, વિદ્વાન બ્રાહ્મણોને નિમંત્રણ આપીને બોલાવવામાં આવતા હતા, તેમને ભોજન કરાવીને દક્ષિણા આપવામાં આવતી હતી.

( કે. પી. પદ્મનાભ મેનનકૃત કેરલનો ઇતિહાસ, ભાગ ૧ )

× ૪ ×

## વડોદરાના શ્રીમંત ગાયકવાડ મહારાજાઓનો રાજ્યાભિષેક

વડોદરાના જુના શ્રીમંત ગાયકવાડ મહારાજાઓ વિષેની થોડી ઘણી હકીકત વડોદરા રાજ્યની દફતરકચેરીમાં રાખવામાં

આવેલા દફતરોમાંથી મળી આવે છે. તેના આધારે અહીં હકીકત આપવામા આવી છે.

**પ્રાસ્તાવિક**

પહેલા રાજ્યાભિષેકનો સમારંભ બહુ ભપકાથી કરવામા આવતો ન હતો, એટલે એ વિશેની માહીતી સ્વાભાવિક રીતે બહુ જ ઓછી મળે છે. ગુજરાતમાં મરાઠી સત્તાની સ્થાપના શ્રીમંત પિલાજીરાવ ગાયકવાડે ઇ. સ. ૧૭૨૧-૨૩ મા કરી અને વડોદરા રાજ્યના ઇતિહાસનો આરંભ થયો. પિલાજીરાવ, દમાજીરાવ બીજા, સયાજીરાવ પહેલા અને તેમના ભાઇઓ, અને ગોવિન્દરાવ આ બધાએ સતારાના છત્રપતિના ' સેના ખાસખેલ ' હતા, એટલે એમણે પોતાનો રાજ્યાભિષેક કર્યો ન હતો આનન્દરાવ ગાદી ઉપર બ૦ ત્યારે એ ' સેના ખાસખેલ ' હતા, પણ આગળ ઉપર તેમણ સતારાની ગાદી થી પોતે સ્વતંત્ર છે એમ જાહેર કર્યું. સયાજીરાવ બીજા ( ઇ સ ૧૮૧૯-૧૮૪૭ ) એમનો સ્વતંત્ર મહારાજા તરીકે પહેલ વહેલો અભિષેક તા ૮-૪-૧૮૨૦ ને દિવસ થયો હતા આ વિષે વધારે માહીતી મળતી નથી

**શ્રીમંત આનન્દરાવ ગાયકવાડનો રાજ્યાભિષેક**

શ્રીમંત આનન્દરાવ ગાયકવાડના રાજ્યાભિષેક સમયે અનેક મંદિરોને દાન આપવામા આવ્યુ હતુ. જે જુરી, વડોદરા અને નિમ્ગગાવના ખંડોબાના મંદિર જેવા ચૌદ મંદિરોને અને ઠાકોરજી અને સ્થાનિક મંદિરોને રૂા ૫૧૫ ૪ ૦ ની ભેટ આપવામા આવી હતી. જૂના રાજાઓની છત્રીઓને રૂા ૩૫૦)ની ભેટ કરવામા આવી હતી વિદ્વાન શાસ્ત્રીઓને દક્ષિણા આપવામા આવી હતી ગાદી, જરી-પટકો, મુદ્રા અને તલવાર જેવા રાજચિહ્નોની પૂજા કરવામા

આવી હતી. રાજકુટુંબના માણસોને, સરદારોને, દરખદારોને અરબ જમાદારોને અને કંપનીના યુરોપીઅન અમલદારોને પોશાક આપવામાં આવ્યો હતો. દફતરોમાંથી આટલી જ વીગતો મળી આવે છે. દરબાર અને બીજી બધી વિધિઓ વિષે જાણવાનું કાંઈ પણ સાધન મળતું નથી.

**શ્રીમંત ગણપતરાવ ગાયકવાડનો રાજ્યાભિષેક**

શ્રીમંત ગણપતરાવ ગાયકવાડ સંવત્ ૧૯૦૪ના પોષ સુદિ ૧૨ને સોમવારે, તા. ૧૭–૧–૧૮૪૮, ગાદી ઉપર આવ્યા. તે સમયે વડોદરામાં આઉટ્રામ રેસિડેન્ટ હતા. રાજ્યાભિષેક અને રાજ્યારોહણને અંગે પોષ સુદિ ૧૨ને સોમવારે જાહેર સમારંભ રાખવામાં આવેલો હતો. આ સમારંભનું નિમંત્રણ આપવા સારૂ રા. ભાસ્કરરાવ વિઠ્ઠલ અને રા. ગોવિન્દરાવ રોડે વકીલ શનિવારે રેસિડેન્ટ સાહેબને મળ્યા અને આગ્રહપૂર્વક નિમંત્રણ આપ્યું, અને સોમવારના કાર્યક્રમની બધી માહીતી આપી.

સોમવારને દિવસ પ્રાતઃકાળે શ્રીમંત સરકારે મંગલસ્નાન કર્યું, કુલસ્વામીના દર્શન કર્યા, વલ્લભીસંપ્રદાયના રંગીલરાયજી મહારાજ જે તે વખતે ત્યાં પધાર્યા હતા તેમને પગે લાગ્યા, અને પછી માતુશ્રી ચીમનાબાઇ બાઇસાહેબ તથા ગિરિજાબાઇ બાઇસાહેબને પગે લાગ્યા પછી પુણ્યાહવાચન થયા પછી શ્રીમંતે હુજરાતપાગાના ચોકમાં આવેલો જરીપટકો, તલવાર, સાહેબનો બદ, શિક્કો, કટીયાર, વગેરેની પૂજા કરી અને દરેકને પોશાક આપ્યો. પછી કચેરીમાં આવીને રાજગાદી ઉપર તલવાર અને માથે બાંધવાનો ફેંટો મુક્યો. રાજગાદીની સામે બીજી બેઠક ઉપર શ્રીમંત

બેઠા અને તેમણે ગાદીનું પૂજન કર્યું. એ સમયે દિવસની છ ઘડી વીતી હતી. પછી દેવઘરમાં જઈ શ્રીમંત અંબેઘી ઘડી બેઠા. એટલામાં કેમ્પમાંથી રેસિડેન્ટ સાહેબ અને બીજા અરાદ અધિકારીઓ આવી પહોંચ્યા તેમને લેવા માટે શ્રીમંત ખંડેરાવ આપ્પાસાહેબ ગયા. કેમ્પના બધા અધિકારીઓ પોતે પોતાના દરજ્જા પ્રમાણે રાબેતા મુજબ ખુરશી ઉપર બેઠા. અપ્પાસાહેબ ગાદી પાસે જમણી બાજુ બેઠા. પાંઢરે, ઘોરપડે, પાગેદાર, શિલેદાર, શિબંદીના જમાદાર દરખદાર અન્ય સર્વ નિમંત્રિત સદ્‌ગૃહસ્થો હાજર થઇ ગયા હતા.

દિવસની સાતે ઘડી પૂરી થતાં શુભ મુહૂર્તે દીવાનખાનામાં શ્રીમંત ગાદી ઉપર બેઠા, અને તેજ સમયે તોપો ફુટવા માંડી, બંદુકોના અવાજો થવા લાગ્યા અને અનેક પ્રકારનાં વાજીંત્રો વાગવા લાગ્યાં. પ્રથમ અંગ્રેજ સરકાર તરફથી રેસિડેન્ટે શ્રીમંતને પોશાક આપ્યો અને પછી રેસિડેન્ટ તરફથી અહેર થયો. ત્યાર પછી સરકારના સરદાર, દરકદાર તથા સદ્‌ગૃહસ્થોનો અહેર થયો. આ પ્રમાણે બધાનો અહેર થયા પછી રેસિડેન્ટ તથા કેમ્પના અન્ય અધિકારીઓને શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી પોશાક આપવામાં આવ્યો. પાનસોપારી થયા પછી રેસિડેન્ટ અને કેમ્પના બીજા અધિકારીઓએ શ્રીમંતની રજા લીધી. પછી બીજા બધા લોકોએ નજરાણું કર્યું. શ્રીમંતે બ્રાહ્મણોને વર્ષાસન માટેની પાંચ સનંદો સહી સીક્કા સાથે કરી આપી. પાનસોપારી થયા પછી શ્રીમંત સરકાર દેવઘરમાં ગયા અને કુલસ્વામીનાં દર્શન કર્યાં. રંગીલરાયજી મહારાજે શ્રીમંતને પ્રસાદી આપી. અને સરકાર તરફથી ગોસાંઈજી મહારાજને પોશાક, હારતોરા ઇત્યાદિ આપીને સત્કાર કરવામાં આવ્યો. પછી માતુશ્રી ચિમણાબાઇ બાઇસાહેબને અને ગિરિજાબાઇ

બાઈસાહેબને પગે લાગવા શ્રીમંત અંદરના ભાગમાં ગયા. પછી શ્રીમંત શિલેખાનામાં આવીને બેઠા. ગાદીનશીન થતા પહેલાં શ્રીમંત સરકાર છજ્જામાં જે ઠેકાણે બેસતા હતા તે ઠેકાણે આબેણુ-દરે પીરજાદા તરફથી અહેર થયો, અને સરકારે મીયાને હારતોરા કરી પાનસોપારી આપી. પૂલ ઉપરના છજ્જામાં પીર હાસમઅલી હકીમજીએ તથા નદુરબારવાળા દગુમીયાએ શ્રીમંત સરકારને અહેર કર્યો; અને એ બન્નેને શ્રીમંત સરકારે પાનસોપારી આપી.

પછી દેવદર્શનને માટે શ્રીમંત સરકાર ચાંદીની અબાડીમાં બેઠા અને દસરાની સ્વારી મુજબ તેમની સ્વારી નીકળી. ખવાસખાનામાં ભાસ્કરરાવ વિઠ્ઠલ હતા. મહારાજા સાહેબના ભાઈઓ—આપ્પા સાહેબ, નાના સાહેબ અને દાદાસાહેબ એ ત્રણ ખુદના હાથી ઉપર હતા. સ્વારીમાં પાદરે, ઘોરપડે, નવાબ સાહેબ, વગેરે નાના મોટા સરદારો હતા, જરીપટકા સાહેબ નોબદ હતા, અને દરબદારો પણ હતા. સ્વારી ચરાણપુર દરવાજાથી નીકળી ગોયા દરવાજા બહાર આવી, અને ત્યાંથી ખંડેરાવના દર્શન કરી બેચરાજી માતાના દર્શને ગઈ. પછી કેદારેશ્વર મહાદેવના દર્શન કરી, ગોવિંદરાવ મહારાજ, ગયાબાઈ બાઈસાહેબ (તેમની સ્થાપિત મૂર્તિ હતી) તથા સયાજીરાવ મહારાજની છત્રીના દર્શન કર્યાં.

આ પ્રમાણે દેવદર્શન કરીને શ્રીમંતની સ્વારી કેમ્પમાં રેસિડેન્ટને બંગલે ગઈ, બંગલા પાસે જતા જ સીપાઈઓએ શ્રીમંતને 'કીંગ ડન' ની સલામી આપી, રેસિડેન્ટ શ્રીમંત સરકારને મળ્યા અને, તે વખતે સલામીની એકવીસ તોપો ફુટી. રેસિડેન્ટના બંગલામાં દરબાર ભરાયો, રેસિડેન્ટે શ્રીમંત સરકારને સોગાત (૫ સનગાં) આપી પાનસોપારી વગેરેથી સત્કાર કર્યો. બીજી

બધી મંડળીને પણ રેસિડેન્ટ તરફથી પાનસોપારી વગેરે વડે સંત્કાર કરવામાં આવ્યો. રેસિડેન્ટે શ્રીમંત સરકારને એક હાથી અને એક ઘોડો ભેટ તરીકે આપ્યાં. હાથી ઉપર શ્રીમંત સરકાર બેઠા અને સાથે રેસિડેન્ટ પણ બેઠા. પછી બન્ને જણ કવાયત જોવા ગયા. પછી લકડીપૂલ સુધી રેસિડેન્ટ સાથે આવ્યા. પુલ પાસે શ્રીમંત સરકાર હાથી ઉપરથી ઉતરી પોતાના પટકીના હાથી ઉપર પહેલાંની માફક બેઠા, અને કેદારેશ્વર સુધી આવી ત્યાં આગળ અંબાડીમાં બેઠા. લવાજમા તથા સ્વારી સાથે રાજવાડામાં જતાં ચાર ઘડી રાત થઇ ગઇ. સરકારવાડામાં દાખલ થયા પછી શ્રીમંતે દેવદર્શન કર્યાં અને દીવાનખાનામાંથી બધી મંડળીને રજા આપી. પછી શિલેખાનામાં જઇ રેસિડેન્સી તરફ મોકલવાના કાગળો ઉપર શ્રીમંતે સહી કરી. પરંપરા પ્રમાણે દરેક મહાલ ઉપર મોકલવાના ૨૭ કાગળો તૈયાર કરાવવામાં આવ્યા અને જુના શીક્કાઓને બદલે નવા શીક્કાઓ આપવામાં આવશે એમ વહીટદારોને જણાવવામાં આવ્યું.

શ્રીમંતે કૃષ્ણલાલજી ગોસાઇ મહારાજને નિમંત્રણ આપીને બોલાવ્યા અને દેવઘરમાં બેસાડયા. ગોસાઇજી મહારાજે શ્રીમંત સરકારને પ્રસાદી આપી અને શ્રીમંત સરકારે ગોસાંઇજીને પોતાને હાથે પોશાક આપ્યો, અને હારતોરા કરાવીને વિદાય આપી. ચાર પાંચ દિવસ પછી શીબંદીના જમાદાર મંડળીને નજરાણું કરવા આમંત્રણ આપવામાં આવ્યું. નજરાણું થયું. ત્રણસો બ્રાહ્મણોને નિમંત્રણ આપવામાં આવ્યું હતું; ગાદી ઉપર બેઠા પછી પાચમે અને છઠ્ઠે દિવસે પાંચસો બ્રાહ્મણોને જમાડવામાં આવ્યા હતા, અને દરેક જણને ચાર આના પ્રમાણે દક્ષિણા આપવામાં આવી હતી.

શ્રીમંત ખંડેરાવ ગાયકવાડ સંવત ૧૯૧૩ ના માગશર વદિ ૧ ને શુક્રવારે, તા. ૧૨-૧૨-૧૮૫૬, ગાદી ઉપર બેઠા. તે વખતે મિ ડેવિસન રેસિડેન્ટ હતા. રેસિડેન્ટ અને બીજા સરદાર, અમનદાર, સદ્‌ગૃહસ્થો વગેરેને દરબારને માટે નિમંત્રણ આપવામાં આવ્યા

**શ્રીમંત ખંડેરાવ ગાયકવાડનો રાજ્યાભિષેક**

હતા. માગશર વદિ ૧ના બ્રાહ્મમુહૂર્તમાં શ્રીમંતે મંગનસ્નાન કર્યું, અને પુણ્યાહવાચન થયું. પછી શ્રીમંતે જરીપટકો, સાહેબ નોબદ, તલવાર તથા શીકકો કટીયારની પૂજા કરી ગાદી ઉપર બેસવાનું મુહૂર્ત એક ઘડી અને સત્તર પળનું હતું. તે પહેના શ્રીમંત સરકાર દેવઘરમાં બેઠા હતા એટલામાં રેસિડેન્ટ મિ. ડેવિસન અને કેમ્પના બીજા ઓગણીસ અધિકારીઓ કેમ્પમાંથી ત્યાં આવી પહોંચ્યા તેમને લેવાને માટે મૃગાસન પાસે ગોવિન્દરાવ રાવસાહેબ તથા ગણપતરાવ ભાઉ સાહેબ સામે ગયા આ વખતે પાઢરે, ઘોરપડે, પાગેદાર, શિબંદીના જમાદાર, દરખદાર, સદ્‌ગૃહસ્થો, સરકારના કામદારો–આ બધા હાજર હતા દીવાનખાનામાં દરબાર ભરાયો હતો ગાદી ઉપર બેસવાના મુહૂર્તે રેસિડેન્ટ, ગોવિન્દરાવ રાવસાહેબ અને ગણપતરાવ ભાઉસાહેબ એ ત્રણ જણાઓ દેવઘરના દરવાજા પાસે ગયા પછી શ્રીમંત સરકાર સ્વારી બહાર આવી રેસિડેન્ટ સાથે હસ્તધૂનન કર્યું અને એક બીજાનો હાથ ઝાલી દીવાનખાનામાં પધાર્યા ગાદી પાસ આવી ગાદીની પૂજા કરીને ઉત્તર દિશાએ મુખ કરી શ્રીમંત સરકારે ગાદી ઉપર પગ મૂકયો પછી પશ્ચિમ દિશાએ મુખ કરી ગાદી ઉપર તે બેઠા, અને તરત જ સલામીની તોપો ફુટવા માંડી, બંદૂકના અવાજો થયા અને વાજાં અને શરણાઈ વગેરે વાજીંત્રો વાગવા લાગ્યા

પ્રથમ અંગ્રેજ સરકાર તરફથી શ્રીમંતને અહેર થયો, અને પછી રેસિડેન્ટ તરફથી અહેર થયો. તેમાં શાલ, માથે બાંધવાનો ફેંટો, કીનખાબ, મલમલ, મોતીની કંઠી, શિરપેંચ, પદકજડાવી, તોરો. વીંટી, બીકબાળી ( કાનમાં પહેરવાનો એક અલંકાર ) વગેરે વસ્તુઓ હતી. પછી કલકત્તાના ગવર્નર જનરલ સાહેબે તથા કવસલદાર આસામી ૭ ને સરકારમાંથી પોશાક આપવામાં આવ્યો, તથા કંઠી, શિરપેંચ તોરો, સ્હોચીઓ અને વીંટી એ પ્રમાણે ભૂષણો આપવામાં આવ્યાં. રેસિડેન્ટને અને કેમ્પના કર્નલને શ્રીમંત સરકારે પોતાના હાથે કંઠી, શિરપેંચ અને પાંચ સણગી પોશાક આપ્યો. કેમ્પના બીજા અધિકારીઓને પણ શાલ પાઘડી આપવામા આવી હતી. પાન સોપારી થયા પછી રેસિડેન્ટ અને કેમ્પની મંડળી ઉઠી. શ્રીમંત સરકાર દાદર સુધી તેમને વિદાયમાન આપવા ગયા હતા; અને બન્ને કારભારીઓ મૃગાસન સુધી ગયા હતા. રેસિડેન્ટ વગેરે કેમ્પના અધિકારીઓ બગીમાં બેસીને લહેરીપુરા દરવાજેથી કેમ્પ તરફ ગયા.

પછી શ્રીમંત સરકાર ફરીથી દરબારમાં ગાદી ઉપર બેઠા, અને કારભારીઓ પણ સ્વસ્થાને આવીને બેઠા. દરબાર વગેરે તરફથી નજરાણાં તથા અહેર થયાં. પછી વર્ષાસનની ત્રણ સનદો નીચે પ્રમાણે કરી આપીઃ— ( ૧ ) બાળંભટ્ટ ઘાગરેને રૂ. ૨૦૦); ( ૨ ) દાજી જોષી ચિત્રોડા બ્રાહ્મણને રૂ. ૪૦૦); અને સિદ્ધનાથના બાળભટ્ટજી મહારાજને રૂ. ૮૦૦); અને ગાદી ઉપર બેઠા બેઠાજ સહી શીક્કા કરી આપ્યા રેસિડન્સી તરફ જે પાંચ યાદીઓ મોકલવાની હતી તેના ઉપર પણ સહી કરી. બધાંને પાનસોપારી આપી, અને દરબાર બરખાસ્ત થયો. પછી દસ વાગે શ્રીમંત સરકાર દેવઘરમાં ગયા. ત્યાં ગોવર્ધનનાથજી ગોસાઇ મહારાજ

તથા રંગીલરાયજી મહારાજ તરફથી શ્રીમંત સરકારને પોશાક અને પ્રસાદી આપવામાં આવ્યાં. પછી શ્રીમંત સરકાર ગજરાબાઇ સાહેબને તથા બયાબાઇ સાહેબને પગે લાગવા ગયા. ત્યાંથી આવ્યા પછી શ્રીમંતે ખંભાતના ગોસાંઈજી મહારાજ તથા ડાકોરના શ્રીરણછોડરાયજી તરફથી પોશાક અને પ્રસાદી લીધાં. પછી મેડા ઉપર કોઠાબાજના બંગલામાં વજીરઅલ્લી ખાનબાદ હકીમ સાહેબ, નંદુરબારના પીરજાદા, ગીરશા હકીમજી દગુમીયાં તથા આભોણકર - મીયાંનો શ્રીમંતને અહેર થયો; અને શ્રીમંતે તે બધાંનો પાનસોપારીથી સત્કાર કર્યો. બધાઓ શ્રીમંતની રજા લઇને ઘેર ગયા.

શ્રીમંત સરકાર દેવદર્શન કરવાને માટે ચાંદીની અંબાડીમાં બેસીને સ્વારીરૂપે શહેરમાં નીકળ્યા. અંબાડીના ખવાસખાનામાં રા. કૃષ્ણરાવ વિઠ્ઠલ હતા. સ્વારી લહેરીપુરાના દરવાજાની બહાર આવીને ખંડેરાવનાં દર્શન કરવા ગઈ. પછી બોલાઇ માતા અને બેચરાજી માતાના દર્શન કરીને શ્રીમંતસ્વારા કેદારેશ્વરનાં દર્શન કરવા ગઇ. ત્યાં કૈલાસવાસીઓની છત્રીઓનાં દર્શન કરીને ભોજન કર્યું. પછી છ ઘડી દિવસ રહ્યો ત્યારે ત્યાંથી સ્વારી કેમ્પમાં રેસિડેન્ટને બંગલે ગઇ. બંગલા આગળ જતાં સિપાઇઓએ શ્રીમંતને સલામી આપી. રેસિડેન્ટ શ્રીમંતને તેડવા સારૂ બંગલા બહાર આવ્યા, અને શ્રીમંતે તેમની જોડે હસ્તધૂનન કર્યું. તે વખતે સલામીની એકવીસ તોપો ફુટી, અને બંદુકોના ત્રણ વાર અવાજ થયા. રેસિડેન્ટના બંગલામાં શ્રીમંત સરકાર કેટલીક મંડળી સાથે ગયા. રેસિડેન્ટે શ્રીમંત સરકારને પોશાક અને અલંકારો આપ્યા, એક હાથી અને એક ઘોડો નજર કર્યાં, અને પાનસોપારી વગેરે આપ્યાં. પછી રેસિડેન્ટ, શ્રીમંત સરકાર અને

રા. ગોવિંદરાવ રોડે એ ત્રણ પુરુષો હાથી ઉપર બેસીને કવાયત જોવા મેદાન ઉપર ગયા. પલટણના અમલદારો તથા સીપાઇઓએ સલામી આપી, એકવીસ તોપો ફૂટી અને બંદુકના અવાજો ત્રણ ચાર થયા. ત્યાર પછી સાદી કવાયત થઇ. કવાયતના મેદાન પર રેસિડેન્ટ હાથી ઉપરથી નીચે ઉતર્યા, અને શ્રીમંત સરકાર અંબાડીમાં પાછા ફર્યા. શ્રીમંત નવાબજારમાંથી ચાંપાનેર દરવાજે આવ્યા, અને ત્યાંથી સરકાર વાડામાં પધાર્યા. દેવદર્શન કર્યા પછી શ્રીમંતે દરબાર મંડળીને દીવાનખાનામાંથીજ રજા આપી.

**શ્રીમંત મલ્હારરાવ ગાયકવાડનો રાજ્યાભિષેક**

શ્રીમંત મલ્હારરાવ ગાયકવાડ સંવત ૧૯૨૭ના માઘ સુદી ૩ને દિવસે, તા. ૨૩-૧-૧૮૭૧, ગાદી ઉપર બેઠા. ગાદી ઉપર બેસવાનું મુહૂર્ત બપોરે સવા બાર વાગે હતું. પ્રાતઃકાલમાં મંગલ સ્નાન કરીને શ્રીમંતે દેવઘરમા જઇ દેવસેવા કરી. પુણ્યાહવાચન થયા પછી તેમણે જરીપટકા, સાહેબનોબદ વગેરેની પૂજા કરી. ઉપરના મેડે ઝવેરખાનામા તૈયાર કરેલા નવા સોનાના સીક્કનું તથા કટીયારનું તેમણે પૂજન કર્યું. પછી દેવઘરમા આવીને તેમણે નિત્યદાન તથા ગ્રહદાનો આપ્યા, અને બ્રાહ્મણોને નિમંત્રણની સોપારીઓ આપી. પછી દરિયાના જળથી શ્રીમંતનો અભિષેક થયો. બરાબર અગીઆર વાગે હરિબા દાદા રેસિડેન્ટને તેડી લાવવા સારૂ કેમ્પમાં ગયા. કેમ્પમાથી રેસિડેન્ટ, નેટિવ આસિસ્ટન્ટ રા. હરિ આપાજી અને રા. હરિબા દાદા એ ત્રણ જણ બાર વાગે સરકારવાડામાં આવી પહોચ્યા. શ્રીમંતે તેમનો સત્કાર કર્યો.

મુહૂર્તનો સમય પાસે આવતાં હરિબા દાદાની સૂચનાથી

રેસીડેન્ટ દેવઘર પાસે ગયા. શ્રીમંત સરકાર અલંકારો પહેરીને દેવઘરમાંથી બહાર આવતા હતા. રેસિડેન્ટ શ્રીમંતનો હાથ ઝાલીને ગાદી સુધી લઇ આવ્યા. શ્રીમંત પશ્ચિમ દિશાએ મુખ કરીને મુહૂર્તઘટિકા પૂરી થતાની સાથે બરાબર સવા બાર વાગે ગાદી ઉપર બેઠા. સરણાઇઓ વાગવા લાગી, બંદુકોના અવાજ થયા, તોપો ફૂટી. રેસિડેન્ટ ગાદીની ડાબી બાજુએ ખુરશી ઉપર બેઠા. હરિબાદાદા, રેસિડેન્ટની ખુરશી અને રાજગાદી એ બેની વચ્ચે બેઠા.

રેસિડેન્ટ અને શ્રીમત સરકારની વચ્ચે પંદરેક મિનિટ વાતચીત થયા પછી રેસિડેન્ટે નેટિવ એસિસ્ટન્ટ રા. હરિ આપાજીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે નીચે પ્રમાણે તમે આ દરબારમાં જાહેરાત કરો. હરિ આપાજીએ નીચે પ્રમાણે ત્યાં જાહેરાત કરીઃ-

"શ્રીમંત ખંડેરાવ મહારાજ મરણ પામ્યા તે વખતે અંગ્રેજ સરકારે દુખવટો-શોક દર્શાવનારો પોશાક-શ્રીમંત મલ્હારરાવ મહારાજને આપ્યો હતો. તે જ સમયે શ્રી. ખંડેરાવ મહારાજ પછી ગાદીના વારસ તરીકે શ્રી. મલ્હારરાવ મહારાજને કબુલ રાખ્યા છે. પરંતુ શ્રી. ખંડેરાવ મહારાજનાં પત્ની શ્રી. જમનાબાઇ સાહેબને જો પુત્ર અવતરે તો ગાદીનો વારસ તે થશે, અને શ્રી. મલ્હારરાવ મહારાજ તેમના પાલનકર્તા તરીકે ચાલુ રહેશે એ પ્રમાણેની કબુલાત શ્રી. મલ્હારરાવ મહારાજે લખી આપી છે. ગાદી ઉપર બેસવાનું મુહૂર્ત આજે જ હોવાથી, અને આગળનું મુહૂર્ત નીકળે તેવું નથી એમ શ્રી. મહારાજાએ કહેવાથી અમો આજે અહીં ખાનગી રીતે આવ્યા છીએ. ગાદીનશીન થયા બદલનો દરબાર અમારા તરફથી આગળ ઉપર થશે."

ઉપર પ્રમાણે હરિ આપાજીએ જાહેરાત કર્યાં પછી રેસિડેન્ટે પોતે પણ એ જ પ્રમાણે જાહેરાત કરી. પછી હરિબા દાદાએ શ્રીમંત સરકારને સરકારી અહેર આપ્યો. શુભ શકુન તરીકે હરિબા દાદા વગેરેના પાંચ અહેરો થયા. સરદાર, માનકરી વગેરેનો અહેર રોકડ રૂપીઆના સ્વરૂપમાં લેવાનો રીવાજ હતો; પણ દરબારમાં, જેનો જેટલા રૂપીઆનો અહેર હોય તેટલી કિમ્મતનું કાપડ જામદારખાનામાંથી લાવી તે કાપડ શ્રીમંત મહારાજા સાહેબ આગળ ધરવામાં આવતું. અહેર કરનારા પાછળથી સરકારમાં રોકડા રૂપીઆ જમે કરાવતા. આ દરબારમાં કાપડ વગેરે લાવવામાં વિલંબ થાય એમ હોવાથી પાનસોપારી આપવાની શરૂઆત કરી. પાનસોપારી પછી રેસિડેન્ટ કેમ્પમાં ગયા.

પછી દરબારમાં રહેલી બીજી બધી મંડળીએ શ્રીમંત સરકારને નજરાણું કર્યું, અને પાનસોપારી થઇ. વર્ષાસનની પાંચ સનંદો, દેવસ્થાનની બે સનંદો, નારાયણ જોષી પાદરાકર તથા સુભા શાસ્ત્રી એ બેની ગાયનની સનંદો, અને પાલખીની નિમણુકની સનદો પર શીક્કા કરવામાં આવ્યા. રેસિડેન્સી તરફ મોકલવાની પાચ યાદીઓ પર સહીં થઇ અને દરબાર બરખાસ્ત થયો. બે વાગે શ્રીમંત સરકાર સોનાની અંબાડીમાં બેસીને દશરાના જેવી સ્વારીના રૂપમાં દેવદર્શન માટે ગયા. ખવાસખાનામાં હરિબા દાદા બેઠા હતા. બોલાઇમાતા, બેચરાજીમાતા વગેરેનાં દર્શન કરીને કેદારેશ્વરમાં કૈં. મહારાજાની છત્રીનાં દર્શન કર્યાં. પછી શહેર બહારના રસ્તેથી મોતીબાગ પાસેથી થઇ ખંડેરાવનાં દર્શન કર્યાં. શ્રીમંતની સ્વારી સાંજે સવાસાત વાગે સરકારવાડામાં આવી, અને શ્રીમંતે બધા લોકોને રજા આપી.

સંવત્ ૧૯૨૮ ના શ્રાવણ વદિ ૧૦ ને ગુરુવારના રોજ

સવારના આઠ વાગે શ્રીમંત સરકારને પોશાક આપવાનું મુહૂર્ત હતું. રેસિડેન્ટ અને કેમ્પના બીજા અધિકારીઓ વખતસર આવી પહોંચ્યા, અને શ્રીમંતે તેમનો સત્કાર કર્યો. મુહૂર્તના સમયે શ્રીમંત ગાદી ઉપર બેઠા, અને અંગ્રેજ સરકાર તરફથી રેસિડેન્ટે શ્રીમંતને પોશાક આપ્યો. તે સમયે તોપો ફૂટવા લાગી. શ્રીમંત સરકાર તરફથી ગવર્નર, રેસિડેન્ટ વગેરે અધિકારીઓને બહુમાનનો પોશાક આપવામાં આવ્યો. પાનસોપારી થયા પછી રેસિડેન્ટ અને કેમ્પના અધિકારીઓ કેમ્પમાં પાછા ગયા; ત્યાર પછી બીજી બધી મંડળીએ શ્રીમંત સરકારને મુજરો કર્યો અને નજરાણું ધરવામાં આવ્યું. શ્રીમંત સૌભાગ્યવતી રાણી સાહેબે પણ શ્રીમંતને નજરાણું ધર્યું. આ દરબાર બરખાસ્ત થયો; અને રાણી સાહેબનો દરબાર ભરાયો. તેમાં બધાંઓએ નજરાણું કર્યું, અને પાનસોપારી થઇ. પછી બારદારીમાં બેઠા બેઠા દીવાન સાહેબે રેસિડેન્સી તરફ મોકલવાની યાદીઓ તપાસી અને શ્રીમંતે છજામાં આવી તે ઉપર સહી કરી

લગભગ ચાર વાગે શ્રીમંત સ્વારી રેસિડેન્સીમાં પૂર ભપકાથી જવા નીકળી. શ્રીમંત સોનાની અંબાડીમાં બેઠા, અને ખવાસખાનામાં દીવાન રાવસાહેબ મૈરાળ બેઠા. બીજા બધા અધિકારીઓ પણ પોતાના દરજ્જા પ્રમાણે બેઠા હતા. શ્રીમંત સ્વારી રેસિડેન્ટના બંગલે પહોંચી, રેસિડેન્ટે શ્રીમંતના સામે આવી સત્કાર કર્યો, અને સલામીની એકવીસ તોપો ફૂટી. આ વખતે કૈ. શ્રીમંત ખંડેરાવ મહારાજનાં પત્ની શ્રી. જમનાબાઇ સાહેબ રેસિડેન્ટના બંગલામાં સુવાવડાં હતાં, એટલે રેસિડેન્ટ, ગોપાળરાવ મૈરાળના બંગલામાં રહેતા હતા. આ બંગલામાં દરબાર ભરાયો. રેસિડેન્ટ મિ. બારે શ્રીમંત સરકારને પોશાક અને પાનસોપારી આપ્યાં. શ્રીમંત

ઉપર બેઠા કે તરતજ તોપોની સલામી આપવામાં આવી સરદાર, દરકદરે, માનકરી વગેરે મંડળીએ મહારાજાને મુજરો કરીને તેમને અહેર કર્યો. અહેરનો પોશાક સર માધવરાવ પોતાના હાથમા લેતા, અને પછી તેને મહારાજાના હસ્તનો સ્પર્શ કરવામાં આવતો હતો. પછી નજરાણું કરવામા આવ્યું. પ્રથમ દિવાન સાહેબે મહારાજને નજરાણું કર્યું. પછી સનદો, શિક્કાઓ અને કેપની યાદી ઉપર મહારાજાએ પોતાની સહી કરી દિવાન સર માધવરાવે મહારાજને અત્તર, ગુલાબ, પાનસોપારી વગેરે આપ્યાં, અને દરબાર બરખાસ્ત કરવામા આવ્યો.

અંગ્રેજ સરકાર તરફથી મહારાજાને રાજ્યાભિષેક નિમિત્તે સરકારી ખિલતો આવ્યો હતો, અને મહારાજને તે અર્પણ કરવાને માટે તે જ દિવસે ત્રીજા પહોરમા એક બીજો દરબાર ભરવામાં આવ્યો હતો તે માટે વડોદરાના રેસિડેન્ટ કર્નલ સર રિચર્ડ મીડ અને ગવર્નર જનરલ સાહેબના પ્રતિનિધિ પોતાના હાથ તળેના અરાઢ અધિકારીઓ અને છ દુભાષીઆઓ પોતાની સાથે લઇને બપોરે અગીયાર વાગ્યાના સુમારે રેસિડેન્સીમાથી નીકળી લહેરીપુરા દરવાજા સુધી આવ્યા ત્યા તેમને માટે શણગારેલો હાથી આણી રાખવામા આવ્યો હતો તેના ઉપરે બેસીને રાજ્યાભિષેકને સાર્વભૌમ સરકારની મંજુરી છે એ દર્શાવવાને માટે તેઓ રાજવાડામા આવ્યા. રાજવાડાના દ્વાર આગળ જ દિવાન સર ટી માધવરાવે તેમનુ સ્વાગત કર્યું અને તેમને સિંહાસનના દિવાનખાનામા આણ્યા ત્યા દેવગૃહના દરવાજા આગળ મહારાજા તેમને મળ્યા અને તેમની સાથે હસ્તધૂનન કર્યું પછી એક બાજુએ એક હાથ સર રિચર્ડ મિડના હાથમા અને બીજી બાજુએ બીજો હાથ એસિસ્ટન્ટ રેસિડેન્ડ મિ. રિચીના હાથમા, એ પ્રમાણે મહારાજ અને અન્ય સર્વ

મંડળી ગાદી સુધી આવી. ત્યાં રેસિડેન્ટે મહારાજાને ઊંચકીને ગાદી ઉપર બેસાડયા. પછી દિવાન સર ટી. માધવરાવે પ્રથમ મહારાજાને પાનસોપારી અને અત્તરગુલાબ આપ્યાં. એજ પ્રમાણે સરકારી તોપખાનામાંથી ૧૨૨ તોપોની સલામી આપવામાં આવી. તે જ વખતે તોપખાનું જે ત્યાં આણવામાં આવેલું હતું તેના તરફથી વડોદરા સંસ્થાનના રાજાઓને આપવામાં આવતી ૨૧ તોપોની સલામી આપવામાં આવી. પછી રેસિડેન્ટ મિડ સાહેબે અંગ્રેજ સરકાર તરફથી નવીન મહારાજાઓને આપવાને માટે આણેલો સન્માનનો આશરે ચૌદ હજાર રૂપીઆની કીંમતનો પોશાક અર્પણ કર્યો. આ પોશાક રેસિડેન્ટ પોતે રેસિડેન્સીમાંથી પોતાના હાથમા લઇને આવ્યા હતા. પછી મહારાજાએ રેસિડેન્ટ સાહેબ અને તેમના એસિસ્ટન્ટ સાહેબને પોતાના હાથે પરત ભેટ તરીકે પોશાક આપ્યો અને સર ટી. માધવરાવે રાજકન્યા તારાબાઇને પાન સોપારી આપી. આ પ્રમાણે સર્વ વિધિ થતાં સમારંભ પૂરો થયો, અને રેસિડેન્ટ અને તેમની સાથે આવેલી મંડળી ઉભી થઇ. મહારાજાએ તેમને દરવાજા સુધી પહોંચતા કર્યા, અને તે બધા ગયા પછી પોતે પોતાની ગાદી ઉપર આવીને બેઠા પછી દિવાને અને અન્ય સરકારી અધિકારી વગેરેએ મહારાજાને મુજરો કરીને પોશાક આપ્યો, અને પછી દરબાર વિસર્જન કરવામા આવ્યો.

દરબાર પૂરો થતા જ દિવાને પોતાની સહીથી નીચે પ્રમાણે જાહેરનામુ પ્રસિદ્ધ કર્યું —

"સર્વ લોકોને જાહેર કરવામા આવે છે કે આજ રોજ પ્રાતઃકાળે નામદાર ગવર્નર જનરલ સાહેબના એજન્ટ અને સ્પેશિયલ કમિશનરે તા ૨૫ ના રોજ કાઢેલા જાહેરનામા પ્રમાણે

વાઇસરૉય સાહેબ તરફથી મહારાજાને ઉપરના પત્રનો નીચે પ્રમાણેનો જવાબ મોકલવામાં આવ્યો હતો:—

"શ્રી. મહારાજા સયાજીરાવ ગાયકવાડ,
સેનાખાસખેલ સમશેર બહાદુર,
વડોદરા પ્રતિ.

સન્માન્ય મિત્રવર્ય,

આપનો તા. ૨૭ મે ૧૮૭૫નો શુભ પત્ર મળ્યો છે, અને તેમાં આપને મહારાણી જમનાબાઈ સાહેબે દત્તક લીધાના અને રાજ્યાભિષેક થયાના સમાચાર વાંચી આનન્દ થયો.

આ શુભ પ્રસંગ માટે હું આપને અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપું છું. આ નિમિત્તથી આપને અને આપની પ્રજાને સૌખ્યનો લાભ પ્રાપ્ત થશે એમ મને પૂર્ણ વિશ્વાસ છે.

ઇંગ્રેજ સરકારનો આપે આભાર માન્યો તે મેં ધ્યાનમાં લીધું છે. તેજ પ્રમાણે આપનો પોતાના, આપની પ્રજાના અને હિન્દી સામ્રાજ્યના હિતને માટે અનેકવાર ઇંગ્રેજ સરકાર તરફથી મિત્ર તરીકે જે સલાહ આપને આપવામાં આવશે તેને સ્વીકાર કરવાને માટે આપે આપેલા અભિવચનનો આપના પત્રમાંનો ઉલ્લેખ મેં વાંચ્યો છે.

શ્રીમહારાણી જમનાબાઇ સાહેબની ઉપર મહારાણી વિક્ટોરિયાએ દર્શાવેલી ઉપરની કૃપા માટે તેમનો આપની માતુશ્રી તરફથી આભાર માનવાની મને જે વિનંતી આપે કરી છે તેનો હું આનન્દથી સ્વીકાર કરું છું.

આ પ્રસંગે આપને માટે મને થએલો આદર વ્યક્ત કરવાની હું તક લઉં છું."

સિમલા. તા. ૭ જુન ૧૮૭૫. આપનો મિત્ર,
(સહી) નૉર્થબ્રુક,
વાઇસરોય અને ગવર્નર જનરલ.

આ પ્રમાણે શ્રી. મહારાજ સયાજીરાવ ગાયકવાડ ત્રીજાનો રાજ્યાભિષેક થયો અને સુવર્ણ યુગનો આરંભ થયો. મહારાજા સાહેબના રાજ્યાભિષેક પછી તરતજ રા. બળવંતરાય દેવ જે શ્રી. મલ્હારરાવ ગાયકવાડની કારકીર્દીમાં રાજ્યકારભારમાં મુખ્ય અધિકારી હતા તેમણે નવા મહારાજા સાહેબની ભાવી કારકીર્દીની જે ઉત્તમ આગાહી કરી હતી તેજ પ્રમાણે ભવિષ્યમાં થયું; અને સર્વ પ્રજાને અપૂર્વ સંતોષ થયો.



## પ્રકરણ પાંચમું

## બીજા દેશોમાં રાજ્યાભિષેક

**ઇંગ્લંડમાં રાજ્યાભિષેક**

ઇંગ્લંડમાં આજે રાજ્યાભિષેકવિધિ પ્રચલિત છે તે છેલ્લા લગભગ એક હજાર વર્ષથી અવિચ્છિન્ન રીતે ચાલ્યો આવ્યો છે. રાજ્યાભિષેક વિષેનો પ્રથમ પ્રાચીન ઉલ્લેખ આયોનાના વિહારપાલ ( Abbot ) સેન્ટ એડમ્નને ( ઇ. સ. સાતમું શતક ) લખેલા સેન્ટ કોલમ્બાના જીવનચરિત્રમાં જોવામાં આવે છે. આ ગ્રન્થમાં ગ્રેટબ્રિટનના એડાન ( મરણ ઇ. સ. ૬૦૬) નામના રાજાના રાજ્યાભિષેકનું વર્ણન કરવામાં આવેલું છે. રાજાના મસ્તક ઉપર વિહારપાલ પોતાનો હાથ મૂકે છે, અને રાજાનો રાજ્યાભિષેક થાય છે. સ્પેનમાં (ઇ. સ. ના સાતમા શતકમાં) અને ફ્રાન્સમાં ( આઠમા શતકમાં ) રાજાના શરીરે પવિત્ર તેલનો લેપ કરીને રાજ્યાભિષેક કરવામાં આવતો હતો. એડવર્ડ ધી કન્ફેસરે ( ૧૦૪૨–૬૬ ) પોતાના રાજ્યાભિષેક પછી વેસ્ટમિન્સ્ટરમાં એક દેવળ બંધાવ્યું, અને ભવિષ્યમાં આજ દેવળમાં— વેસ્ટમિન્સ્ટર એબીમાં — ઇંગ્લંડના રાજાઓનો રાજ્યાભિષેક થવા લાગ્યો; અને આજે પણ તે જ સ્થળે રાજ્યાભિષેક થાય છે. અગીઆરમા શતકમાં વેસ્ટમિન્સ્ટર લંડનથી જુદું હતું, અને રાજાઓના કુલની પ્રાચીન ધાર્મિક ભાવનાઓ સાથે વેસ્ટમિન્સ્ટરનો સારો સંબંધ હતો. આ કારણથી વેસ્ટમિન્સ્ટરમાંજ રાજ્યાભિષેક કરવાનો વિધિ શરૂ થયો. સામાન્ય રીતે આવા વિધિઓ દેશની

રાજધાની કરતાં પ્રાચીન ધાર્મિક સ્થળોમાં કરવામાં આવે છે; અને તેથી ઇંગ્લંડ સિવાયના બીજા દેશોમાં પણ આ પ્રકારની પદ્ધતિ જ જોવામાં આવે છે. ફ્રાન્સના રાજાઓનો રાજ્યાભિષેક પેરિસમાં નહિ પણ હાઇમ્સમાં કરવામાં આવતો હતો; સ્પેનના રાજાઓનો માડ્રિડમાં નહિ પણ ટોલેડોમાં, પોલેન્ડના રાજાઓનો વૉર્સોમાં નહિ પણ ક્રેકોમાં, સ્વીડનના રાજાઓનો સ્ટોકહોમમાં નહિ પણ ઉપ્સલમાં, રશીઆના ઝારોનો સેન્ટપિટર્સબર્ગમાં નહિ પણ મૉસ્કોમાં, અને સ્કૉટલંડના રાજાઓનો એડિનબર્ગમાં નહિ પણ સ્કોનમાં.

**રાજ્યાભિષેકનો ઇતિહાસ**

ઇંગ્લંડનો રાજ્યાભિષેકવિધિ પહેલાં બહુ સાદો હતો, પણ ભાવનાવાદ ( Symbolism ) જેમ જેમ વધતો ગયો તેમ તેમ કાળક્રમે વિધિમાં ઘણા અંગો ઉમેરવામાં આવ્યાં, અને પરિણામે રાજ્યાભિષેકવિધિ એટલો બધો ભવ્ય બન્યો કે અસાધારણ માણસ પણ તેનાથી અંજાઇ જાય. વિધિના વિકાસમાં એકંદરે ૬ ભૂમિકાઓ જોવામાં આવે છે. (૧) પ્રથમ ભૂમિકા ઇ. સ ના નવમા શતકમાં એગબર્ટના ગ્રન્થથી શરૂ થાય છે. આમાં રાજાનો રાજ્યાભિષેક થાય છે, અને રાજા પ્રતિજ્ઞા લે છે કે હું મારા ત્રણ કર્તવ્યો સારી રીતે બજાવીશઃ ધર્મસંઘ અને પ્રજાને શાન્તિ આપવી, પીડા દૂર કરવી અને ન્યાયી અને દયાળુ રહેવું. આ ભૂમિકામાં રાણીના રાજ્યાભિષેકનો ઉલ્લેખ નથી. (૨) બીજી ભૂમિકાનો આરંભ દસમા શતકમાં થએલો છે. ( બીજા એથેલરેડનો રાજ્યાભિષેક, ૯૭૮ ? – ૧૦૧૬ ). આમાં વધારાનાં તત્ત્વો એ કે રાજાને વીંટી પહેરાવવામાં આવે છે, અને રાજાના અભિષેક પછી રાણીનો અભિષેક થાય છે.

ફ્રાન્સ અને ઇટાલીના રાજાઓનો રાજ્યાભિષેકવિધિ આ વિધિ ઉપર રચાએલો છે. (૩) ત્રીજી ભૂમિકા પહેલા હેનરીના સમયથી (૧૧૦૦–૩૫) શરૂ થાય છે. આમાં ખાસ નવીનતા નથી; ફક્ત પ્રાર્થના વધારે ઉમેરવામાં આવી છે. (૪) ચતુર્થ ભૂમિકા બીજા એડવર્ડના સમયથી (૧૩૦૭–૨૭) શરૂ થઇ છે. આ ભૂમિકામાં રાજ્યાભિષેકવિધિ ભાવનાવાદના પરિણામે બહુ જ ભવ્ય અને વિકસિત થએલો છે. વિધિમાં રાજચિહ્નોનો પ્રવેશ થાય છે. રાજચિહ્નો એ ભિન્ન ભિન્ન ભાવનાનાં પ્રતીકો બને છે: મુકુટ એ રાજાનો પ્રતાપ છે, વીંટી શ્રદ્ધા છે, દણ્ડ (Sceptre) શક્તિ છે, યષ્ટિકા (Rod) ન્યાય છે, એક તલવાર (Curtana) દયાની છે, બીજી તલવાર પ્રજાને આપવાના ન્યાયની છે, ત્રીજી તલવાર ધર્મસંઘને આપવાના ન્યાયની છે, બાહ્યબલ ધર્મની તલવાર છે, ગરુડ સામ્રાજ્યનું પ્રતીક છે, ઇત્યાદિ. રાજાનું નિવાસસ્થાન વેસ્ટમિન્સ્ટર હૉલમાં હતું; અને ત્યાં જ ઉમરાવો (Lords Temporal) રાજાને રાજ્યાસન ઉપર બેસાડીને 'રાજા' તરીકે જાહેર કરતા હતા, જ્યારે ધર્મગુરુઓ તેજ સમયે વેસ્ટમિન્સ્ટરના દેવળમાં ઉભા રહેતા હતા. રાણીની ખુરશી રાજાની ખુરશીથી નીચી હતી વિધિમાં નવીન તત્ત્વો ઉમેરાયા; રાજા અને રાણી વસ્ત્ર અને સુવર્ણનું પ્રથમ દાન કરવા લાગ્યા; શરીરે બે અંગોને બદલે પાંચ અંગોમાં સુગંધિ પવિત્ર તેલનો લેપ કરવામાં આવ્યો, રાજા અને રાણીના પહેરવેશમાં બહુ સુધારો વધારો કર્યો; અને આર્ચબિશપને હાથે રાજાનો રાજ્યાભિષેક થવા લાગ્યો. બીજા ઘણા વધારાઓ કરવામાં આવ્યા. આ ચતુર્થ ભૂમિકાની રાજ્યાભિષેકપદ્ધતિને Liber Regalias કહેવામાં આવે છે, અને આજે પણ વસ્તુતઃ આ

પદ્ધતિ પ્રમાણે રાજ્યાભિષેક થાય છે ( ૫ ૬ ) પાચમી અને છઠ્ઠી ભૂમિકાઓમા ગૅટેનને બદલે અગ્રેજી ભાષાનો ઉપયોગ કરવામા આવ્યો છે, પણ મહત્ત્વના ફેરફારો કરવામા આવ્યા નથી

**રાજ્યાભિષેકનુ સ્વરૂપ**

પ્રાચીન રાજ્યાભિષેકપદ્ધતિ ઘણી લાબી હતી અને રાજાઓને ઘણો શ્રમ પડતો હતો આજે વિધિને સક્ષિપ્ત કરી નાખ્યો છે, છતા પણ લગભગ ચાર કલાક લાગે છે આરભ કાળથી તે વર્તમાન કાળ સુધી રાજ્યાભિષેકવિધિમા એક તત્ત્વ પ્રધાન રહેલુ છે, અને તે એ કે રાજા એ પ્રજા અને ધર્મમઘનુ રક્ષણ કરનાર છે, આધિભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરનાર છે, તેથી રાજાને ગૉસ્પેલ વાચવાનો અધિકાર પણ છે આ કારણથી રાજામા શાસક અને ધર્મગુરુના તત્ત્વોનુ મિશ્રણ થયેલુ છે, રાજા એ persona mixta છે તેથી રાજાના રાજ્યાભિષક અને પાદરીના અભિષક વચ્ચે અતિ સામ્ય છે રાજાની દિવ્યતા— Divine Right of Kings નો સિદ્ધાન્ત આમાથીજ વિકસ્યો છે લોકો પોતાના રોગો મટાડવા માટે રાજાને દિવ્ય માનીને એના શરીરનો સ્પર્શ કરતા હતા, અને આ પદ્ધતિ ઘણા સમય સુધી ચાલુ રહી રાજ્યાભિષેકવિધિમા બીજુ પ્રધાન લક્ષણ એ છે કે શરૂઆતમા પ્રજાજનો જાણે રાજાની પસદગી કરતા હોય. પસદગી અને વશપરપરા એ બે તત્ત્વો સાથે સાથે જોડાએલા રહેલા છે અભિષેકવિધિમા પ્રજાજનો અને ધર્મગુરુઓ રાજાને 'રાજા' તરીકે સ્વીકારે છે, અને એમની સમ્મતિ દર્શાવનારા અગો વિધિમા જોવામા આવે છે આજે પણ આ સિદ્ધાન્ત એક રૂપમા કે બીજા રૂપમા સ્વીકારવામા આવેલો છે

રાજ્યાભિષેકમા જે રાજચિહ્નોનો ઉપયોગ કરવામા આવે

છે તે ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનાં છે. રાજા પ્રથમ સેન્ટ એડવર્ડનો મુકુટ પહેરે છે, અને પાછળથી સામ્રાજ્યમુકુટ પહેરે છે. રાજ્યાભિષેકને માટે જે ખુરશી છે તેમાં નીચલા ભાગમાં એક ઐતિહાસિક પત્થર (Stone of Scone) મૂકવામાં આવેલો છે. અનાદિકાળથી રાજ્યાભિષેકને માટે પત્થરનો ઉપયોગ કરવામાં આવેલો છે, કારણકે પત્થર એ શક્તિ અને સ્થિરતાનું પ્રતીક છે. સ્કોનના પત્થર–પ્રારબ્ધનો પત્થર–બહુ પ્રાચીન છે; અને આખ્યાયિકા પ્રમાણે બેથલમાં તેના ઉપર જેકબ સૂતો હતો. પછીથી સ્કૉટલંડના રાજાઓનો રાજ્યાભિષેક તેના ઉપર થતો હતો. પહેલો એડવર્ડ (૧૨૭૨–૧૩૦૭) આ પત્થર ઇ. સ. ૧૨૯૬માં સ્કૉટલંડમાંથી લાવ્યો અને વેસ્ટમિન્સ્ટર એબીમાં મૂક્યો. પછીથી રાજ્યાભિષેક માટે સેન્ટ એડવર્ડની ઓક ખુરસીની નીચે એને મૂક્યો અને તેની નીચે ચાર ચિત્તાઓની બેઠક બનાવી આખું રાજ્યાસન હિન્દુસ્તાનના સિંહાસન જેવું ભવ્ય બનાવ્યું રાજાના શરીરે લેપ કરવાને માટે ઓલીવ ઓઇલ અને રાળના જેવો સુગંધિ પદાર્થ એ બેને મિશ્ર કરવામાં આવે છે, અને ગરુડના આકારના એક સુવર્ણપાત્ર (ampulla)માં ભરવામાં આવે છે. આ પાત્રમાંથી એક ચાંદીના ચમચામાં તેલ રેડી કેન્ટરબરીનો આર્ચબિશપ તેમાં પોતાની આંગળીઓ બોળે છે, અને પછી રાજાના શરીરે જુદાં જુદાં અંગોએ લેપ કરે છે. રાજ્યાભિષેકનાં સાધનોમાં આ ચાંદીનો ચમચો સૌથી જુનો છે. આ બધાં સાધનો પહેલાં લંડનના ટાવરમાં રાખવામાં આવતાં હતાં. રાજ્યાભિષેકને માટે ટાવરમાંથી સ્વારીરૂપે વેસ્ટમિન્સ્ટર પેલેસમાં લાવવામાં આવતાં હતાં, અને રાજ્યાભિષેકના દિવસે સવારમાં રાજા પોતાની તહેનાતમાં રહેનારા ઉમરાવોને વિધિપૂર્વક વહેંચી આપતો હતો. કેટલાક સમયથી આ રાજચિહ્નો વેસ્ટમિન્સ્ટર

એબીમાંજ રાખવામાં આવે છે. રાજ્યાભિષેકની આગલી રાત્રીએ તેમને જેરૂસલેમ ચેમ્બરમા આણવામાં આવે છે અને રાજ્યાભિષેકને દિવસે પ્રાતઃકાલમાં પાદરીઓ જેરૂસલેમ ચેમ્બરમાંથી તેમને લઇને એબીના પશ્ચિમ દ્વારના પાસેના ખંડમાં ટેબલ ઉપર મુકે છે, અને રાજાની સ્વારીની રાહ જુવે છે.

પહેલાં રાજ્યાભિષેકને માટે રાજાની સ્વારી લંડનના ટાવરમાંથી નીકળી વેસ્ટમિન્સ્ટર હૉલમાં આવતી હતી. આ પદ્ધતિ લગભગ ત્રણસે વર્ષ (૧૩૭૭–૧૬૬૦) સુધી ચાલુ રહી આજે શહેનશાહની સ્વારી બકિંગહામ પેલેસમાંથી નીકળી રૉયલ સ્ટેટ કોચમાં બેસી વેસ્ટમિન્સ્ટર એબી આગળ આવે છે; અને એબીના પશ્ચિમ દ્વારે ઉતરી વેદિ આગળના થિએટરમાં જાય છે આ સ્વારી ઘણી ભવ્ય હોય છે. આ વખતે રાજા જે ટોપી પહેરે છે તેને Cap of Maintenance કહેવામાં આવે છે. સામાન્ય રીતે રાજ્યાભિષેક રવિવારે અથવા કોઇ તહેવારના દિવસે રાખવામાં આવે છે. નવો રાજા ગાદી ઉપર આવે ત્યારે ઢંઢેરો પ્રસિદ્ધ કરવામાં આવે છે, અને પછી રાજા પોતાની પ્રજાને સંદેશો આપે છે. જુના રાજાના મરણ વખતે જ નવો રાજા વિના વિલંબે ગાદીએ બેસે છે, અને પ્રજાજનો ઉચ્ચ સ્વરે બોલે છે કે, 'રાજા મર્યો, રાજા ઘણું જીવો'. પછીથી અનુકૂળતાએ રાજાનો અને રાણીનો વિધિપૂર્વક રાજ્યાભિષેક કરવામાં આવે છે. પહેલાં રાજ્યાભિષેક વખતે ઉમરાવો રાજાને ઢાલ ઉપર બેસાડીને ઉંચકતા હતા; આજે રાજ્યાભિષેક ખુરશીમાં બેસાડવામાં આવે છે. રાજ્યાભિષેકની બધી તૈયારી કરીને રાજચિહ્નો વેદિ (altar) ઉપર મૂકવામાં આવે છે, અને ત્યાંથી વિધિ વખતે રાજાને આપવામાં આવે છે. અને રાજ્યાભિષેક પૂરો થયા પછી શહેનશાહની

સ્વારી વેસ્ટમિન્સ્ટર એબીમાંથી નીકળીને બકિંગહામ પેલેસમાં જાય છે. શહેનશાહના રાજ્યાભિષેક પ્રસંગે જગતના જુદા જુદા ભાગ માંથી ઘણા માણસો આવી પોતાની રાજનિષ્ઠા વ્યક્ત કરે છે. રાજાઓ, મહારાજાઓ, સંસ્થાનોના ગવર્નરો અને બીજા અધિકારીઓ આ સમયે હાજર હોય છે. શહેનશાહનો ઇંગ્લંડમાં રાજ્યાભિષેક થાય છે ત્યારે હિન્દુસ્તાનમાં વાઇસરૉય એક દરબાર ભરીને તેની પ્રસિદ્ધિ કરે છે. આવા એક દરબારમાં શહેનશાહ પાંચમા જ્યોર્જ પોતેજ હાજર હતા; અને પોતાના રાજ્યાભિષેકની પ્રસિદ્ધિના હિન્દુસ્તાના દરબારમાં શહેનશાહ પોતેજ હાજર રહે એનો આ પહેલોજ દાખલો છે.

**રાજ્યાભિષેકવિધિ** ઇ. સ. ના આઠમા શતકથી તે અત્યાર સુધીમાં અંગ્રેજ રાજ્યાભિષેકનો વિકાસ કેવી રીતે થયો તે આપણે સંક્ષેપમાં જોયું. આઠમા એડવર્ડે તા. ૧૦–૧૨–૧૯૩૬ને દિવસે ગાદીનો ત્યાગ કર્યો; છઠ્ઠા જ્યોર્જ તા. ૧૨–૧૨–૧૯૩૬ને દિવસે ગાદી ઉપર આવ્યા એવો ઢંઢેરો પ્રસિદ્ધ થયો; અને તા. ૧૨–૫–૧૯૩૭ને દિવસે વેસ્ટમિન્સ્ટર એબીમાં ના. શહેનશાહ છઠ્ઠા જ્યોર્જ અને મહારાણી ઇલીઝાબેથનો વિધિપૂર્વક રાજ્યાભિષેક થયો. તે પ્રસંગે જે રાજ્યાભિષેકવિધિ સ્વીકારવામાં આવ્યો હતો તે ઉપરથી અંગ્રેજ રાજ્યાભિષેક વિધિના અર્વાચીન સ્વરૂપનો આપણને ખ્યાલ આવે, અને તેથી અહીં એ વિધિનું સંક્ષિપ્ત વર્ણન આપવામાં આવ્યું છે.

આ રાજ્યાભિષેકવિધિનાં એકંદર ૧૮ અંગો છે: (૧) તૈયારી, (૨) દેવળમાં પ્રવેશ, (૩) રાજાનો 'રાજા' તરીકે સ્વીકાર, (૪) પ્રાર્થના, (૫) સહભોજન અથવા કૉમ્યુનિઅન વિધિનો આરંભ,

ઉપદેશ, અને પ્રતિજ્ઞા, (૬) અભિષેક, (૭) રાજાને એડીઓ અને તલવારનું અર્પણ, અને તલવાર બાંધવી, (૮) રાજવેશ અને ગોળો (orb) એ બેનું અર્પણ, (૯) મુદ્રિકા અને રાજદણ્ડનું અર્પણ, (૧૦) મુકુટ પહેરાવવો, (૧૧) બાઇબલનું અર્પણ, (૧૨) આશીર્વાદ, (૧૩) ગાદી ઉપર બેસાડવું, (૧૪) અભિનંદન, (૧૫) રાણીનો રાજ્યાભિષેક, (૧૬) કૉમ્યુનિઅન અથવા સહભોજન, (૧૭) 'હે ઈશ્વર ! અમે તારી પ્રાર્થના કરીએ છીએ' (Te Deum laudamus) એ પ્રાર્થનાનું ગાન, અને (૧૮) વિશ્રાન્તિ. આ અઢાર અંગોનું સ્વરૂપ નીચે પ્રમાણે છે;—

(૧) રાજ્યાભિષેકના દિવસે પ્રાતઃકાળમાં ગરુડાકારપાત્ર (ampulla)માં તેલ ભરીને વેસ્ટમિન્સ્ટર એબીના દેવળમાં વેદ ઉપર મુકે છે, અને તેની સાથે ચમચો મુકે છે. વેસ્ટમિન્સ્ટર એબીના ડીન, પાદરીઓ અને ગાયકો વેદિથી દેવળના પશ્ચિમ દ્વાર તરફ જાય છે, અને તે વખતે પ્રાર્થના ગવાય છે. મુખ્ય પાદરીઓ અને તેમના મદદનીશો પોતપોતાનો વેશ પહેરે છે, અને દેવળના પશ્ચિમ દ્વાર આગળ બહાર સ્વારીના આકારે ઉભા રહે છે. ના. રાજદંપતી એ સ્થળે આવે છે અને પાદરીઓ સ્વારી આકારે દેવળ તરફ જાય છે.

(૨) રાજદંપતી દેવળના પશ્ચિમ દ્વારથી પ્રવેશ કરે છે; તે વખતે વેસ્ટમિન્સ્ટરના ગાયકો ગીત (Psalm 122. 1–3, 6, 7) ગાઈને સ્વાગત કરે છે. રાજદંપતી દેવળમાંના થિએટરમાં આવે છે; પોતાની ગાદીઓની પાસેથી આગળ જઈને પૂજન કરે છે; વેદિની દક્ષિણ બાજુએ, અને રાજ્યાભિષેકની ખુરશીઓની આગળ મૂકવામાં આવેલી પોટલીઓ આગળ ઘુંટણીએ પડે છે; મનમાં ટૂંકી પ્રાર્થના કરે છે; અને પછી પોતાની ખુરશીઓમાં બેસે છે.

(૩) પછી મુખ્ય પાદરી (Archbishop), લોર્ડ ચેન્સેલર, લોર્ડ ગ્રેટ ચેમ્બરલેન, લોર્ડ હાઇ કોન્સ્ટેબલ અને અર્લ માર્શલ પહેલા થિએટરના પૂર્વ ભાગમાં જાય છે, અને પછી દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર ભાગમાં જાય છે. થિએટરના દરેક ખૂણામા જઇને મુખ્ય પાદરી લોકોને ઉચ્ચ સ્વરે સંબોધે છે, અને તે વખતે રાજા પોતાની ખુરશીમાંથી ઉભો થાય છે, અને જે દિશામાં મુખ્ય પાદરી ઉભો રહીને બોલે છે તે દિશા તરફ પોતાનું મુખ રાખીને લોકો સામુ જુવે છે. મુખ્ય પાદરી દરેક ખુણામાં લોકોને ઉદ્દેશીને કહે છે:-"સાહેબો! કોઇપણ પ્રકારની શંકા ન રહે એવી રીતે થએલા આપના રાજા–રાજા જ્યોર્જ-ને હું અહીં આપના આગળ રજુ કરૂં છું. આપ સર્વ આજે અભિનન્દન અને વિધિને માટે આવ્યા છો; તો તે પ્રમાણે કરવાને માટે આપ ખુશી છો?" બધા એક સામટા અનેકવાર બોલે છે 'ઇશ્વિર જ્યોર્જ રાજાનું રક્ષણ કરે' (God save King George), અને આ પ્રમાણે પોતાની સંમતિ અને હર્ષ વ્યક્ત કરે છે. તે વખતે રણસીંગડાંનો અવાજ થાય છે. પાદરીઓ અત્યારસુધી હાથમાં રાખેલાં બાઇબલ, રકાબી (Paten) અને પ્યાલો (Chalice) વેદી ઉપર મૂકે છે. જે ઉમરાવો સ્તારીના આકારે રાજચિહ્નો લાવે છે તે–તલવારો લાવનારા ઉમરાવો સિવાય–વેદિની પાસે જાય છે, અને મુખ્ય પાદરીને તે રાજચિહ્નો એક પછી એક આપે છે; મુખ્ય પાદરી વેસ્ટમિન્સ્ટરના ડીનને આપે છે અને ડીન વેદિ ઉપર મૂકે છે.

(૪) પછી મુખ્ય પાદરી રાજાની પાસે જાય છે, અને તેની સામે ઉભા રહીને નીચે પ્રમાણે તેની પાસે રાજ્યાભિષેકપ્રતિજ્ઞા લેવડાવે છે:—

**મુખ્ય પાદરી :** સાહેબ, આપ નામદાર પ્રતિજ્ઞા લેવા ખુશી છો ?

**રાજા :** હું ખુશી છું.

પછી મુખ્ય પાદરી નીચે પ્રમાણે રાજાને પ્રશ્નો પૂછે છે, અને રાજા પોતાના હાથમાં પુસ્તક લઇને ઉત્તર આપે છે —

**મુખ્ય પાદરી :** ગ્રેટ બ્રિટન, આયર્લેંડ, કેનેડા. ઓસ્ટ્રેલિઆ, ન્યુઝિલેંડ દક્ષિણ આફ્રિકા યુનિઅન, અને હિન્દુસ્તાનના લોકોના ઉપર તેમના કાયદાઓ અને રીતરીવાજો પ્રમાણે રાજ્ય કરવાનું તમે વિધિસર વચન આપી પ્રતિજ્ઞા લો છો ?

**રાજા :** તે પ્રમાણે કરવાને હું વિધિસર વચન આપું છું.

**મુખ્ય પાદરી :** તમે તમારા નિર્ણયોમાં કાયદા અને ન્યાયનું યથાશક્તિ પાલન કરશો ?

**રાજા :** હું કરીશ.

**મુખ્ય પાદરી :** તમે તમારી સર્વ શક્તિ અનુસાર ઈશ્વરના કાયદાઓ અને શાસ્ત્રની સત્ય આજ્ઞાનું પાલન કરશો ? તમે તમારી શક્તિ પ્રમાણે સંયુક્ત રાજ્યમાં (United Kingdom) કાયદાથી સ્થપાએલા પ્રોટેસ્ટંટ સુધારેલો ધર્મ પાળશો ? અને ઇંગ્લંડના ધર્મસંઘની સ્થાપનાનું અને ઈંગ્લંડમાં કાયદાથી સ્થપાએલા સિદ્ધાન્ત, પૂજન, શિસ્ત, અને શાસનનું તમે સદા પાલન કરશો ? અને ઈંગ્લંડના પાદરીઓના અને તેમની દેખરેખ નીચેનાં દેવળોના કાયદાથી સ્થપાએલા અધિકારો મંજુર રાખશો ?

**રાજા :** આ સર્વ કરવાને હું વચન આપું છું.

પછી રાજા લૉર્ડ ગ્રેટ ચેમ્બરલેનની મદદથી પોતાની ખુરશી-માંથી ઉભો થાય છે, અને વેદિ પાસે જાય છે. રાજા જ્યારે વેદિ પાસે જાય છે ત્યારે તેની આગળ રાજ્યની તલવાર લઈ જવામાં આવે છે. વેદિ પાસે રાજા પોતાનો વેશ કાઢી નાખે છે અને બધાની હાજરીમાં સર્વ વચનો પાળવાની પ્રતિજ્ઞા લે છે. બાઇબલના પવિત્ર ગૉસ્પેલ ઉપર જમણો હાથ મૂકીને રાજા કહે છે " જે વચનો મેં પહેલાં આપ્યાં છે તે હું પાળીશ. તો, હે ઇશ્વર મને મદદ કર. " પછી રાજા પુસ્તકને ચુંબન કરીને પ્રતિજ્ઞા ઉપર સહી કરે છે. પછી તે પોતાની ખુરશીમાં બેસે છે. અને મુખ્ય પાદરી પાર્લામેન્ટના ઍક્ટમાં જણાવેલી પ્રતિજ્ઞા તેની પાસે લેવડાવે છે, અને રાજા ઉચ્ચ સ્વરે તે પ્રતિજ્ઞા લે છે. મુખ્ય પાદરી વેદિ પાસે જાય છે અને સહભોજનવિધિનો આરંભ કરે છે.

(૫) જુદી જુદી પ્રાર્થનાઓ થાય છે; અને બાઇબલના અમુક ભાગો ( S. Peter -. ૧૩–૧૭; S. Matthew, ૨૨. ૧૫–૨૨ વગેરે ) પાદરીઓ વાંચે છે આ વખતે બધા ઉભા રહે છે.

(૬) રાજદંપતી ઘુંટણીએ પડે છે. મુખ્ય પાદરી Veni Creator Spiritus નું સૂક્ત બોલે છે, અને ગાયકો ગાય છે. પછી મુખ્ય પાદરી પ્રાર્થના કરે છે, અને ગાયકો ગાય છે. લૉર્ડ ગ્રેટ ચેમ્બરલેન રાજાનો કિરમજી રંગનો જભ્ભો રાજાના શરીર ઉપરથી કાઢે છે અને માથેથી ટોપી ઉતારે છે. રાજા વેદિ પાસે જાય છે, અને રાજા એડવર્ડની ખુરશીમાં બેસે છે અને ત્યાં તેનો પવિત્ર તેલથી લેપ થાય છે. ચાર ગાર્ટરનાઇટો તેના માથા ઉપર રેશમી અથવા જરીનું વસ્ત્ર ધરે છે. વેસ્ટમિન્સ્ટરનો ડીન વેદિ ઉપરથી તૈલપાત્ર અને ચમચો લે છે, અને તૈલપાત્રમાંથી ચમચામાં

થોડું તેલ કાઢી રાજાના બે હાથોએ, છાતીએ અને માથા ઉપર, આશીર્વાદ આપતાં આપતાં, ક્રોસના આકારે લેપ કરે છે. પછી મુખ્ય પાદરી રાજાને આશીર્વાદ આપે છે. વેસ્ટમિન્સ્ટરનો ડીન રાજાને ભરજરીનાં વસ્ત્ર અને પટો આપે છે.

(૭) ડીન વેદી ઉપરથી એડીઓ (Spurs) લાવે છે અને લોર્ડ ગ્રેટ ચેમ્બરલેનને આપે છે. લોર્ડ ગ્રેટ ચેમ્બરલેન એ એડીઓથી રાજાની એડીઓનો સ્પર્શ કરે છે અને વેદિ ઉપર મુકી દે છે. ઉમરાવ પોતાના હાથમાં જે રાજ્યની તલવાર હતી તે લોર્ડ ચેમ્બરલેનને આપે છે, અને તેની પાસેથી જાંબુડા રંગના મ્યાનમાં રહેલી બીજી તલવાર લે છે અને મુખ્ય પાદરીને આપે છે. મુખ્ય પાદરી પ્રાર્થના કરીને વેદિ ઉપર તે મૂકે છે. પછી ત્યાંથી લઇને મુખ્ય પાદરી બીજા પાદરીઓના સહકારથી રાજાને જમણા હાથમાં આપે છે. લૉર્ડ ગ્રેટ ચેમ્બરલેન તે તલવાર રાજાને કેડે બાંધે છે અને મુખ્ય પાદરી ન્યાયનું, પ્રજાનું, અને ધર્મસંઘનુ પાલન કરવાનો અને ધાર્મિક જીવન ગાળવાનો ઉપદેશ આપે છે. પછી રાજા કેડેથી તલવાર છોડીને વેદિ ઉપર મૂકે છે. જે ઉમરાવે પહેલાં તલવાર લીધી હતી તે તલવારની કિમ્મત તરીકે સો શિલિંગ આપે છે. અને વેદિ ઉપરથી લઇને મ્યાનમાંથી તલવાર બહાર કાઢી રાજ્યાભિષેકનો વિધિ જ્યાં સુધી ચાલે ત્યાં સુધી રાજાની આગળ ઉભો રહે છે.

(૮) રાજા ઉભો થાય છે, અને વેસ્ટમિન્સ્ટરનો ડીન વિવિધ પ્રકારના જબ્બાઓ રાજાને પહેરાવે છે. વેદિ ઉપર ડીન ગોળો (orb) લાવે છે અને મુખ્ય પાદરી આશીર્વાદ અને ઉપદેશ આપીને રાજાના હાથમાં મૂકે છે. ગોળાના ઉપર ક્રોસ હોય છે,

અને તે સૂચવે છે કે આખી પૃથ્વી ક્રાઇસ્ટની સત્તા નીચે છે. રાજા તે ગોળો ડીનને આપે છે અને ડીન વેદિ ઉપર મૂકી દે છે.

(૯) મુખ્ય પાદરી રાજાના જમણા હાથની ચોથી આંગળીએ વીંટી પહેરાવે છે, અને વીંટીનું રહસ્ય સમજાવીને ઉપદેશ આપે છે. વીંટી એ રાજાના ગૌરવ અને કૅથૉલિક ધર્મના રક્ષણનું પ્રતીક છે. વર્કસોપ વિભાગના ઉમરાવે આપેલું મોજું રાજા પહેરે છે, અને પછી મુખ્ય પાદરી રાજાને જમણા હાથમાં ક્રૉસવાળો રાજદણ્ડ આપીને, ( આ રાજદણ્ડ ન્યાય અને દયાનું પ્રતીક છે ), ઉપદેશ કરે છે.

(૧૦) પછી મુખ્ય પાદરી સેન્ટ એડવર્ડનો સોનાનો મુકુટ પોતાના હાથમા લઇ પ્રાર્થના કરે છે, અને તે વખતે રાજા પોતાનું મસ્તક નીચુ નમાવે છે. મુખ્ય પાદરી મુકુટ વેદિ ઉપર મૂકે છે. રાજા હજુ સુધી રાજા એડવર્ડની ખુરશીમાં જ બેઠેલો છે. મુખ્ય પાદરી અને બીજા પાદરીઓ રાજાની પાસ આવે છે. ડીન મુકુટ લાવી મુખ્ય પાદરીને આપે છે, અને મુખ્ય પાદરી રાજાના મસ્તક ઉપર તે મૂકે છે. આ વખતે લોકો ઉચ્ચ સ્વરે બોલે છે ' ઇશ્વર રાજાનુ રક્ષણ કરો ( God save the King ). ' ઉમરાવો અને બીજા અધિકારીઓ પોતાનો મુકુટ પહેરે છે; વાજીંત્રાનો અવાજ થાય છે. અને ટાવર આગળ તોપો ફુટે છે. પછી મુખ્ય પાદરી રાજાને આશીર્વાદ આપે છે, અને ગાયકો ગીત ગાય છે.

(૧૧) વેસ્ટમિન્સ્ટરનો ડીન વેદિ ઉપરથી બાઇબલ લઇને મુખ્ય પાદરીને આપે છે અને મુખ્ય પાદરી રાજાને આપી તેનુ રહસ્ય સમજાવે છે. રાજા બાઇબલ પાછું આપે છે અને ડીન તેને વેદિ ઉપર મૂકે છે. બીજા પાદરીઓ પોતાની જગ્યાએ બેસે છે.

(૧૨) મુખ્ય પાદરી રાજાને આશીર્વાદ આપે છે, અને બીજા બધા પાદરીઓ અને ઉમરાવો ઉચ્ચ સ્વરે અનુમતિ આપે છે.

(૧૩) પછી રાજા પોતાની ગાદી આગળ જાય છે, અને પાદરીઓ અને ઉમરાવો તેને ગાદી ઉપર બેસાડે છે. બીજા અધિકારીઓ બધાં રાજચિહ્નો લઇને ગાદીના પગથીઆંની આજુબાજુ ઉભા રહે છે. મુખ્ય પાદરી રાજા આગળ ઉભો રહીને રાજાને કહે છે કે 'ગાદી ઉપર બરોબર બેસો, ધર્મનું પાલન કરજો અને અમારૂં રક્ષણ કરજો.'

(૧૪) આ ઉપદેશ પૂરો થયા પછી બધા કુમારો અને ઉમરાવો રાજાને વિધિપૂર્વક અભિવન્દન કરે છે. મુખ્ય પાદરી રાજાના ઘુંટણ આગળ નમે છે અને બીજા પાદરીઓ પોતપોતાની જગ્યાએ ઉભા રહીને નમે છે; અને અનુકૂલતાની ખાતર બધા એક જ વખતે રાજાને અભિવન્દન કરે છે. કેન્ટરબરીનો મુખ્ય પાદરી વફાદારીની પ્રતિજ્ઞા લે છે અને રાજાના ડાબા ગાલે ચુંબન કરે છે. પછી ગ્લુસેસ્ટરનો ડ્યુક પોતાનો મુકુટ ઉતારીને રાજાના ઘુંટણ આગળ નમે છે, અને વફાદારીના સોગંદ લે છે; કુટુંબના બીજા કુમારો પણ પોતાની જગ્યાએ ઉભા રહીને મુકુટ ઉતારીને તેજ વખતે નમે છે, અને વફાદારીની પ્રતિજ્ઞા લે છે. પછી દરેક કુમાર રાજાની પાસે જાય છે, અને રાજાના મુકુટનો સ્પર્શ કરી ડાબા ગાલે ચુંબન કરે છે. સર્વ વર્ગના ઉમરાવો—ડ્યુક, માર્ક્વેસ, અર્લ વાઇકાઉન્ટ અને બેરન યથાક્રમે પોતપોતાને સ્થળે ઉભા રહી મુકુટ ઉતારી નીચા નમીને અભિવન્દન કરે છે, અને રાજનિષ્ઠા દર્શાવે છે. આ વખતે દરેક વર્ગનો પહેલો ઉમરાવ રાજાની પાસે જઇને અભિવન્દન કરે છે; અને પછી ગાદી આગળ જઇને રાજાના મુકુટનો સ્પર્શ કરી

રાજાના ગાલે ચુંબન કરે છે. અભિનન્દનો સમારંભ પુરા થયા પછી દુંદુભીઓ વાગે છે અને રણશીંગડાં ફુંકાય છે. અને સર્વ લોકો મોટેથી બોલે છે: " ઈશ્વર રાજા જ્યોર્જનું રક્ષણ કરો, રાજા જ્યોર્જ ઘણું જીવો, રાજા સર્વદા જીવો ". રાજાના રાજ્યાભિષેકનો આ વિધિ થયા પછી મુખ્ય પાદરી વેદિ પાસે જાય છે.

( ૧૫ ) હવે રાણી બે પાદરીઓની મદદ લઇને વેદિ પાસે જાય છે અને નમન કરે છે. તે વખતે મુખ્ય પાદરી રાણીના સુખ માટે પ્રાર્થના કરે છે. પછી રાણી અભિષેકને માટે વેદિ આગળ નક્કી કરેલા સ્થાને જાય છે અને નમન કરે છે. ચાર ઉમરાવની સ્ત્રીઓ કીમતી જરીનું વસ્ત્ર તેના માથા ઉપર ધારણ કરી રાખે છે, અને મુખ્ય પાદરી રાણીના મસ્તકે રહેલા મુકુટ ઉપર પવિત્ર તેલ રેડે છે અને પ્રાર્થના કરે છે. પછી મુખ્ય પાદરી રાણીના જમણા હાથની ચોથી આંગળીએ વીંટી પહેરાવે છે અને તેનું રહસ્ય સમજાવતાં કહે છે કે આ મુદ્રિકા સત્ય શ્રદ્ધાનું ચિહ્ન છે. મુખ્ય પાદરી વેદિ ઉપરથી મુકુટ લઇને રાણીના મસ્તક ઉપર મૂકે છે અને પ્રાર્થના કરે છે. ઉમરાવની બધી સ્ત્રીઓ પોતાને માથે મુકુટ પહેરે છે. પછી મુખ્ય પાદરી રાણીના જમણા હાથમાં રાજદણ્ડ અને ડાબા હાથમાં કબુતર વાળી હાથીદાંતની યષ્ટિકા (Rod) આપે છે, અને પ્રાર્થના કરે છે. પછી રાણી બે પાદરીઓની મદદ લઇને થિએટરમાં જાય છે, ગાદીમાં બેઠેલા રાજા પાસે આવતાં વિનયથી રાજા આગળ નમે છે અને પોતાની ગાદીમાં બેસે છે.

(૧૬) પછી સંગીત ચાલે છે અને ગાયકો પ્રાર્થના ગાય છે.

રાજા અને રાણી પોતાનો રાજદણ્ડ ઉમરાવોને આપે છે અને ગાદી ઉપરથી નીચે ઉતરી વેદિ પાસે જઇ મુકુટ ઉતારી નમન કરે છે. પછી રાજા સહભોજન માટે સેન્ટ એડવર્ડના દેવળમાંથી આણેલી રોટલી (Bread) અને દારૂ અનુક્રમે રકાબી (Paten) અને પ્યાલામાં (Chalice) મુકીને મુખ્ય પાદરીને આપે છે. મુખ્ય પાદરી ધીમે રહીને આ વસ્તુઓ વેદિ ઉપર મુકી શણના વસ્ત્રથી ઢાંકે છે, અને પ્રાર્થના કરે છે. રાજા નમન કરીને એક કિમતી વેદીવસ્ત્ર (Pall) અને એક પ્રાઉન્ડના વજનની સોનાની લગડી અર્પણ કરે છે, અને મુખ્ય પાદરી તે લઇને વેદિ ઉપર મુકે છે. આજ પ્રમાણે રાણી પણ એક વેદિવસ્ત્ર અને આઠ આઉંસના વજનની સોનાની લગડી અર્પણ કરે છે. પછી રાજા અને રાણી પોતાની ખુરશીઓ આગળ જાય છે અને નમન કરે છે. મુખ્ય પાદરી સર્વ ખ્રિસ્તીઓને માટે પ્રાર્થના કરે છે. હવે પવિત્ર સહભોજનનો આરંભ થાય છે. મુખ્ય પાદરી, વેસ્ટમિન્સ્ટરનો ડીન, અને એપિસલ (Epistle) અને ગૉસ્પેલ (Gospel) વાંચનાર પાદરીઓ સહભોજન કરે છે. પછી રાજા અને રાણી વેદિ પાસે જઇને નમન કરે છે, અને મુખ્ય પાદરી તેમને રોટલી (Bread) આપે છે, અને વેસ્ટમિન્સ્ટરનો ડીન પ્યાલો આપે છે બધા સહભોજન કરે છે પછી રાજદમ્પતી પોતાના મુકુટો પહેરે છે, પોતાની ગાદી પાસે જઇને ફરીથી રાજદણ્ડ હાથમાં લે છે, મુખ્ય પાદરી અને બધા લોકો પ્રાર્થના કરે છે, અને અંતે મુખ્ય પાદરી આશીર્વાદ આપે છે.

( ૧૭ ) પછી ગાયકો ' હે ઇશ્વર ! અમે તારી સ્તુતિ કરીએ છીએ ' ( Te Deum Laudamus ) એનું ગાન કરે છે.

( ૧૮ ) રાજા પોતાની ગાદીમાંથી નીચે ઉતરે છે. અને તેની આગળ ચાર તલવારો ધારણ કરીને ઉમરાવો ઉભા રહે છે. રાજા પોતાના બે હાથમાં બે રાજદણ્ડો ધારણ કરીને-આગળ ચાર તલવાર વાળાઓ અને પાછળ પોતે એ પ્રમાણે-થિએટરના પૂર્વભાગમાં જાય છે અને વેદિની દક્ષિણ બાજુએ આવેલા દ્વારથી સેન્ટ એડવર્ડના દેવળમાં જાય છે. રાજા જ્યારે વેદિ પાસેથી સેન્ટ એડવર્ડના દેવળમાં જાય છે ત્યારે બાકીનાં બધાં રાજચિહ્નો વેસ્ટમિન્સ્ટરનો ડીન ઉમરાવોને આપે છે; અને સ્વારીના આકારે રાજા દેવળમાં પ્રવેશ કરે છે. રાણી પણ આ જ વખતે જમણા હાથમાં રાજદણ્ડ અને ડાબા હાથમાં હાથીદાંતની યષ્ટિકા ધારણ કરીને વેદિની ઉત્તર બાજુના દ્વારથી દેવળમાં જાય છે. દેવળમા વેદિ પાસે આવીને રાજા કબુતરવાળો રાજદણ્ડ મુખ્ય પાદરીને આપે છે, અને મુખ્ય પાદરી તે લઇને ત્યાંજ વેદિ ઉપર મૂકે છે. સોનાની એડીઓ અને સેન્ટ એડવર્ડનો રાજદણ્ડ વેસ્ટમિન્સ્ટરના ડીનને આપવામાં આવે છે, અને તે વેદી ઉપર મૂકે છે. રાજા પોતાનો રાજવી પોશાક ઉતારી નાખી જાંબુડા રંગની મખમલનો પોશાક પહેરે છે, માથા ઉપર રાજમુકટ ( Imperial crown ) મૂકે છે, અને મુખ્ય પાદરી પાસેથી ગોળો ( orb ) લઇને પોતાના ડાબા હાથમા રાખે છે. રાજા પોતાના જમણા હાથમાં ક્રૅાસવાળો રાજદણ્ડ ધારણ કરે છે અને દેવળની બહાર આવે છે. ત્યા રાણીની સ્વારી જોડાય છે. રાણીના જમણા હાથમાં ક્રૅાસવાળો રાજદણ્ડ અને ડાબા હાથમાં કબુતરવાળી હાથીદાંતની યષ્ટિકા હોય છે. ઉમરાવો પોતાને માથે મુકુટ પહેરે છે અને રાજદંપતી ધીમે ધીમે ભવ્યતાથી ચાલીને પશ્ચિમ દ્વારે બહાર આવે છે; અને લોકો તેમને સહર્ષ નાદથી વધાવી લે છે.

**ફ્રાન્સમાં રાજ્યાભિષેક**

ફ્રાન્સમાં પહેલાં જે રાજ્યાભિષેકવિધિ પ્રચલિત હતો તે સામાન્ય રીતે અંગ્રેજ રાજ્યાભિષેકવિધિના જેવો હતો. પ્રથમ રાજાના મસ્તક ઉપર ક્રૉસના આકારે ગરુડપાત્રના તેલથી લેપ કરવામાં આવતો હતો: અને પછીથી છાતી, ખભાઓની વચ્ચે, અને બન્ને હાથનાં કાંડાંઓ અને કુણીઓ આગળ લેપ કરવામાં આવતો હતો. પછી રાજા ઊભો થતો હતો અને જાંબુડા રંગની મલમલના ત્રણ પ્રકારના જભ્ભાઓ પહેરતો હતો અને તેમાં ધર્મની ભાવના વ્યકત થતી હતી. પછીથી રાજાના હાથના તળીયામાં લેપ કરી તેને મોજાં, વીંટી અને રાજદણ્ડ આપવામાં આવતાં હતાં. ઉમરાવો રાજાની પાસે આવતા હતા અને રાઇમ્સનો મુખ્ય પાદરી વેદિ ઉપરથી શાર્લમાનનો મુકુટ લઇને રાજાના મસ્તક ઉપર મૂકતો હતો. પછી રાજા ગાદીમાં બેસતો હતો: પ્રજાને તે દેખાડવામાં આવતો હતો; પ્રાર્થના થયા પછી સહભોજન થતું હતું. રાજ્યાભિષેકના ત્રીજે દિવસે લોકો પાપ દૂર કરવા રાજાનો સ્પર્શ કરતા હતા. પોપે નેપોલીઅન અને જાસેફાઇન એ બેનો રાજ્યાભિષેક એક જ વખતે પેરીસમાં કર્યો હતો. નેપોલીઅને મુકુટ પહેરીને નોટ્રડામમાં પ્રવેશ કર્યો હતો, અને તેની આગળ રાજભૂષણો લઇ જવામાં આવ્યાં હતાં. બન્નેના મસ્તક અને હસ્ત ઉપર તેલનો લેપ કરવામાં આવ્યો હતો. નેપોલીઅને મુકુટ પોતાના હાથે જ પોતાના મસ્તક ઉપર મૂકયો હતો, અને પછી પ્રાર્થનાઓ થઈ હતી. હાલમાં તો ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય છે એટલે રાજ્યાભિષેકને અવકાશ નથી.

સ્પેનમાં રજ્યાભિષેક પૂર્ણ સ્વરૂપે વિકસિત થયો ન હતો. સામાન્યતઃ ટાલેડોમાં, અથવા તો માડ્રીડના સેન્ટ જેરોમના



श्रीमत प्रतापसिंह महाराज

## પ્રકરણ પહેલું

# શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવ ગાયકવાડનું જીવનચરિત

વડોદરા રાજ્યના સુવિદ્ય મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડનો જન્મ શકે ૧૮૩૦ અષાડ સુદ ૧, સન **શ્રીમંતનો જન્મ** ૧૯૦૮ના જૂનની ૨૯ મી તારીખના રોજ, વડોદરાના મોતીબાગ બંગલામાં થયો તે દિવસે રાજ્યમાં અતિશય આનંદ વર્તી રહ્યો હતો. અને ૨૧ તોપોની સલામી પણ અપાઇ હતી.*

---

* શ્રીમંત મહારાજા સાહેબનો જન્મ સારા યોગમાં પવિત્ર કલ્યાણ સમયમાં થયો છે એમ તેઓશ્રીની જન્મકુંડલી ઉપરથી સ્પષ્ટ જણાય છે તેઓશ્રીની જન્મકુંડલી નીચે પ્રમાણે છેઃ—




આ પ્રમાણે શ્રીમંત મહારાજા સાહેબને ભદ્રયોગ પડેલો છે અને

આ વખતે વડોદરાના રાજકર્તા પુણ્યશ્લોક શ્રીમંત સયાજીરાવ મહારાજ સરકારી કામે મુંબઇના નામદાર ગવર્નર સાહેબ પાસે હતા. તેમને દિવાન સા૰ કેરશારપજીએ જન્મની આનન્દદાયક વધામણી તારથી મોકલી અને આજ્ઞાપત્રિકાનો વધારો કાઢી વડોદરાના ભાગ્યવાન ભાવી મહારાજાના જન્મના શુભ વૃત્તાન્ત રાજ્યના પ્રજાજનોને જાહેર કર્યો

પૌત્રજન્મની વધામણીથી શ્રીમંત સયાજીરાવ મહારાજને આનહદ હર્ષ થયો અને મુંબઇના નામદારે પ્રજાનો આનન્દ પણ તેમનું અભિનન્દન કર્યું. તે પ્રમાણે રાજ્યના સરદાર, દરકદાર, શેઠ શાહુકાર, નાગરિકો વગેરેએ શ્રીમંત મહારાજા સાહેબ ઉપર અભિનન્દનના તાર પાઠવી પોતાનો હર્ષ વ્યક્ત કર્યો.

શ્રીમંત પ્રતાપસિંહ મહારાજના પિતાજી શ્રી. યુવરાજ ફત્તેસિંહરાવને પુત્રજન્મથી પારાપાર આનન્દ થયો, પણ તેમને પુત્ર-સુખનો લ્હાવો ઝાઝો વખત લેવાનું વિધિનું વિધાન નહિ હોય !

જન્મોત્સવની ઉજવણી નિમિત્તે આખા શહેરમાં હાથી ઉપર સાકર વહેંચવામાં આવી હતી. તેમજ દિવાન સાહેબ તથા શ્રી સયાજીરાવ મહારાજના મોટાભાઇ શ્રી. આનન્દરાવ મહારાજ

તથા તેઓશ્રી દીર્ઘાયુ, મહાપ્રતાપી, પૂર્ણ યશસ્વી, ઉદાર, સત્યપ્રિય, દયાળુ, પરોપકારી અને મહાછત્રયોગવાળા થશે એમ તેઓશ્રીના જન્મ સમયે જ જ્યોતિઃશાસ્ત્રના આધારે નિઃશંક કહી શકાય છે. અને આનન્દની વાત એ છે કે જન્મકુંડલી ઉપરથી જે ફલ કહી શકાય છે તે પ્રમાણે આપણે આજે જોઇએ છીએ, અને ભવિષ્યમાં હજી વધારે ણમાં તેઓશ્રીનો પ્રતાપ અને કીર્તિ જોઇશું.

બન્ને પૂર્ણ સ્વારીના ઠાઠથી રેસીડેન્સીમા રાજકુમારના જન્મની વધાઇ લઇ સાકર આપવા ગયા હતા

ના ગવર્નર સાથેનુ સરકારી કામકાજ આટોપી શ્રીમત મહારાજા સાહેબ પૌત્રના સુખાવલોકન માટે ઉતાવળે રાજધાનીમા પધાર્યા નિત્યનિયમ પ્રમાણે મગલસ્નાન, પૂજા વગેરેથી પરવારી તેઓ મોતીબાગમા પધાર્યા અને પૌત્રનુ મુખ નિહાળી તેમનો હર્ષ ઉભરાઇ ગયો વશવૃદ્ધિથી કોને આનન્દ ન થાય ?

મહારાષ્ટ્રીય સમાજમા તેરમા દિવસે બાળકોના નામકરણ વિધિ થાય છે. તદનુસાર રાજમહેલમા રાજપૌત્રના જાતકર્મ તથા નામકરણ મોટા ઠાઠથી કરવામા આવ્યા બાળ રાજપૌત્રના પિતાની ઇચ્છા પોતાના પુત્રનુ નામ ' વિકટર " અર્થાત્ વિજયી રાખવુ એવી હતી શ્રીમત મહારાજા સાહેબે પોતાના જ્યેષ્ઠ ચિરજીવીની ઇચ્છાને સમ્મત થઇ વિકટર માટે સસ્કૃત શબ્દ " પ્રતાપ " પસદ કરી તે સાથે બાળના પિતાના નામનો ' સિહ ' શબ્દ પણ જોડી " પ્રતાપસિંહ " એ ગૌરવવન્તુ અને અર્થસૂચક નામ આપણા મહારાજાને આપ્યુ નામકરણવિધિના દિવસે ગરીબ ગરબાને અન્ન, વસ્ત્રનુ દાન છૂટથી કરવામા આવ્યુ હતુ અને મોગે દરબાર પણ ભરવામા આવ્યો હતો

પરન્તુ ' ગતિ દૈવ તણી ફરતી નથી ઘડી વિલાય અને ઘડી ખીલતી ' એ ઉક્તિ પ્રમાણે જન્મો

**શ્રીમતના પિતાનો** ત્સવનો આનન્દ રણુગાર કરતા તારમાથી અકાલ સ્વર્ગવાસ જોતજોતામા શોકનો કરુણસ્વર નીકળી પડયો ' શ્રીમત યુવરાજ ફત્તેસિહરાવ ભરજુવાન વયે ગાનતતુઓની નબળાઇથી પીડાતા તો હતાજ પરતુ નિષ્ણાત

વૈદ્યકીય સારવારને પરિણામે જે વ્યાધિ સમૂલ નાશ પામ્યો હતો એમ માનવામાં આવતું હતું, તેણે વિધિની વિપરીતતાને લીધે પુનઃ અનિષ્ટ ત્વરાથી દેખા દીધી અને તમામ વૈદ્યકીય નિષ્ણાતોનો બચાવ માટે માનવી પ્રયત્ન વ્યર્થ ગયો. અને વિદ્યા, ધન, વૈભવ, અધિકાર, પત્નીપ્રેમ, સંતતિ અને પિતાનું અનુપમ છત્ર એ સર્વ આશાઓથી ભરેલો યુવરાજનો જીવનદીપ ૨૬ વર્ષની કાચી વયે એકાએક બુઝાઈ ગયો. આમ બાલરાજકુમારનું પિતૃસુખ દૈવયોગે લુપ્ત થયું. આ શોકસમાચાર જોત જોતામાં ચોમેર ફરી વળ્યા. રાજ્યમાં અરે આખા હિન્દુસ્થાનમાં હાહાકાર વર્તી રહ્યો. તે સમયે, શ્રીમંત સયાજીરાવ મહારાજનો કીર્તિસૂર્ય મધ્યાન્હમાં હતો. સ્વદેશાભિમાની ઉદારચરિત, અને બુદ્ધિમાનોમાં અગ્રણી રાજવી તરીક તેમનુ નામ દેશદેશમાં હર્ષભેર ગવાતું હતું. આવા પુણ્યશ્લોક રાજા પર આવી પડેલી આ દુઃખની ઝડીમાં કોનું અંતર ન પીગળે ? રાજકવિ ચંદ્રશેખરે તો યુવરાજનું કાવ્ય પ્રસિદ્ધ કરી મહારાષ્ટ્રીઓની આંખમાં અશ્રુપ્રવાહ વહેવડાવ્યો હતો. બીજા કવિઓ પણ આ શોકપ્રસંગનું વર્ણન કરી મહારાજના દુઃખના સમભાગી બન્યા હતા. ગુજરાતના એક સુપ્રસિદ્ધ સત્કવિ મજમુદાર જેહાભાઈ લાલજી દેસાઈએ પણ ' યુવરાજ વિરહ ' નામનું શોકથી નીતરતું પદ્યાત્મક પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું;

**શ્રીમંતની માતાનો અકાલ સ્વર્ગવાસ**

આ પ્રમાણે યુવરાજના પરલોકગમનના પરિણામે શ્રીમંત રાજપૌત્ર-રાજપૌત્રીઓની સંભાળની જવાબદારી શ્રીમંત યુવરાજ્ઞી પદ્માવતી દેવી પર આવી પડી. મૂળ તો તેમની શરીર પ્રકૃતિ નાજુક હતી, તેમાં વૈધવ્યનો અસહ્ય ઘા પડ્યો અને પોતાનાં બાળકોના સંવર્ધનની જવાબદારી માથે પડી.

બાળકોનું લાલનપાલન કર્યું, તેમને સારી રીતભાત શિખવવી, તેમનું જીવન શિસ્તબંધ રહે તેની કાળજી રાખવી, આ બધી ઉપરા છાપરી આવી પડેલી જવાબદારીઓથી તેમના શરીર પર વિપરીત અસર થઈ અને તેમને જીવલેણ વ્યાધિ લાગુ થતાં સને ૧૯૧૯માં તેઓ પણ પરલોકવાસી થયાં. શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ એક તો પિતૃસુખથી વંચિત હતા; તેમાં ક્રૂર દૈવે પ્રેમાળ જનનીની ઓથથી દુર કરી માતૃછત્ર પણ છીનવી લીધું !

**શ્રીમંતની પિતા-મહે લીધેલી કાળજી**

હવે પૌત્રને ઉછેરવાની ફરજ સર્વાંશે શ્રીમંત સયાજીરાવ મહારાજ ઉપર આવી પડી. અંતરના દુઃખને દાબી દઈ, હતાશ ન થતાં ધૈર્યથી કર્તવ્ય કર્યે જવાની નીતિ આ લોકોત્તર મહાપુરુષે અખત્યાર કરી અને ભાવી રાજાને તૈયાર કરવાની પ્રેમમિશ્રિત જવાબદારી દૃઢતાથી સ્વીકારી.

શ્રીમંત સયાજીરાવ મહારાજનું શૈશવ શિક્ષણ શિવાય વેડફાઈ ગયું હતું એ તેમનો સ્વાનુભવ હતો. તેરમા વર્ષે વડોદરાની ગાદી ઉપર તેમનું દત્તકવિધાન થયું ત્યાર પછી તો તેમની બારાખડીની શરૂઆત થઈ. પછી, છ વર્ષમાં મરાઠી, ગુજરાતી હિન્દી, અંગ્રેજી વગેરેનો અભ્યાસ અને સાથે સાથે રાજ્યકારભારવિષયક અંતસ્તત્ત્વની માહિતી મેળવવાનું કામ એ કેટલું બધું બોજારૂપ ! ક્યાં યૌવનકાળના આનન્દ અને ક્યાં આ મોટી ધૂંસરી ! ખરેખર, રાજ્ય કહેવડાવવા કરતાં રાજાનાં કર્તવ્યો કરવાં બહુ દોહ્યલાં છે. તેથી જ

"Uneasy lies the head that wears a crown"

એ શેક્સપીયરે ગાયું છે. શ્રીમંત સયાજીરાવ મહારાજને નહોતું મળ્યું શાળાનું પ્રાથમિક શિક્ષણ કે નહોતું મળ્યું મહાવિદ્યાલયનું

શિક્ષણ, તો પણ મહાવિદ્વાનો અને રાજપુરુષોમાં અગ્રણીપદ મેળવ્યું એ કેટલું આશ્ચર્યજનક !

**શ્રીમંતનું પ્રાથમિક શિક્ષણ**

રાજપૌત્રની સ્થિતિ પોતાના જેવી ન થાય તેની તેમણે બહુ સાવચેતી રાખી. કોઈ પણ વાત તેઓ કેવળ પ્રારબ્ધ પર છોડતા નહીં. નર અને નારાયણની એકતા સાધવામાં પુરુષાર્થ, સ્વકર્તવ્યપરાયણતા મુખ્ય છે એમ તેઓ નિશ્ચયપૂર્વક માનતા. પોતાના પૌત્રમાં મોટાઈનું ખોટું ભુસું ન ભરાય માટે તેમને સાદાઈથી રહેવાની શરુઆત કરાવી. વધારે પડતા નોકર ચાકરો કે પૈસા તેમને આપવામાં આવતા નહીં. અભ્યાસમાં ચીવટ અને સ્પર્ધા વધે, તથા સમાન અસમાનનો ભેદ ન રહે એ માટે યોગ્ય ગોઠીયાઓની પસંદગી કરી ખાસ શાળા ઉઘાડી, અને તેમાં યોગ્ય શિક્ષકો રાખી બાલયુવરાજના પ્રાથમિક શિક્ષણની શરુઆત કરી.

શિક્ષણકાર્ય ચાલુ હોય ત્યારે કોઈ કોઈવાર શ્રીમંત મહારાજા સાહેબ જાતે અચાનક શાળાની ભેટ લેતા. કોઈવાર બાળયુવરાજ સાથે પોતે રહેવા જતા અને કોઈવાર તેમને પોતાની પાસે પણ રાખતા. પોતાના પૌત્રને કોઈપણ જાતનું વ્યસન કે કુટેવ લાગુ થાય નહિ, ગોખણપટ્ટીથી કેવળ પુસ્તકીયા જ્ઞાન મેળવવાની ટેવ પડે નહિ, અને વાચનની સાથે મનનઃ પણ અભ્યાસ પડે એની તેઓ સાવધાનીથી કાળજી રાખતા. શિક્ષણપ્રબંધમાં પાશ્ચાત્ય તત્ત્વનું વજન વધી જાય નહિ તેની પણ સાવચેતી રખાતી.

વળી, બાલયુવરાજની શક્તિનો વ્યય કેવળ અભ્યાસ પાછળજ ન થાય તે માટે રમતગમતની પણ યોજના રાખી હતી. ખરાબ સોબત અને પરાવલમ્બીપણું પોતાના પૌત્રમાં દાખલ ન થવા

જોઈએ એવું તેઓ માનતા હતા, અને તે માટે બહુ સૂક્ષ્મ નિરીક્ષણ પણ કરતા. પોષાકનો ખોટો ઠાઠ તેમને બિલકુલ પસંદ નહોતો અને તેવા ઠાઠી લોકોનો સંપર્ક યુવરાજને ન લાગે તે ખાસ જોતા. શ્રીમંત સયાજીરાવ મહારાજાના ખાનગી પત્રોમાં રાજાઓએ પોતાનાં બાળકોને તૈયાર કરવા શું શું ધ્યેય અને દક્ષતા રાખવાં જોઈએ તેની સવિસ્તર માહિતી ઉપલબ્ધ થાય છે. આ ઉપરથી શ્રીમંત મહારાજાનું શિક્ષણનું ધ્યેય બહુજ ઊંચું હતું તે દેખાઈ આવે છે. ૧૯૨૩માં તેઓ લાગણીપૂર્વક લખે છે કે, "સમય સપાટાબંધ બદલાય છે અને રાજકુમારોને પોતાની શિક્ષિત પ્રજા કરતાં પાછળ પડી રહેવાનું પાલવે એમ નથી. મારો અંગત વિચાર તો એવો છે કે સામાન્ય માણસ કરતાં રાજકુમારોને વધારે સારું શિક્ષણ મળવું જોઈએ, ને તેમ થાય તોજ તેઓ પોતાનું સ્થાન સાચવી શકે."

શ્રીમંત મહારાજા સાહેબની શિક્ષણયોજનાનો બાલયુવરાજે આનન્દથી સ્વીકાર કર્યો અને તેમને પ્રસન્નતા આપી. આથી તેઓ એકવાર બોલ્યા હતા કે, "મને આખો વખત રમનારો મૂર્ખ કે આખો વખત પુસ્તક વાંચનારો પંડિત બન્ને ગમતા નથી."

ઉપર પ્રમાણે દક્ષતા રાખવા છતાંએ કોઈ કોઈવાર બાલ યુવરાજના શિક્ષકો અને રક્ષકો વચ્ચે મતભેદ જાગતો અગર તેઓ શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાઓનો હેતુ બરાબર સમજતા નહી. તેથી આજુબાજુની મંડળી ખટપટો ઉભી કરતી તે શ્રીમંત મહારાજા સાહેબના જાણવામાં આવતાંજ તેઓ તેનાં અનિષ્ટો માટે તાત્કાલિક દૃઢ પગલાં લેતા.

શ્રીમંત બાલયુવરાજનું પ્રાથમિક શિક્ષણ પૂરું થતાંજ તેમને

રાજકોટની રાજકુમાર કોલેજમાં મોકલવામાં આવ્યા. રાજકોટના

**શ્રીમંતનું રાજકોટમાં શિક્ષણ**

શિક્ષણ દરમ્યાન તેમને શાસ્ત્રોક્ત વિધિથી જનોઈ દેવામાં આવી હતી.

આ પછી થોડાજ સમયમાં શ્રીમંત યુવરાણી પદ્મ વતીદેવીના સ્વર્ગવાસમાં કારણે રાજકોટ છોડવું પડયું, અને ત્યારબાદ તેઓ થોડા દિવસ પોતાનાં મોટાં બેન સાથે કોલ્હાપુર રહેવા ગયા. શ્રી. યુવરાજને ગળાના કાકડા વધવાથી વારંવાર શરદી થઇ આવતી તેથી મિરજના પ્રસિદ્ધ શસ્ત્રવૈદ્ય ડૉ. વૉનલેસ પાસે તે કપાવતાં તેમની પ્રકૃતિ પહેલાં કરતાં વિશેષ સુધરી.

**શ્રીમંતનું વિલાયતમાં શિક્ષણ**

થોડા વખત પછી કૈ. ખાસેરાવ જાધવની સાથે શ્રીમંત સયાજીરાવ મહારાજે યુવરાજને રાજપૌત્રી લક્ષ્મીદેવી તથા શ્રી. ચન્દ્રસિંહ ગાયકવાડ સાથે ઇંગ્લેંડ બોલાવી લીધા. ત્યાં ઇસ્ટબોર્નમાં ટેમ્પલ ગ્રોવ નામની શાળામાં તેમના શિક્ષણનો પ્રબંધ કર્યો હતો. તે શાળામાં ગણિતના વિષયમાં તેઓ એકવાર પ્રથમ નંબરે આવ્યાનો પણ દાખલો મળી આવે છે. શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ માને છે કે આ શાળાથી તેમને ઘણો ફાયદો થયો છે અને સ્વાવલમ્બનનો પાઠ પણ પોતે ત્યાંજ શિખ્યા છે.

આગળ ઉપર બાળયુવરાજને વિલાયત રાખવાનો વિચાર શ્રીમંત મહારાજા સાહેબે બદલ્યો. કારણ ત્યાં શિખવાની ફ્રેન્ચ, લેટીન ભાષાઓનો રાજાઓને ઘણો ઓછો ઉપયોગ હોય છે. પોતાના દેશમાં ગુજરાતી, મરાઠી ભાષાઓ ઘણી ઉપયોગી હોવાથી વિલાયત રહી શિક્ષણ લેવાનું અનાવશ્યક હતું. વળી વિલાયતના

શિક્ષણથી કેટલાક રાજા રજવાડાના કુમારો અવળે રસ્તે ચઢેલાનાં કેટલાંક ઉદાહરણો પણ તે વખતે બહાર આવ્યાં હતાં. આવી જાતના છાંટા પોતાના વારસને ન મળે એ કારણ પણ શ્રીમંત મહારાજા સાહેબના મનમાં હોવું જોઇએ. હિન્દી બાળકોને નાનપણમાં વિલાયતમાં શિક્ષણ માટે રાખવાથી તેઓ પોતાની સંસ્કૃતિ બાજુએ મૂકે છે એવો શ્રીમંત સયાજીરાવ મહારાજે પોતાના એકાદ પત્રમાં ઉલ્લેખ પણ કરેલો છે.

**શ્રીમંતનું વડોદરા હાઇસ્કૂલમાં શિક્ષણ**

હિન્દુસ્થાનમાં પાછા આવ્યા પછી શ્રીમંત પ્રતાપસિંહને વડોદરા હાઇસ્કૂલમાં દાખલ કરવામાં આવ્યા. ત્યાં તેમને માટે કોઈ ખાસ વ્યવસ્થા રાખવામાં આવી નહોતી. વર્ગના છોકરાઓ સાથે જ તેઓ ઉઠતા બેસતા. આથી સમાજના સામાન્ય વર્ગ સાથે તેમનો સંપર્ક સધાતો અને પોતે જેમના ભાવી રાજા થવાના છે તેમના સુખ, દુ:ખ, રહેણી કરણી અગવડો વગેરે પ્રત્યક્ષ જોવાની તેમને તક મળતી.

**શ્રીમંતનું વડોદરા કૉલેજમાં અને પૂના-ની ડેક્કન કૉલેજમાં શિક્ષણ**

અભ્યાસ માટે સ્થલાન્તર થવાથી અને અભ્યાસક્રમમાં ફેરફારના કારણે તેઓનો અભ્યાસ જરા પાછળ પડી ગયો હતો. પરંતુ મહેનત કરી તે ખોટ તેમણે પૂરી દીધી અને સને ૧૯૨૬ ની સાલમાં મુંબઈ વિદ્યાપીઠની મેટ્રીકની પરીક્ષા પસાર કરી. બીજે વર્ષે, વડોદરા કૉલેજમાંથી પ્રિવીયસની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ ઇન્ટરમીજીયેટ વર્ગનું શિક્ષણ પુનાની ડેક્કન કૉલેજમાં લીધું.

હવે આગળ શો માર્ગ લેવો એ પ્રશ્ન શ્રીમંત સયાજીરાવ મહારાજના મનમાં ઉઠયો. તેઓશ્રીને ૬૬ મું વર્ષ ચાલતું હતું. વાર્ધક્યના કારણે અને સતત પરિશ્રમના બોજામાંથી પોતાને થોડી નિવૃત્તિની પણ જરૂર હતી. દુર્ભાગ્યવશાત્ તેમના કરતાં કારવતાં ત્રણ સંતાન યુવાનવયમાં જ પરલોકવાસી થયાં હતાં. ચોથા પુત્રને મધુમેહનો આજાર હતો. પુત્રો નહિ તો પૌત્ર પણ જો પોતાનો ભાર થોડો હલકો કરવામાં કંઇક અંશે સહાયભૂત થાય તો થોડી વિશ્રાન્તિ મળી શકે એમ તેમના મનમાં થયા કરતું. યુવરાજને બી. એ. થવામાં બે ત્રણ વર્ષ અને પછી રાજ્યકારભારના પ્રત્યક્ષ શિક્ષણમાં બીજાં બે ત્રણ વર્ષ સહજ જોઇએ. એટલે લગભગ ૭૬ વર્ષની વય સુધી પોતે આરામવંચિત રહે. વળી યુવરાજશ્રી બી એ. થાય તેથી ભવિષ્યમાં કોઇ પ્રત્યક્ષ ફાયદો તે વખતે દેખાયો નહીં. તે કરતાં તો રાજ્યકારભારના શિક્ષણની જો શરૂઆત કરવામાં આવે તો પોતાના અનુભવનો લાભ આપી શકાય અને માર્ગ પણ દર્શાવી શકાય. ઉચ્ચશિક્ષણવિષયક પુસ્તકોનો તો આગળ ઉપર પણ અભ્યાસ કરી શકે. આ બધા વિચારો કરી શ્રીમંત સયાજીરાવ મહારાજે રાજકારભારનું શિક્ષણ આપવાનું નક્કી કર્યું.

**શ્રીમંતનું રાજ્ય-કારભારનું શિક્ષણ**

ખેતીપ્રધાન રાજ્યમાં રાજ્યશાસનનો સ્તંભ મુલ્કી ખાતું છે એટલે મહારાજાએ યુવરાજશ્રીને મુલ્કી તથા સર્વેખાતાની માહિતી આપી. જમીનની માપણી તથા પ્રત કેવી રીતે કરવી, જમીનનું મહેસુલ વસુલ કરવાની પદ્ધતિ પહેલાં કેવી હતી, તેનાથી રાજ્યને શું નફો-નુકસાન

**શ્રીમંતનો જુદાં જુદાં ખાતાંઓનો અનુભવ**

થયા, નવીન વિઘોટીપદ્ધતિથી ક્યા ફાયદા થયા વગેરે તથા બારખળી જમીન એટલે શુ, હાલમા તે બિનઆકારે અથવા કમી આકારે લોકો પાસે ચાલુ રાખવી યોગ્ય છે કે નહિ, નોકરીના બદલામા જમીન અથવા ઇનામ આપેલા હોય તથા ઇનામદારો વ શજો તરફથી તેમને મળતી નિમણોકના પ્રમાણમા રાજ્યને બરાબર નોકરી ન મળતી હોય તો શુ કરવુ, જુદી જુદી આસામીઓ અને નિમણોકો માટે નોકરીનુ ધોરણ લાગુ કરવુ ઇષ્ટ છે કે નહી, વગેરે તમામ બાબતોની માહીતી શ્રી યુવરાજશ્રીને આપવામા આવી આ માટે સર્વ્હે સેટલમેન્ટ ખાતામા એક વર્ગ પણ ખોલવામા આવ્યો તેમા શ્રી યુવરાજ શિવાય કે મે રા રા ભદ્રસિહ ગાયકવાડ, મે રા રા દામાજીરાવ ગાયકવાડ, મે નવાબ સાહેબ, રા રા વાલ્નીસ, સાતકરની વગેરે તરુણ અમલદારો હતા આ વર્ગનો અભ્યાસક્રમ પૂરો થતા તેમની પરીક્ષા લેવામા આવી અને તેમા શ્રીમ ત યુવરાજે પહેલો નબર મેળવ્યો. આ સમાચાર દિવાન સર વી. ટી કૃષ્ણમાચારીએ શ્રીમ ત મહારાજા સાહેબને આપતા તેઓશ્રી પ્રસન્ન થયા હતા

ત્યાર બાદ ગામડાના મુખ્ય અમલદાર પટેલ તલાટીઓના કામની માહિતી શ્રી યુવરાજે લીધી ગામડાના હિસાબ કેમ રાખવા, જમાબધીના કાગળો કેમ તૈયાર કરવા તેનુ પ્રત્યક્ષ શિક્ષણ લીધુ. આગળ ઉપર તજવીજદાર, અવલ કા કુન, વહિવટદાર એમના કામની માહિતી મેળવી અને થોડો વખત વડોદરા મહાલ વહિવદારનુ પણ કામ કર્યું

રાજકર્તાને અર્થશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્રનુ જ્ઞાન આવશ્યક છે. શ્રીમ ત મહારાજા સાહેબે વડોદરા કોલેજના પ્રોફેસર દ્વાર યુવરાજશ્રીને તે વિષે પણ માહિતી અપાવી

**શ્રીમંત કર્મસચિવ તરીકે**

આ પ્રમાણે તાલીમ આપવામાં આવી તે અગાઉ શ્રીમંત યુવરાજ પોતે રાજ્યશાસનમાં સંપૂર્ણ જવાબદારીથી કામ કરતા હતા. તેમની છેલ્લે કર્મસચિવ તરીકે નિમણુક કરવામાં આવી. એ જગા એવી છે કે તેમાં કારોબારી મંત્રી મંડળના સભ્ય તરીકે કામ કરવાનું હોય છે, એટલું જ નહિ પણ તમામ હુકમોને અમલમાં મુકાયેલા જોવાની જવાબદારીનું ભારે કામ પણ કરવાનું હોય છે. આમ થવાથી બીજાં તમામ ખાતાંઓ કેવી રીતે ચાલે છે તેનો પ્રત્યક્ષ અનુભવ લઇ તેની સંગીન માહિતી મેળવવાને તેઓ શક્તિમાન થયા. વળી સાર્વજનિક જીવનમાં પણ તેમને પોતાનો હિસ્સો આપવો પડયો છે. પોતાના પિતામહની જગાનાં કામ પણ તેમને વખતો વખત કરવાં પડયાં છે. અને વિચારપૂર્વક તૈયારી માગે એવાં ભાષણો પણ તેમને આપવાં પડયાં છે.

**શ્રીમંતનો વિલાયતનો પ્રવાસ**

રાજ્યકારભારની તાલીમ લીધા પછી શ્રીમંત યુવરાજને શ્રીમંત સયાજીરાવ મહારાજાએ વિલાયતના પ્રવાસે મોકલ્યા. આ વખતે લંડનમાં ગોળમેજી પરિષદ ચાલતી હતી. તેનું કામકાજ જોવા શ્રીમંત મહારાજા સાથે યુવરાજ પણ જતાં પછી ફ્રાન્સ જર્મની, સ્વીટઝરલૅન્ડ, ઇટલી વગેરે દેશોમાં પ્રવાસ કર્યો અને ત્યાં સઘળી સંસ્થાઓ જોઇ અને આજુબાજુની પ્રવૃત્તિઓનું બારીકાઇથી અવલોકન કર્યું. આ પ્રવાસથી યુવરાજની દૃષ્ટિ વ્યાપક બની દેશાટનથી શું શું ફાયદા નથી મળતા ?

મળે જ્ઞાન ને માન વિદ્વાન મિત્રો.
પડે અંતરે સ્પષ્ટ ચાતુર્ય ચિત્રો

**શ્રીમંત હુઝુર સેક્રેટરી તરીકે**

શ્રીમંત યુવરાજ પ્રતાપસિંહને અત્યાર સુધી સ્થૂલ રાજ્ય કારભારની તાલીમ મળી ગઇ. હવે પોતાની પાસે આવેલાં કામનો નિકાલ કેવી રીતે કરવો એ શિક્ષણ કાર્ય બાકી હતું તે શ્રીમંત સયાજીરાવ મહારાજે જાતે ઉપાડી લીધું. તેમણે યુવરાજને પોતાના સેક્રેટરી તરીકે પોતાની સાથે વિલાયત લીધા હુઝુર અધિકારનાં સર્વકામ સેક્રેટરીને મહારાજા પાસે રજુ કરવાના હોય છે. આ કામોની શ્રીમંત મહારાજા સાહેબ તેમની પાસે બરોબર છણાવટ કરી તે ઉપર કવો હુકમ આપવો તે સમજાવતા. આ હુકમો શ્રીમંત યુવરાજને જાતેજ લખવા પડતા.

**શ્રીમંતનો જાહેર કાર્યોમાં ભાગ**

સમાજના અગ્રણી તરીકે રાજાએ સામાજિક સમારંભોમા પણ ભાગ લેવો પડે છે અને પ્રસંગોપાત તેમા ભાષણ પણ આપવા પડે છે. શ્રીમંત મહારાજા સાહેબે યુવરાજને સમારંભોમા બોલવાની ટેવ પડે એટલા માટે પોતની ગેરહાજરીમા તેમને જવાની વ્યવસ્થા નાખી હતી નામદાર છઠ્ઠા જ્યોર્જ બાદશાહના રાજ્યારોહણ તથા સામ્રાજ્ય પરિષદ જેવા મહત્વના પ્રસંગોએ શ્રીમંત સયાજીરાવ મહારાજે શ્રી. યુવરાજને એટલા માટેજ સાથે રાખ્યા હતા. શ્રીમંત મહારાજા સાહેબના વાર્ધક્યને લીધે જે સમારંભોમા શ્રી. યુવરાજને હાજરી આપવી પડતી ત્યા તેમણે આપેલા ભાષણો તેમની બુદ્ધિમત્તાની સાક્ષી પૂરે છે.

ઉપરની હકીકત ઉપરથી શ્રીમંત પ્રતાપસિંહ મહારાજના શિક્ષણવિષયક થોડી માહિતી વાચકને મળી હશે. રાજાને જો બાલ્યકાળમા યોગ્ય શિક્ષણ આપવામા આવે તોજ તે આગળ

ઉપર નીતિથી, રાજ્ય કરી શકે છે એવું શ્રીમંત સયાજીરાવ મહારાજ ઘણીવાર કહેતા. અને તેથીજ તેમણે શ્રીમંત પ્રતાપસિંહ મહારાજના શિક્ષણમાં પહેલેથી અંગત કાળજી રાખી ભાવી રાજાના સુખી અને સફળ જીવનનો સંગીન પાયો નાખ્યો.

**શ્રીમંતનું લગ્ન**

શ્રીમંત સયાજીરાવ મહારાજની આ દીર્ઘદૃષ્ટિ અને સંભાળને પરિણામેજ નવા મહારાજા સાહેબનાં જીવન અને ચારિત્રમાં સમતુલા છે. સન ૧૯૨૯ માં કોલ્હાપુરના સરદાર શ્રી. માનસિંગરાવ ઘોરપડેની કન્યા શ્રીમંત શાન્તાદેવી રાજે સાથે શ્રીમંત પ્રતાપસિંહ મહારાજના લગ્ન થયાં હતાં. પૌત્રની માફક પૌત્રવધૂને પણ શ્રીમંત સયાજીરાવ મહારાજે બહુશ્રુત બનાવ્યાં છે. આપણા મહારાજા સાહેબનું કૌટુમ્બિક જીવન સુખી છે. તેમના રાજપુત્રો અને રાજપુત્રીઓમા જ્યેષ્ઠ રાજપુત્ર શ્રીમંત ફતેસિંહરાવ હવે યુવરાજ બન્યા છે. તેઓ પણ પિતાની માફક શિક્ષણ લઇ રહ્યા છે અને ઉજ્જ્વલ ભાવિની આશા આપી રહ્યા છે.

**શ્રીમંતનો રમતનો શૉખ**

'શરીરે સુખી તો સુખી સર્વ વાતે' એ કહેતીમાં શ્રીમંત પ્રતાપસિંહ મહારાજને પૂર્ણ વિશ્વાસ છે. બાલ્યકાળથી જ તેઓ આરોગ્યના પરમ ભક્ત છે. તેઓ મન સાથે તનની કેળવણી આવશ્યક માને છે. રાજ્યકારભારની જટિલતાના ઉકેલમા મનને રોકવા ઉપરાંત તેઓ ઘોડેસવારી, ક્રીકેટ બેડમીંગટન, શિકાર વિગેરે નિર્ભયતા, સહનશીલતા, સાહસ, દૃઢતા વગેરે ગુણો વધારનાર રમતોમા ખાસ રસ લેનાર છે. એક વખતે તેમની પોતાની ક્રીકેટ મંડળી પણ હતી. અને તે મંડળીએ એક



श्रीमंत सौ. महाराणी शान्तादेवीबाईसाहेब

વાર વડોદરાનો રેન્ડલ કપ તથા દિલ્હીનો રોશનઆરા કપની જીત મેળવી હતી. ટેનીસમાં તો આપણા મહારાજા એક્કા છે. તેમણે અનેક રમતોમાં પારિતોષિક મેળવ્યાં છે, અને તે પ્રદર્શનરૂપે પોતાના રાજવાડામાં રાખેલાં છે, ખરેખર, તેમના પિતામહનું જો અવસાન ન થયું હોત તો તેઓ ઇન્ડીયન ડેવીસ કપ માટે રમનારી મંડળીના આગેવાન તરીકે હિન્દ બહારના દેશોમાં પણ પરાક્રમ દાખવી નામના મેળવી શકયા હોત.

ક્રીકેટ, ટેનીસ શિવાય તેમને પોલોની રમત પણ સારી આવડે છે. વડોદરાનું પોલો જીમખાના તેમની પ્રેરણાથીજ ઉભું થયું છે. આ ઉપરાંત હૉકી, ફુટબોલ તથા તરવાની કલાઓમાં પણ તેઓ નિપુણ છે.

**શ્રીમંતનાં વિશિષ્ટ લક્ષણો**

શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાનો શારીરિક બાંધો સુદૃઢ છે. તેમને ખુશામત, પરનિન્દા, આત્મસ્તુતિ કે અપ્રમાણિકતા પરવડતાં નથી. શુદ્ધ દિલથી જો તેમની પાસે સત્ય અને સ્પષ્ટ હકીકત રજુ કરવામાં આવે તો તેઓ ઉદારતાથી પણ ક્ષમા આપી શકે છે. કામમાં ખોચરાઇ કે શિથિલતા કરનારાઓને તેઓ નિભાવી લેતા નથી. કોઇને અન્યાય ન થઇ જાય તેની તેઓ કામ જોતી વખતે બહુ ચોકસાઇ રાખે છે. રાજ્યના ઉત્કર્ષ માટે રામદાસ સ્વામીએ જે ઉપદેશ છત્રપતિ શિવાજી મહારાજાને આપ્યો હતો તેનું તેઓ સર્વાંશે પાલન કરે છેઃ -

निंदक दुर्जन संमर्दी असतो । त्यांची युक्ति चित्तीं आणू नये ॥
परीक्षावे कोण राज्याचे रक्षक । विवेकाविवेक पाहुनीयां ॥

કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજાની કારકીર્દી અંધકારમાં

એકાએક સૂર્યપ્રકાશ જેવી હતી. તેવીજ રીતે દેશવિદેશમાં કીર્તિ-પતાકા ઉડે એવી કારકીર્દીનાં ચિહ્નોનાં દર્શન આપણે શ્રીમંત પ્રતાપસિંહ મહારાજના શાસનકાળમાં નિહાળી રહ્યા છીએ અને ભવિષ્યમાં પણ વડોદરા રાજ્યની અને બહારની જનતા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજના પ્રતાપનાં દર્શન સંતુષ્ટચિત્તે કરે એવી આશા અહર્નિશ સેવીએ છીએ.

પરમાત્મા અમારા મહારાજા શ્રીમંત પ્રતાપસિંહને દીર્ઘાયુ અર્પી એમનો પ્રતાપ સર્વત્ર પ્રસારે એજ પ્રાર્થના,

આર્યા

શ્રી, કીર્તિ, બલ દેવી, પ્રતાપ પામો અમાપ રાય સદા,
ચિરજીવિત સકુટુમ્બે પ્રતાપ જીવન બનો પ્રભો યશદા.

---

## શ્રીમંત મહારાજા સાહેબના જીવનની નોંધ

| સમય | બનાવો |
|---|---|
| ૨૯—૬—૧૯૦૮ | જન્મ. |
| ૧૪—૭—૧૯૦૮ | પિતાશ્રી યુવરાજ ફતેસિંહરાવનો સ્વર્ગવાસ. |
| ૧૯૧૪–૧૯૧૮ | રાજકુમારશાલા ( વડોદરા )માં ખાસ શિક્ષકોની દેખરેખ નીચે પ્રાથમિક શિક્ષણ. |
| ૧૯૧૮ • | રાજકુમાર કૉલેજ ( રાજકોટ )માં જોડાયા; પરંતુ માતુશ્રી શ્રી. પદ્માવતીબાઇ સાહેબની માંદગીને લીધે આ સંસ્થા છોડવી પડી |
| ૨૧—૮–૧૯૧૯ | વડોદરા હાઇસ્કૂલમાં દાખલ થયા. |

| | |
|---|---|
| ૧૦-૧૦-૧૯૧૯ | માતુશ્રી શ્રી. પદ્માવતીબાઇ સાહેબનો સ્વર્ગવાસ. |
| ૨૫—૯-૧૯૨૧ થી ૧૧—૩-૧૯૨૩ સુધી | મેજર વેમ્યરના વાલીપણા નીચે, અને પછી શ્રી. ખાસેરાવ જાદવના વાલીપણા નીચે ઇંગ્લંડમાં વાસ; ટેમ્પલ ગ્રોવ (ઇસ્ટબોર્ન)માં અભ્યાસ કર્યો. ૧૧-૩-૧૯૨૩ ના રોજ પાછા હિન્દુસ્તાન આવ્યા; અભ્યાસ ચાલુ રાખ્યો. |
| ૧૧—૩-૧૯૨૩ થી જુન, ૧૯૨૬ સુધી | મી. બી. એ. ઇંગ્લિશ તથા સ્વ. સુબા મી. સીતારામ વાસુદેવ પેંડસેના હાથ નીચે અભ્યાસ કર્યો; જુન ૧૯૨૬ માં મુંબઇ યુનિવર્સિટિની મેટ્રિકની પરીક્ષા પસાર કરી. |
| ૧૯—૭-૧૯૨૬ | મહેસાણામાં પાણીના નળની ઉદ્‌ઘાટન-ક્રિયા કરી. |
| ૧૯૨૬-૧૯૨૭ | વડોદરા કૉલેજમાં પ્રથમ વર્ષની પરીક્ષા પસાર કરી. |
| ૬—૨-૧૯૨૭ | વડોદરામાં લક્ષ્મીકાન્ત થિએટરની ઉદ્‌ઘાટન-ક્રિયા કરી. |
| ૧૯૨૭-૧૯૨૮ | પૂનાની ડેક્કન્ કૉલેજમાં દાખલ થઇને ઇન્ટર આર્ટ્સનો અભ્યાસ કર્યો; તથા મિ. ઇંગ્લિશ સાથે કૉલેજના વખત બહાર અર્થશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો. |
| ૧૯૨૮ | કારોબારી કામમાં તાલીમ લેવી શરૂ કરી. સર્વે, રેવન્યુ, ફોજદારી કાયદો, અર્થશાસ્ત્ર વગેરે |

| | |
|---|---|
| | વિષયોની માહીતી મિ. કોઠાવાળા, મિ. પાટકર અને પ્રો. બલવંતરાય ઠાકોરના માર્ગદર્શન નીચે મેળવી. |
| ૪—૧–૧૯૨૯ | કોલ્હાપુરનાં શ્રીમતી શાન્તાદેવી ઘોરપડે સાથે લગ્ન થયાં. |
| ૧૯૨૯ | રા. બં. આમ્બેગાંવકર, રા. બ. રામલાલ દેસાઇ, કર્નલ શિવરાજસિંહ, મિ. આર. એસ. માનેપાટિલના માર્ગદર્શન નીચે મુલ્કી કામની તાલીમ લીધી. |
| ૩—૧–૧૯૩૦ | નાર (તા. પેટલાદ)માં ગુજરાતી શાળાના મકાનની ઉદ્‌ઘાટનક્રિયા કરી. |
| ૩૧—૩–૧૯૩૦ | વડોદરા સ્પિનિંગ એન્ડ વિવિંગ મિલ્સના રજત મહોત્સવ પ્રસંગે કંપનીના ડાયરેક્ટરોની છબીઓને ખુલ્લી મૂકી. |
| ૨—૪–૧૯૩૦ | નવા યુવરાજ શ્રીમંત ફતેસિંહરાજેનો જન્મ થયો. |
| ૧૯૩૦–૧૯૩૧ | વડોદરા મહાલ વહિવટદાર, અંગત નાયબસુબા, શહેર ફોજદારી વર્ગ ૨ તરીકે, તથા રા. બ. રામલાલ દેસાઇના માર્ગદર્શન નીચે સરસુબાનું કામ કર્યું. |
| ૨૪—૨–૧૯૩૧ | કર્મસચિવ તરીકે કામ કરવા માંડયું. |
| ૨૫—૬–૧૯૩૧ | રાજકન્યા શ્રી. મૃણાલિની રાજેનો જન્મ થયો. |



श्रीमत युवराज फतेसिंह

| | |
|---|---|
| ઑગસ્ટથી નવેમ્બર, ૧૯૩૧ | યુરોપના દેશોમાં પ્રવાસ કર્યો, તથા બીજી ગોળમેજી પરિષદનું કામકાજ જોયું. |
| ૧૯૩૨ | કર્મસચિવ તરીકે ચાલુ રહ્યા. |
| ૧૩—૩—૧૯૩૩ | વડોદરામાં ન્યુ ઇરા હાઇસ્કૂલ ખુલ્લી મૂકી. |
| ૧૭—૪—૧૯૩૩ | રાજકન્યા શ્રી. પ્રમિલારાજેનો જન્મ થયો. |
| ૧૯૩૩ | ખાનગીખાતાની તપાસણી કરી. |
| ૨૭—૨—૧૯૩૪ | શિનોરમાં 'સાર્વજનિક વસતિગૃહ' ખુલ્લું મૂક્યું. |
| ૧૯૩૪–૧૯૩૫ | યુરોપમાં કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબના સેક્રેટરી તરીકે કામ કર્યું. યુરોપમાંથી પાછા આવીને કર્મસચિવનો હોદ્દો સંભાળ્યો. |
| ૧—૯—૧૯૩૫ | રાજકન્યા શ્રી. સરલારાજેનો જન્મ થયો. |
| ૬–૧૧–૧૯૩૫ | નવસારીમાં સહકારી બેન્કનું મકાન ખુલ્લું મૂક્યું. |
| ૧૯૩૫ | કર્મસચિવ, હુજુર કામદાર તથા ખાનગી કારભારીનું કામ કર્યું. |
| ૨૫—૮—૧૯૩૬ | ઇલેક્ટ્રિક સપ્લાય એન્ડ ઇન્ડસ્ટ્રિઅલ કં. લિ. ની ઉદ્‌ઘાટનક્રિયા કરી. |
| ૧૬–૧૦–૧૯૩૬ | રાજકન્યા શ્રી. વસુન્ધરારાજેનો જન્મ થયો. |
| ૧૯—૨—૧૯૩૭ | વડોદરામાં શેઠ ડોસાભાઇ મગનલાલ ખેતીવાડી વિદ્યાલયની ઉદ્‌ઘાટનક્રિયા કરી. |
| ૧—૩—૧૯૩૭ | નવસારીમાં 'શ્રી. ચીમનાબાઈ સેનેટરી |

| | |
|---|---|
| | એન્ડ નર્સિંગ એસોસિએશન ' તથા ' બાલમ કલબ ' ખુલ્લાં મૂક્યાં. |
| ૪—૩—૧૯૩૭ | વડોદરામાં અન્યોન્ય સહાયકારી મંડળીના મકાનનું ખાતમુહૂર્ત કર્યું. |
| ૧૯૩૭—૧૯૩૮ | મા. સામ્રાટ્ જ્યોર્જ છઠ્ઠાના રાજ્યારોહણમાં તથા શાહી પરિષદમાં હાજરી આપી. ત્યાંથી અમેરિકા, ચીન તથા જાપાન થઈને હિન્દુસ્તાન આવ્યા. રાજબનેવી સાવંતવાડીના શ્રીમંત રાજાસાહેબનું અકસ્માતથી અવસાન થવાથી પરદેશનો કાર્યક્રમ ટુંકાવવો પડયો. |
| ૨૨—૩—૧૯૩૮ | વડોદરામાં ગ્રામોદ્યોગ પ્રદર્શન ખુલ્લું મૂક્યું |
| ૨૩—૩—૧૯૩૮ | વડોદરામાં હ્યુમ પાઇપ ફેક્ટરી ખુલ્લી મૂકી. |
| ૧૯૩૭—૧૯૩૮ | કર્મસચિવ તરીકે કામ કર્યું. |
| ૨૭—૮—૧૯૩૮ | અહમદનગરના સ્થાનિક પંચાયતના મકાનમાં કૈલાસ. શ્રીમંત સયાજીરાવ મહારાજનું બાવલું ખુલ્લું મૂક્યું. |
| ૧૨—૧૦—૧૯૩૮ | બીલીમોરાની ગુજરાતી શાળા ખુલ્લી મૂકી. |
| ૬—૨—૧૯૩૯ | શ્રી સયાજીરાવ મહારાજ કૈલાસવાસી થયા; અને શ્રીમંત સરકાર મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ એ નામાભિધાનથી ગાદીએ આવ્યા. |
| ૨૬—૪—૧૯૩૯ | રાજ્યાભિષેક-રાજ્યરોહણ સમારંભ. |



# પ્રકરણ બીજું

## રાજ્યાભિષેકની તૈયારી

**શ્રીમંત મહારાજા સાહેબ ગાદી ઉપર બેઠા**

કે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની પ્રકૃતિ કેટલાક વખતથી શિથિલ રહેતી હતી, અને તેથી તેઓને વિલાયત જવુ પડતુ હતુ ઇ સ ૧૯૩૮ ના ઑક્ટોબરની ૩૧ મી તારીખે શ્રીમંત વિલાયતથી મુબઇ આવ્યા, અને તરતજ તેમની તબીઅત લથડી ઘણા ઉપચારો કર્યા છતા ૧૯૩૯ના ફેબ્રુઆરીની છઠ્ઠી તારીખે અને સોમવારે રાત્રીના ૮–૪૫ વાગે શ્રીમંતનુ મુબઇમાજ પોતાના જયમહાલ પ્રાસાદમા અવસાન થયુ, અને આખા વિશ્વમા શોક પ્રવર્તી રહ્યો તેસઠ વર્ષ સુધી આદર્શ પ્રકારે રાજ્ય ચલાવનાર એક મહાપુરુષ જગતમાથી તિરોહિત થયો! તરતજ શ્રીમંતના મૃત દેહને એક સ્પેશિયલ ગાડીમા મૂકીને ફેબ્રુઆરીની સાતમી તારીખે સવારના ૭ વાગે વિશ્વામિત્રી સ્ટેશને લાવવામા આવ્યો, અને ત્યાથી લક્ષ્મીવિલાસ રાજમહેલમા લઇ જવામા આવ્યો. ત્યા લોકોને દર્શનનો લાભ આપવાને માટે રાજવેશ ધારણ કરેલા દેહને ત્રણ કલાક સુધી રાખવામા આવ્યો તેજ વખતે, એટલે સવારના નવ વાગે શ્રીમંત યુવરાજ પ્રતાપસિંહને મહારાજા તરીકે જાહેર કરવામા આવ્યા

શ્રીમંત યુવરાજ પ્રતાપસિંહ ‘મહારાજા’ તરીકે પ્રસિદ્ધ થયા પછી રાજગાદીની પાસે મુકવામા આવેલા સિંહાસન ઉપર તે પોતે મહારાજા તરીકે બિરાજ્યા આ વખતે નીચેની મંડળી હાજર હતી —

(૧) રાજજ્યોતિષી
(૨) રાજોપાધ્યાય
(૩) નેક નામદાર દીવાન સાહેબ
(૪) રાજ્યના મંત્રીમંડળના નામદાર સભ્યો
(૫) વડોદરા રાજ્યના લશ્કરના વડા અધિકારી, સૈન્યાધિપતિ
(૬) ખાનગી કારભારી
(૭) સર ન્યાયધીશ
(૮) પોલિસ કમિશ્નર
(૯) સરદાર નવાબ સાહેબ
(૧૦) સરદાર આનન્દરાવ રાજે પાંઢરે
(૧૧) શ્રીમંત ગણપતરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ ( કૈ. શ્રીમંત મહારાજા સયાજીરાવના ભત્રીજા )
અને (૧૨) નગરશેઠ હરિભક્તિ ( વડોદરા રાજ્યની પ્રજાના પ્રતિનિધિ )

પછી રાજોપાધ્યાયે સુવર્ણના કલશમાંથી તલ અને સરસવ વાળા જલથી આ નવા શ્રીમંત મહારાજા સાહેબ ઉપર સિંચન કર્યું. આ અભિષેક થયો કે તરત જ (૧) સૈન્યાધિપતિ (૨) સર ન્યાયધીશ, (૩) પોલિસ કમિશ્નર, અને (૪) નગરશેઠ—આ ચાર વ્યક્તિઓ શહેરના મધ્ય ભાગમાં આવેલી માંડવી પાસે ગયા, અને ત્યાં જાહેર કર્યું કે વડોદરાની ગાદી ઉપર શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ બેઠા છે. આ ઢંઢેરો નીચે પ્રમાણે હતો;—

શ્રીમંત ગાદી ઉપર બેઠા તેનો ઢંઢેરો

" અમે વડોદરા રાજ્યના સર ન્યાયધીશ, સૈન્યાધિપતિ, પોલિસ કમીશનર અને નગરશેઠ અત્યન્ત દુઃખિત અન્તઃકરણથી

જાહેર કરીએ છીએ કે, આપણા પરમપૂજ્ય પરમકૃપાળુ શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજનું અત્યન્ત શોકજનક અવસાન મુંબઇ જયમહાલ રાજવાડામાં સોમવાર તારીખ ૬ માહે ફેબ્રુવારી સને ૧૯૩૯ ના રોજ કલાક ૨૦-૪૫ વાગે થયું છે.

' અમે વધારામાં જાહેર કરીએ છીએ કે, શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ એઓશ્રીએ આજથી વડોદરા રાજ્યનું સૂત્ર પોતાના હાથમાં લીધેલું હોવાથી એઓશ્રીના નામથી આ ઢુવાઇ અમે ફેરવીએ છીએ. તો આજથી રાજ્યના સરદાર, દરકદાર અને સમસ્ત પ્રજાજનોએ શ્રીમંત સરકાર મહારાજા પ્રતાપસિંહ એઓશ્રીની આજ્ઞા પાળવી એ તેઓનું કર્તવ્ય છે. ''

**રાજ્યમાં છ માસનો શોક પાળવો**

આ પ્રમાણે જાહેર થયા પછી શ્રીમંત મહારાજા સાહેબે પોતાના યશસ્વી પિતામહના અગ્નિસંસ્કાર અને ઉત્તરક્રિયા વિષે લાગતા વળગતા માણસોને સૂચના કરી, અને તરતજ હુકમ કર્યો કે કે. શ્રીમંત મહારાજા સયાજીરાવના અવસાન નિમિત્તે આખા રાજ્યની કચેરીઓ, શાળાઓ, અને જાહેર સંસ્થાઓ પાંચ દિવસ સુધી ( તા ૭-૨-૩૯ થી ૧૧-૨-૩૯ સુધી ) બંધ રાખવી, અને છ માસ સુધી શોક પાળવો.

**પ્રજાને ઉદ્દેશીને શ્રીમંતનો ઢંઢેરો**

ફેબ્રુઆરીની સાતમા તારીખે જ આજ્ઞાપત્રિકાનો એક ખાસ વધારો પ્રસિદ્ધ કરવામાં આવ્યો. તેમાં શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહ ગાયકવાડની સહીવાળો નીચે પ્રમાણેનો ઢંઢેરો પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો—

" વડોદરા રાજ્યના તમામ સરદાર, દરખદાર, અમલદાર તથા સમસ્ત પ્રજાને જાહેર થાય કે, અમારા પરમપ્રિય તીર્થસ્વરૂપ શ્રીમંત ત્રીજા સયાજીરાવ મહારાજા ગાયકવાડ, તેઓશ્રીના અત્યન્ત શોકજનક અવસાનને લીધે અમને અમારા પૂર્વજોની ગાદી પ્રાપ્ત થઇ છે. અને વડોદરા રાજ્યનું રાજ્યસૂત્ર અમે આજરોજ અમારા હાથમાં લીધું છે. "

" અમારા પ્રજાજનોનું સંપૂર્ણ હિત સાધવું એજ અમારું અખંડ અને ઉત્કટ ધ્યેય રહેશે. આ કામમાં અમારા આપ્તસ્વકીય, સરદાર, દરખદાર, અમલદાર અને સમસ્ત પ્રજાજનો રાજનિષ્ઠાથી અમને સહાય કરશે એવી અમે આશા રાખીએ છીએ. "

" આજરોજ શરૂ થયેલી આ અમારી ભાવી રાજકારકીર્દીમા સર્વશક્તિમાન પ્રભુ અમને યશ આપે એવી અમારી પ્રાર્થના છે.

પ્રતાપસિંહ ગાયકવાડ."

વડોદરા,
તારીખ ૭ ફેબ્રુઆરી ૧૯૩૯

**શ્રીમંતનો પ્રજાને સંદેશો**

આ પ્રમાણે ઢંઢેરો પ્રસિદ્ધ કર્યા પછી શ્રીમંત મહારાજા સાહેબને પોતાની વહાલી પ્રજાને પોતાની સદ્‌ભાવનાની ખાત્રી આપવાની અને રાજ્યશાસનની પોતે કયી નીતિ અનુસરશે એ જણાવવાની સ્વાભાવિક રીતે ઇચ્છા થઇ. તેથી ૧૯૩૯ના ફેબ્રુઆરીની ૨૦મી તારીખે તેઓશ્રીએ પોતાની પ્રજાને ઉદ્દેશીને નીચે પ્રમાણે સંદેશો જાહેર કર્યો:—

૧ " અમારા વિશ્વવિખ્યાત પિતામહ સ્વ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ એઓશ્રી તરફના પૂજ્યભાવનાં તથા પ્રેમનાં જે અસંખ્ય પ્રદર્શન થયાં છે તેની અમારા મન ઉપર અતિશય ઉંડી અસર થઇ છે. અમને પોતાને તેમજ સર્વ રાજકુટુંબીઓને

**લોકોનો પ્રેમ અને સહાનુભૂતિ આશ્વાસનરૂપ છે.**

આ અતિશય દુઃખકર ખોટને પ્રસંગે આવા પ્રેમ અને સહાનુભૂતિનાં પ્રદર્શન ખરેખર મોટા આશ્વાસનરૂપ થઇ પડયાં છે. અને તે સ્વર્ગસ્થને પગલે ચાલી અમારી પ્રિય પ્રજાનું કલ્યાણ સાધવાના કામમાં અમારૂં જીવન અર્પણ કરવાના અમારા નિશ્ચયમાં બલપ્રદ સાધન થશે.

૨ " જે સમર્થ રાજકર્તાના અવસાન માટે આપણે શોક કરીએ છીએ તેઓશ્રી કહેતા કે 'મારા આખા લાંબા જીવન દરમ્યાન મારૂં પ્રધાન ધ્યાન ખેડુતો માટે ને તેમના કલ્યાણ માટેજ હતુ; તેઓશ્રી સતત આ લોકનાજ વિચાર કરી રહ્યા હતા, તે એટલે સુધી કે

**ઘટાડેલા આકારને ચાલુ આકાર તરીકે ગણવો**

તેઓશ્રીની છેલ્લી ભયંકર માંદગીમા પણ તેમણે જમીન મહેસુલમાં મોટો ઘટાડો કરવાના હુકમ આપ્યા હતા. અને તે ગયા વર્ષના ડિસેમ્બરની ૨૬મી તારીખે પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. તેઓશ્રીના શાસનકાલના હીરકમહોત્સવ પ્રસંગે તેઓશ્રીએ ગામડાંઓ માટે જે મોટો નિધિ કાઢી તેનો જુમ્મો બનાવ્યો છે તે તે લોકોની સ્થિતિ સુધારવાની તેમની સતત કાળજી બતાવનારૂં દૃષ્ટાંત હતું. રાજ્યશાસનના કામમાં અમે છેલ્લા દસ વર્ષથી ગીધો ભાગ લીધો છે. તે ઉપરથી પણ અમને

એક સમજાયું છે કે ખેડુત અમારા રાજ્યનો સ્તમ્ભ છે, અને તેની આર્થિક સ્થિતિ અને સામાન્ય કલ્યાણ તરફ અમારે વધારેમાં વધારે ધ્યાન આપવું. અમારો પ્રેમ અને અમારી સહાનુભૂતિની વાસ્તવિક સાક્ષાત્ જાહેરાત માટે અમે ફરમાવીએ છીએ કે, અમારા પુરોગામી મહારાજા સાહેબે મહેસુલના આકારમાં ઘટાડાની જે જાહેરાત કરી છે તે ઘટાડેલો આકારજ હવે ચાલુ આકાર ગણાશે અને રિવિઝન સેટલમેન્ટ અર્થાત્ ફેર આકાર વખતેજ તેમાં ફેર આકાર કરવામાં આવશે.

" અમને એવી ઉત્કટ આશા રહે છે કે આ ઘટાડા સંપૂર્ણ રીતે પ્રજાની સ્થિતિને વાસ્તવિક રીતે પહોંચી વળે છે. પરિણામે ખેડુતો પોતાના જીવનમાં વિવેક રાખવા ને કરકસર કરવા પ્રેરાશે અને વધારે ઉંચા પ્રકારનું જીવન અને આબાદી મેળવવા ગંભીર રીતે પ્રયત્ન કરશે.

૩ " તમે બધા જાણો છો કે ૧૯૩૮ના આરંભમાં સરકારે અધિકારી અને બિનઅધિકારી સભ્યોની

**બંધારણ સમિતિની** એક પ્રતિનિધિક સમિતિ નીમી હતી અને
**ભલામણોને સંમતિ** રાજ્યબંધારણીય પ્રગતિનો વિચાર કરવા માટે તેને વિશાળ અવકાશ આપવામાં આવ્યો હતો. આ સમિતિએ પોતાનું નિવેદન ગયા ડિસેંબરમાં સર્વાનુમતે રજૂ કર્યું છે તેજ સમિતિના સભ્યોની પ્રજાકીય ભાવનાનું પ્રશંસાપાત્ર પ્રતીક છે અને ભવિષ્યને માટે આશાભર્યું સૂચન છે.

" આ નિવેદનની નીચે પ્રમાણે મુખ્ય ભલામણો છે :—

(૧) વિસ્તૃત પ્રાદેશિક મતાધિકારવાળી, ભિન્ન ભિન્ન હિતના પ્રતિનિધિત્વ ધરાવતી અને ચુંટાયેલા સભ્યોની બહુમતવાળી વિસ્તૃત ધારાસભાની રચના કરવી. કાયદાવિષયક તમામ પ્રસ્તાવ અને રાજ્યના જમાખર્ચનું અંદાજપત્રક ઠરે તે નિયમાનુસાર આ ધારાસભા આગળ રજુ કરવા, અને બિનસરકારી ઉપાધ્યક્ષકની નિમણુંક કરવી.

(૨) ધારાસભાને સામાન્ય રીતે સ્વીકાર્ય થાય એવા સાર્વજનિક કામમાં ઉત્તમ કામ કરી બતાવેલા એક બિનસરકારી ગૃહસ્થને અમારા મંત્રીમંડળમાં સભ્ય તરીકે અમે નીમીએ, અને તે સભ્ય મંત્રીમંડળના ઇતર સરકારી સભ્યોની માફક અમને જવાબદાર રહેશે.

(૩) મંત્રીમંડળના સભ્યોને ધારાસભાના કામમાં મદદ કરવા સારૂ ધારાસભાના સભ્યોમાંથી બે પાર્લામેન્ટરી સેક્રેટરીઓ અમે નીમીએ.

" આ ભલામણોને અમારી સંમતિ છે એ વાત હવે જાહેર કરતાં અમને આનન્દ થાય છે. અમારી ઇચ્છા એવી છે કે એ જ સમિતિની સહાયથી આ બાબતમાં આવશ્યક પ્રારંભનાં પગલાં તરત જ ભરવાં, અને હાલની ધારાસભાની મુદત આવતા સપ્ટેમ્બરમાં પુરી થતાં પહેલાં આ નવીન યોજનાનુસાર ચુંટણી કરવા સારૂ નવા મતદારસંઘ તથા મતાધિકારીઓ માટેના નિયમો, અને બીજી તેના સંબંધીની ઝીણી તપસીલ નક્કી કરી લેવી. આ નર્તન તજવીજનો આરંભ કરવા સારૂ યોગ્ય વખતે એક જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવશે.

"રાજા અને પ્રજાના તમામ વર્ગોના હિતની સંપૂર્ણ અભિ-

જતો ઉપર એકેવાર ફેરીથી આ નવું બંધારણ વિશેષ ભાર મૂકશે; અને અમારી સંપૂર્ણ ઉમેદ છે કે લાંબા સમયથી ચાલતી આવેલી રૂઢિઓથી દબાએલી પ્રજા સહિત અમારી આખી પ્રજાની એહિક અને નૈતિક સ્થિતિમાં પ્રગતિ થશે.

**સરદાર વગેરેને આશ્વાસન**

૪ " અમારા સરદારો, આસામદારો, દરખદારો, જાગીરદારો અને ઇનામદારોને અમે આશ્વાસન આપીએ છીએ કે તેમનું હિત અમારા હૃદયની ઘણું જ નિકટ રહેશે. જે સંબંધથી તેઓ અમારા વંશ સાથે સંકળાયેલા છે તે સંબંધો સંગીન કરવા અમારી ઇચ્છા છે. આ પ્રસગે અમે તમને ખાત્રી આપીએ છીએ કે તેમના હિતના પ્રશ્નોનો અમારી તરફથી સહાનુભૂતિથી વિચાર થશે અને વિશેષ કરીને એવા સાધનોની યોજના કરવામાં આવશે કે જેને યોગે તેમના પુત્રો ને તેમની ભાવી પ્રજા પોતાની જાતને બદલાતા સંજોગોને અનુકૂળ કરે અને તેઓ પ્રજાકીય સેવામાં ભાગ ભજવે.

**સ્વર્ગસ્થ મહારાજાનું સ્મારક**

૫ " વડોદરા રાજ્યના ઇતિહાસમાં સ્વર્ગસ્થ શ્રીમંત સર સયાજીરાવ ત્રીજા એઓશ્રીનો લાંબો શાસનકાળ સુવર્ણયુગ ગણાશે, અને તેઓશ્રીનું સ્મરણ અનન્ત કાળ સુધી રહે અને તેમનું જીવન ભાવી પ્રજાને ઉજ્જવળ પ્રેરણા આપનારું થાય એ હેતુથી બધા લોકોની ઇચ્છા છે કે તે મહાન રાજ્યકર્તાની વિભૂતિને શોભે એવું એક સ્મારક કરવું.

" તેથી અમે એવો નિર્ણય કર્યો છે કે જે સમર્થ મહાન પુરુષને આપણે ગુમાવી બેઠા છીએ તેમની યાદગારી કાયમની

જાળવી રાખવા સારૂ અમે અમારી ખાનગી મિલકતમાંથી એક કરોડ રૂપિયા જેટલી રકમ ઇલાહિદા કાઢીશું. અમારી એવી ઇચ્છા છે કે આ જુમ્માનો લાભ કોઇપણ અપવાદ સિવાય તમામ વર્ગો અને કોમોને મળે, અને એ ઉદ્દેશની સિદ્ધિને માટે અમે એક વિશાળ યોજના તૈયાર કરાવીએ છીએ.

" જે રાજાએ પોતાનું સમગ્ર જીવન પોતાની પ્રજાને જ અર્પણ કર્યું હતું અને જેમણે ઉપદેશ અને કૃતિમાં ' સેવા ' ને જ પોતાનું ઉચ્ચતમ ધ્યેય માન્યું હતું તેઓશ્રીનું સ્મરણ ભવિષ્યમાં થનારી પ્રજાની પેઢીઓની પેઢીઓ સુધી રહેશે.

**સેવાનું તત્ત્વ**

૬ " સ્વ. શ્રીમંત મહારાજા સાહેબ હંમેશાં કહેતા કે ' હું પોતે રાજ્યનો સૌથી પહેલો સેવક છું. ' એ જ ભાવનાથી અમારા ઉપર આવેલી ભારે જવાબદારીને પહોંચી વળવાનો અમારો ગંભીર નિશ્ચય છે.

**પ્રજાને અભિનન્દન**

૭ " અમે અમારી તમામ પ્રજાને પ્રેમ ભર્યાં અભિનન્દન પાઠવીએ છીએ, અને પ્રાર્થના કરીએ છીએ કે તેમને લાંબું આયુષ્ય સુખ અને સંપત્તિ મળે. "

× × ×

## ખરીતા દરબાર

હિન્દુસ્તાનનાં દેશી રાજ્યોમાં એવો રીવાજ છે કે નવા રાજા જ્યારે ગાદી ઉપર બેસે ત્યારે એક મોટો દરબાર ભરવામાં આવે,

અને તેમાં હિન્દી સરકારના પ્રતિનિધિ જે સામાન્ય રીતે રેસિડેન્ટ હોય છે તે નવા રાજાને ખરીતા

**શ્રીમંતને ખરીતા** અર્પણ કરે, અને તે દ્વારા પ્રસિદ્ધ કરે કે

**આપવાનો દરબાર.** નામદાર સમ્રાટ નવા રાજાને ગાદીના વારસ તરીકે સ્વીકારે છે. આ પદ્ધતિને અનુસરીને

૧૯૩૯ ના ફેબ્રુઆરીની વીસમી તારીખે સવારના સાડા નવ વાગે નઝરબાગ રાજમહેલના દરબાર હૉલમાં એક દરબાર ભરવામાં આવ્યો હતો. આ દરબારમાં સરદારો, દરખદારો, આસામદારો, કેટલાક લશ્કરી અને બીનલશ્કરી અમલદારો, અને લગભગ ૧૧૦ જેટલા અગ્રગણ્ય નાગરિકો પ્રસંગોચિત વેષ પહેરીને સવા નવ વાગ્યા સુધીમાં હાજર થઇ ગયા હતા.

**શ્રીમંતનું આગમન** દરબારમાં જવા માટે સવાનવ વાગે શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબ પ્રતાપવિલાસ રાજમહેલમાંથી મોટરમાં નીકળ્યા, અને ૯. ૨૩ વાગે નઝરબાગ રાજમહેલ આગળ આવી પહોંચ્યા. દરબાર હૉલના સામેના ખંડમાં શ્રીમંત મહારાજા સાહેબને પધરાવવામાં આવ્યા. રેસિડેન્સીના તેર અમલદારો ૯. ૨૫ વાગે આવ્યા, અને હુઝૂર પોલિટિકલ કચેરીના મેનેજરે તેમનું સ્વાગત કરીને દરબાર હૉલમાં તેમની નિશ્ચિત કરેલી જગ્યા દર્શાવી.

**રેસિડેન્ટનું આગમન** બરોબર ૯. ૩૦ વાગે ના. રેસિડેન્ટ, કર્નલ કૉલ્વિન, અંડર સેક્રેટરીની સાથે મોટરમાં બેસીને નઝરબાગ રાજમહેલે આવ્યા. રેસિડેન્ટ મોટરમાંથી નીચે ઊતર્યા તે વખતે ગાર્ડ ઑફ ઑનરે સલામી આપી રાજ્ય તરફથી ૧૩ તોપો ફોડવામાં આવી અને હુઝુર પોલિટીકલ કચેરીના મેનેજરે તેમનું સ્વાગત કર્યું, અને રાજમહેલના અગ્રદ્વારના ઓથા ઉપરના

પગથીયા સુધી આવ્યા ત્યાં નેક નામદાર દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીએ રેસિડેન્ટને સ્વાગત પૂર્વક અભિનન્દન આપી દરબાર હૉલના દ્વાર સુધી લઈ આવ્યા; અને અહીં જ આગળ શ્રીમંત મહારાજા સાહેબે રેસિડેન્ટનો સત્કાર કર્યો, અને સોફામાં જમણી બાજુએ તેમને બેસાડયા.

જ્યાં સુધી તોપો ફૂટતી હતી ત્યાં સુધી શ્રીમંત મહારાજા સાહેબ અને રેસિડેન્ટ વાતો કરતા હતા.

**રેસિડેન્ટનું ખરીતા-વાચન** થોડી વાર પછી રેસિડેન્ટે ઉભા થઈને કહ્યું કે નેક નામદાર વાઇસરૉય સાહેબ તરફથી ખરીતો મળ્યો છે. આ જાહેરાત થઈ કે તરત જ બધી દરબારી મંડળી ઉભી થઇ ગઇ. રેસિડેન્ટે તે ખરીતો શ્રીમંત મહારાજા સાહેબને આપ્યો અને તેની એક નકલમાંથી નીચે પ્રમાણે વાંચ્યું:—

**ખરીતો**

પ્રૌઢ, પ્રતાપ, ફરઝન્દ-ઈ-ખાસ-ઇ-દોલત-ઇ ઇન્ગ્લિશિઆ મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ, સેના ખાસ ખેલ શમશેર બહાદૂર, વડોદરાના મહારાજા પ્રતિ—

" મારા સંભાવિત અને સન્માન્ય મિત્ર,

આપ શ્રીમંતના ૯-૨-૧૯૩૯ ના ખરીતા ઉપરથી આપ શ્રીમંતના યશસ્વી પિતામહ શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, જી. સી. એસ. આઇ; જી. સી. આઇ. ઈ., એમના સ્વર્ગવાસના સમાચાર મળતાં મને ઘણો ખેદ થયો છે; અને આપની અને આપના કુટુંબ પ્રતિ મારી સહાનુભૂતિ હૃદયથી દર્શાવવા આ પ્રસંગનો હું લાભ લઉં છું.

વડોદરાની ગાદી ઉપર આપ શ્રીમંત બેઠા તેને માટે હું આપ શ્રીમંતને અન્તઃકરણનાં અભિનન્દન આપુ છું; અને નામદાર સમ્રાટે-આપને ગાદીના વારસ તરીકે સ્વીકાર્યા છે એ જણાવતાં મને આનન્દ થાય છે.

મારા અને મારા અનુગામીઓ તરફથી, અને ખાસ કરીને વડોદરા અને ગુજરાત સ્ટેટસના રેસિડેન્ટ તરફથી, આપના રાજ્યનાં કામોને અંગે ઉદાર મદદ અને સલાહ મળી શકશે એવી આપ શ્રીમંત ખાત્રી રાખશો; અને હું આશા રાખું છું કે આપ શ્રીમંત તેનો ઉપયોગ કરવામાં વિલંબ કરશો નહિ.

હું આશા રાખું છું કે આપને માથે આવી પડેલા આ જવાબદારી ભરેલા કાર્યમાં આપ સંપૂર્ણ વિજય મેળવશો; અને આપના આશ્રય તળે રહેનારા લોકોના લાભ માટે આપનું રાજ્ય સારી રીતે ચલાવવા આપ દીર્ઘ આયુષ્ય ભોગવશો.

આપ શ્રીમંતને માટે મને જે ઉચ્ચ ભાવના છે તે વ્યક્ત કરવાની અને મારી જાતને આપ શ્રીમંતના એક ખરા મિત્ર તરીકે ગણવાની ઇચ્છા હું રાખુ છું.

આપ શ્રીમંતનો ખરો મિત્ર,

ન્યુ દિલ્હી, (સહી) લિન્લિથગો.

૧૫ મી ફેબ્રુઆરી, ૧૯૩૯ -હિન્દુસ્તાનના વાઈસરૉય."

આ ખરીતો વંચાઈ રહ્યા પછી શ્રીમંત મહારાજા સાહેબે નીચેના શબ્દોમાં રેસિડેન્ટને વિનંતી કરી

**શ્રીમંતનો ઉત્તર** કે આપ નેક નામદાર વાઇસરૉય સાહેબને મારી આભારની લાગણી નિવેદન કરશો:—

"નેક નામદાર વાઇસરૉય સાહેબની સહાનુભૂતિ અને અને મારા કુટુંબીજનોને અમારી ન પૂરી શકાય એવી ખોટમાં મોટા આશ્વાસનરૂપ છે એ વાત વાઇસરૉય સાહેબને આપ કૃપા કરીને જણાવશો ?

"રાજ્યની ગાદી ઉપર બેસવાના મારા હકને માન્ય રાખતો ખરીતો મોકલવા બદલ હું નામદાર સમ્રાટનો અત્યન્ત ઋણી છું; અને મારી આ અતિ આભારની લાગણી નામદાર સમ્રાટને નિવેદન કરવા માટે હું નેક નામદાર વાઇસરૉય સાહેબને વિનંતી કરૂં છું. આ પ્રસંગે અભિનન્દન અને સદિચ્છાઓ પ્રદર્શિત કરવા માટે હું નેક નામદાર વાઇસરૉય સાહેબનો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. મારે માથે આવી પડેલી જવાબદારીઓમાં નેક નામદાર વાઇસરૉય સાહેબ, તેમના અનુગામીઓ અને વડોદરાના રેસિડેન્ટો તરફથી વારંવાર મળતાં માયાળુ સહાનુભૂતિ અને ઉદાર મદદ ઉપર હું આધાર રાખી શકું છું, અને તેથી હંમેશને માટે મને શકિત અને વિશ્વાસ મળ્યા કરશે."

પછી બધી દરબારી મંડળી પોતપોતાને સ્થાને બેઠી, અને રાજ્ય તરફથી ૩૧ તોપો ફુટી. શ્રીમંત

રેસીડેન્ટનુ નિર્ગમન મહારાજા સાહેબે રેસિડેન્ટને હાર પહેરાવ્યો, અને કલગી અને પાનસોપારી આપ્યાં.

રેસિડેન્ટે ઉભા ઉભાજ આ બધું સ્વીકાર્યું. નેક નામદાર દીવાન સાહેબે રેસિડેન્ટના અને લશ્કરનાં અમલદારોને પાનસોપારી આપી રેસિડેન્ટના આગમન વખતે જે ઔપચારિક વિધિ કરવામાં આવ્યો હતો તેજ વિધિ તેમના નિર્ગમન વખતે કરવામાં આવ્યો.

**શ્રીમંતનુ નિર્ગમન**

રેસિડેન્ટના નિર્ગમન પછી બધા દરબારીઓએ એક પછી એક શ્રીમંત મહારાજા સાહેબને મુજરો કર્યો નેક નામદાર દીવાન સાહેબે શ્રીમંત મહારાજા સાહેબને સીરસ્તા પ્રમાણે ચોપાક અર્પણ કર્યો, હાર પહેરાવ્યો અને પાનસોપારી આપી. બધા દરબારીઓને પાનસોપારી અપાઇ ગયા પછી શ્રીમંત મહારાજા સાહેબ, નેક નામદાર દીવાન સાહેબની સાથે, મોટરમાં બેસીને પ્રતાપવિલાસ રાજમહેલમાં ગયા.

## શ્રીમંત મહારાજા સાહેબે રેસિડેન્ટને આપેલી વળતી મુલાકાત

**શ્રીમંતની વળતી મુલાકાત**

રીરસ્તા પ્રમાણે ખરીતો મળ્યા પછી શ્રીમંત મહારાજા સાહેબને રેસિડેન્ટના મુકામે વળતી મુલાકાત આપવાની હોય છે. આ પ્રકારની મુલાકાત તેજ દિવસે (૨૦-૨-૧૯૩૯) સાંજે ૫-૧૫ વાગે રાખવામાં આવી હતી. સરદારો અને અધિકારીઓ લક્ષ્મી વિલાસ રાજમહેલમાંથી સાંજના પાચ વાગે મોટરમાં નીકળ્યા, અને દસ મિનિટમાં રેસિડેન્સીમાં પહોંચી જઇ દરબાર હૉલમાં પોતપોતાની જગ્યાએ બેસી ગયા. નેક નામદાર દીવાન સાહેબની સાથે શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપવિલાસ રાજમહેલમાંથી સાંજના ૪-૪૦ વાગે ચાર ઘોડાની ગાડીમાં બેસીને નીકળ્યા. સાથે એકાવન અંગરક્ષકો (બૉડી ગાર્ડ્સ) પણ હતા. શ્રીમંતની સ્વારી બરોબર ૫-૧૫ વાગે રેસિડેન્સીમાં પહોંચી. ગાડીમાંથી શ્રીમંત નીચે ઉતરતા હતા એટલામાં જ એકવીસ તોપો ફુટી, અંગ્રેજ પાયદળના ગાર્ડ ઓફ ઑનરે સલામી આપી અને બેન્ડે વડોદરા રાજ્યગીત વગાડ્યું.

રેસિડેન્સીના પગથીઆ આગળ રેસિડેન્ટના સેક્રેટરી મિ વર્થે શ્રીમ ત મહારાજા સાહેબનુ સ્વાગત કર્યું,

**રેસિડેન્સીમાં દરબાર**

અને દરબાર હૉલના દ્વાર સુધી તેમને લઇ ગયા. દરબાર હૉલના દ્વાર આગળ રેસિડેન્ટે શ્રીમતનો સત્કાર કર્યો દરબાર હૉલમા તેમને લઇ ગયા, અને પોતાની જમણી બાજુએ સોફા ઉપર બેસાડયા. થોડા સમય પછી એક તાસકમા રીવાજ પ્રમાણે ભેટ આપવાની વસ્તુઓ મૂકીને એ બધુ શ્રીમતને ભેટ આપવામા આવ્યુ રેસિડેન્ટે શ્રીમતને હાર પહેરાવીને પાનસોપારી આપી રેસિડેન્ટના સેક્રેટરીએ અને અ ડર સેક્રેટરીએ શ્રીમતના બીજા બધા માણસોને હાર પહેરાવ્યા અને પાનસોપારી આપી

શ્રીમતના આગમન વખતે જે ઔપચારિક વિધિ કરવામા આવ્યો હતો તે જ વિધિ શ્રીમતના નિર્ગમન વખતે કરવામા આવ્યો. દરબાર પછી કેમ્પના વડા લશ્કરી અમલદાર ( Officer Commanding the Station ) અને એ એ ડી. સી સાથે શ્રીમ ત મહારાજા સાહેબ ગાડીમા બેસીને લશ્કરી કવાયતના મેદાન ઉપર ગયા તેમનો સલામીથી સત્કાર કરવામા આવ્યો લશ્કરી અમલદારની સાથે રહીને શ્રીમતે લશ્કરની ટુકડીઓ શ્રીમતની પાસે થઇને ચાલવા લાગી, અને શ્રીમતે સલામી ઝીલી. કવાયતના મેદાનમાથી શ્રીમ ત મોટરમા બેસીને પ્રતાપ વિલાસ રાજમહેલમા ગયા

× × ×

## રાજ્યાભિષેકનો દિવસનો નિર્ણય

**રાજ્યાભિષેકનો દિવસ નક્કી કરવા સમિતિની નીમણુંક**

સ્વર્ગસ્થ શ્રીમંત મહારાજા સયાજીરાવની ઉત્તરક્રિયા પૂર્ણ થયા પછી એક મહત્ત્વનો પ્રશ્ન એ હતો કે શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહ ગાયકવાડનો વિધિપૂર્વક રાજ્યાભિષેક ક્યારે કરવો રાજ્યાભિષેકને માટે મંગલ મુહૂર્તની અપેક્ષા હતી. આ પ્રશ્નનો નિર્ણય કરીને હેવાલ સાદર કરવાને માટે નીચે જણાવેલા સદ્‌ગૃહસ્થોની એક સમિતિ નીમવામાં આવી —

( ૧ ) રા. રા. મંગેશ કમલાજી નાડકર્ણી ( ધર્માધિકારી )

( ૨ ) રા. રા. મણિનાથ બદરીનાથ શાસ્ત્રી
( દેવઘર કામદાર અને શાસ્ત્રી )

( ૩ ) રા. રા. નારાયણ ગોપાલ જોષી
( સંસ્કૃત પાઠશાલામાં જ્યોતિઃ શાસ્ત્રીના અધ્યાપક )

( ૪ ) રા. રા. મહાદેવ પ્રભાશંકર જોષી ( જોષી )

**સમતિએ સૂચવેલા દિવસો**

આ સમિતિ ૨૨–૨–૩૯ને દિવસે મળી અને નીચેના બે દિવસોની રાજ્યાભિષેક માટે ભલામણ કરીઃ—

( ૧ ) બુધવાર તા. ૨૬–૪–૩૯, અને

( ૨ ) શુક્રવાર તા. ૨–૬ ૩૯.

**ફરીથી વિચાર કરવા બીજી સમિતિની નીમણુંક**

જ્યારે શ્રીમંત પાસે આ ભલામણો રજુ કરવામાં આવી ત્યારે શ્રીમંતે જણાવ્યું કે ' આ દિવસો અનુકૂલ નહિ પડે. કારણ કે ( ૧ ) હજુ શોકનો ઘા રૂઝાયો નથી. ( ૨ ) એપ્રિલ–જુનની ઋતુ ગરમીની છે, અને ( ૩ ) રાજ્યાભિષેકની તૈયારી કરવાને માટે ઘણો અલ્પ સમય છે. ' છતાં પણ શ્રીમંતે આ દિવસોનો ફરીથી વિચાર કરીને હેવાલ સાદર કરતા માટે નીચેના સદ્‌ગૃહસ્થોની એક સમિતિ નીમી —

પ્રમુખ

( ૧ ) મે. રા. રા. કર્નલ કુમાર શિવરાજસિંહ, (કર્મસચિવ),

સભ્યો

( ૨ ) મે. રા. રા. રામચન્દ્રરાવ શામરાવ માનેપાટીલ,
( હજુર કામદાર )

( ૩ ) મે. રા. રા. દામાજીરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ,
( સર્વે અને સેટલમેન્ટ સુપ્રિન્ટેન્ડેન્ટ )

( ૪ ) મે. રા. રા. અનન્તરાવ ગણપતરાવ સડેકર પવાર,
( ખાનગી કારભારી )

( ૫ ) રા. રા. રામચન્દ્ર કેશવ રણદીવે, ( મેનેજર, હજુર પોલિટિકલ કચેરી ),

( ૬ ) રા. રા. મણિનાથ બદરીનાથ શાસ્ત્રી,
( દેવઘર કામદાર )

**સમિતિનો નિર્ણય**

આ સમિતિ પ્રમુખ સાહેબની કચેરીમાં તા. ૨૮–૨–૩૯ને દિવસે મળી, અને તેમાં નીચે પ્રમાણે ચર્ચા કરીને તેણે નિર્ણય કર્યો:

( ૧ ) રાજ્યાભિષેક ઉત્તરાયણમાંજ થવો જોઇએ, દક્ષિણાયનમાં નહિ.

( ૨ ) ઉત્તરાયણ ૧૫ મી જુલાઇ સુધી ચાલે છે, ત્યાર પછી દક્ષિણાયનનો આરંભ થાય છે.

( ૩ ) જો ઉત્તરાયણમાં – લગભગ અગીઆર મહીના પછી– રાજ્યાભિષેક ન કરવો હોય તો ૧૬ મી જુલાઇ ૧૯૩૯ની પહેલા કોઇ મંગલ દિવસ રાજ્યાભિષેકને માટે પસંદ કરવોજ જોઇએ.

( ૫ ) ૨૬ મી એપ્રિલ અને ૨૭ જુન એ બે મુહૂર્તોના જ્યોતિઃશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરતાં બન્ને મુહૂર્તો સ્વીકાર્ય છે, તેથી પહેલાંની સમિતિએ આ વિષયમાં કરેલ નિર્ણય સ્વીકારવો.

( ૬ ) બન્ને મુહૂર્તોમાંથી ૨૬–૪–૩૯નું મુહૂર્ત રાજ્યાભિષેકને માટે સર્વોત્તમ છે, તેથી તે જ મુહૂર્ત સ્વીકારવું.

સમિતિનું આ નિવેદન પ્રથમ નેક નામદાર દીવાન સાહેબના આગળ રજુ કરવામાં આવ્યું, અને તેમણે

**શ્રીમંતે સમિતિનું નિવેદન સ્વીકાર્યું** તે સ્વીકાર્યું, અને ખાનગી કારભારીને સૂચના કરી કે તે નિવેદન શ્રીમંત મહારાજા સાહેબને સાદર કરવું. ખાનગી કારભારીને બધું નિવેદન શ્રીમંતને સાદર કર્યું, અને શ્રીમંતે સર્વાનુમતે કરાએલી ભલામણો મંજુર કરી. રાજ્યાભિષેકને માટે ફક્ત બે-જ મહીના હવે બાકી રહ્યા હતા; રાજ્યમાં શોકનો સમય-છ માસનો હતો; તેથી શોકના સમયમાં ચાર માસ કમી કરવાની આવશ્યકતા થઈ પડી.

શ્રીમંત મહારાજા સાહેબે આ વિષયમાં પોતાની સંમતિ આપી, અને નેક નામદાર દીવાન સાહેબે હુકમ બહાર પાડ્યો કે રાજ્યના શોકનો સમય ૬-૪-૩૯ ને દિવસે પૂર્ણ થશે.

× × ×

## અ. સૌ. શ્રીમંત મહારાણી શાંતાદેવી સાહેબનો રાજ્યાભિષેકવિધિમાં ભાગ

શ્રીમત અ. સૌ. મહારાણી સાહેબ રાજ્યાભિષેક-વિધિમાં ભાગ લેવો એ. નિર્ણય

તા. ૨૮-૨-૩૯ ને દિવસે મળેલી સભામાં કર્નલ શિવરાજસિંહે એક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો, અને તે એ કે રાજ્યાભિષેકની વિધિઓમાં અ. સૌ. શ્રીમંત મહારાણી સાહેબે શ્રીમંત મહારાજા સાહેબની સાથે ભાગ લેવો કે નહિ. તેમણે સૂચના કરીકે પ્રાચીન સંસ્કૃત શાસ્ત્રો અને રાજ્યાભિષેક વિષેના સાહિત્યનો અભ્યાસ કરવો, અને આ બાબતમાં છેવટે શ્રીમંત મહારાજા સાહેબનો હુકમ મેળવવો. ધર્માધિકારી, દેવઘર કામદાર અને ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યુટના ડાયરેક્ટર ડૉ. બિનયતોષ ભટ્ટાચાર્ય એ ત્રણે જણે આ વિષયનો ઊહાપોહ કરીને સર્વાનુમતે શ્રીમંત સરકારને ભલામણ કરી કે ઇ. સ. ના સત્તરમા શતકના ત્રીજા ચરણમા અનન્તદેવે લખેલા રાજધર્મકૌસ્તુભ નામના ગ્રન્થને આધારે રાજ્યાભિષેકવિધિ કરવો. આ પુસ્તક હિન્દુ ધર્મશાસ્ત્રનો એક પ્રમાણભૂત ગ્રન્થ છે અને તે ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝમાં નં ૭૨ મા ગ્રન્થ તરીકે છપાએલો છે.

આ પુસ્તકના તેત્રીસમા પ્રકરણમાં એમ કહેવામાં આવ્યું છે

કે રાણીનો રાજાની સાથે જ અભિષેક કરવો, અથવા તો રાજાએ પોતાના રાજ્યાભિષેક પછી રાણીનો અભિષેક કરવો.

( एवं गुणगणोपेता नरेन्द्रेण सहानघ ।
अभिषेच्या भवेद्राज्ये राज्यस्थेन नृपेण वा ॥
राज्ञाऽग्रमहिषी कार्या सर्वलक्षणलक्षिता ।
पृष्ठ २४९ )

તદનુસાર સમિતિએ ભલામણ કરી કે શ્રીમંત મહારાણી સાહેબે મહારાજા સાહેબ સાથે રાજ્યાભિષેક વિધિમાં ભાગ લેવો. નેક નામદાર દીવાન સાહેબે આ ભલામણને સંમતિ આપી, અને અંતે શ્રીમંત મહારાજા સાહેબે આ ભલામણ મંજુર કરી. આ નિર્ણય ગાયકવાડ રાજાઓના ઇતિહાસમાં અપૂર્વ છે, કારણ કે અત્યાર સુધી ગાયકવાડ રાજાઓના રાજ્યાભિષેકોમાં કોઈ પણ મહારાણી સાહેબનો મહારાજા સાહેબ સાથે રાજ્યાભિષેક થયો નથી.

× × ×

## મુખ્ય સમિતિ અને પેટા સમિતિઓની નીમણૂક

**મુખ્ય સમિતિની નિમણૂંક**

રાજ્યાભિષેકનો સમય પાસે આવતો હતો તેથી શ્રીમંત મહારાજા સાહેબે નેક નામદાર દીવાન સાહેબની સલાહ લઈને એક મુખ્ય સમિતિ નીમી. આ સમિતિનું કાર્ય રાજ્યાભિષેકને અંગે થનારા ખર્ચનું અંદાજપત્રક તૈયાર કરવાનું, અને રાજ્યાભિષેકના અંગેની બધીય બાબતોની વ્યવસ્થા રાખવાનું હતું, શ્રીમંતે વધારામાં સૂચના કરી કે મુખ્ય સમિતિમાં

અને બીજી પેટાસમતિઓમાં સરકારી અધિકારીઓ અને સરદારો ઉપરાંત રાજ્યના બધા પ્રાન્તોમાંથી અગ્રગણ્ય નાગરિકોને પણ લેવા. શ્રીમંતની આ ઉદાત્ત ભાવનાથી સર્વ પ્રજાજનોને અતિ આનન્દ અને આદર થયો.

મુખ્ય સમિતિમાં નીચેના સભ્યો હતાઃ—

## મુખ્ય સમિતિ

### ( ૧ ) કાર્યવાહક સમિતિ

(૧) મે. રા. રા. કર્નલ કુમાર શિવરાજસિંહ ( પ્રમુખ )
(૨) શ્રી ,, ,, વ્યંકટરાવ નરસિંગરાવ ઘોરપડે
(૩) ,, ગણુપતરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ
(૪) મે. ,, રામચન્દ્રરાવ શામરાવ માને પાટીલ
(૫) ,, જનરલ નાનાસાહેબ ગણુપતરાવ શીન્દે
(૬) રાવ બહાદુર ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇ
(૭) મે. રા. રા. દામાજીરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ
(૮) શેઠ રતનલાલ મગનલાલ હરિભક્તિ
(૯) રા. રા. ભાઇલાલભાઈ દાજીભાઇ અમીન
(૧૦) મે. રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઇ
(૧૧) ,, કર્નલ અનન્તરાવ ગણુપતરાવ સડેકર પવાર
(૧૨) ,, રામચન્દ્ર કેશવ રણદીવે (મેનેજર, હુઝુર પોલિટિકલ કચેરી)
(૧૩) રા. રા. શ્રીરામ ગોપાલ કાટદરે ( સેક્રેટરી )

### ( ૨ ) બીજા સભ્યો

(૧૪) મે. મીર નુરૂદીન મીર મૈનુદીન હુસેનખાન નવાબ સાહેબ

(૧૫) મે મીર ઇન્તેજામ અલીખાન મીર ઐતેશામ અલીખાન
(૧૬) શેઠ છોટાલાલ કીતાચન્દ ( પાટણ )
(૧૭) શેઠ ટોડરમલ ચીમનલાલ શામળમેચરવાળા
(૧૮) શેઠ ઇશ્વિરલાલ ચીમનલાલ ઝવેરલક્ષ્મીચ દવાળા
(૧૯) રા રા તુળસીભાઇ બહોરભાઇ અમીન
(૨૦) રા રા ગિરધરલાલ ડોસાભાઈ પરીખ
(૨૧) શેઠ દીનશા રતનજી દાણુ ( નવસારી )
(૨૨) ગ. રા મોહનલાલ ઓધવજી પરીખ ( અમરેલી )
(૨૩) „ કનૈયાલાલ જમનાદાસ મજમુદાર (નવસારી)
(૨૪) „ બાપુભાઇ ઘેલાભાઇ દેસાઇ ( બ્યારા )
(૨૫) „ રામજીભાઇ હસરાજ ( અમરેલી )
(૨૬) „ દ્વારકાનાથ રગનાથ મેહજી ( નવસારી )
(૨૭) „ મોહનલાલ વીરજીભાઇ પટેલ ( અમરેલી )
(૨૮) „ પ્રભુદાસ ભાઉસ ગ ( વીસનગર )
(૨૯) રાજરત્ન માણેકલાલ અબાલાલ ડોકટર
(૩૦) રા રા અમૃત સીતારામ પ્રધાન
(૩૧) શેઠ ફ્રમરોઝ રતનજી દાણુ ( નવસારી )

રાજ્યાભિષેકનુ દરેક મહત્ત્વનુ અગ સારી રીતે થઇ શકે એટલા માટે નીચેની પેટાસમિતિઓ પેટા સમિતિઓની નીમવામા આવી – નીમણુક

## (૧) સ્વાગત સમિતિ

(૧) શ્રી રા રા વ્યકટરાવ નરસિંગરાવ ઘોરપડે (પ્રમુખ)
(૨) „ વસતરાવ આનન્દરાવ ધોયબર

## મુખ્ય સમિતિ અને પેટા સમિતિઓની નીમણુક

(૩) રા. રા. મણિભાઇ વસનજી દેસાઇ
(૪) મે. રા. રા. કર્નલ રામચન્દ્રરાવ શિવાજીરાવ ચવાણ
(૫) કેપ્ટન કૃષ્ણરાવ ગણપતરાવ ગાયકવાડ
(૬) રા. રા. મહાદેવ રઘુનાથ બાગવે દેસાઇ
(૭) શ્રી. રા રા. કૃષ્ણરાવ શંકરરાવ દીધે કાઠીઆવાડ દીવાનજી
(૮) લેફ. કૃષ્ણરાવ ગણપતરાવ પવાર
(૯) રા. રા ગોપીનાથ ગોવિન્દ આંબેગાવકર
(૧૦) ,, શામરાવ રામચન્દ્રરાવ જાધવ
(૧૧) શ્રી. રા. રા. અવધૂતરાવ રાજે શીર્કે
(૧૨) ,, જગદેવરાવ અમૃતરાવ રાજે પાંઢ્રે
(૧૩) ,, રામચન્દ્ર લક્ષ્મણરાવ રાજે પાંઢ્રે
(૧૪) ,, નારાયણ રામચન્દ્ર આંબેગાવકર
(૧૫) ,, ગજાનન મહાદેવ પટવર્ધન (સેક્રેટરી)

### (૨) યુરોપિઅન પરોણા સમિતિ

(૧) કર્નલ ભાઉસાહેબ વિઠ્ઠલરાય ગાયકવાડ (પ્રમુખ)
(૨) મેજર વી. જી. પવાર
(૩) રા. રા. શરચ્ચન્દ્ર આનન્દરાવ દીધે (સેક્રેટરી)

### (૩) હિન્દી પરોણા સમિતિ

(૧) મે. રા. રા. ડૉ. રઘુનાથ બાલકૃષ્ણ ચંદ્રચુડ (પ્રમુખ)
(૨) શ્રી. રા. રા. માનસીંગરાવ આર. નિંબાળકર
(૩) ,, નારાયણ રામચન્દ્ર આંબેગાવકર
(૪) રા. સાહેબઝાદા સમશદ અહમદખાન
(૫) સર્પતપદા અહમદહુસેન મુઝફરહુસેન કાઝી

(૬) રા. રા. સિદ્ધેશ્વર વામન ઓલકર
(૭) રાજરત્ન માણેકલાલ અંબાલાલ ડૉક્ટર
(૮) પ્રો. શેવડે
(૧૦) ડૉ. નીલકંઠ વિનાયક પંડિત (સેક્રેટરી)
(૧૧) રા. રા. આનન્દરાવ ગણુપતરાવ કડુ

## (૪) વાહન સમિતિ

(૧) મેજર લુઇસ હેનરી એકવીનો (પ્રમુખ)
(૨) રા. રા. એસ. ડી. કદમ, ગરેજ કામદાર (સેક્રેટરી)
(૩) લેફ. મોહીતે

## (૫) દરબાર સમિતિ

(૧) શ્રી. રા. રા. વ્યંકટરાવ નરસિંઅરાવ ઘોરપડે (પ્રમુખ)
(૨) કર્નલ અનન્તરાવ ગણુપતરાવ-સડેકર પવાર
(૩) મે. રા. રા. રામચન્દ્ર કેશવ રણદીવે
(૪) રા રા, ગજાનન બાલકૃષ્ણ પ્રધાન, નાયબ ગોઠગસ્તે કામદાર ( સેક્રેટરી )

## (૬) આહેર-બહુમાન સમિતિ

(૧) શ્રી. રા. રા. આનન્દરાવ યશવંતરાવ રાજે પાંઢે (પ્રમુખ)
(૨) મે. „ આપ્પાસાહેબ યશવંતરાવ મોરે
(૩) રા. રા. મહાદેવ રઘુનાથ બાર્ગવે દેસાઇ
(૪) „ શાંતારામ કાશીનાથ ગોત્રી, કાપડી જામદારખાના કામદાર (સેક્રેટરી)
(૫) શ્રી. રા. રા. રામચન્દ્ર માધવ દડમીસ

(૬) રા. રા. શંકરરાવ આનન્દરાવ કામતેકર
(૭) શ્રી. રા. રા. દત્તાત્રેય ચિન્તામણ મઝ્મુંદાર
(૮) રા. રા. એસ. આર શીન્દે

## (૭) ખાણા સમિતિ

(૧) જનરલ ડી. એસ. જીલેસ્પી (પ્રમુખ)
(૨) મે. રા. રા. દામાજીરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ
(૩) ડૉ. યશવંત વામન મેડક
(૪) રા. રા. ફતેસિંગ સદાશિવ કાળે, રસોઇખાના સુપ્રિન્ટેન્ડેન્ટ
(૬) મે. રા. રા. રામચન્દ્ર કેશવ રણદીવે
(૭) મેજર મૌલવી (સેક્રેટરી)

## (૮) મનોરંજન સમિતિ

(૧) જનરલ નાનાસાહેબ ગણપતરાવ શીન્દે (પ્રમુખ)
(૨) રા. રા. રૂપનારાયણ સુખનંદન કાનુન્ગો
(૩) પ્રો. માણિકરાવ
(૪) રા. રા. ગંગાધર માધવ નાંબે
(૫) ,, હીરજી રૂસ્તમજી ડૉકટર
(૬) ,, ભાનુપ્રસાદ સાકરલાલ દવે, સ્કાઉટ કમિશ્નર
(૭) ,, મગનભાઇ જી. દેસાઇ, બાગખાતા સુપ્રિન્ટેન્ડેન્ટ
(૮) ,, વારસઅલ્લી જમાદાર
(૯) ,, મહાદેવ રઘુનાથ ભાગવે દેસાઇ, નાયબ ખાનગી કારભારી
(૧૦) ,, પાણ્ડુરંગ વૈ. ગુપ્તે (સેક્રેટરી)

## (૯) ઉપવન સમ્મેલન સમિતિ

(૧) શ્રી. રા. રા. શિવરાવ કે. પવાર, નગરદેવલેકર (પ્રમુખ)
(૨) મેજર એસ. એચ. કાદરી
(૩) રા. રા. મહાદેવ રઘુનાથ બાગવે દેસાઈ
(૪) કેપ્ટન ગોરેશ્વર હૈબતરાવ

## (૧૦) દેવઘર સમિતિ

(૧) મે. રા. રા. મંગેશ કમલાજી નાડકર્ણી (પ્રમુખ)
(૨) ડૉ. બિનયતોષ ભટ્ટાચાર્ય
(૩) રા. રા. દાજી નાગેશ આપ્ટે
(૪) ,, મણિનાથ બદરીનાથ શાસ્ત્રી, દેવઘર કામદાર (સેક્રેટરી)
(૫) ,, મહાદેવ પ્રભાશંકર જોષી
(૬) ,, નારાયણ ગોપાલ જોષી

કાર્યના સુગમતાને માટે મુખ્ય સમિતિએ બીજી કેટલીક નીચેની પેટાસમિતિઓ નીમી હતીઃ—

**વધારાની પેટા સમિતિઓની નીમણૂક**

## (૧) કાવ્યગાયન સમિતિ

દરબારમાં ગાવાને માટે જેમણે પરવાનગીને માટે અરજી કરી હોય તે બધાને બોલાવવા, અને બરોબર તપાસ કર્યા પછી તે અરજદારોમાથી કોને પરવાનગી આપવી એનો નિર્ણય કરવાનું કામ આ સમિતિને આપવામાં આવ્યું હતું. આ સમિતિમાં નીચેના સભ્યો હતા:—

## મુખ્ય સમિતિ અને પેટાસમિતિઓની નીમણુક

(૧) મે. રા. રા. રામચન્દ્રરાવ શામરાવ માનેપાટીલ (પ્રમુખ)
(૨) રાવબહાદુર ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇ
(૩) ડૉ. બિનયતોષ ભટ્ટાચાર્ય
(૪) રા. રા. શ્રીરામ ગોપાલ કાટદરે (સેક્રેટરી)

### (૨) દીનભોજન સમિતિ

ગરીબોને વસ્ત્રો અને મીઠાઈ વહેંચવાની વ્યવસ્થા કરવાનું અને બધી દેખરેખ રાખવાનું કામ આ સમિતિને સોંપવામાં આવ્યું હતું. આ સમિતિમાં નીચેના સભ્યો હતા:—

(૧) રા. રા. કે. એમ. ગુપ્તે (પ્રમુખ)
(૨) રા. રા. અણ્ણાસાહેબ ભાઉસાહેબ જાધવ
(૩) રા. રા. નાથાલાલ ખુશાલ
(૪ રા. રા. ગોવર્ધનદાસ માણેકલાલ મોદી
(૫) શહેર ખતીબ હબીબુલ્લા પ્યારેમીયાં

### (૩) બ્રાહ્મણભોજન સમિતિ

આ સમિતિનું કાર્ય બ્રાહ્મણોના ભોજનની વ્યવસ્થા અને દેખરેખ રાખવાનું હતું. એમાં નીચેના સભ્યો હતા:—

(૧) મે. રા. રા. મંગેશ કમલાજી નાડકર્ણી (પ્રમુખ)
(૨) રા. રા. દાજી નાગેશ આપ્ટે
(૩) રા. રા. રામનારાયણ ઘનશ્યામ વૈદ્ય
(૪) રા. રા. મણિનાથ બદરીનાથ રાઓ

### (૪) રાજપરોણા સમિતિ

રાજ્યાભિષેક સમારંભમાં ભાગ લેવા રાજ્ય તરફથી બહારગામ કેટલાકને નિમંત્રણ આપવામાં આવેલું હતું. ધારાસભા

વગેરે સંસ્થાઓનાં સભ્યો રાજ્યપરોણા તરીકે આવ્યા હતા. આ બધા સભ્યોની અનુકૂલતા સાચવવાનું અને બીજી વ્યવસ્થા કરવાનું કામ આ સમિતિને સોંપવામાં આવ્યું હતું. આમાં નીચેના સભ્યો હતાઃ—

(૧) મે. રા. રા, મોતીલાલ છોટાલાલ દેસાઇ (પ્રમુખ)
(૨) ,, મગનભાઈ શંકરભાઇ પટેલ
(૩) ,, અમૃત સીતારામ પ્રધાન
(૪) ,, વડોદરા પ્રાંત પંચાયત એન્જીનિઅર
(૫) ,, રસુલખાન પઠાણ

× × ×

**વ્યવસ્થા માટે કાર્યકરોની નીમણૂક** જુદી જુદી સમિતિઓની નીમણૂક થયા પછી શ્રીમંત મહારાજા સાહેબે સૂચના કરી કે રાજ્યાભિષેક સમારંભનો કાર્યક્રમ ત્રણ દિવસ ચાલે એવી રીતે ગોઠવવો. આવા મહાન્ કાર્યમાં ખાનગી કારભારીને મદદની જરૂર હોવાથી શ્રીમતે શ્રીમંત સરદાર વ્યંકટરાવ નરસિંગરાવ ઘોરપડેની 'માસ્ટર ઓફ સેરિમનિઝ' તરીકે નીમણૂક કરી.

સમિતિઓની રચના અને સભ્યોનાં નામોની ખબર બધી સમિતિઓના પ્રમુખોને અને સભ્યોને તા. ૩૦–૩–૩૯ને દિવસે આપવામાં આવી, અને પ્રમુખોને પોતાના સેક્રેટરીઓ પસંદ કરવાની સત્તા આપી. જો સમિતિમાં વધારે સભ્યોની જરૂર જણાય તો મુખ્ય સમિતિની મંજુરી મેળવીને સમિતિઓના પ્રમુખોને વધારાના સભ્યો નીમી લેવાની પણ સત્તા આપવામાં આવી.

તદનુસાર મુખ્ય સમિતિના પ્રમુખે રા. રા. શ્રીરામ ગોપાલ કાટદરેની સેક્રેટરી તરીકે નીમણૂક કરી, અને રા. રા. કાટદરેએ ૧–૪–૩૯ થી મુખ્ય સમિતિના સેક્રેટરી તરીકે કામ પણ આરંભ્યું. રા. રા. કાટદરેને મદદ કરવાને માટે ખાનગી કચેરીમાંથી સાત કારકુનોને પોતાના કામ ઉપરાંત મુખ્ય સમિતિનું પણ કામ કરવાનો હુકમ કરવામાં આવ્યો; અને ચાર માસ માટે એક નવા કારકુનની પણ નીમણૂક કરવામાં આવી

**મુખ્ય સમિતિની પ્રથમ બેઠક**

રાજ્યના શોકનો સમય, નવા હુકમ પ્રમાણે, ૬–૪–૩૯ને દિવસે પૂરો થતો હતો. તેથી મુખ્ય સમિતિની પહેલી બેઠક ખાનગી કચેરીમાં તા. ૮–૪–૩૯ને દિવસે સવારે ૮–૩૦ વાગે મળી. આ બેઠકમાં રાજ્યાભિષેક સમારંભના સંબંધમાં સામાન્ય ધોરણ અને મુખ્ય રૂપરેખા વિષે ચર્ચા કરવામાં આવી. અંદાજપત્રકની તપાસણી જેવી વીગતની બાબતોનો વિચાર કરવાનું કામ કાર્યવાહક સમિતિને સોંપવામાં આવ્યું. આ કાર્યવાહક સમિતિના બધા ય સભ્યો વડોદરામાં જ રહેતા હતા, તેથી આ બાબતમાં ઘણી સુકરતા થઇ પડે એમ હતું. કેટલાક બીનસરકારી સભ્યોએ નીચે જણાવેલી કીમતી સૂચનાઓ કરી, અને મુખ્ય સમિતિએ સર્વાનુમતે તે બધી સૂચનાઓ સ્વીકારીઃ—

(૧) રા. રા. શેઠજીએ સૂચના કરી કે આ અપૂર્વ પ્રસંગે, કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજાના સુવર્ણ અને હીરક મહોત્સવ વખતે જેવો દરબાર ભરવામાં આવ્યો હતો તેવો દરબાર ભરવો જોઇએ. આખા રાજ્યમાંથી આવેલા બધા ય પ્રતિનિધિઓને શ્રીમંત મહારાજા

સાહેબના દર્શનનો અલભ્ય લાભ મળે એવો એક પ્રસંગ યોજવો એમ એમણે ભારપૂર્વક જણાવ્યું.

(૨) રા. રા. શેઠજી, મજમુંદાર, દાણુ, પરીખ અને બાપુભાઈ દેસાઇ એ બધાની સૂચનાથી એવું નક્કી કરવામાં આવ્યું કે નીચે જણાવેલા સજ્જનોને રાજ્યના પરોણા તરીકે નિમંત્રણ આપવું:—

(અ) ધારાસભાના બધા સભ્યો, અને

(આ) બધી પ્રાંત પંચાયતો અને સુધરાઇઓના પ્રમુખો, ઉપપ્રમુખો અને વ્યવસ્થાપક સમિતિઓના અધ્યક્ષો.

(૩) રા. રા. પ્રધાને સૂચના કરી કે જ્યારે શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી નીકળે ત્યારે શ્રીમંતને હાર પહેરાવવાની પરવાનગી ઉદારતાથી આપવી, અને જાહેર જનતાની જાણ માટે બધો કાર્યક્રમ છપાવવો. શ્રીમંતની જુદી જુદી સ્વારીઓ જે જે રસ્તેથી જવાની હોય તે તે રસ્તાઓની વીગતો પણ કાર્યક્રમમાં છપાવવી.

(૪) કેટલાક સભ્યોએ સૂચન કર્યું કે મે. રા. રા. સરસુબા સાહેબને વિનંતી કરવી કે તે પોતે રાજ્યના બધા સુબાઓને સૂચના આપે કે પ્રાંતમાં રાજ્યાભિષેક સમારંભની વ્યવસ્થાને માટે એક સમિતિ નીમવી. મુખ્ય સમિતિના સભ્યોને પ્રાંતની સમિતિમાં નીમવા એમ પણ સૂચના થઇ.

અંતે એવો નિર્ણય કરવામાં આવ્યો કે કાર્યવાહક સમિતિની બેઠકોના હેવાલની નકલો મુખ્ય સમિતિના બધા સભ્યોને મોકલવી.

જેથી કાર્યવાહક સમિતિના કાર્યથી તેઓ અવરનવર વાકેફ રહે, અને જો સૂચન કરવા જેવું લાગે તો સૂચનાઓ પણ આપી શકે.

એકંદરે કાર્યવાહક સમિતિ પાંચ વાર મળી:—

**કાર્યવાહક સમિતિની બેઠકો**

(૧) ૧૦-૪-૩૯, (૨) ૧૧-૪-૩૯,
(૩) ૧૨-૪-૩૯, (૪) ૧૩-૪-૩૯ અને
(૫) ૧૫-૪-૩૯.

બધાં ખાતાંઓને સૂચના આપવામાં આવી હતી કે તેમણે પોતાનાં અંદાજપત્રકો પોતપોતાની પેટાસમિતિઓની માર્ફતે કાર્યવાહક સમિતિને મોકલી આપવાં. આ બધાં અંદાજપત્રકો કાર્યવાહક સમિતિ પાસે આવ્યા, અને સમિતિએ બહુ જ સૂક્ષ્મતાથી તે તપાસ્યાં અને પછીથી જ મંજુર કર્યાં. રાજ્યાભિષેક સમારંભની પૂર્ણ વ્યવસ્થા કરવાને માટે સમય ઘણો અલ્પ હતો, તેથી કેટલીક બાબતોમાં મંજુરી મેળવવાની સરતે, કાર્યનો આરંભ કરવા દેવામાં આવ્યો હતો. બધાં ખાતાં તરફથી આવેલાં ખર્ચનાં અંદાજપત્રકો મુખ્ય સમિતિના પ્રમુખ જોઇ ગયા; અને તેમણે રૂા. ૯,૬૨,૭૫૫-૭-૦ના જેટલી રકમ રાજ્યાભિષેક સમારંભ માટે જોઇશે અને તે રકમ રાજ્યમાંથીજ ખરચવી એવી મતલબનું ટિપ્પણ કર્યું અને શ્રીમંતને સાદર કર્યું. શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇને તે ટિપ્પણ તા. ૨૧-૪-૩૯ને દિવસે મંજુર કર્યું.

× × ×

# પરોણાઓ.

## (અ) નિમંત્રણ

રાજ્યાભિષેક સમારંભમાં જેમને નિમંત્રણ આપવાનું હતું એવા માણસોની યાદી ગોઠગસ્તે કચેરીએ
**પરોણાઓની યાદી** તૈયાર કરી, અને નેક નામદાર દીવાન સાહેબની સંમતિ લઈને છેવટના હુકમતે
માટે શ્રીમંત મહારાજા સાહેબને તે સાદર કરી, અને તેમણે તેને મંજુરી આપી. ગોઠગસ્તે કચેરીમાં પરિમિત માણસો હોવાથી નિમંત્રણ મોકલવાનું કામ એ કચેરીના માણસોથી જલ્દી થઇ શકે એમ ન હતું; તેથી એટના મહાલકરી રા. રા. આર. વાય. લેલેને મહેસુલી ખાતામાંથી ખાસ કામગીરી ઉપર બોલાવવામાં આવ્યા.

શ્રીમંતની મંજુરી મળ્યા પછી નીચે પ્રમાણે નિમંત્રણો મોકલવામાં આવ્યાં:—

(૧) શ્રીમંતની સહીવાળા ખરીતા રાજાઓ અને મહારાજાઓ ઉપર (અ) પ્રતિનિધિ મંડળ દ્વારા અને (આ) ટપાલદ્વારા

(૨) નેક નામદાર દીવાન સાહેબની સહીવાળા પત્ર ખંડણી ભરનારા ઠાકોરો, શ્રીમંતના અંગત મિત્રો, અને કેટલાંક પ્રસિદ્ધ સન્નારીઓ અને સદ્ગૃહસ્થો ઉપર.

(૩) રાજ્યાભિષેક મુખ્ય સમિતિના પ્રમુખની સહીવાળા પત્ર સમાંઓ, ખંડણી નહિ ભરનારા ઠાકોરો, અધિકારીઓ, અને બીજા કેટલાંક સંભવિત સન્નારીઓ અને સદ્ગૃહસ્થો ઉપર.

**પ્રતિનિધિમંડળ દ્વારા નિમંત્રણ**

નીચેનાં રાજ્યોમાં નિમંત્રણ આપવા પ્રતિનિધિમંડળ મોકલવામાં આવ્યું હતું:—

| રાજ્યનું નામ | પ્રતિનિધિ મંડળના સભ્યો |
| --- | --- |
| (૧) બીકાનેર | (૧) શ્રી. રા. રા. સીતારામ સંપતરાવ ગાયકવાડ<br>(૨) શ્રી. વસંતરાવ આનન્દરાવ ધ.પભર<br>( સાથે કારકુન, જાસુદ, ચોપદાર અને ત્રણ નોકરો ) |
| (૨) મ્હૈસુર<br>(૩) કોલ્હાપુર<br>(૪) સાવંતવાડી<br>(૫) ફલટન | (૧) શ્રી. રા. રા. ભદ્રસિંહરાવ આનન્દરાવ ગાયકવાડ<br>(૨) શ્રી, રા. રા. માનસિંગરાવ રામચન્દ્રરાવ નાઈક નિબાળકર<br>(સાથે નં ૧ માં જણાવેલો રસાલો) |
| (૬) ગ્વાલીઅર<br>(૭) ઈન્દોર<br>(૮) ધાર<br>(૯) દેવાસ (સિનિઅર)<br>(૧૦) દેવાસ (જુનિઅર)<br>(૧૧) કુચબિહાર | (૧) શ્રી ન. રા લાલસિંહરાવ આનન્દરાવ ગાયકવાડ<br>(૨) શ્રી. રા. રા. અવધુતરાવ વાઘોજીરાવ રાજે શીર્કે<br>(સાથે નં, ૧માં જણાવેલો રસાલો) |
| (૧૨) મુધોળ<br>(૧૩) જાટ<br>(૧૪) અક્કલકોટ<br>(૨૫) સાંદૂર | (૧) શ્રી. રા. રા. ચન્દ્રસિંહ દાદાસાહેબ ગાયકવાડ<br>( સાથે કારકુન, ચોપદાર અને બે નોકરો ) |

જે રાજાઓને ટપાલદ્વારા ખરીતો મોકલવામાં આવ્યો હતો તેમનાં નામ પરિશિષ્ટ ૧માં આપવામાં

**અન્ય નિમંત્રણો** આવેલાં છે. અને ખરીતાની નકલ પરિશિષ્ટ ૨માં આપવામાં આવેલી છે.

નેક નામદાર દીવાન સાહેબે લખેલા નિમંત્રણ પત્રની નકલ પરિશિષ્ટ ૩માં આપવામાં આવેલી છે, અને જેમને આ નિમંત્રણ પત્ર મોકલવામાં આવ્યા હતા તેમનાં નામ પરિશિષ્ટ ૪માં આપવામાં આવેલાં છે. રાજ્યાભિષેક મુખ્ય સમિતિના પ્રમુખ કર્નલ કુમાર શિવરાજસિંહે લખેલા નિમંત્રણ પત્રની નકલ પરિશિષ્ટ ૫માં આપેલી છે, અને જેમને આ નિમંત્રણ પત્ર મોકલવામાં આવ્યાં હતાં તેમના નામ પરિશિષ્ટ ૬માં આપવામાં આવ્યાં છે. રાજ્યમાં દૂર સુદૂર આવેલા ગામો માટે શ્રીમંત મહારાજા સાહેબને બહુ કાળજી હતી. તેથી તેમણે હુકમ કર્યો કે બધાય ગામોના પટેલો અને મતાદારોને રાજ્યાભિષેક સમારંભમાં ભાગ લેવા રાજ્ય પરોણા તરીકે નિમંત્રણ આપવું. તદનુસાર મુખ્ય સમિતિના પ્રમુખની સહીં વાળા નિમંત્રણ પત્રો મ્હેસુલી ખાતાની માર્ફતે બધા પટેલો અને મતાદારોને મોકલવામાં આવ્યાં.

## ( આ ) ઉતારાની સવડ

રાજ્યાભિષેક સમારંભમાં ભાગ લેવા ઘણાં માણસોને નિમંત્રણ આપવામાં આવ્યું હતું; એટલે એ બધા

**પરોણાઓને ઉતારો આપવાની વ્યવસ્થા** પરોણાઓના ઉતારાનો પ્રશ્ન મહત્ત્વનો હતો. મુખ્ય સમિતિના પ્રમુખ, યુરોપીઅન પરોણા સમિતિના પ્રમુખ, હિન્દી પરોણા સમિતિના પ્રમુખ અને ખાનગી કારભારી એ ચાર જણાઓએ મળીને જુદા

જુદા પરોણાઓ માટે જુદાં જુદાં મકાનો નીચે પ્રમાણે મકાનોની વ્યવસ્થા 'નક્કી' કર્યા:—

| | |
|---|---|
| (૧) રાજાઓ અને તેમના પાસેના સગાઓ | (૧) લક્ષ્મીવિલાસ રાજમહેલ<br>(૨) મકરપુરા ,,<br>(૦) પ્રતાપવિલાસ ,,<br>(૪) નજરબાગ ,,<br>(૫) 'ચીમનબાગ' બંગલો<br>(૬) રાજકુમાર શાળાનું મકાન |
| (૨) યુરોપિયન પદ્ધતિએ રહેનારા પરોણાઓ | (૧) ગેસ્ટ હાઉસ<br>(૨) 'સીતારામ' બંગલો, રેસકોર્સ રોડ.<br>(૩) 'ગુલાબ' અને 'માલતી' બંગલાઓ, કેમ્પરોડ<br>(૪) શ્વેત બંગલો, કમિટિબાગ<br>(૫) 'વસંત કુટીર' ( રા. રા. મણિભાઇ વસનજી દેસાઇનો બંગલો. 'દીવારામ' બંગલાની પાસે દસ દિવસના એક સો રૂપીઆ આપીને ભાડે રાખેલો. ) |
| (૩) હિન્દી પદ્ધતિએ રહેનારા પરોણાઓ | (૧) 'કુંજ' બંગલો<br>(૨) 'ચમ્પક' ,,<br>(૩) ઇન્દુમતી મહાલ<br>(૪) 'સરોજ' બંગલો |

(૫) 'પદ્મકૂટ' બંગલો
(૬) 'અભ્યુદય' ,,
(૭) 'નવયુગ' ,,
(૮) 'નવજીવન' ,,
(૯) શ્રી સયાજી વસતિગૃહ
(૧૦) કલાભવન

| | |
|---|---|
| (૪) ખંડણી ન ભરનારા ઠાકોરો | પોલીસ ટ્રેનિંગ સ્કૂલ; શીંદેનો વાડો, કોઠી પાસે |
| (૫) ઓખામંદરે આયાત માલનો વ્હેપાર કરનારા વ્હેપારીઓ | જુનો સરકાર વાડો |
| (૬) ધારાસભાના સભ્યો, પ્રાન્ત પંચાયતના પ્રમુખો અને ઉપપ્રમુખો, અને સુધરાઇઓની કાર્યવાહક સમિતિઓના અધ્યક્ષો | પ્રાંત પંચાયતનું મકાન ભદ્ર |
| (૭) શ્રીજગદ્ગુરુ શંકરાચાર્ય | તારકેશ્વર મંદિર |
| (૮) દ્વારકા, બેટ અને ડાકોરના પૂજારીઓ | વિઠ્ઠલ મંદિર |

પરોણાઓને પૂરતા બંગલાઓ નહિ હોવાથી ફરાસખાના તરફથી નીચેનાં સ્થળોએ તંબુઓ ઠોકવામાં

તંબુઓની વ્યવસ્થા આવ્યા હતાઃ—

## યુરોપિયન પરોણાઓનો નિવાસ

(૧) 'રાજારામ' બંગલાની પાછળ બે સિંગલ પોલ ટેન્ટ,

(૨) હિન્દી ગેસ્ટ હાઉસ પાસે એક ડબલ પોલ ટેન્ટ અને એક સિંગલ પોલ ટેન્ટ,

(૩) શ્વેત બંગલા (કમિટિખાઝ)ની પાસે એક સિંગલ ટેન્ટ,

(૪) ગેસ્ટ હાઉસના મુખ્ય પ્રવેશદ્વારની જમણી બાજુએ એક ઑફિસ ટેન્ટ, જેમાં પૂછપરછને માટે કામચલાઉ ટેલીફોનની વ્યવસ્થા રાખવામાં આવી હતી,

(૫) મોટરો રાખવાને માટે કામચલાઉ છાપરીઓ ઉભી કરવામાં આવી હતી,

## હિન્દી પરોણાઓનો નિવાસ

(૬) ઇન્દુમતી મહાલની સામે વીસ રાવતીઓ,

(૭) 'કુંજ' બંગલાના કમ્પાઉન્ડમાં બે ટેન્ટ, આઠ રાવતીઓ અને એક બઝાર ટેન્ટ.

(૮) 'ચમ્પક' બંગલાના કમ્પાઉન્ડમાં નવ રાવતીઓ,

(૯) 'કુંજ' અને 'ચમ્પક' બંગલાઓની વચ્ચે ચૌદ ટેન્ટ,

(૧૦) પ્રતાપ વિલાસ રાજમહેલના કમ્પાઉન્ડમાં નવ ટેન્ટ અને ત્રણ રાવતીઓ,

(૧૧) રાજકુમાર શાળાની પાસે એક ટેન્ટ અને બે રાવતીઓ.

ફરાસખાનાની પાસે જોઇતા ટેન્ટો અને ફર્નિચર નહિ હોવાથી રાજ્યના મહેસુલી અને બીજાં ખાતાઓને જોઇતી

સામગ્રી પૂરી પાડવાને માટે ઉપયોગમાં આવ્યું; અને નીચે જણાવેલી બીજી સંસ્થાઓએ, સંસ્થાઓએ પોતાની પાસે જેટલાં સાધનો આપેલી મદદ હતાં તે બધાં ફરાસખાનાને આપ્યાં:—

(૧) વાઘોડીઆ વિશ્રાન્તિગૃહ ( Rest house ),

(૨) કરજણ ,, ,,

(૩) સાવલી ,, ,,

(૪) વડોદરા કૉલેજ;

(૫) વડોદરા હાઇસ્કુલ,

(૬) રાવપુરા કન્યાશાળા,

(૭) પહેલી પાયદળ,

(૮) પહેલી પાયગા,

(૯) કીર્તિ મંદિર,

(૧૦) સર્વે અને સેટલમેન્ટ કમિશ્નરની કચેરી,

(૧૧) મુખ્ય વૈદકીય અમલદારની કચેરી,

(૧૨) મે. રા. અમીનુદ્દીન હુસેનખાન નવાબ સાહેબ.

આ ઉપરાંત, સ્થાનિક વ્હેપારીઓ પાસેથી કેટલીક ચીજો ભાડે લાવવામાં આવી હતી, અને એકંદરે, ભાડાની રકમ રૂા. ૬૨૫૧–૮–૦ થઇ હતી.

**નવી ખરીદી**

વળી, ચીનાઇ વાસણો, કટલરી, ટેબલ ઉપર પાથરવાના કકડાઓ, રસોઇને માટે વાસણો અને કેટલુંક ફર્નિચર ખરીદ કરવામાં આવ્યું હતું, અને તેને અંગે એકંદરે, રૂા. ૧૬,૪૪૮–૧૪–૩ ખર્ચ થયો હતો.

## ( ઇ ) બીજી વ્યવસ્થાઓ

**પૂછપરછ કચેરી**

ટપાલ આપવાની, સંદેશાઓ પહોંચાડવાની અને આવાં બીજાં કામો કરવાની સરલતા થાય એ હેતુથી, યુરોપિઅન અને હિન્દી, ગેસ્ટ હાઉસની પૂછપરછ કચેરીમાં એક નકશો રાખવામાં આવ્યો હતો. આ નકશામાં પરોણાઓનાં નામ, અને જે ખંડોમાં અથવા બંગલાઓમાં તે રહેતા હતા તેનાં નામ આપવામાં આવેલાં હતાં. પરોણાઓનાં બધાં ય નિવાસસ્થાનોને કલામય દૃષ્ટિથી શણગારવામાં આવેલાં હતાં, અને યુરોપિઅન અને હિન્દી ગેસ્ટ હાઉસના પ્રવેશદ્વાર આગળ સુશોભિત કમાનો ઉભી કરવામાં આવી હતી. હોંશીઆર રસોઇઆઓ અને ટેબલ ઉપર પીરસનારા માણસોને અલીગઢ, પૂના, મુંબઈ, અમદાવાદ વગેરે સ્થળોએથી બોલાવવામાં આવ્યા હતા. બધા પરોણાઓની સુખસવડ અને અનુકૂલતા સચવાય એટલા માટે જુદાં જુદાં નિવાસસ્થાનોએ ટૅાય-સ્કાઉટો અને કારકુનો રાખવામાં આવ્યા હતા.

**પરોણાઓની દેખ-રેખ રાખવા નીમવામાં આવેલા અધિકારીઓ**

પરોણાઓને સુખસવડની વ્યવસ્થા કરવાને માટે નીચે જણાવેલા અધિકારીઓ અને બીજા સદ્‌ગૃહસ્થોની નીમણૂક કરવામાં આવી હતીઃ—

(૧) લક્ષ્મીવિલાસ રાજમહેલ

(૧) મે. રા. રા. બદસિંહરાવ આનન્દરાવ ગાયકવાડ.

(૨) એ. ડી. સી. ઓ ( ફરજ ઉપર નહિ એવા )

| | |
|---|---|
| | (૩) રાજમહેલમા કામગીરી ઉપરના અધિકારીઓ રા. ત્રિવેદી અને રા. જાની |
| (૨) મકરપુરા રાજમહેલ | (૧) મે. રા. રા ભાસ્કર કાશીનાથ ભાટે<br>(૨) રા રા આર. એ ભીસે<br>(૩) ડૉ ગોરે<br>(૪) રા. રા કે. એચ. વૈશંપાયન |
| (૩) પ્રતાપવિલાસ રાજમહેલ | (૧) શ્રી રા રા સીતારામ સંપતરાવ ગાયકવાડ<br>(૨) રા. રા. એ કે સાવન્ત<br>(૩) ડૉ. સી સી દીવાનજી |
| (૪) નઝરબાગ રાજમહેલ | (૧) મે. રા રા દામાજીરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ<br>(૨) રા. રા. એ. એન દીક્ષિત |
| (૫) ચીમનબાગ | શ્રી રા. રા. વી. એ. ધાધભર |
| (૬) રાજકુમારશાળા | (૧) કર્નલ આર. એસ પરબ<br>(૨) શ્રી રા રા. એ વી. રાજે શીર્કે |
| (૭) પ્રાંત પંચાયતનુ મકાન, ભદ્ર | (૧) મે. રા રા મોતીલાલ છોટાલાલ દેસાઇ<br>(૨) રા. રા મગનભાઈ શંકરભાઇ પટેલ |

| | |
|---|---|
| | (૩) રા. રા. અમૃત સીતારામ પ્રધાન<br>(૪) રા. રા. રસુલખાન પઠાણ<br>(૫) વડોદરા પ્રાંત પંચાયત એન્જીનીઅર |
| (૮) દામાજીરાવ ધર્મશાળ | રા. રા. અમૃત સીતારામ પ્રધાન |
| (૯) પોલિસ ટ્રેનિંગ સ્કૂલ, શીર્કેનો વાડો, કોઠી પાસે | (૧) રા રા. રામપ્રસાદ બાલકૃષ્ણ શાસ્ત્રી અને પોલિટિકલ કચેરીના બીજા માણસો |
| (૧૦) વણઝારીઆ કૅમ્પ, ધાડગે બિલ્ડીંગ, રાજમહેલ રોડ. | રા. રા. એન. કે. શાહ ( પોલિટિકલ કચેરીના ) |
| (૧૧) જુનો સરકાર વાડો | (૧) રા. રા. કે આર ડોટીવાળા<br>(૨) રા. રા. એમ. કે. પારેખ<br>(૩) રા રા. સી. આઇ. શાહ, અને વ્હેપાર ખાતાના માણસો. |
| (૧૨) ગેસ્ત બંગલો (કમિટિબાગ) | લેફ્. એસ. ઇ ચવાણ |
| (૧૩) 'રાજરામ' બંગલો | શ્રી. સરદાર દાદાસાહેબ શીર્કે |
| (૧૪) વિઠ્ઠલ મંદિર | રા. રા. એસ. વી. આકોલકર |
| (૧૫) 'કુંજ', 'ચંપક' અને પાસેના તણુઓ | મે રા. રા. સાહેબઝાદા શમશદ અહમદખાન |

| | |
|---|---|
| (૧૬) ઇન્દુમતી મહાલ અને શ્રી સયાજી-વસ્તિગૃહ | રા. રા. આનંદરાવ ગણપતરાવ ઠકુ |
| (૧૭) 'સરોજ' | રા. રા. બી. ટી. કાળે |
| (૧૮) 'પદ્મકૂટ' | ડૉ. એન. વી. પણ્ડિત |
| (૧૯) 'અભ્યુદય' | શેઠ રાજાધવ |
| (૨૦) ગેસ્ટ હાઉસ | (૧) કર્નલ બી. વી. ગાયકવાડ<br>(૨) મેજર વી. જી. પવાર<br>(૩) રા. રા. એસ. એ. દીવે |

**પરોણાઓને આપેલી વડોદરાની માહીતી**

પરોણાઓનાં આ બધાં સ્થાનોમાં રાવબહાદૂર ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇએ લખેલા 'Guide to Baroda' (વડોદરાનો ભોમીઓ) એ નામના પુસ્તકની બસો નકલો, અને રા. રા. મહાદેવ પાણ્ડુરંગ નેનેએ રચેલા **'રાજધાની બડોદેં.'** એ નામના પુસ્તકની પાંચસો નકલો વ્હેંચવામાં આવી હતી. આથી પરોણાઓને ઘણો આનન્દ થયો હતો.

## (૬) સ્વાગત

**પરોણાઓનો જવાબ**

નિમંત્રણ પત્રિકા મળ્યા પછી જેટલાક પરોણાઓએ પત્રિકા પહોંચ્યાનો જવાબ શ્રીમંત મહારાજા સાહેબને બારોબાર આપ્યો હતો, કેટલાકે નામદાર દીવાન સાહેબને આપ્યો હતો, અને બીજાઓએ કર્નલ કુમાર શિવરાજસિંહને આપ્યો હતો. ઘણા ખરાઓએ વડોદરે આવવાની ચોક્કસ

તારીખ અને સમય જણાવ્યો હતો, પણ કેટલાકે જણાવ્યો ન હતો, અને તેથી તેમનો સ્વાભાવિક રીતે જરા અડચણ પડી હતી.

નિમંત્રણ પત્રિકાનો સ્વીકાર કરતા જેટલા જવાબો આવ્યા હતા તેની નકલ મુખ્ય સમિતિના સેક્રેટરી ઉપર મોકલવામાં આવી હતી જેથી આગળનું કાર્ય થઇ શકે. જે પરોણાઓ અમુક વખતે આવવાના હતા તેમની યાદીઓ સેક્રેટરીએ તૈયાર કરાવી અને તેની નકલો નીચે પ્રમાણે મોકલી:—

(૧) સ્વાગત સમિતિ,
(૨) નૈમિત્તિક ગોઠગસ્તે કચેરી,
(૩) પરોણાઓનાં જુદાં જુદાં નિવાસસ્થાનો, અને
(૪) શ્રીમંત મહારાજા સાહેબના એ. ડી. સી.

સ્વાગત સમિતિએ નીચે જણાવેલા માણસોને કામગીરી માટે બોલાવ્યા હતા:—

**સ્વાગત સમિતિની વ્યવસ્થા**

(૧) રા. રા. જી. એમ. પટવર્ધન, સેક્રેટરી તરીકે કામ કરવા,
(૨) આઠ સરદારો અને સાત અધિકારીઓ (સ્વાગત સમિતિના સભ્યો ઉપરાંત), પરોણાઓનું સ્વાગત કરવા,
(૩) ઓગણત્રીસ કારકુનો, એકત્રીસ સીપાઇઓ અને સાઇકલવાળાઓ (જુદી

જુદી કચેરીઓમાંથી), પરોણાઓના સામાનની દેખરેખ રાખવા, અને પરોણાઓ આવે ત્યારે વાહનનો બંદોબસ્ત કરવા.

## (૭) આગમન, સ્થિતિ અને નિર્ગમન

**જાહેર આગમન અને નિર્ગમન**

નીચે જણાવેલા રાજાઓ અને મહારાજાઓનું આગમન અને નિર્ગમન જાહેર હતું:—

(૧) હીઝ હાઇનેસ છત્રપતિ મહારાજા, કોલ્હાપુર,
(૨) ,, મહારાજા, કુચબિહાર
(૪) ,, રાજાસાહેબ, અલિરાજપુર
(૪) ,, ,, બારીઆ
(૫) ,, નવાબ સાહેબ, ખંભાત
(૬) ,, રાજાસાહેબ, છોટાઉદેપુર

**ખાનગી આગમન પણ જાહેર નિર્ગમન**

નીચે જણાવેલા મહારાજાઓનું આગમન ખાનગી હતું, જ્યારે તેમનુ નિર્ગમન જાહેર હતું:—

(૧) હી હા. મહારાજા, ધાર
(૨) હી. હા. મહારાજા, દેવાસ (સિનિઅર)

બીજા બધા રાજાઓ અને મહારાજાનું આગમન અને

નિર્ગમન ખાનગી હતું, અને તેથી તેમને માટે ઔપચારિક વિધિ કરવામાં આવ્યો ન હતો. તેમના આગમન અને નિર્ગમન વખતે ફક્ત હારતોરા અને પાનસોપારી આપવામાં આવ્યાં હતાં.

ખાનગી આગમન અને નિર્ગમન

× × ×

## કોલ્હાપુરના હી. હા. છત્રપતિ મહારાજાનું આગમન

કોલ્હાપુરના હી. હા. શ્રી છત્રપતિ મહારાજાનું આગમન

કોલ્હાપુરના હી. હા. છત્રપતિ મહારાજા ખાસ વીમાનમા બેસીને વડોદરાના એરોડ્રોમ આગળ તા. ૨૫-૪-૩૯ને દિવસે બપોરે ૧.૩૦ વાગે આવ્યા. તે વખતે તેમનું સ્વાગત કરવાને માટે શ્રીમંત યુવરાજ ફતેસિંહરાજે, નેક નામદાર દીવાન સાહેબ, કર્નલ કુમાર શિવરાજસિંહ, કેટલાક સરદારો અને અધિકારીઓ હાજર રહ્યા હતા. શ્રી. છત્રપતિ મહારાજા વિમાનમાંથી ઉતર્યા એટલે યુવરાજશ્રીએ તેમને હાર પહેરાવ્યો, અને તેમની મોટરમાં બેસાડીને નઝરબાગ રાજમહેલ તરફ લઇ ગયા.

શ્રીમંત મહારાજા સાહેબ નઝરબાગ રાજમહેલની પૉર્ચ આગળ શ્રીમંત છત્રપતિ મહારાજાનું સ્વાગત કર્યું, અને જ્યાં આગળ સીપાઇઓ સલામી આપવાને માટે ઉભા રહ્યા હતા ત્યા તેમને લઇ ગયા. સલામી લીધા પછી છત્રપતિ મહારાજાને દરબાર ખંડમાં લઇ જવામાં આવ્યા. અને ત્યાં સોફા ઉપર શ્રીમંત મહારાજા સાહેબની જમણી બાજુએ બેસાડયા. શ્રીમંતે તેમને હાર પહેરાવ્યો અને પાનસોપારી આપી પછી ૧.૪૫ વાગે

જમણી બાજુએ આવેલી આરામ ખુરશીમાં શંકરાચાર્ય બેઠા. અને એટલામાં જ શ્રીમંત મહારાજ સાહેબ ત્યાં આવ્યા અને એમણે શંકરાચાર્યની સાથે કેટલીક મિનિટ વાતચીત કરી.

**પોશાકની ભેટ**

પછી રાજોપાધ્યાએ તીરપાઈ ઉપર પધરાવેલી પાદુકાઓનું પૂજન કર્યું. શંકરાચાર્યને સંભાવનાના પોશાક તરીકે રૂા. ૧૧૦૦ ભેટ આપવાની હતી. શ્રીમંત મહારાજ સાહેબે રૂા. ૧૧૦૦ ની રકમને સ્પર્શ કર્યો અને પછીથી રાજોપાધ્યાયે તે રકમ શંકરાચાર્યને ભેટ કરી શંકરાચાર્યે શ્રીમંતને હૃદયના આશીર્વાદ આપ્યા, અને ચાર ઘોડાની બગીમાં બેસીને રસાલા સાથે ૪.૩૦ વાગે તાન્કેશ્વર પહોંચ્યા.

**શંકરાચાર્યનું વડોદરામાંથી નિર્ગમન**

જગદ્‌ગુરુ વડોદરામાં એક અઠવાડીયું રહ્યા, અને ૧-૫-૩૯ ને દિવસે દ્વારકા જવા વડોદરેથી નીકળ્યા તેમના આગમન વખતે જે ઔપચારિક વિધિ કરવામાં આવ્યો હતો તે જ વિધિ તેમના નિર્ગમન વખતે પણ કરવામાં આવ્યો હતો.

**પરોણાઓ વિષે માહીતી**

રાજ્યાભિષેક સમારંભમાં ભાગ લેવાને જે પરોણાઓ વડોદરે આવ્યા હતા તેમનાં નામ, તેમના આવવાનો અને જવાનો દિવસ અને સમય, અને વડોદરામાં જે દિવસે તેઓ ઉતર્યા હતા તે સ્થળ – આ બધાની માહિતી પરિશિષ્ટ ૭ માં આપવામાં આવેલી છે.

**ખાનગી વ્યવસ્થા કરનારા પરોણાઓ**

· કેટલાક પરોણાંઓએ વડોદરામાં ઉતરવાની અને જમવાની વ્યવસ્થા પોતાની મેળે ખાનગી રીતે કરેલી હતી. એમનાં નામ પરિશિષ્ટ ૮માં આપવામા આવેલાં છે તેમાંના કેટલાક પરોણાઓને સગવડ પ્રમાણે મોટરો આપવામાં આવી હતી, અને રાજ્યાભિષેક સમારંભના બધા ય કાર્યક્રમમાં તેમને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. કેટલાક પરોણાઓ સ્વતંત્ર રીતે અથવા પોતાના મિત્રોને ત્યાં ઉતર્યા હતા. તેમનો ભોજન અને વાહન ખર્ચ રાજ્યે આપ્યો હતો. આ પરોણાઓનાં નામ પરિશિષ્ટ માં આપવામાં આવેલાં છે.

× × ×

## રાજ્યાભિષેક સમારંભનો કાર્યક્રમ

**રાજ્યાભિષેક સમારંભનો કાર્યક્રમ**

પ્રાચીન સમયમાં રાજ્યાભિષેક અંગેનો મહોત્સવ લગભગ બાર દિવસ સુધી ચાલતો હતો. કેટલીક સંસ્થાઓએ શ્રીમંત સરકારને વિનંતી કરી કે અમારો કાર્યક્રમ રાજ્યાભિષેક સમારંભની સાથે જોડાય એવી વ્યવસ્થા કરવા કૃપા કરશો. આ વિનંતીને માન આપીને એવો નિર્ણય કરવામાં આવ્યો કે શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેકના મહોત્સવ તા. ૨૩-૪-૩૯ થી તા. ૫-૫-૩૯ સુધી ચાલે. પહેલા ત્રણ દિવસોમાં ધાર્મિક વિધિઓ અને સંસ્કારો કરવાના હતા; ચોથે દિવસે રાજ્યાભિષેક અને રાજ્યારોહણ જેવાં પ્રધાન કાર્યો રાખવામાં આવ્યાં: અને બાકીના દિવસો સામાજિક કાર્યોને માટે રાખવામાં

આવ્યા. શ્રીમંત મહારાજા સાહેબે તે બધા કાર્યક્રમને મંજુર કર્યો. આ કાર્યક્રમ નીચે પ્રમાણે હતો:—

| તારીખ | સમય | સ્થળ | કાર્ય |
|---|---|---|---|
| (૧) ૨૩-૪-૩૯ રવિવાર | ૭-૮·૩૦ સવાર | લક્ષ્મીવિલાસ રાજમહેલ | ધાર્મિક વિધિઓ |
| (૨) ૨૪-૪-૩૯ સોમવાર | ૮·૩૫-૧૧·૫૦ સવાર | ” | ” |
| (૩) ૨૫-૪-૩૯ મંગળવાર | ૭·૧૫-૧૧·૧૦ સવાર | ” | ” |
| | ૯ સવાર | કલાભવન વર્કશોપ | ગ્રામોદ્યોગ પ્રદર્શનનું ઉદ્ઘાટન |
| | ૫·૩૦ સાંઝે | પોલો મેદાન | પ્રતાપસિંહ જીમખાનાની કોનશિલાનો સમારોપણ વિધિ |
| (૪) ૨૬-૪-૪૬ બુધવાર | ૭-૮·૩૦ સવાર | લક્ષ્મી વિલાસ રાજમહેલ | ધાર્મિક વિધિઓ |
| | ૭-૮ સવાર | રાજ્યના મંદિરો અને મસ્જીદો | સામુદાયિક પ્રાર્થના |
| | ૯-૯·૪૦ સવાર | લક્ષ્મીવિલાસ રાજમહેલ દરબાર હૉલ | રાજ્યાભિષેક |

## રાજ્યાભિષેક સમારંભનો કાર્યક્રમ

| | | |
|---|---|---|
| ૧૦·૫૭ સવાર | લક્ષ્મીવિલાસ રાજમહેલ ગાદી હૉલ | રાજ્યારોહણ, કેદીઓની મુક્તિ, અહેર અને નજરાણાનો દરબાર |
| ૧૨·૪૫ બપોર પછી | લક્ષ્મી વિલાસ રાજમહેલ, ડાઇને હૉલ | હિન્દી પદ્ધતિનું લંચ |
| ૧·૩૦ બપોર પછી | તારકેશ્વર મંદિર | ગરીબોને અન્ન અને વસ્ત્રનું દાન |
| ,, | બહેચરાજી મંદિર | બ્રહ્મભોજન |
| ૫ સાંજે | લક્ષ્મી વિલાસ રાજમહેલ દરબાર હૉલ | રેસિડેન્ટના સત્કાર માટે દરબાર |
| ૫.૩૦ સાંજે | ખંડેરાવ મંદિર | ખંડેરાવનાં દર્શન કરવા જવું |
| ૬·૧૦ સાંજે | વિઠ્ઠલ મંદિર | સ્વારીના રૂપે વિઠ્ઠલ મંદિરમાં દર્શન કરવા જવું |
| ૭ સાંજે | વડોદરા શહેરના જુદા જુદા ભાગો | શૃંગાર સજાવટની હરિફાઇ |
| ૭·૩૦– ૧૧·૩૦ રાત્રી | ,, | શહેરમાં રોશની |
| ૯·૩૦ રાત્રી | ઇન્ડિયન રેડીઓ | શ્રીમંતના રાજ્યારોહણની જાહેરાત |

| | | | |
|---|---|---|---|
| | ૯.૩૦–૧૦.૩૦ રાત્રી | સુરસાગર | દારૂખાનું |
| | ૯.૩૦–૧૨.૩૦ રાત્રી | | મનોરંજન કાર્યક્રમ, નાટક, સિનેમા વિગેરે |
| (૫) ૨૭-૪-૪૬ ગુરુવાર | ૭.૩૦ સવાર | દરબાર મંડપ પોલો જીમખાના મેદાન | રાજ્યના પટેલો અને મતદારોને પોશાક આપવાનો દરબાર |
| | ૯.૩૦ સવાર | ન્યાયમંદિર હૉલ | નજરાણા દરબાર |
| | ૪.૧૪ સાંઝે | લક્ષ્મી વિલાસ રાજમહેલ દરબાર હૉલ | બીજાં રાજ્યના પ્રતિનિધિ મંડળો તરફથી પોશાક સ્વીકારવાનો દરબાર |
| | ૫.૩૦ સાંઝે | — | બહુચરાજી મંદિર અને કીર્તિમંદિર દર્શન કરવા જવું |
| | ૬ સાંઝે | અગમડ | રમતો |
| | ૬.૩૦ સાંઝે | દરબાર મંડપ | પટેલો અને મતદારોને પોશાક આપવાનો બીજો દરબાર |

| | | | |
|---|---|---|---|
| | ૯.૩૦ રાત્રે | લક્ષ્મી વિલાસ રાજમહેલ | ઉપવન સંમેલન અને આતસબાજી વગેરે |
| | ૭.૩૦–૧૧.૩૦ રાત્રે | — | શહેરમાં રોશની |
| | ૮–૧૧.૪૦ રાત્રે | કમિટિ બાગ | જાહેર મેળો |
| (૬) ૨૮–૪–૩૯ શુક્રવાર | ૭.૩૦ સવાર | પાયગાનું કવાયત મેદાન | રાજ્યના લશ્કરની મુલાકાત |
| | ૧૦ સવાર | લક્ષ્મી વિલાસ રાજમહેલ આઇને હૉલ | વિદ્વાન બ્રાહ્મણોની સંભાવના |
| | ૧૨ બપોર | ,, | લંચ |
| | ૪.૩૦ સાંઝે | લક્ષ્મી વિલાસ રાજમહેલ ખંડ નં. ૧૧૧ | પોશાક પરત આપવાનો દરબાર |
| | ૬ સાંઝે | અગ્ગડ | ખેલો |
| | ૮.૩૦ રાત્રે | લક્ષ્મી વિલાસ રાજમહેલ દરબાર હૉલ | ખાણું Banquet |
| | ૧૦ રાત્રે | પોલો જીમખાના મેદાન | લશ્કરી રમતો |

| | | | |
|---|---|---|---|
| | ૭:૩૦–<br>૮:૩૦<br>રાત્રે | — | શહેરમાં રોશની |
| | ૮–૧૧:૩૦<br>રાત્રે | કમિટિ બાગ | જાહેર મેળો |
| (૭) ૨૯–૪–૩૯<br>શનિવાર | ૭:૩૦<br>સવાર | મોતીબાગ મેદાન | બાલસંમેલન |
| | ૯<br>સવાર | ન્યાયમંદિર હૉલ | માનપત્રો સ્વીકારવાનો દરબાર |
| | ૫:૩૦<br>સાંઝે | ,, | ,,<br>(બીજો દરબાર) |
| | ૬<br>સાંઝે | અગ્ગડ | અગ્ગડનો ખેલ |
| | ૮:૩૦<br>રાત્રે | 'દીલારામ'<br>બંગલો | નેક નામદાર દીવાન સાહેબ સાથે ભોજન ઉપવન સંમેલન |
| | ૯:૩૦<br>રાત્રે | ,, | |
| | ૭.૩૦–<br>૧૧:૩૦<br>રાત્રે | — | જાહેર મેળો અને રોશની |
| (૮) ૩૦–૪–૩૯<br>રવિવાર | ૭:૩૦<br>સવાર | 'શેવંતી બાગ' બંગલાની પાસે, કેમ્પ રોડ. | સ્ટેડિઅમનો પાયો નાખવાનો વિધિ |

| | | | |
|---|---|---|---|
| | ૯·૩૦ સવાર | લક્ષ્મી વિલાસ રાજમહેલ દરબાર હૉલ | બહુમાન આપવાનો દરબાર |
| | ૬ સાંજે | ન્યાયમંદિર હૉલ | વડોદરા રાજ્ય સ્ત્રીમંડળનું માનપત્ર સ્વીકારવાનો દરબાર |
| | ૮ રાત્રે | નજરબાગ રાજમહેલ | સરદાર મંડળની સાથે ભોજન |
| | ૮–૧૧.૩૦ રાત્રે | કમિટિ બાગ | જાહેર મેળો |
| (૯) ૧–૫–૩૯ સોમવાર | ૮·૩૦ સવાર | પાદરા રોડ, સમીઆનાની પાસે | વડોદરા બ્રૉડકાસ્ટિંગ સ્ટેશનનો પાયો નાખવાનો વિધિ |
| | ૧૦ સવાર | લક્ષ્મી વિલાસ રાજમહેલ, દરબાર હૉલ | અંગત નોકરોની સેવાની કદર કરવાને માટે દરબાર |
| | ૬ સાંજે | નજરબાગ રાજમહેલ | મહાજન મંડળ તરફથી માનપત્ર અને ઉપવન સંમેલન |
| | ૮ રાત્રે | 'રામનિવાસ', રેસ કોર્સ રોડ | શ્રીમંત સરદાર વ્યંકટરાવ નરસિંગરાવ ઘોરપડેને ત્યાં ભોજન |

| | | | |
|---|---|---|---|
| | ૯.૩૦–૧૨.૩૦ રાત્રે | — | નાટકના ખેલો. |
| (૧૦) ૨–૫–૩૯ મંગળવાર | ૭·૩૦ સવાર | કમિટિબાગ | સ્કાઉટ રૅલી. |
| | ૧૦ સવાર | ન્યાયમંદિર હૉલ | અન્યોન્ય સાહાય્યકારી મંડળી લિ. તરફથી માનપત્ર |
| | ૬ સાંજે | નઝરબાગ રાજમહેલ | ધારાસભાના સભ્યો તરફથી માનપત્ર |
| | ૮ રાત્રે | સેકંડ લેન્સસ[1] | પોલો ક્લબ ભોજન |
| (૧૧) ૩–૫–૩૯ બુધવાર | ૯ સવાર | નઝરબાગ રાજમહેલ | ઠાકોર મંડળ તરફથી માનપત્ર અને ઉપવન સમ્મેલન |
| | ૫·૩૦ સાંજે | ખંડેરાવ માર્કેટ | વડોદરા શહેર સુધરાઈ તરફથી માનપત્ર અને ઉપવન સંમેલન |
| (૧૨) ૪–૫–૩૯ ગુરુવાર | ૯ સવાર | નઝરબાગ રાજમહેલ | અંજુમન ઇસ્લામ અને મુસ્લિમ |

| | | | |
|---|---|---|---|
| | | | કૉન્ફરંસ તરફથી માનપત્ર અને ઉપવન સંમેલન |
| | ૫'૪૫ સાંજે | કમિટિ બાગ | વૃક્ષારોપણ વિધિ |
| | ૬'૩૦ સાંજે | એલેમ્બિક કેમીકલ વર્કસ | એલેમ્બિક કેમીકલ વર્કસ કં. લિ. તરફથી માનપત્ર અને ઉપવન સંમેલન |
| | ૮ રાત્રે | ગેસ્ટ હાઉસ | લશ્કરી અમલદારો સાથે ભોજન |
| (૧૩) ૫-૫-૩૯ શુક્રવાર | ૧૨ બપોર | ઘડીયાળી પોળ | શેઠ રતનલાલ હરિભક્તિની હવેલીએ લંચ |
| | ૫'૩૦ સાંજે | શ્રી સયાજી મરાઠા બૉર્ડિંગ | મરાઠા સમાજ તરફથી ઉપવન સંમેલન |
| | ૮ રાત્રે | સયાજી વિહાર કલબ | સયાજી વિહાર કલબમાં ભોજન |



## પ્રકરણ ત્રીજું

## રાજ્યાભિષેક સમારંભ

**ધાર્મિક વિધિના બે પ્રકાર**

રાજ્યાભિષેકના મહોત્સવમાં જે ધાર્મિક વિધિઓ કરવામાં આવે છે તે બે પ્રકારની હોય છેઃ (૧) પ્રાથમિક અને (૨) મુખ્ય. અનુકૂલતાની ખાતર પ્રાથમિક પહેલા ત્રણ દિવસમાં ત્રણ ભાગમાં કરવામાં આવી હતી, અને રાજ્યાભિષેકની મુખ્ય વિધિ ચોથે દિવસે કરવામાં આવી હતી.

### પ્રથમ દિવસ

### રવિવાર તા. ૨૩-૪-૩૯

**સ્નાન**

હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે અને અનાદિ કાળથી ચાલતી આવેલી પરંપરા પ્રમાણે દરેક ધાર્મિક ક્રિયામાં પ્રથમ સ્નાન કરીને શુદ્ધ થવાની જરૂર હોય છે. તદનુસાર શ્રીમંત મહારાજા સાહેબે અને મહારાણી સાહેબે પ્રાતઃકાળમાં વહેલા સ્નાન કર્યું; દરેક માંગલિક પ્રસંગે બેન્ડ અને હિન્દી વાજીંત્રો વગાડવામાં આવે છે, અને તે પ્રમાણે જ્યારે શ્રીમંત સ્નાન કરતા હતા ત્યારે બેન્ડ અને વિવિધ વાજીત્રો વગાડવામાં આવ્યાં હતાં. સ્નાન કર્યા પછી શ્રીમંત મહારાજા સાહેબ અને મહારાણી સાહેબ કોલ્હાપુરનાં હ. હા. શ્રીમંત છત્રપતિ મહારાણી સાહેબને ( શ્રીમંતનાં મોટાં

ભગિની થાય છે તેમને ) વંદન કરવા ગયા અને તેમનો આશીર્વાદ લીધો. પછીથી સવારના આઠ વાગે બીજો વિધિ કરવાને માટે તેઓશ્રી આઠને હૉલમાં ગયા, અને ચાંદીની પાટ ઉપર બિરાજ્યા.

**બીજી વિધિઓ** વિદ્વાન બ્રાહ્મણો અને શ્રીમંત મહારાજા સાહેબ અને મહારાણી સાહેબનાં સગાં સંબંધીઓની હાજરીમાં નીચે જણાવેલી ધાર્મિક વિધિઓ કરવામાં આવી:—

(૧) પુણ્યાહવાચનઃ ગણપતિ અને વરુણનું પૂજન કરવામાં આવ્યું, અને શ્રીમંત મહારાજા સાહેબ અને મહારાણી સાહેબને આશીર્વાદ આપવા, અને આખો રાજ્યાભિષેક મહોત્સવ સુખેથી અને સફળતાથી ઉજવાય એ માટે એ બે દેવોનું આહ્વાન કરવામાં આવ્યું.

(૨) માતૃકાપૂજન. મહાદેવની પરિચર્યામાં રહેનારી દૈવી માતાઓનું પૂજન કરવામાં આવ્યું.

(૩) નાન્દી શ્રાદ્ધ. શુભ કાર્યોમાં પિતૃઓને પણ પ્રસન્ન કરીને તેમનો આશીર્વાદ મેળવવાનો હોય છે. શુભ કાર્યમાં પિતૃઓને ઉદ્દેશીને જે શ્રાદ્ધ કરવામાં આવે છે તેનું નામ ' નાન્દી શ્રાદ્ધ ' છે, કારણ કે પિતૃઓ તેનાથી પ્રસન્ન થાય છે ( नन्दन्ति पितरो यस्मात् तस्मान्नान्दीति कथ्यते । ) તેથી નાન્દીશ્રાદ્ધ કરવામાં આવ્યું હતું.

(૪) આચાર્યવરણ. યજમાને પોતાના આચાર્યની પસંદગી કરવી એમ શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે. તે પ્રમાણે શ્રીમંત

મહારાજા સાહેબે વૈદિક મંત્રોનો ઉચ્ચાર કરીને રાજોપાધ્યાય પાંચેમાંતકરને સોપારી આપી, અને એ રીતે પોતાના વતી ઓજ ધાર્મિક વિધિઓ કરવાની તેમને રજા આપી.

આ બધી વિધિઓ સવારના ૮'૨૦ વાગે પૂરી થઇ ગઇ.

## બીજો દિવસ

### સોમવાર તા. ૨૪-૪-૩૯

રાજોપાધ્યાયે કરેલી વિધિઓ

મારો હૉલની પશ્ચિમે આવેલા આંગણામાં સવારના ૮'૩૫ – ૧૧'૩૫ સુધી રાજોપાધ્યાયે નીચે જણાવેલી ધાર્મિક વિધિઓ કરી હતીઃ—

(૧) વિનાયક શાન્તિ. બધાં વિઘ્નો દૂર કરવાને માટે વિનાયકની શાન્તિ કરવામાં આવી હતી.

(૨) ગ્રહમખ. અશુભ ગ્રહો અને નક્ષત્રોની ખરાબ અસર દૂર કરવાને માટે નવ ગ્રહોને ઉદ્દેશીને યજ્ઞ કરવામાં આવ્યો હતો.

શ્રીમંતનો અભિષેક

આ બે વિધિઓ પૂરી થવા આવી એટલામાં શ્રીમંત મહારાજા સાહેબ અને મહારાણી સાહેબ ૧૧'૩૫ વાગે ત્યાં આવી પહોંચ્યાં અને ભદ્રાસન ઉપર બિરાજ્યાં. વિદ્વાન્ બ્રાહ્મણોએ વૈદિક મંત્રોનો ઉચ્ચાર કરીને જળથી શ્રીમંતનો અભિષેક કર્યો.

આ સમયે સરણાઇ અને હોલર એન્ડ કેઠ સુધી વાગતું હતું. આ વિધિ ૧૧·૫૦ વાગે પૂર્ણ થઇ. બ્રાહ્મણોને દક્ષિણા આપવામાં આવી; અને બપોરે એક વાગે ઇન્દુમતી મહાલમાં બાવન બ્રાહ્મણોને ભોજન કરાવવામાં આવ્યું.

## ત્રીજો દિવસ

### મંગળવાર તા. ૨૫-૪-૩૯

**ઐન્દ્રી શાન્તિ**

પહેલા બે દિવસોમાં જે ધાર્મિક વિધિઓ કરવામાં આવી હતી તે સર્વસાધારણ હતી, કારણ કે બધાય માંગલિક પ્રસંગોએ એ વિધિઓ કરવામાં આવે છે. પણ ત્રીજા દિવસની વિધિ વિશેષત રાજ્યાભિષેક વિધિને લગતી હતી. આ વિધિને ઐન્દ્રી શાન્તિ કહેવામાં આવે છે, કારણ કે એમાં દેવોના રાજા ઇન્દ્રને પ્રસન્ન કરવાના હોય છે. અનાદિ કાળથી ઇન્દ્ર દેવ, વીર અને પરાક્રમી રાજાઓનો આદર્શ ગણાય છે. તેથી ઐન્દ્રી શાન્તિ કરવાની આવશ્યકતા હોય છે. ઇન્દ્રની શાન્તિ કરવાથી ઇન્દ્ર શ્રીમંત મહારાજા સાહેબને આશીર્વાદ આપે છે, અને આ આશીર્વાદને પરિણામે શ્રીમંત મહારાજા સાહેબમાં ઇન્દ્રનું સામર્થ્ય અને ઓજસ્ આવે છે. આ અપૂર્વ શક્તિને લીધે શ્રીમંત મહારાજા સાહેબ સર્વ શત્રુઓનો નાશ કરી શકે છે, રાજ્ય ઉપર કોઇ હુમલો થાય તો તેની સામે રક્ષણનાં પગલાં લઇ શકે છે, અને પોતાના રાજ્યમાં દેશદ્રોહ, અસંતોષ અને બીનવફાદારીનાં તત્ત્વો દૂર કરી શકે છે. આ હેતુથી ઇન્દ્રની શાન્તિ કરવામાં આવી હતી.

ઐન્દ્રી શાન્તિની વિધિ ગાદી હૉલની પશ્ચિમે આવેલા આંગ-

ણામાં સવારના ૭:૧૫-૯:૪૫ એમ અઢી કલાક સુધી ચાલી હતી. આ વિધિ પૂરી થવા આવી એટલામાં

અભિષેક

શ્રીમંત મહારાજા સાહેબ ત્યાં પધાર્યા અને ભદ્રાસન ઉપર બિરાજ્યા. વૈદિક મંત્રોના ઉચ્ચાર કરીને તેઓશ્રીના ઉપર તીર્થોદકથી અભિષેક કરવામાં આવ્યો. આ સમયે વાજીંત્રો વાગી રહ્યાં હતાં. બપોરે ઇન્દુમતી મહાલમાં વીસ બ્રાહ્મણોને ભોજન કરાવવામાં આવ્યું હતું. બ્રાહ્મણોએ શ્રીમંતને આશીર્વાદ આપ્યા, અને આ પ્રમાણે રાજ્યાભિષેક સમારંભની પ્રાથમિક વિધિઓ પૂરી થઇ.

ગ્રામોદ્યોગ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન અને રાજ્યાભિષેક જીમખાનાનો કોનશિલા સમારંભ

રાજ્યાભિષેક મહોત્સવમાં વૈવિધ્યની અને લોકહિતની ખાતર સમારંભો રાખવામાં આવ્યા હતા. તે પ્રમાણે ત્રીજે દિવસે સવારના ૯ વાગે શ્રીમંત મહારાજા સાહેબના શુભ હસ્તે કલાભવન વર્કશોપ આગળ ગ્રામોદ્યોગ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન થયું હતું. સેજ દિવસે સાંજે ૫.૩૦ વાગે પ્રતાપસિંહ જીમખાના મેદાન ઉપર કોલ્હાપુરના હી. હા. શ્રીમંત છત્રપતિ મહારાજા સાહેબના વરદ હસ્તે રાજ્યાભિષેક જીમખાનાની કોનશિલાનો સમારંભ થયો હતો.

× × ×

ગ્રામોદ્યોગનું પ્રદર્શન અને તેનું ઉદ્‌ઘાટન

રાજ્યાભિષેક સમારંભના કાર્યક્રમમાં ધાર્મિક વિધિની જોડે કેટલાક લૌકિક કાર્યક્રમ પણ ગોઠવ્યો હતો. એ પૈકી ધાર્મિક વિધિમાં 'વિઘ્નહર્તા વિનાયક'ની પૂજાથી શરૂઆત થઇ. તેમજ

...ગ પ્રદર્શનનો સમય

ગ્રામોદ્યોગના પ્રદર્શનથી લૌકિક કાર્યક્રમનો આરંભ થયો. છાપેલા કાર્યક્રમમાં શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા રાજ્યાભિષેક જીમખાનાના કોનશિલા સમારંભને લૌકિક કાર્યક્રમમાં પ્રથમ સ્થાન મળ્યું હતું, પણ રાજ્યાભિષેક સમિતિએ સમારંભ સારૂ નિયત કરેલો સમય સમારંભના નિયોજીત અધ્યક્ષ શ્રીમંત છત્રપતિ રાજારામ મહારાજને અનુકૂળ ન હોવાથી, આ કાર્યક્રમ બદલી નાખી, તેને બદલે ગ્રામોદ્યોગ પ્રદર્શનનો કાર્યક્રમ પહેલો ગોઠવ્યો હતો. આ ફેરફારને લીધે શ્રીમંત છત્રપતિની અનુકૂળતા સચવાઈ એટલુંજ નહિ પણ ગ્રામોદ્યોગપ્રદર્શનનું મહત્ત્વ પણ જળવાઈ રહ્યું.

**પ્રદર્શનનું મહત્ત્વ**

આ મહત્વનું અહિંયાં વિસ્તારથી વર્ણન કરવું જરૂરી છે એવું લાગતું નથી. હિંદુસ્તાન એ ખેતીપ્રધાન દેશ છે. વડોદરા સંસ્થાન એ આ દેશમાંજ આવેલું હોવાથી તે આ વાતમાં અપવાદ હોઇ શકે ખરૂં ? તેથીજ પ્રજાજનો પૈકી, સોએ લગભગ સીત્તેર ઉપર, ખેતી કરે છે. વરસાદ એ જ આ ખેતીનું જીવન, અને તે અવલંબી રહ્યો છે કુદરત ઉપર. અનાવૃષ્ટિ. અતિવૃષ્ટિ, હિમપતન વગેરે કુદરતકોપના પ્રકાર છે, અને દુર્દૈવે એ પ્રકારો આપણે વારંવાર જોવા પડે છે. વરસાદની અનિશ્ચિતતા, ખેતી પ્રત્યેનું અજ્ઞાન, ગરીબાઇ, કરજ, બેઠેલા બજારભાવને લઇ વગેરેને આ લોકોનું ખેતી પર નભતુ નથી. પોતાના નિભાવ માટે તેમને બીજા ધંધા કરવા પડે છે. પૂર્વે તો તેમને પોતપોતાના ગામમાં આવા જોઇતા ધંધા મળી રહેતા, પણ આ સમયમાં હિંદુસ્તાનમાં યંત્રોએ માણસોની જગ્યા લઇ લીધી હોવાથી ગૃહઉદ્યોગો નામશેષ થઇ જઇ, આ લોકોના નિભાવનું સાધન જતું રહ્યુ છે. તેથી કરીને, ખેતીની ઋતુ સમાપ્ત થતાંજ આ લોકો પેટ સારૂ શહેર તરફ નજર નાખે છે, અને શહેરમાં જે કાંઇ નોકરી ધંધો મળે તે કરવા તત્પર થાય

પોતપોતાની જગ્યાએ બેસી ગઈ હતી. તેમનો ચિત્ર વિચિત્ર પોશાક અને ઓ વગેરેનો આકર્ષક શૃંગારસાજ જોનારનાં ચિત્ત વેધતો હતો.

ઘડીયાળમાં નવના ટકોરા થતાંજ, ચોપદારનો લલકાર સાંભળવામાં આવ્યો, ને પળ માત્રમાંજ

**શ્રીમંતનું આગમન** શ્રીમહારાજા સાહેબની મોટર શમીયાનાના પ્રવેશદ્વારા આગળ આવી ઉભી. શ્રીમંત સાથે ને. ના. દિવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારી, તેમજ એ. ડી. સી. કેપ્ટન મોરેશ્વર હૈબતરાવ રાણે હતા.

શ્રીમંતની સ્વારી મોટરમાંથી ઉતરતાંજ પ્રદર્શનસમિતિએ તેમનું સ્વાગત કર્યું, તેમજ ત્યાં ઉપસ્થિત

**શ્રીમંતનું સ્વાગત** મંડળી આદર સાથે ઉભી થઈ. ત્યાંથી બધાના મુજરા સ્વીકારતા શ્રીમંતની સ્વારી શમીયાનાના વચલા ભાગમાં મૂકવામાં આવેલ ઉચ્ચ આસન પર બિરાજમાન થઇ. શ્રીમંતે આ પ્રસંગે એક રેશમી વસ્ત્રનું અચકન પહેર્યું હતું. ડોકે લીલમના રંગનો સાફો બાંધ્યો હતો, તેમજ પોતાનાં ભવ્ય ને ઉન્નત કપાળ પર તેમણે લાલ તિલક કર્યું હતું. ગળામાં ગોળ મોટા મોતીનો સુપ્રસિદ્ધ કંઠ ધારણ કર્યો હતો. તેથી કરીને તેમનો દેખાવ ઘણોજ ભભકભરેલો દેખાતો હતો. તેમની શરીરકાંતિ તેમના ગળામાં રહેલી મોતીની માળા સાથે સ્પર્ધા કરતી હોય એવો ભાસ થતો હતો.

ઈશસ્તુતિથી ને સ્વાગતપદ્યથી સમારંભની શરૂઆત થઇ. પદો કન્યાશાળાની મહારાષ્ટ્રીય કન્યાઓએ સુરીલા અવાજમાં તાં પ્રેક્ષકોનાં ડોકાં આનંદથી ડોલ્યાં હોય તો નવાઇ નહિ.

ત્યાર પછી ગૃહોદ્યોગ પ્રદર્શન સમીતિના પ્રમુખ મિ એલને શ્રીમંત મહારાજા સાહેબને પ્રદર્શન ખુલ્લું મૂકવાને માટે વિનંતી કરી. વિનંતી કરતાં મિ. એલને કહ્યું કે—

**શ્રીમંતને પ્રદર્શન ખુલ્લુ મૂકવાની મિ. એલનની વિનંતી**

" શ્રીમંત મહારાજા સાહેબ !

આ નાના પ્રદર્શનમાં જે કાંઇ અલ્પ છે તેની વ્યવસ્થા કરનારી સમિતિના પ્રમુખ તરીકે બોલતાં અહીં અમારી પાસે જે વસ્તુએ છે તેની વ્યવસ્થા કરનારા થોડા માણુસો તરફથી બોલું છું એમ નથી, પરંતુ આપ શ્રીમંતની હજારોની સંખ્યામાં ગણાતી અને રાજ્યમાં જુદે જુદે સ્થળે રહેલી ગરીબ પ્રજા તરફથી પણ બોલું છું. આજે જે ઉદ્યોગોનું અહીં પ્રદર્શન કરવામાં આવેલું છે અને સરકારના પ્રયત્નોથી જેને પ્રોત્સાહન આપવામાં આવેલું છે એવા ગ્રામ અને અન્ય ગૌણુ ઉદ્યોગોના પુનરુદ્ધાર, સુધારા અને વધારે સારી વ્યવસ્થાને લીધે આપ શ્રીમંતની ગરીબ પ્રજાનું કલ્યાણ સાધી શકાય છે.

ગ્રામોદ્યોગની ક્રિયાએ અને પરિણામ દર્શાવનારા આ પ્રદર્શનને ખુલ્લું મૂકવાની ક્રિયા કરવાનુ આપ શ્રીમંતે સ્વીકારીને અમને કૃપા કરીને બહુ માન આપ્યું છે તેને માટે અમે ઘણા ઋણી છીએ.

આ અઠવાડીયાના મહત્ત્વના પ્રસંગની સાથે જોડાએલા અનેક જાહેર કાર્યક્રમમાં ભાગ લેવાનો હોવા છતાં પણ આપ શ્રીમંતે આ કાર્ય કરવાનો સમય અને શક્તિ મેળવીને આપ

શ્રીમંતના ભરચક કાર્યક્રમમાં એક વધારે કાર્યક્રમ ઉમેર્યો છે એ અમારો વિશિષ્ટ અધિકાર છે એમ અમે માનીએ છીએ.

શ્રીમંતના રાજ્યાભિષેક નિમિત્તના આનંદના આ સપ્તાહમાં જે અનેક જાહેર કાર્યક્રમો છે તેમાં અમારો કાર્યક્રમ પ્રથમ આવે છે તેથી ખાસ કરીને અમને સંતોષ થાય છે; અને જો કે અહીં જે કરવામાં અથવા દર્શાવવામાં આવે છે તેનો ઘણો ખરો ભાગ આપ શ્રીમંતની ગરીબ પ્રજાના ધંધાઓ અને તેમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓજ છે, છતાં પણ તે પ્રજાનું કલ્યાણ આપ શ્રીમંતની સરકાર સમક્ષ હંમેશાં રહેશે એ દર્શાવનારૂં આ શુભ ચિહ્ન છે એમ અમે માનીએ છીએ.

ગૃહોદ્યોગનો વિકાસ એ ઉદ્યોગ ખાતાનાં મુખ્ય કાર્યોમાંનું એક કાર્ય છે. ઉદ્યોગ ખાતાની પ્રવૃત્તિઓ અનેક પ્રકારની છે. તેમાં વધારે મુખ્ય પ્રવૃત્તિઓ નીચે પ્રમાણે છેઃ—

૧ સુધરેલી પદ્ધતિઓનું પ્રદર્શન અને તેમાં તાલીમ આપવાનું.
૨ નાણાંની મદદ.
૩ પ્રદર્શનો.
૪ માલ વેચવો, લેવો વગેરે, અને
૫ આવી પ્રવૃત્તિઓમાં વ્યાપૃત થએલાં નાનાં મંડળોને મદદ કરવી.

ગૃહોદ્યોગોમાં જો સૌથી પ્રથમ ધ્યાન આપવામાં આવ્યું હોય તો તે વણવાના ઉદ્યોગને આપવામાં આવ્યું છે. ચરખામાં ચઢાવવું પીંજવું, કાંતવું અને વણવું—આ બધાંને માટે સારી યોજના કરવી અને સ્થાયી માણસો દ્વારા આ બધી વસ્તુઓ દેખાડવી અને તે વિષે શિક્ષણ આપવું એ ધોરણેજ ઘણાં વર્ષોથી મુખ્યત્વે કામ કરવામાં આવે છે.

કાપડ છાપવાનું અને બ્લૉક બનાવવાનું કામ ઇ. સ. ૧૯૨૯માં શરૂ કરવામાં આવ્યું હતું. બ્લૉક બનાવવાને માટે હાલમાં રાજ્યે બે નિષ્ણાત માણસોને રોકયા છે; આ વિષયના વર્ગો વડોદરા અને બેટમાં ચલાવવામાં આવે છે; અને ગરીબ છોકરાઓને માટે, બીજા ઉદ્યોગોમાં છે તે પ્રમાણે, આ ઉદ્યોગમાં પણ શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે.

એ જ વર્ષમાં રોગાન અને લાકડાનું કામ શીખવવાને માટે કલાભવનમાં એક વર્ગ કાઢવામાં આવ્યો. વિદ્યાર્થીઓની પૂરતી સંખ્યા ન થવાથી આ વર્ગ ૧૯૩૨માં બંધ કરવામાં આવ્યો; પણ ૧૯૩૭માં એક ખરાદી શિક્ષક અને નકશા કરનારની દેખરેખ નીચે ફરીથી તે વર્ગ શરૂ કરવામાં આવ્યો.

ચામડાને કેળવવાનું કામ ૧૯૩૧માં શરૂ કરવામાં આવ્યું, અને ચમારોને પદ્ધતિઓ શીખવવાને માટે અને વધારે સારાં સાધનોનો ઉપયોગ દર્શાવવાને માટે એક નિષ્ણાત પુરુષની નીમણૂક કરવામાં આવી. આજે તે નિષ્ણુત ચામડા કેળવવાના બે વર્ગોના ઉપર દેખરેખ રાખે છે, અને એક વર્ગ પોતે જ ચલાવે છે. બીજા ધંધાઓમાં છે તે પ્રમાણે આ ધંધામાં પણ સરકાર નાની નાની રકમો વગર વ્યાજે ઉછીની આપે છે, જેમાં રકમ પાછી આપવાની સરતો પણ સવલતભરેલી છે.

કારીગર અને ગૃહોદ્યોગ કરનારના અભ્યાસક્રમમાં જે છેલ્લામાં છેલ્લો વધારો કરવામાં આવ્યો છે તે ધાતુઓના કામ વિષેનો છે, અને આ વધારો ૧૯૩૮ના ઑગસ્ટમાં કરવામાં આવ્યો હતો. આ વર્ષમાં ચૌદ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવ્યા હતા. આજે આ વિદ્યાર્થીઓને ભરતકામ, બીબાં પાડવાનું કામ અને

પૉલિશના કામનું શિક્ષણ આપવામાં આવે છે. કલમો મૂકવાનું ચોકઠું, કાગળો ઉપર મૂકવાનું વજન, ધાતુનાં ચિહ્નો ઇત્યાદિ વસ્તુઓ પણ અત્યારે બનાવવામાં આવે છે.

સ્થાનિક કળાઓ અને હુન્નરોને ઉત્તેજન આપવાને માટે ઉદ્યોગ ખાતું પ્રદર્શનોની વ્યવસ્થા કરે છે, અને હિન્દુસ્તાનના બીજા ભાગોમાં ભરાતાં પ્રદર્શનોમાં ભાગ લે છે. આ પ્રદર્શનોમાં ઉપર જણાવેલી પદ્ધતિએ તે પદાર્થપાઠ આપે છે, અને પ્રદર્શનને માટે પોતાના કેળવાએલા કારીગરોએ કરેલા નમુનાઓ સરકાર ખર્ચે મોકલી આપે છે.

આજે અમે જે મકાન વાપરીએ છીએ તે હીરકમહોત્સવ નિધિમાંથી મળેલા રૂા. ૪૦,૦૦૦ની મદદથી બાંધવામાં આવેલું છે. સામાન્ય ઉદ્યોગના કરતાં ગૃહોદ્યોગનું શિક્ષણ આપતા વર્ગોને બેસાડવાને માટે આ મકાન બાંધવામાં આવેલું હતું, અને આ રીતે કલાભવનનો ભાર ઓછો કરવામા આવ્યો હતો. ગ્રામોદ્યોગને શરૂ કરવા અને તેમનો વિકાસ કરવા માટે યોજાએલા ઉપાયોમાં આ યોજના એક મહત્ત્વની પ્રગતિ સાધે છે.

ગૃહોદ્યોગોના વિકાસ માટે બે મહત્ત્વની જરૂરીઆતો આ છેઃ એક તો આવા કામોના ઉત્પાદન માટે બજારની વધારે સવલતો, અને બીજી સોઘી યંત્રશક્તિ.

પહેલી જરૂરીઆત વિના કારીગરને પોતાનાં વિશિષ્ટ કામો ગ્રાહકોના ધ્યાન ઉપર લાવવાનું મુશ્કેલ બને છે, અને ગ્રાહકોને પોતાને જોઇતી વસ્તુઓને માટે કયાં જવું તેની સમજણ પડતી નથી. આ બાબતમાં સવડ કરવાને માટે નજદીકના ભવિષ્યમાં આ મકાનમાં એક વેચાણખાતું સ્થાપવામાં

આવશે; અને તેમાં ગામડાઓના કારીગરોએ બનાવેલો માલ વેચવામાં આવશે, અને જોવા માટે મૂકેલા નમૂનાઓને આધારે કરવામાં આવતી માગણીઓનો અમલ કરવામાં આવશે.

આવાં પ્રયોજનોને માટે અપેક્ષિત સોંઘી યંત્રશક્તિ વિદ્યુત્શક્તિના વિકાસનું સૂચન કરે છે. હમણાં આવી સંભવિત યોજનાઓનો ઉત્સાહથી વિચાર કરવામાં આવે છે; અને રાજ્યના કેટલાક ભાગોમાં વિશાળ વિકાસો થશે.

આજનું પ્રદર્શન આ પ્રવૃત્તિઓને દર્શાવવાનો, અને શું શીખવવામાં આવે છે અને જેઓ શીખેલા છે તે આખા રાજ્યમાં શું કરે છે એ બતાવવાનો એક પ્રયત્ન છે. આપણે જેમ જેમ ઘડીઆળની માફક આ મકાનની આજુબાજુ ફરીશું—આ મકાન કે જેમાં સામાન્ય સંયોગોમાં આમાંના કેટલાક હુન્નરો શીખવવામાં આવે છે અને જેમાં કાળક્રમે બીજા હુન્નરોને પણ શીખવવામાં આવશે—તેમ તેમ તે બધા હુન્નરોની કામગીરી જોઇશું અને આમાં ઘણા ખરા કામ કરનારાઓ ગામડાના જ કારીગરો હશે. આના પછી બીજી સરકારી સંસ્થાઓમાં જે શીખવવામાં આવે છે તેનું પ્રદર્શન કરાવવામાં આવશે, અને એ રીતે કોસંબા ગ્રામોદ્ધાર કેન્દ્ર ક્યાંનું કામ ગૌણ છે ત્યાંથી માંડીને તે ખેતી સુધીના ગ્રામોદ્યોગનું સંપૂર્ણ પ્રદર્શન થશે. આમાં જે કામ કરનાર હશે તે એક સામાન્ય ગામડાનો ખેડુત હશે અને તેને ફાજલ પડતો સમય ઉપયોગી અને લાભદાયક રીતે કેવી રીતે ગાળવો એ શીખવવામાં આવશે. બધાં કેન્દ્રભૂત ગામોમાં ઘણાંખરાં ગરીબ કુટુંબો એક અથવા બીજી પ્રવૃત્તિમાં ભાગ લેતાં જોવામાં આવે છે, અને આ પ્રમાણે ખેતીમાંથી ઉત્પન્ન થતી પોતાની આવકમાં સારો વધારો કરે છે.

આની પછી ખેતીવાડી ખાતાના બાગબગીચાવિભાગ તરફથી ખાસ યોજાએલા પ્રદર્શન તરફ જઈશું. આ પ્રદર્શનમાં જુદી જુદી જાતનાં ફળોને ઘરમાં કેવી રીતે સાચવી રાખવાં એ બાબત બતાડવામાં આવેલી છે. આ એક નવો ગ્રામોદ્યોગ છે, પરંતુ તેનો ઘણો વિકાસ થઈ શકે એમ છે અને જનસમાજને ઘણો ઉપયોગી બની શકે એમ છે.

અંતમાં, આ મકાનમાં ચારે બાજુ ફર્યા પછી બહાર જવાના દરવાજે આપણે જ્યારે જઈશું ત્યારે જમણી બાજુના ખૂણામાં મીસીસ અને મીસ ક્ષુનરનાં ચિત્રોનું એક વિશિષ્ટ પ્રદર્શન જોઈશું. આ ચિત્રોમાં ગામડાંનાં દૃશ્યો અને લોકો જો કે જોવામાં આવે છે, છતાં પણ આ ચિત્રોને આપણે ગૃહોદ્યોગ તરીકે સ્વીકારી શકીએ એમ નથી. મધ્યભાગમાં મુખ્યત્વે ગૃહોદ્યોગના કેટલાક સુંદર નમુનાઓ રાખવામાં આવેલા છે, અને એમાં સ્ત્રીઓએ કરેલાં કામોનું મનોહર પ્રદર્શન છે.

આ બધા ઉદ્યોગો, મહારાજા સાહેબ ! આપ શ્રીમંતનાં પ્રાતઃસ્મરણીય અને પરમપૂજ્ય પિતામહ–અમારા કૈલાસવાસી મહારાજા સાહેબ–ના ઉત્સાહ અને પ્રયત્નોથી અસ્તિત્વમાં આવી વિકાસ પામ્યા છે. કૈ. મહારાજા સાહેબનું રાજ્ય યશસ્વી હતું, અને તેમણે જે કર્યું છે તેને લીધે જ આજે રાજ્ય આ સ્થિતિમાં છે. આપ શ્રીમંતને આ પ્રદર્શન ખુલ્લું મૂકવાની વિનંતી કરું તે પહેલા, અહીંઆ ચાલતા કામમાં જેમનું હિત સમાએલું છે એવાઓના નામથી હું અમારા હૃદયની અભિલાષા જ વ્યક્ત કરીશ કે આપ શ્રીમંત ઘણાં વર્ષો સુધી રાજ્ય કરો અને આપ શ્રીમંતનું રાજ્ય આપના પિતામહના જેવું વિખ્યાત અને યશસ્વી બનો. આ

પ્રદર્શન ખુલ્લું મૂકવાની આપ શ્રીમંતને હું નમ્રતાપૂર્વક વિનંતી કરું છું."

આ વિનંતીને માન આપીને શ્રીમંત મહારાજા સાહેબ ઉદ્ઘાટન વિધિ માટે ઉભા થયા, અને આ સમારંભમાં પોતાને નિમંત્રણ આપવા માટે પ્રદર્શન સમિતિનો આભાર માનતાં બોલ્યાઃ—

**પ્રદર્શન ખુલ્લું મૂકતી વખતે શ્રીમંતનું ભાષણ.**

સન્નારીઓ અને સદ્ગૃહસ્થો,

મ્હારા રાજ્યાભિષેકની ઉજવણીના એક વિભાગ તરીકે યોજાએલું ગૃહોદ્યોગ પ્રદર્શન ખુલ્લું મૂકતાં મને ઘણો આનંદ થાય છે.

આપ સહુ જાણો છો કે ગૃહોદ્યોગમંદિર એ મ્હારા પરમ પૂજ્ય પિતામહના હીરક મહોત્સવ સાથે જોડાએલું છે, અને મંદિર તેઓશ્રીની પ્રજાને અપાયેલી એક બક્ષીસ છે. રાજ્યમાં ગૃહઉદ્યોગો દાખલ થાય અને તેમનો વિકાસ થાય એ મહત્ત્વની બાબત ઉપર સદ્ગત શ્રીમંત મહારાજા સાહેબ બહુજ ભાર મૂકતા હતા. સાળવણાટ અને બીજા ઉદ્યોગોની સુધારણા અર્થે તેઓશ્રીના માર્ગદર્શન નીચે ઘણા વર્ષોથી વ્યવસ્થિત પ્રયત્નો થયે જતા હતા. સને ૧૯૩૧માં આ સર્વ પ્રયત્નોને એકત્રિત યોજનાબદ્ધ કરી વધારે વેગવાન બનાવવાનો સમય આવી પહોંચ્યો હતો એમ શ્રીમંતને લાગ્યું અને એ ઉદ્દેશથીજ ગૃહઉદ્યોગમંદિરની શરૂઆત તેઓશ્રીએ કરી.

આ સંસ્થામાં બે પ્રકારનાં ઉદ્યોગોનું શિક્ષણ અપાય છેઃ—

(૧) મધ્યમવર્ગના અથવા કારીગર વર્ગના થોડી મુડીવાળા

માણસો આખો સમય ચાલે એવા રોજગાર તરીકે લઈ શકે એવા ઉદ્યોગો, અને (૨) ખેડૂતો ગૌણ ઉદ્યોગ તરીકે સ્વીકારી શકે એવા ઉદ્યોગો.

ગૃહોદ્યોગમંદિર અને કલાભવન પરસ્પર પૂરા સહકારથી આ કાર્ય કરશે. અને ઉદ્દેશ ફળીભૂત થાય એ રીતના એકત્રિત કાર્યક્રમને અનુસરશે, અહીં થતાં કાર્યને ચાર વિભાગમાં વહેંચી શકાય એમ છે:— (૧) શોધખોળ અને પ્રયોગ (૨) શિક્ષણ અને દશ્ય કેળવણી (Demonstration) (૩) આર્થિક ગોઠવણ અને (૪) વેચાણ વ્યવસ્થા.

ઉદ્યોગો હરીફાઈમાં ઉભા રહી શકે એ જોવું અત્યંત મહત્ત્વનું છે. તેમ થાય એ અર્થે કાર્યપદ્ધતિને સરળ બનાવવાની કુંચીઓ શોધવાનું કાર્ય તેમજ રાજ્યમાં દાખલ થઈ ઉપયોગી બને એવા ન્હાના ઉદ્યોગોનું કાર્ય આ ગૃહોદ્યોગમંદિર તેમજ કલાભવન વારંવાર હાથ ઉપર રાખ્યા કરે છે. જો ગૌણ ઉદ્યોગોને નફાકાર બનાવવા હોય તો માંત્રિક ક્રિયા માટે સૌથી યન્ત્રશક્તિનો ઉપયોગ કરવોજ પડશે, જેથી વધારે પ્રમાણમાં માલ ઉત્પન્ન થઈ શકે. નાના ઉદ્યોગો અગર જુના ઉદ્યોગોમાં સુધરેલી ક્રિયાઓ પ્રયોગદ્વારા શક્ય અને નફાકારક બને એમ લાગે છે ત્યારે આ સંસ્થાઓમાં તે ઉદ્યોગો અને સુધરેલી ક્રિયાઓ વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે, એટલુંજ નહિ પણ ગામડાના લોકોને પણ પ્રત્યક્ષ પ્રયોગદર્શનો દ્વારા તે બતાવવામાં આવે છે. આર્થિક ગોઠવણ માટે જે તે ઉદ્યોગમાં રોકાયલા ધંધાદારીઓને સહાય કરી શકાય એવી યોજના રાજ્ય તરફથી પ્રસિદ્ધ થઈ ચુકી છે. તેમાં સોંઘા વ્યાજથી નાણાં ધીરાણ કરવાની તેમજ સહાય તરીકે

રકમ આપવાની વ્યવસ્થા રાખવામાં આવી છે. અન્તે ન્હાના ઉદ્યોગોના વિકાસને વેગ આપવો હોય તો તૈયાર થતા માલના બજારનો અભ્યાસ કરવો પણ બહુ જરૂરી છે. ગૃહોદ્યોગ મંદિરમાં એક વેચાણ વિભાગ પણ રાખવામાં આવ્યો છે. રાજ્યના ગૌણ કે ગૃહોદ્યોગદ્વારા બનતી વસ્તુઓ ખરીદ કરનારાઓ જોઇ શકે એવી ઢબે એક ઓરડામાં રાખવામાં આવી છે. કાચા માલને ખરીદવામાં હળવા વ્યાજથી ધીરાણ કરવામાં અને તૈયાર થયેલા મ લતું વેચાણ કરવામાં સહકાર્ય પ્રવૃત્તિ પણ આ ગૌણ ઉદ્યોગોને સહાય આપી શકે છે.

મારી ખાત્રી છે કે ગૃહોદ્યોગોનો વિકાસ સાધવાના રાજ્યના પ્રયત્નો આ કાળજીપૂર્વક યોજાયલા કાર્યક્રમદ્વારા ફળીભૂત થશે અને તેમની પ્રગતિ વેગવાન થઇ શકશે.

હવે આ પ્રદર્શનને ખુલ્લું મૂકાયલું હું જાહેર કરૂં છું. ”

ભાષણ વાંચીને શ્રીમંત મહારાજા સાહેબે પોતાની જમણી બાજુએ ટેબલ પરનું ઇલેક્ટ્રિક બટન દાબ્યું

**શ્રીમંતે પ્રદર્શન ખુલ્લું મૂક્યું**

તેની સાથેજ ગૃહોદ્યોગ મંદિરના દરવાજા પર લગાવેલો રેશમી પડદો વીંટળાઇ જઇને તેમાંની વસ્તુ પ્રેક્ષકો આનંદ પૂર્વક જોવા લાગ્યા.

આ રીતે પ્રદર્શનનો ઉદ્ઘાટનવિધિ સમાપ્ત થતાં મિ. કુ એલનને શ્રીમન્ત મહારાજા સાહેબને પુષ્પહાર ચઢાવ્યો, અને અત્તર ગુલાબ ને પાન-

**શ્રીમંતનો સત્કાર**

સોપારી આપી પ્રદર્શન સમિતિના બીજા

સભાસદોએ હાજર રહેલી મંડળીને પાનસોપારીને અત્તર ગુલાબ આપ્યા બાદ સર્વ મંડળી પ્રદર્શન જોવા માટે ગઇ.

**શ્રીમંતે પ્રદર્શન જોઇને વ્યક્ત કરેલો સંતોષ**

પ્રદર્શનમાંની સર્વ વસ્તુઓ મહારાજા સાહેબે ચાલીને ખુબ બારીકાઇથી જોઇ. પ્રદર્શનની વસ્તુની સાથેજ તે કેવી રીતે તૈયાર કરવામાં આવી છે તે માહિતી આપવાની સવડ કરવામાં આવી હતી, તે જોઇને તેમને આનંદ થયો. અને પ્રદર્શન પાછળ થયેલો ખર્ચ તેમજ શ્રમ સાર્થક થયો છે તેની ખાત્રી થઇ. પ્રદર્શનની ગોઠવણી એટલી ચિત્તવેધક હતી અને જુદાજુદા હસ્તવ્યવસાયનો પાઠ આપનારી મંડળી પોતાના કામમાં એટલી તરબોળ ને લીન થઈ ગઇ હતી, કે અભણ કિંવા નિરક્ષર મનુષ્ય પણ તે સમજી શકે; તેમજ જે તે ધંધાની માહિતી પણ ઘણીજ સરળતાથી મેળવી શકે. આ માટે પ્રદર્શન જોઇને તેના ચાલકોને મહારાજા સાહેબે અભિનંદન આપ્યાંજ હશે એમા નવાઇ જેવું નથી.

**પ્રદર્શનમાંની વસ્તુઓ**

પ્રદર્શનમાં ગોઠવેલી પ્રત્યેક વસ્તુ પ્રેક્ષણીય હોય તોય અહિંયાં તે દરેકનું વર્ણન આપી શકાય નહિ. તેનું વર્ણન લખવું એટલે તેને માટે એક સ્વતંત્ર ગ્રંથ લખવો જોઇયે એટલે વર્ણન કરવાનો મોહ જતો કરવો પડે છે. જે વાત વર્ણનની છે, તેજ વાત યાદીની છે. આ યાદીજ દસબાર પાનાં રોકે એવો સંભવ હોવાથી તેમજ તે આપવાથી ખાસ ફાયદો પણ ન હોવાથી તે અહિંયાં સવિસ્તર આપવાની જરૂર લાગતી નથી. પ્રદર્શનમાં નીચે જણાવેલી મુખ્ય વસ્તુઓ હતીઃ—

(૧) કાપડ બનાવવાની બધી ક્રિયાઓ; હાથથી કાંતવું, પીંજવું, વણવું વગેરે
(૨) ખેડૂતને જોઈતાં હથીઆરો અને બીજી વસ્તુઓની બનાવટ
(૩) સાડીઓની કોર ઉપર જુદી જુદી આકૃતિઓ વણવાની ક્રિયા
(૪) દોરી બનાવવાની ક્રિયા
(૫) પાટણનાં પ્રસિદ્ધ પટોળાં બનાવવાની ક્રિયા
(૬) સોના અને ચાંદીનાં તારોનું ભરત
(૭) બ્લૉક બનાવવા
(૮) કેલિકો પ્રિન્ટિંગ અને રંગવાનું કામ
(૯) રોગાનનું કામ
(૧૦) ધાતુકામ
(૧૧) લાકડાનાં અને કાગળનાં રમકડાં
(૧૨) હાથે બનાવેલા કાગળોની બનાવટ
(૧૩) લાકડું, કાગળ અને કપડું એ ત્રણમાંથી ફુલો બનાવવાની ક્રિયા
(૧૪) જુદીજુદી જાતનાં બ્રશો બનાવવાની ક્રિયા
(૧૫) હાથીદાંતનું કામ
(૧૬) બનાવટી હાથીદાંતની બંગડીઓ બનાવવાની ક્રિયા
(૧૭) ધાતુનું ભરતકામ વગેરે; પિત્તળનાં સ્ટૂલો બનાવવાની ક્રિયા
(૧૮) માટીનાં વાસણો
(૧૯) મોજાઓ ગૂંથવાનુ
(૨૦) ચામડાની નકસી પાડવાનું કામ
(૨૧) છોતવાનુ કામ
(૨૨) કોસંબાના ગ્રામ પુનરુદ્ધાર કેન્દ્રની પ્રવૃત્તિઓ
(૨૩) ફળોને તાજાં રાખવાની ક્રિયા, ખેતીવાડી ખાતા તરફથી
(૨૪) ચાંદીનું મીનાકારીનું કામ
(૨૫) કેબિનેટ બનાવવાનું કામ

આ ઉપરાંત નીચેની ચીજો ધ્યાન ખેંચે એવી હતી:—

**અન્ય સ્થળોએથી આવેલા નમૂનાઓ**

કાપડના અસંખ્ય નમૂનાઓ; કાશ્મીરી રેશમ; છાપેલો સામાન; લાકડાના કોતરકામવાળા પદાર્થો; સુતર, રેશમ અને સોનાના તારનું ભરત; જયપુરની વિશિષ્ટ ચીજો; કાઠીઆવાડ અને કચ્છનું ભરતકામ; આગ્રાના દયાલબાગ મોડેલ ઇન્ડસ્ટ્રીઝ તરફથી આવેલી ચીજો, દા. ત. ચિત્રો, કાચની બનાવટો, ચામડાનો સામાન, હોઝીઅરી વગેરે; રામબાગ ( ધારી )નાં ફળો અને બીજો; વડોદરાના મગનલાલ પી. સીડસમેનનાં બીજો; સિમેન્ટની બનાવટ; અને બીજો અનેક જાતનો પરચુરણ સામાન.

**સ્ત્રીઓએ બનાવેલા નમૂનાઓ**

પ્રદર્શનના હૉલના મધ્ય ભાગમાં રાજ્યના જુદા જુદા ભાગોમાંથી સ્ત્રીઓએ બનાવેલી ચીજો ગોઠવવામાં આવેલી હતી નીચેની સંસ્થાઓએ મોકલેલા નમુનાઓ બહુ વખણાયા હતા:—

(૧) શ્રી જમનાબાઇ હિન્દુ ઓીદ્યગર ઉદ્યોગશાળા, અમરેલી,

(૨) સ્ત્રીઓને માટેની સર રતન ટાટા ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલ, મુંબઇ,

(૩) શ્રી મહારાણી ચીમનાબાઇ મહિલા વિદ્યાલય, નવસારી,

(૪) બાઇ મ નબાઇ, મુંબઇ,

(૫) શ્રી દીવાળીબાઇ જૈન શ્રાવિકા ઉદ્યોગશાળા, પાટણ

આ નમુનાઓ જોઇને સ્ત્રીઓને સ્વાભાવિક રીતે મન થતું કે નવરાશના વખતમાં આ ધંધાઓ હાથમાં લીધા હોય તો ઘણું સારું. આ પ્રકારે પ્રદર્શનમાંથી બોધપાઠ મળતો હતો.

**પ્રદર્શનની મુદત દસ દિવસ**

આ પ્રદર્શન દસ દિવસ બધા માટે ખુલ્લુ હતું, ને તે જોવા માટે આ મુદતમાં લોકોનાં ટોળાનાં ટોળાં તૂટી પડયાં હતાં. રાજ્યાભિષેક માટે આવેલા દૂરદૂરનાં ગરીબ–શ્રીમંત મહેમાનો, શેઠ શાહુકારો, પટેલ–મતાદાર ને વડોદરાની આજુબાજુના લોકોએ પણ આ પ્રદર્શન બહુ વાર જોયુ. 'આ આપણે ઘેર કરવા જેવું છે,' 'હત્તારીના, આમાં તો આટલીજ મહેનત લાગે છેના ? તે આપણે જરૂર કરી શકાયે;' શું બોલો છો, સરકાર અમારી માગણી પૂરી પાડશે" વગેરે ઉદ્ગારો તે મદીંમાંથી કેટલીય વખત કર્ણપટ પર અથડાતા હતા. આ સવલતનો લાભ કેટલા જણ લે છે, તે હવે જલદીથી ખબર પડશે.

× × ×

**પદક અને ઇનામ**

પ્રદર્શન પૂરું થયા પછી ઉત્તેજન અને કદર તરીકે નીચે પ્રમાણે પદકો વગેરે આપવામાં આવ્યાં હતાં:—

| | |
|---|---|
| (૧) સોનાના ચાંદ | ૩૧ |
| (૨) ચાંદીના ચાંદ | ૩૨ |
| (૩) પ્રમાણપત્ર | ૪૮ |
| (૪) રોકડ ઇનામ ( ૨૯ રૂપીઆનું ) | ૧૩ |

## રાજ્યાભિષેક જીમખાનાનો કોનશિલા સમારંભ

**રાજ્યાભિષેક જીમખાનાના કોનશિલાનો સમારંભ**

આજ દિવસે સાંજે શ્રી પ્રતાપસિંહ મહારાજ રાજ્યાભિષેક જીમખાનાની ઇમારતની કોનશિલા બેસાડવાનો સમારંભ શ્રીમંત છત્રપતિ રાજારામ મહારાજને શુભહસ્તે મોટા ઠાઠમાઠથી નિર્વિઘ્ને સંપૂર્ણરીતે પાર પડયો.

નામ ભલે નવું હોય, છતાંય આ સંસ્થા તો જુનીજ છે.

**જીમખાનાનો ઇતિહાસ**

શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજા જ્યારે યુવરાજપદ પર હતા, ત્યારે તેમની પ્રેરણાથી લશ્કરી અમલદારોએ એક પોલો કલબ કાઢી; તેનો વિકાસ થતાં થતાં મહારાજાની કારકીર્દીમાંજ તેને જીમખાનાનું રૂપ પ્રાપ્ત થયું.

શરૂઆતમાં આ કલબને પોતાની માલિકીની જગ્યા નહોતી. વડોદરાના ઘોડદોડના વિશાળ મેદાનમાં આ કલબના સભાસદો અઠવાડિયામાં બે વખત ભેગા થતા ને પોલોની તાલીમ લેતા. શ્રીમંત પ્રતાપસિંહરાવને આ ખેલોમાં ઘણો ઉત્સાહ છે, અને તેની તરફ ઘણો પ્રેમ છે, માયા છે ને સહાનુભૂતિ છે. એ બધું તેમને ગમે છે. આ વારસો તેમને તેમના વડિલો પાસેથી મળેલો છે. શ્રીમંત યુવરાજ ફત્તેસિંહ મહારાજનાં વડિલ, આ રમતોમાં નિપુણ હતા. અને સારાય હિંદુસ્તાનમાં એક અપ્રતિમ ખેલાડી તરીકે તેમણે નામના પ્રાપ્ત કરી હતી. તેજ વારસો મહારાજા સાહેબે પોતે લઇ લીધો પોતે રમતોમા પ્રવીણ થયા, ને પુના દીલ્હી વગેરે ઠેકાણે થયેલી હરીફાઇમાં વડોદરા પોલોસંઘને યશ પ્રાપ્ત કરાવ્યો. આટલાથીજ મહારાજાને સંતોષ થઇ જાય તેમ નથી. વડોદરાનો સંઘ અજય ને અજોડ બને એવી તેમની અભિલાષા હતી. તે અભિલાષા પૂર્ણ કરવા માટે આ સંસ્થાને વધુ પ્રગતિની જરૂર હતી. મેદાનો અને સમવડોના અભાવ એ આ પ્રગતિમાં કંટક સમાન ને અડચણકર્તા હતા. ઘોડદોડનુ મેદાન ગામથી ઘણું દૂર હોવાથી લશ્કરી અમલદારો સિવાય બીજા સામાન્ય પ્રજાજન આ સંસ્થાનો લાભ લઇ શકતા નહિ. મેદાન જો ગામ નજીક હોય તો ઘણા લોકો સભાસદ બને, અને તેમ

થવાથી સંસ્થાની આર્થિક સ્થિતિ સુધરે, સદર થાય એમ લાગવાથી મહારાજાએ ઇન્દુમતી મહેલના અગ્નિખુણામાં આવેલી વિશાળ જગ્યા આ હેતુ માટે સંપાદન કરી. આ જગ્યા ઘણા દિવસ સુધી પડી રહી હોવાથી તેમજ કોઇએ તેની કાળજી, પણ ન કરી હોવાથી તેમાં અનેક ખાડા, ટેકરા અને ઝાડીઓ હતી. પ્રથમ તો મહારાજાએ તે ખાડા, ટેકરા, ઝાડીઓ, ધૂળ વગેરે સાફ કરાવીને રમવા લાયક સપાટ મેદાન બનાવડાવ્યું. ત્યાર બાદ આધુનિક પદ્ધતિથી ત્યાં ચાર ટેનિસ કોર્ટ તૈયાર કરાવ્યા. આથી અશ્વારોહણ ન જાણનારાઓને પણ સગવડ મળી. આ સંસ્થાનો કારભાર શરૂ કરતા પૂર્વે તેને માટે એક આધુનિક સુખ સગવડ વાળી ઇમારતની જરૂર હતી. તે સારૂ મહારાજા સાહેબે એક યોજના તૈયાર કરવા રાજ્ય શિલ્પાધિકારીને સૂચના કરી. આ યોજના તૈયાર થાય એ પૂર્વેજ રાજ્યાભિષેકનો સમારંભ અકલ્પિત રીતે આવ્યો. આ સુવર્ણ સંધિનો લાભ લઈ આ નવીન ઇમારતની કોનશિલા બેસાડવાનું મહારાજાએ નક્કી કર્યું, અને તેમની ઇચ્છાનુસાર આ વિધિ રાજ્યાભિષેક સમારંભના કાર્યક્રમમાં દાખલ કરવામાં આવ્યો.

**કોલ્હાપુરના શ્રીમંત છત્રપતિ મહારાજાને સમારંભ માટે વિનંતી**

આ કોનશિલા સમારંભ કોને હસ્તે થાય એ પ્રશ્ન સામાન્ય રીતે આગળ આવ્યો. મહારાજા સાહેબનું નામ આ સંસ્થા સાથે જોડવાનું હોવાથી તેમનેજ હાથે એ થાય એ સભાસદોને યોગ્ય ન લાગ્યું. તે જો એકાદ અશ્વારોહણ-કલાનિપુણને હસ્તે થાય તો ઘણું સારૂં એમ ઠર્યું. આવા નિપુણની શોધ કરતાં સામાન્ય રીતે બધાની નજર શ્રીમંત છત્રપતિ રાજારામ મહારાજ

તરફ ગયું, ને તેમનું નામ આમગ્ર મૂકવામાં આવ્યું. બધાને તે પસંદ પડ્યું હોવાથી શ્રીમંત મહારાજા સાહેબે તા. ૧૭-૪-૩૯ને દિવસે છત્રપતિને તંત્રી આમંત્રણ મોકલ્યું અને શ્રીમંત છત્રપતિએ તા. ૨૨-૪-૩૯ને દિવસે નિમંત્રણ સ્વીકાર્યાનો જવાબ આપ્યો.

**શ્રીમંત છત્રપતિને વિનંતી કરવામાં ઔચિત્ય**

શ્રીમંત છત્રપતિની ચૂંટણી સર્વ દૃષ્ટિએ ઉચિત હતી શ્રીમંત છત્રપતિ રાજારામ મહારાજ એક ઘોડેસ્વાર હતા. અશ્વવિદ્યા તરફ તેમને નાનપણથીજ પ્રેમ હતો અને અહીના ઘોડાની ઓલાદ સુધારવા સારૂ તેમણે જંગી પ્રયાસ કર્યો હતો ને તે માટે ખર્ચ પણ એવોજ કર્યો હતો આ સિવાય મેદાની ને મર્દાની ખેલો તરફ પણ એમનું લક્ષ હતું જ, ને શારીરિક કેળવણીની કોઇપણ ચળવળમા તે ખરા મનથી પોતાનો સહકાર ને સહાય આપતા હતા ખરેખર, શુ ઉપરના કામ માટે નૃપતિની યોજના થવી એ શુ મણિકંચન યોગ નથી ?

બીજી એક દૃષ્ટિએ પણ આ પસંદગી સ્વાગતાર્હજ હતી. વડોદરા અને કોલ્હાપુરના રાજકુટુંબોનો સંબંધ ઘનિષ્ઠ હતો. તે વધારે દૃઢ ઇ સ ૧૯૨૮ની સાલથી ઇંદુમતી–રાજારામના લગ્નથી થયો ગાયકવાડ અને ભોસલે એ બંને ઐતિહાસિક કુટુંબોની દૃઢતા આ રીતે લગ્નથી કાયમ જોડાઇ જવાથી લોકોને પુરાણકાળના જનક રઘુકુલના સુપ્રસિદ્ધ સંબંધનું સ્મરણ થયુ હોય તો નવાઇ નહિ આ સંબંધ બંધાઇ ગયા પછી શ્રીમંત છત્રપતિ રાજારામ મહારાજ એક બે વખત વડોદરા આવ્યા હતા પણ તેમને હાથે વડોદરામા આજના જેવો એક પણ જાહેર સમારંભ કરવાનો યોગ

આવ્યો નહોતો. અનાયાસે તે આવેલા જોઈને બધાને આનંદ થાય એ સ્વાભાવિક છે.

**શ્રીમંત છત્રપતિએ વિનંતી સ્વીકારી**

શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાની પ્રેમાળ વિનંતીનો શ્રીમંત છત્રપતિ રાજારામ મહારાજે આનંદથી સ્વીકાર કર્યો. આવા ધગધીકતા ઉનાળામાં કોલ્હાપુર સરખું શીતળ શહેર છોડી વડોદરા જેવા ઉષ્ણ નગરમાં આવતાં તેમને ઘણીજ અગવડ ને અડચણ પડે તેમ હતું. પરંતુ સમારંભનું મહત્ત્વ ધ્યાનમા લઇ કેવળ પ્રેમને જ ખાતર તેમણે વડોદરા આવવાનું નક્કી કર્યું.

**શ્રીમંત છત્રપતિનું આગમન અને સ્વાગત**

તે ક્રમ પ્રમાણે તેમણે મંગળવાર તા. ૨૫ એપ્રિલ ૧૯૩૯ના રોજ કોલ્હાપુર છોડયું. કોલ્હાપુરથી વડોદરાનો પ્રવાસ તેમણે વિમાનમાર્ગે કર્યો. તેમનું આકાશયાન વડોદરામાં હરણીના મેદાનપર અગિયાર વાગવાને સુમારે ઉતર્યું. છત્રપતિની સ્વારી વિમાનમાથી નીચે ઉતરતા જ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાએ પ્રેમથી તેમનુ સ્વાગત કર્યું. છત્રપતિનું આ આગમન જાહેર હોવાથી તેમને ગાર્ડ ઓફ ઑનરે સલામી આપી, ને વડોદરાના તાપખાનાએ ઓગણીસ તોપો ફોડી તેમનુ સ્વાગત કર્યું.

હરણીના મેદાનથી શ્રીમંત છત્રપતિ મહારાજા ને શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા મોટરમા બેસીને શહેરના સામા સુધી પહોચી ગયા. ત્યા તેમને માટે સોનાની બગી ને મહારાજાના સ્વારો તૈયાર

હતા. તેથી ફરીને તેઓ મોટરગાડીમાંથી ઉતરીને ક્ષત્રિયકુળને ભૂષણસમાન સોનાની બગીમાં વિરાજમાન થયા, અને સ્વારીરૂપે મોટા રાજમાર્ગ ઉપર થઇને ધીમે ધીમે તે લક્ષ્મીવિલાસમાં દાખલ થયા.

**સમારંભ માટે મંડપ**

શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ રાજ્યાભિષેક જીમખાનની ઇમારતનો કોર્નરશિલાસમારંભ સાંજે પાંચ વાગે થનાર હતો. તે સારૂ પોલોકલબના મેદાનમાં મધ્યભાગમાં એક સુંદર મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. ત્યાં થનાર વિધિ મંડપમાં બેસનાર મંડળીને બરાબર રીતે દેખાય એટલા માટે બે ફૂટ ઊંચી સપાટી કરીને તેની ઉપર મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. મંડપમાં ત્રણ વિભાગ હતા. તે પૈકી વચલો વિભાગ સમચોરસ હોઇ તેનું ક્ષેત્રફળ ૧૨૯૬ ચોરસફૂટ હતું. આ વિભાગમાં બરોબર વચમાં એક લાકડાની વ્યાસપીઠ મૂકી હતી, ને તેની ઉપર લાલરંગનો કાશ્મીરી ગાલીચો પાથરવામાં આવ્યો હતો. તે ઉપર ભરજરીની ચાદર પાથરી તે પર એક ચાંદીનો સુંદર કોચ મૂકયો હતો. આ વિભાગની છત જોવા જેવી હતી. તે આકાશી રંગના રેશમી કપડાની બનાવેલી હોઈ, "ચોથના ચાંદ"ની યાદ આપતી હતી. લીલારંગમાં શોભતાં ને ખુલતાં રંગોની મેળવણી કરી હોવાથી આ છતોની રંગ સંગતિને લીધે જોવાનો આનંદ ઘણો આવતો હતો. આ મંડપના ભાગના થાંભલાઓને પણ આવીજ રીતે રેશમી વસ્ત્રોથી શણગારેલા હતા, ને વિવિધ રંગોની કાગળની પુષ્પમાળાઓ ટાંગવામાં આવી હતી. આ સિવાય બાજુના બંને વિભાગો પણ કલાપૂર્ણ દૃષ્ટિએ સજાવીને તેમાં મોગલાઇ ઢબ પ્રમાણે બિછાયત કરવામાં આવી હતી.

**મંડપની સામે મોટા શમીયાનો**

આ મંડપ સામેના મેદાનમાં સાડાત્રણ હજાર માણસો માય તેટલો મોટો શમીયાનો ઉભો કરવામાં આવ્યો હતો, ને તેને લતાપલ્લવ ને રંગબેરંગી ધ્વજાપતાકાથી શણગારવામાં આવ્યો હતો. અહિંયાં ખુરશીની બેઠકો મૂકી હતી. આજ જગ્યાએ પટેલ મતદારોના બે દરબાર તેમજ લશ્કરી ખેલ થવાના હોવાથી તેને માટે કરેલી ખાસ તજવીજો, ઉભા કરવામાં આવેલા ઉંચા ઉંચા તટો ને બુરજો, તથા ઝગઝગાટ પ્રકાશને માટે લગાડેલા વિદ્યુદ્દીપો પ્રેક્ષકોનું ધ્યાન ખેંચી રહ્યા હતા.

**મંડપની શોભા**

ઉપર કહેલી હકીકત સિવાય ત્યાં બીજું પણ એક આકર્ષણ હતું. તે, એટલે દરબારમંડપના મધ્ય વિભાગ પરનું ગોળ ઘુમટ ને તેનો ચળકતો સોનેરી કળશ. આ ઘુમટ શિલ્પકળાનો એક સુંદર નમુનો હોઇ તેણે દૂરથીજ લોકોનાં મન આકર્ષ્યાં હશે એમાં નવાઇ નહિ. સને ૧૯૧૧માં ભરાયેલો દિલ્હી દરબાર જોનાર એક માણસ પણ આ સમારંભ જોવા વડોદરા આવ્યો હતો. તે બોલ્યો—"આ મંડપ જોઇને મને દિલ્હી દરબાર માટે બાંધેલો મંડપ યાદ આવી જાય છે. કલાકૌશલ્યની બાબતમાં આ મંડપ એવા (દિલ્હીના) મંડપથી જરાયે પાછો હઠેલો દેખાતો નથી."

**સમારંભ જોવા લોકોની મેદની**

બપોરના ચાર વાગ્યા પછી આ મંડપ તરફ લોકોનાં ટોળેટોળાં ઉલટયાં હતાં, ને બધીજ આમંત્રિત મંડળીથી શમિયાનો ભરાઇ ગયો હતો. આ મંડળીની મોટર અને ઘોડાગાડીથી ઇંદુમતી મહાલ પાછળની ખુલ્લી જગ્યા

ખીચોખીચ થઇ ગઇ હતી. વડોદરા અને કોલ્હાપુરનાં રાજેસાહેબ પોતાનાં કુટુંબ સહિત આ સ્થળે વાજતાં ગાજતાં આવવાના હોવાથી, તેમને નીરખવા માટે આજુબાજુ રસ્તાપર લોકોનાં ટોળાં ઉલટયાં હતાં. તેમાંના કેટલાકે સમારંભને ઠેકાણે પ્રવેશ કરવા માટે પ્રયત્ન કર્યો. પણ જગ્યાના અભાવે આ સર્વ લોકોને અંદર લઈ જવા શકય, તેમજ ઇષ્ટ ન હોવાથી પોલીસોએ તેમને દૂરથીજ અટકાવ્યા. આવા મહાન જનસમૂહને શાંત રાખી, જરાપણ ઘોંઘાટ કે ગરબડ થવા ન દેતાં બંદોબસ્ત રાખવો એ કેટલી મુશ્કેલીનું કામ હશે એ તો જેને એ કામનો અનુભવ હોય તેજ સમજી શકે એકંદરે જોતાં પોલીસોએ આ વખતે સારો બંદોબસ્ત રાખ્યો હતો. તેમની પણ આંખો ચૂકાવીને જે લોકો અંદર ઘુસી જતા, તેમને અંદરના સિપાઇઓ અચૂક બહાર કાઢી લાવતા, અને તેની ફજેતીને લીધે બહારની ગર્દીમાં હાસ્યની એક આછી છલક પ્રસરી જઇ લોકોને આનંદ આવતો હતો.

**દરબાર મંડપમાં બેઠેલી મંડળી**

કોનશિલાસમારંભ જોવા આવેલા મુખ્ય મહેમાનો દરબાર મંડપમાં બેઠા હતા. વ્યાસપીઠ પર બેસેલી મંડળીમાં મૈસુરના મહારાજાના ભત્રીજા, શ્રીમંત જયચામરાજ વાડીયાર, શ્રીમંત દેસરાજ ઉર્સ, કલિંગડના રાજા સર વાસુદેવ, તેમની રૂપવતી કન્યા ને જમાઇ, ડ્રાચીનના રાજકુમાર, સોંડૂરના રાજાસાહેબ ને બિકાનેર સંસ્થાનના પ્રતિનિધિ મંડળનો સમાવેશ થતો હતો. આ ઉપરાંત વડોદરાના દિવાન સર વ્હી. ટી. કૃષ્ણમાચારી, નામદાર મંત્રી મંડળના સભાસદો ને બીજા મુખ્ય અમલદારોને પણ આ જગ્યાએજ બેસાડેલા હતા. મંડપ સામેનો શમિયાનો

રાજયના સરદાર, દરકદાર, શેઠશાહુકાર, મહાજન ને આમંત્રિત મહેમાનોથી ને અમલદાર મંડળાથી ચિકાર ભરાઇ ગયો હતો.

**શ્રીમંત છત્રપતિને લઇને શ્રીમંતનુ આગમન**

સવા પાંચ વાગવા છતાંય તે બે નૃપતિ ન આવવાથી લોકો અસ્વસ્થ થવા માંડયા એટલામાંજ દૂરથી બ્યુગલે આપેલી સલામી સાંભળવામાં આવી. તેના અસ્ફુટ સ્વરો હવામાં પ્રસર્યા ન પ્રસર્યા એટલામાં તો ચોપદારે લલકાર કરી બધાને સાવધાન બનાવી દીધો. તેની સાથે સાથે બીજો લલકાર સાંભળવામાં આવ્યો. “ હે સભાજનો, ઉઠો, નૃપતિ આવ્યા. ઉભા થઇ તેમને માન આપો ને છત્રપતિને મુજરો કરો ” એવો તેનો આશય હતો.

બટન દબાવતાંજ જેમ રંગભૂમિનો પડદો ઉંચકાય, તેમ તે સૂચક લલકાર સાંભળીને ત્યાં હાજર રહેલ સર્વે ઉભા થયા. મહારાજાનો સુવર્ણ રથ આ વખતે મધ્યસ્થ મંડપના પગથીઆ પાસે આવ્યો હતો. દરોગાએ તેનું દ્વાર ખોલતાં બરોબર શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ તેમાંથી નીચે ઉતર્યા ને પોતાના રાજમહેમાનને નીચે ઉતારવા મદદ માટે પોતાનો હાથ લંબાવ્યો. તેમના પગ નીચે જમીનને અડયા ન અડયા એટલમાં તો વડોદરાના મહારાજાબેંડે “ શ્રીમંત શ્રી પ્રતાપસિંહ મહારાજાને નૃપતિ સુખી ” એ રાજગીતના મીઠા સ્વર કાઢયા, ને તે દરમ્યાન તે બંને મહારાજા પગથીયા ઉપર જઇ મંડપમાંના વ્યાસપીઠ પર મૂકેલ ચાંદીના કોચ ઉપર બેઠા. રાજગીત સમાપ્ત થતાં જ હાજર રહેલી મંડળીએ તે બંને રાજવીઓનું અભિવંદન કરી પોત પોતાની જગ્યા લીધી.

**નેક નામદાર દીવાન સાહેબની શ્રીમંત છત્રપતિને કોનશિલા સમારંભ માટે વિનંતિ**

આ પછી, સર્વત્ર એક મિનિટ સુધી શાંતિ પથરાઈ ગઈ. કેમેરાવાળાએ પોતાના કેમરા ગોઠવીને આ પ્રસંગની છબી ઝડપી લીધી, ને રા. કેશવરાવ ધાયબરે આ પ્રસંગનું ચિત્રપટ લેવા પ્રારંભ કર્યો. કોલ્હાપુરથી આવેલા એક ચારણે શ્રીમંત છત્રપતિની પ્રશસ્તિ ગાઈ. આ બાજુ જ્યારે ફિલ્મવાળાઓની ધાંધલ શરૂ થઈ હતી તે વખતે નેક નામદાર દિવાન સાહેબ મંદમંદ પગલાં મૂકતા વ્યાસપીઠ નજીક મુકેલા માયક્રોફોન પાસે આવ્યા, અને બંને નૃપતિને નમીને મુજરો કરી સસ્મિત ચહેરે સામેની મંડળીનું અભિવાદન કરી તેમણે બધાનું પ્રેમથી સ્વાગત કર્યું ને બોલ્યા...

" શ્રીમંત મહારાજા સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

[ આ સંસ્થાની શરૂઆત લશ્કરી ખાતા સાથે જોડાયેલી પોલો કલબમાંથી થયેલી છે. સંસ્થાને પોતાના સ્થળની સગવડ ન હતી, અને તેથી અઠવાડિયામાં ત્રણવાર ઘોડેસ્વાર લશ્કરના મેદાનના કેવેલ્રી ગ્રાઉન્ડમાં મળવું પડતું હતું. વડોદરાની જનતા સહેલાઈથી ભેગી ન થઈ શકે એટલે, દૂર આવેલા સ્થળપર ચાલતી આ અનિશ્ચિત પ્રવૃત્તિથી જીવંત રસ ઉત્પન્ન થાય નહીં એમ લાગ્યા કરતું હતું. એટલે પોલો કલબને આ સ્થળે ખસેડી લાવવામાં આવી. અહીં પણ જમીન સરખી કરવામાં અને પાણીના નિકાલની વ્યવસ્થા કરવામાં ઘણો પ્રાથમિક ખર્ચ કરવો પડયો હતો.

થોડા સમયમાં એમ પણ સમજાયું કે પોલો સિવાય બીજી તની પ્રવૃત્તિ પણ અહીં દાખલ કરવી જોઈએ. એટલે ચાર ટેનીસકોટ પણ અત્રે બાંધવામાં આવ્યા.

શારીરિક કેળવણીના વિકાસમાં વડોદરાએ ઘણી પ્રગતિ કરવા માંડી છે. સદ્ગત શ્રીમંત મહારાજા સાહેબે પચાસ વર્ષ પર સયાજી વિહાર કલબની સ્થાપના કરી ત્યારે એકજ એવી સંસ્થા હતી કે જેમાં વડોદરાના નાગરિકો રમત ગમત અને આનંદ મેળવવા માટે સાંજ પડયે ભેગા થઇ શકે આવી સંસ્થાઓની માગણી રોજને રોજ વધતી જાય છે. વડોદરા કેન્ટોન્મેન્ટ વિભાગમાં આવી બે સંસ્થાઓ છે. ચાર સંસ્થાઓ શહેર વિભાગમાં છે; અને એ સઘળી ભરેલી જ રહે છે. આ સ્થિતિ પ્રબળ વિકાસનું જ સૂચન કરે છે.

પ્રસ્તુત જીમખાનાનું નામ હવે પછી " શ્રી. મહારાજા પ્રતાપસિંહ કોરોનેશન ( રાજ્યાભિષેક ) જીમખાના " રહેશે. આપણા હાલના મહારાજા સાહેબ યુવરાજ તરીકે તેના સ્થાપક હતા; અને નાનકડી શરૂઆતથી થયેલો સંસ્થાનો વિકાસ શ્રીમંતે લીધેલા અને હાલ પણ શ્રીમંત તરફથી લેવાતા સતત રસનું પરિણામ છે. એટલે આ સંસ્થા સાથે તેઓશ્રીનું નામ જોડવાના રજા મળવાથી અમે સંતોષની લાગણી અનુભવીએ છીએ. વળી આપ શ્રીમંતે જીમખાનાની કોનશિલ સ્થાપના કરવાની ક્રિયા કરવાની સંમતિ આપવા કૃપા કરી તેથી અમે અમને ખાસ ભાગ્યશાળી સમજીયે છીએ. મર્દાનગીભરી રમત ગમતને ઉદાર આશ્રય આપનાર તરીકે આપ શ્રીમંતનું નામ ઘણું જ વિખ્યાત છે. આપ શ્રીમંતે જીમખાનાં સ્થાપ્યાં છે; અને બીજી અનેક રીતે આપના રાજ્યમાં શારીરિક કેળવણી અને આરોગ્યમય ક્રીડાસાધનો વધારવાના કાર્યમાં આપ શ્રીમંતે ઘણો વેગ આપ્યો છે. આ શુભ કાર્ય કરવાની આપે કૃપાભરી સંમતિ આપી એથી અમારા હૃદયમાં ભારે કદરની લાગણી ઉત્પન્ન થઇ છે. અને અમે આપ શ્રીમંતના ઘણા જ આભારી છીએ.

જીમખાના પાસે હવે વિશાળ મેદાન છે. તેમાં પોલો, હૉકી ફૂટબોલ અને ક્રિકેટની રમતો રમી શકાય એમ છે. ઉપર કહ્યા પ્રમાણે ચાર ટેનિસકોર્ટો તો જીમખાનામાં છે જ, અને ટેનિસનો મહાવરો પડે એ અર્થે એક ઉભી દિવાલની પણ વિશિષ્ટ યોજના છે જે મંડપ પેવીલીયન બાંધવાનો છે તેમાં આવા જીમખાનાને ઘટતી ગૃહ રમતો Indoor Games માટે પણ સગવડ રહેવાની છે. જીમખાનાનું સ્થળ પણ અનુકૂળતાભર્યું છે, કારણ કે તે શહેરના ધીચ ભાગમાં નથી, તેમ શહેરથી ઘણું દૂર પણ નથી. એક વધારાની સગવડ પણ જીમખાનાને છે, અને વડોદરા જેવા સ્થળ માટે એ મહત્ત્વની ગણાય. એક મોટા કુવામાંથી પોતાને માટે અલાયદા પાણીનો પુરવઠો જીમખાના માટે કરી શકાય તેમ છે, અને નજીકના ભવિષ્યમા તરવાની રમત માટેનો એક કુંડ પણ બનાવવાની આશા રાખીયે છીયે.

શ્રી મહારાજા પ્રતાપસિંહ રાજ્યાભિષેક જિમખાનાની કોનશિલા બેસાડવાનો વિધિ આપ શ્રીમંતના શુભહસ્તે કરવા હું આપને વિનંતી કરૂં છુ. ''

**શ્રીમંત છત્રપતિના શુભ હસ્તે કોન-શિલાની સ્થાપના**

નામદાર દિવાન સાહેબનું ભાષણ થઇ ગયા પછી શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજા સાથે શ્રીમંત છત્રપતિ રાજારામ મહારાજા મંડપની દક્ષિણે જ્યા કોનશિલા બેસાડવાની હતી ત્યા ગયા. તેમની પાછળ પાછળ મંડપમાના રાજવંશી મહેમાનો ને બીજી મંડળી ત્યાં ગઇ. ત્યાં શ્રીમંત છત્રપતિએ મંત્ર સાથે પૂજા કરીને ચાંદીની લેલથી નક્કી કરેલે સ્થળે ચુનો પસાર્યો, ને તે ઉપર કોનશિલા બેસાડી લેલાથી જ તેને ત્રણ વાર ઠોકી.

પછીથી સર્વે મંડળી સ્વસ્થાને ગઇ ત્યાર બાદ શ્રીમંત છત્રપતિએ પોતાને આ સમારંભમાં આમંત્રણ આપવા બદલ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાનો મધુર શબ્દોમાં આભાર માન્યો ને સવારે વિમાનમાંથી ઉતર્યા પછી અત્યાર સુધી તેમણે જે પ્રેમ ને સૌજન્ય દાખવ્યાં, ને પોતાનો વડોદરામાં વાસ સુખાકારી થાય એ સારૂ જે શ્રમ લીધો છે તે બદલ મહારાજા સાહેબનો કયા શબ્દોમાં આભાર માનવો તે સમજાતું નથી, એમ તેમણે કહ્યું. આ પ્રાસ્તાવિક ભાષણ પછી તેમણે પોતાનું લખી આણેલું ભાષણ વાંચતાં જણાવ્યું કે :—

**શ્રીમંત છત્રપતિનું ભાષણ**

" *શ્રીમંત મહારાજા સાહેબ, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,* ના. દિવાન સાહેબે મહારાજા પ્રતાપસિંહ કોરોનેશન (રાજ્યાભિષેક) જીમખાનાની કોનશિલા બેસાડવા મને જે માયાળું તથા વિવેકભર્યું આમંત્રણ આ સાંજે આપ્યુ છે તે સ્વીકારવામાં મને ઘણો આનન્દ થાય છે દિવાન સાહેબે પોતાના ભાષણમાં સયાજી વિહાર કલબની સ્થાપનાથી જીમખાના સુધી કેવી રીતે કલબોનો વિકાસ થયો તે ટૂંકામા દર્શાવ્યું છે.

આપ નામદારે પુણ્યશ્લોક કૈ. મહારાજાના પગલે ચાલી પોતાના શારીરિક વિકાસમાં અસાધારણ રસ લીધો છે, અને વ્યાયામ તથા કસરતની બાબતમા કૈ. મહારાજા ખંડેરાવ જે રસ લેતા હતા તે મને આજે યાદ આવે છે. ઉમદા ગાયકવાડ ઘરાણામાં વંશપર પરાથી શારીરિક શિક્ષણમાં રસ લેવાનો તથા ત્યાની સંસ્થાઓનો વિકાસ કરવાનો ગુણ ઉતરી આવેલો છે એમ મને લાગે છે, અને હું પણ માનવજાતિના શારીરિક વિકાસમા એટલો જ આનંદદાયક

ભાગ લઉં છું ,એમ બતાવવા માટે આ પ્રસંગ કરતાં વધારે ઉચિત પ્રસંગ મારે માટે હોઇ શકે નહીં એમ હું માનું છું.

વડોદરામાં આજે અનેક ક્લબ તથા સંખ્યાબંધ અખાડા છે. જ્યારે આખી દુનિયા પશ્ચિમના રાજદ્વારી તથા લશ્કરી ધડાકાઓથી ગભરાઈ ગઇ છે, ત્યારે આપણા જેવું વગર કારણે બહુ નિંદાયેલું રાષ્ટ્ર શારીરિક તાલીમની ઉપયોગિતા સમજવામાં તથા આપણા તે સંબંધી વિચાર અમલમાં મૂકવામાં બીજા કરતાં ઉતરે એમ નથી એમ આપણે બતાવી આપીએ એજ યોગ્ય છે. આપણા દેશમાં રક્ષણની જવાબદારી એક અથવા બીજા રૂપમાં ધારણ કરવાની આપણા ઉપર ફરજ આવી પડવાને બહુ વખત લાગશે નહીં એમ હું માનુ છુ. અને આવી સંસ્થામાં જે બીજ વવાયું છે તે આજના પ્રેક્ષકોને આશ્ચર્ય પમાડે તથા તેમની સ્તુતિને પાત્ર થાય એવી રીતે ફળરૂપ થશે એવી મને ખાત્રી છે. આ સ્થળેથી માનવ શૌર્યનાં કિરણો ફેલાશે આ સ્થળેથી મહત્ત્વાકાંક્ષી સંખ્યાબંધ એવા વીરો નિયમિત બહાર પડશે કે જે શારીરિક શક્તિની ભાવનાથી ઓતપ્રોત થઇ પ્રસંગ આવે પોતાનું તેજ બતાવશે.

શ્રીમંત મહારાજાને પ્રજાની શારીરિક ઉન્નતિ હૃદયસ્થ હતી એમ ભાવી પ્રજાને દર્શાવવા માટે તેમનું નામ આ જીમખાના સાથે જોડાય છે તે ખરેખર યોગ્ય છે.

સર્વદેશીય રાષ્ટ્રિય ઉન્નતિની, અસંખ્ય પ્રવૃત્તિઓવાળા વડોદરામાં આ મકાનનો પાયો સારી રીતે તથા દૃઢ પણે નંખાયો છે એમ કહેવા સિવાય હું વધારે કાંઈ ઉમેરી શકું એમ નથી. આ જીમખાનાને ફતેહ ઇચ્છું છું. ”

**પાન સોપારી અને સમાપ્તિ**

શ્રીમંત છત્રપતિ મહારાજાના ભાષણ પછી નેક નામદાર દિવાનસાહેબે બંને નૃપતિઓને હારતોરા ને પાનસોપારી આપી. ત્યારબાદ તેમણે રાજવંશી મહેમાનોને હારતોરા ને પાન સોપારી આપી. બીજા દરબારી લોકોને અત્તર, ગુલાબ ને પાન સોપારી વહેંચી દીધા બાદ મહારાજાની સ્વારી મોટરમાં બેસી સ્વસ્થાને રવાના થઈ, અને આ મધુરો સમારંભ સમાપ્ત થયો.

રાજ્યાભિષેક જીમખાનાના સર્વ નકશા તૈયાર થઈ ગએલા છે. આ ઇમારત બાંધતાં બે લાખ ઉપર ખર્ચ થશે એવો અંદાજ છે. આ ઇમારતને તેની પાસે જ તરવાના કૃત્રિમ હોજ તૈયાર થતાં વડોદરાનું તે એક મોટું આકર્ષણ થશે એમાં શંકા નથી.

× × ×

## ચોથો દિવસ

### બુધવાર તા. ૨૬-૪-૩૯

### ( ૧ ) રાજ્યાભિષેક

**રાજ્યાભિષેકને દિવસે મનોહર વાતાવરણ**

બુધવાર તા. ૨૬ એપ્રિલ ૧૯૩૯ નો દિવસ ઉગ્યો. બ્હોર પહો થયો. વસંતઋતુનો મંદ ને શીતલ સમીર વાતો હતો, ને તેના સુખદ સ્પર્શથી, રાજધાનીમાંના અર્ધજાગૃત લોકો નિદ્રાદેવી-ની આરાધના કરી રહ્યા હતા. આ સતીળ સમીરે લક્ષ્મીવિલાસ રાજમહેલની મંડળી ઉપર પણ

પોતાની મોઢીની પાયરી હતી, પણ આજે ચારના ટકોરા વાગતાં જ આખા મહેલમાં ધમાલ વ્યાપી ગઈ. બધી જ જગ્યા ઉપર આજે વીજળીના દીવા લગાડયા હતા, ને તેના ઝગઝગીત પ્રકાશમાં ત્યાં થતી ધમાલ દૂરથી પણ દેખી શકાતી હતી. આ રાજમહેલની મંડળી ને નોકર ચાકર કેટલાક દિવસથી જે શુભ દિવસની ઉત્કંઠાથી રાહ જોતા હતા તે દિવસ જ આજે શરૂ થતો હોવાથી, ત્યાંની સર્વમંડળીને આજ આનંદ ને ઉત્સાહ લાગતો હતો એમ સ્પષ્ટપણે દેખાઇ આવતું હતું.

**રાજ્યાભિષેક વિધિની તૈયારી કરવા શાસ્ત્રીઓનું આગમન**

ઘડીયાળમાં સાડાપાંચના ટકોરા થયા. તે સાથેજ પૂર્વદિશા પ્રકાશમાન થતી દેખાઇ, અને અલ્પસમયમાં જ સૂર્યદેવ ગુલાલ ઉડાડતા ઉડાડતા રથ ઉપર આરૂઢ થઇને આવતા હોય એમ લાગવા માંડ્યું. એટલામાંજ ગાદીહૉલ પાસે એક વ્યક્તિ ગાડીમાંથી ઉતરી, અને ધીમેથી પગથીયાં ચઢીને તેણે માનકરીના ખણ્ડનો રસ્તો લીધો. તે વ્યક્તિએ શુભ વસ્ત્રો પહેર્યાં હતાં ને ગુલાબી રંગની પઘડી પહેરી હતી. શરીરે તે વ્યક્તિ સ્થૂલ, મધ્યમ બાંધાની ને ઘઉં વર્ણની હતી. તેની ઉંમર પચાસની આજુબાજુ હશે. તેમના અવયવ સુઘડ હતા, અને આંખમાં વિદ્વત્તા ની ચમક મારતી હતી. તેનું વિશાળ કપાળ તેના બુદ્ધિ વૈભવની સાક્ષી પૂરતું હતી, અને તે ઉપરનું ચંદ્રાકૃતિનું ચંદન-તિલક મોટે પરોઢિયે ઉઠીને પવિત્ર મૂર્તિ ત્યાં આવી હોય એમ સૂચવતું હતું.

માનકરીના ખણ્ડમાં આવતાંજ, તે વ્યક્તિએ આજુબાજુ

જોયુ ને ઘટિકાયંત્ર સ્થાપન કરવાની બધી તૈયારી છે એ જોઈ તેણે વિરામનો એક શ્વાસ ખેચ્યો ત્યાં બિછાયત ઉપર એક બાજુએ પોતાના કપડા કાઢીને બાજૂના ચોકમા જઈને તેણે હસ્તપાદપ્રક્ષાલન તેમજ મુખપ્રક્ષાલન કર્યું, અને

" अपवित्र पवित्रो वा सर्वावस्था गतोऽपि वा ।
य स्मरेत् पुण्डरीकाक्ष स बाह्याभ्यन्तरः शुचि ॥ "

એ મત્ર બોલીને ફરીથી માનકરી ખણ્ડમા આવ્યો.

" કેમ મહાદેવશાસ્ત્રી, કયારે સ્વારી પધારી ? તમારી ઇચ્છા મુજબ બધી તૈયારી થઈ છે ને ? " માનકરીખણ્ડમા આવેલી બીજી વ્યક્તિએ પહેલી વ્યક્તિનુ સ્વાગત કરતા ઉપર મુજબ કહ્યુ

" નમસ્તે, નમસ્તે, મણિનાથ શાસ્ત્રી, તમે હમણાજ આવ્યા કે શુ ? " પહેલી વ્યક્તિએ પ્રશ્ન પૂછ્યો આ સભાષણ ઉપરથી પહેલી વ્યક્તિ તે મહાદેવ શાસ્ત્રી જોશી ને બીજી વ્યક્તિ તે દેવઘર ગામદાર પણ્ડિત મણિનાથ શાસ્ત્રી હતી તે વાચકના ધ્યાનમા આવીજ ગયુ હશે તેથી હવે આપણે તેમનો ઉલ્લેખ તેમના નામથીજ કરીશુ તે બને શાસ્ત્રીઓ અસ્સલ ગુજરાતી હતા પણ પોતાની માતૃભાષા મરાઠી હોય એ પ્રમાણે તેઓ અસ્ખલિત પ્રવાહે મરાઠી ભાષામા બોલતા હતા વડોદરામા તેમની કેટલા વંશોની પેઢીઓ થઇ હતી તેમનુ સભાષણ આગળ ચાલ્યુ મહાદેવ શાસ્ત્રીના પ્રશ્નનો ઉત્તર આપતા મણિનાથ શાસ્ત્રી બોલ્યા ના, મને આવે તો ઘણોજ વખત થયો હમણા આવ્યો હોત, તો તમારી આ બધી તૈયારી કોણ કરત ? '

"હા, તે પણ ખરૂં. હું પહેલાં આવ્યો ત્યારે અહીં કોઇને ન જોવાથી જ મેં પૂછ્યું." મહાદેવશાસ્ત્રીએ ઉત્તર આપ્યો.

**ઘટિકાયંત્ર, ગણેશ વગેરેનું પૂજન**

આ સંભાષણ ચાલુ હતું તેવામાંજ મહાદેવશાસ્ત્રીએ શ્રી ગણેશ, વરુણ અને ઘટિકાયંત્રની વિધિસર પૂજા કરી. ને ઘડિયાળમાં ૬ ઉપર કાંટા આવતાંજ તેમણે ઘટિકાપાત્રને પાણીમાં મૂક્યું. આજે ઘટીપળના મુહૂર્ત પર શ્રી. પ્રતાપસિંહ મહારાજાનો રાજ્યાભિષેક થવાનો હતો, તેની આ રીતે કાલગણના શરૂ થઇ.

**શ્રીમંત રાજદંપતીનું મંગલસ્નાન**

આ રીતે જ્યારે અહીં કાલગણના શરૂ થઈ ત્યારે રાજમહેલના દક્ષિણભાગમાં શ્રીમંત ખાસાની મંગલસ્નાનની પૂર્વ તૈયારીઓ શરૂ થઇ. સ્નાનને ઠેકાણે સ્નાન કરાવનાર સ્ત્રી પુરુષોએ ચાંદીની બાજઠ મૂકી ને તેની પાસે ચાંદીનો કળશ મૂકી, તેમાં તેમણે પાણી ને આમ્ર વૃક્ષનાં પાનાં મૂક્યા. મધ્ય ભાગમાં સ્નાન સારુ તેમણે ચંડુ ને ગરમ પાણી ભરેલી ચાંદીની ગાગર મૂકી. તીર્થોદકની ગાગરો પણ હારમાં લાવી મૂકી. સ્નાનની તૈયારી થતા જ શ્રી. પ્રતાપસિંહ મહારાજા સાહેબ અને શ્રી સૌ મહરાણી શાંતાદેવી સાહેબની સ્વારી ત્યાં પધારી અહીંયા આવતાં પૂર્વે તેમણે શાસ્ત્રોકત પદ્ધતિથી પોતાને અંગે સાત ભિન્ન ભિન્ન સ્થળોથી આણેલી મૃત્તિકા લગાડી હતી. તે શુદ્ધોદકથી તેમણે પ્રથમ ધોઇ નાખી. પછી તેમણે સુગંધી તેલ ને ઉચ્ચ કોટિની પીઠી લગાડી અને સરણાઇના મંજુલ સ્વર સાથે મંગલસ્નાન કર્યું.

"गंगा गंगेति यो ब्रूयात् योजनानां शतैरपि ।
मुच्यते सर्वपापेभ्यो विष्णुलोकं स गच्छति ॥"

આ મંત્ર આપણે સ્નાન વખતે રોજ બોલીએ છીએ. તીર્થોદકનાં સ્મરણથી આપણા પાપનો ક્ષય થાય છે એવી આપણી માન્યતા છે.

આજે શ્રીમંત રાજદંપતીએ તીર્થોદકથી સ્નાન કર્યું હોવાથી ધાર્મિક વિધિ માટે તેઓ પવિત્ર થયાં છે એમ કોઇ પણ સ્વાભાવિક રીતે સમજી શકે. આ મંગલસ્નાન સમાપ્ત થતાં શ્રીમંત રાજદંપતી પોતપોતાના પ્રસાધનખણ્ડમાં ગયાં. તેઓ વેશ બદલે ને કેશનું સંમાર્જન કરે ત્યાં સુધી આપણે બીજા ભાગોની મુલાકાત લઇ આવીએ.

આજ આખો રાજમહેલ કામમાં લાગી ગયો હતો એમ ઉપર કહેવામાં આવ્યું છે. તેથી તેના
**ગાદી હૉલની શોભા** સર્વ ભાગમાં આજ નવું ચૈતન્ય આવ્યું હોય એમ લાગતું હતું. રાજ્યાભિષેક ને રાજ્યરોહણ એમ આ બે મુખ્ય વિધિ અનુક્રમે દરબાર હૉલ ને ગાદી હૉલમાં થવાના હોવાથી આ બંને ઠેકાણે બીજા બધા ભાગો કરતાં વધારે ગરબડ હતી, ને તેમા વિજળીનાં તોરણો લબાડયાં હોવાથી તેનો શૃંગારસાજ વધારે દેખાતો હતો. હૉલના દક્ષિણ ખુણામાં વડોદરાની સુપ્રસિદ્ધ ઐતિહાસિક ગાદી મૂકી હતી, ને તે ઉપર મયૂરાંકિત સુપર્ણછત્ર દેખાતું હતું. ગાદીની આજુબાજુ દરબારી મંડળી સારુ દેશી પદ્ધતિની શુભ્ર બેઠકો મૂકી હતી, ને ઉત્તર બાજુએ ગાદી સામે આનારી માટે ગાલીચો મૂકયો હતો. ગાદી પર વિરાજમાન થતા પૂર્વે મહારાજા સાહેબને હસ્તે આ

હૉનમા હોદ્દાપૂજન થવાનુ હોવાથી જરિપટકા, સાહેબ નૌબત, રાજમુદ્રા, તલવાર વગેરે રાજચિહ્નો વ્યવસ્થિત રીતે ગોઠવેલા દેખાતાં હતા આ હૉલની બહાર શણગારેલો એક કોતવાલી ઘોડો ને ચિત્રવિચિત્ર રગોથી રગાયેલો, અગપર મરજરીની ઝૂલથી શોભતો અને સુવર્ણાલકારથી ભૂષિત એક ગજરાજ ડોલતો ડોલતો પોતાની ધન્ય ઘડીની રાહ જોતો હતો હોદ્દાપૂજન વખતે આ ગજરાજ અને ઘોડાની પણ પૂજા થવાની હોવાથી સવારથીજ તેમને સજાવીને ત્યા આણવામા આવ્યા હતા, ને કુતૂહલતાથી તેની આજુબાજુ મડળી ભેગી થયેલી દેખાતી હતી

**દરબાર હૉલની શોભા**

દરબાર હૉલમા આઠ વાગતા પહેલાજ બરાબર સજાવટ થઇ ગયેલી દેખાતી હતી આખી રાત્રિ કામ કરી બગનાની ને વિજળીના કારખાનાની મડળીએ આ દિવાનખાનાની શોભામા ઔર વધારો કરી નાખ્યો હતો. આ હૉલની દક્ષિણ, પશ્ચિમ ને ઉત્તર બાજુની ગૅલેરી નિયમ પ્રમાણે ગુલાબી રગની ઝાલરથી શોભાયમાન કરવામા આવી હતી ને ચિત્રવિચિત્ર રગના વિદ્યુદ્દીપના તોરણોને લીધે હૉલનુ મીનાકામ કર્યું હોય એવી ભાસતી છતો વધારે સુદર દેખાતી હતી હૉલના પશ્ચિમ ખૂણાની મધ્યમા એક લાકડાની વ્યાસપીઠ મૂકી હતી, ને તે ઉપર સુવર્ણનુ ભરતકામ કરેલ લાલ રગનુ છત્ર દેખાતુ હતુ હૉલના ચારેય ખુણામા ચાર ફ્લોરલાઇટવાળા દીવાની સગવડ કરી હોવાથી ચારે ભીતોની બાજૂમા ફિલ્મ કપનીની સ્ટુડીયોમા જેવા પ્રચડ વિદ્યુદ્દીપો હોય છે તેવા ઉભા કરવામા આવ્યા હતા. હૉલના મધ્ય ભાગમા સોના ચાદીના ચોખ્ખાવાળો કોચ, દરબારી ખુરશીઓ, ઝીણા પડદા, નાના નાના ટેબલ જેવી ચૂલો વગેરે

પુષ્કળ સામાન એક ચાદર નીચે મુકેલો દેખાતો હતો તે ઉપરથી તેનુ શણગારકામ હજુ થવાનુ હતુ એમ લાગતુ હતુ.

આઠ વાગતાના સુમારે રાજવાડા બાંધકામ અધિકારી રા. રા. અબદુલ લતિફ કાઝી એક સિપાઇ સાથે આવ્યા ને તેમણે મખમલની છત્રનો ગુનામી રંગનો પડદો કેવી રીતે લગાડવો એ સમજાવ્યું. એટલામા જ ગુલાબી રંગની જડીબુટ્ટીની સાથ લઇ એક માણસ આવ્યો તેના હાથમાથી તે પાર્સલ લઇ તેની અંદરના નંગ ગણી રા. કાઝીએ પોતાના સિપાઇને તે આપ્યા ને હુ જરા ગાદી હૅાલ તરફ જઇ આવુ છુ, તુ અર્ધા કલાકમા પડદા ટાંગ ' એમ કહી ત્યાથી તે ઉપડયા

અર્ધા કલાકના અંદર તે સિપાઇએ પોતાનુ કામ પૂરૂ કર્યુ તે સાથેજ તે મખમલનુ છત્ર અધિક સુંદર દેખાવા માંડયુ. આ છત્ર જ્યારે સિંહાસન પર લગાડવામા આવે છે ત્યારે તે જ રંગની મખમલની રેન પણ લગાડવામા આવે છે, પણ આજે તો અભિષેકના જલથી તે ભીંજાઇ જાય એવો સંભવ હોવાથી તે મખમલની ઝુલની જગ્યા એક બનારસી શાલે લીધી હતી

છતનુ કામ સમાપ્ત થતા તે લાકડાની પાટ પર ભરજરીની ચાદર પાથરવામા આવી ને તે પર ચાંદીનું

ભદ્રાસન

નકશી કામ કરેલ બે ભદ્રાસનો મૂકવામા આવ્યા હતા. આ આસનો પ્રથમ ઔદુંબરના લાકડામાથી તૈયાર કરી તેની પર નકશીકામ કરેલ ચાંદીનુ પતરૂ મઢવામા આવ્યુ હતુ. આ રીતે ધર્મશાસ્ત્રને કલા એ બેનો ઇષ્ટ ને મિષ્ટ સંગમ કર્યો હોવાથી ' ભદ્રાસન ' એ નામ પણ સાર્થક થયુ હતુ.

આ વ્યાસપીઠની સામે ' પુણ્યાહવાચન ' વગેરે પ્રાયશ્ચિત ધાર્મિક વિધિ વખતે રાજદંપતી માટે બેસવા સારૂ આસનો મૂકવામા આવ્યા પછી નૈઋત્ય દિશાના ખૂણામા ચકના પડદા નાખી ગોખમા સ્ત્રીઓ માટે બેઠકોની સગવડ કરવામા આવી. હવે તો ફક્ત રાજ રજવાડા ને તેમના તરફથી આવેલા પ્રતિનિધિ મંડળ માટે બેસવાની જગ્યા કરવાનુ કામકાજ બાકી હતુ ખાનગી કારભારી, માસ્ટર ઓફ સેરીમોનીઝ ને હુજુર પોલિટિકલ કચેરીના મેનેજરના સહકારથી આ કામ પાર પાડવામા આવ્યુ

સાડા આઠ વાગતા પૂર્વે આખો હૉલ સજાવી તૈયાર કરવામા આવ્યો અર્ધોકલાક પહેલા જ્યા બધુ ટૂંકું છવાયુ ને ગોઠવાયા વગરનુ પડયુ હતુ ત્યા હવે અનુપમ શોભા ને ઐશ્વર્યના દર્શન થતા હતા આ દરબાર સજાવટનુ કામ જેમને સોપવામા આવ્યુ હતુ તેમની કાર્યક્ષમતાનો આ ઉપરથી ઠીક ખ્યાલ આવી શકશે

**દરબારી મંડળીનુ આગમન**

આજ સમયે દરબારી મંડળની આવજાવ શરૂ થઇ ગઇ તેમને ગોઠગરતે શાખાની દરબારી મંડળી તેમનુ આસન દેખાડતી એટલામા ભગવા વસ્ત્રના સાફા પરિધાન કરેલી પાચ છ જણાની મંડળી આવી તેમની પાછળ તેમનો સામાન આવ્યો ને ઉપરથી આ મંડળી રાજ્યાભિષેક પ્રસંગનુ ચિત્રપટ લેવા આવી હશે એમ લાગતુ હતુ તેમણે ઠેક ઠેકાણે પોતાનાં કેમેરા ગોઠવ્યો, ને તે બધાના ઉપરીએ તે બધુ બરાબર ગોઠવ્યુ છે કે નહિ તેની તપાસ આરંભી હૉલમાના વિદ્યુદ્દીપની પણ તેમણે તપાસ કરી તે પરીક્ષા લેતી વખતે ત્યા

ઉપસ્થિત રહેલી મંડળીએ તે પ્રકાશ અસહ્ય હેવાથી પોતાની આંખો મીંચી દીધી.

વિદ્યુદીપના એ ઝગઝગાટને લીધે હૉલની છત પરનું ને ે ભીંત પરનું નકશી કામ, કાચ પરનાં રંગીત ચિત્રો, પ્રત્યેક ... . પરના ભરજરી પડદા, અને વ્યાસપીઠપરનું સછત્ર .ાસન ઘણુંજ સુંદર દેખાતું હતું, ને જેમ સૂર્યોદય પૂર્વે પૂર્વ ..ા સુવર્ણ રસ જેવી દેખાય છે તેમ હૉલ પણ સુવર્ણમય ે હતો; અને થોડીવાર પછી જ્યારે રાજરજવાડી ને તેમનું ર્તિનિધિમંડળ પોતાના ઐશ્વર્ય સહ ત્યાં બેઠું ત્યારે તેમના રત્ન- ા વગેરે અલંકારમાંથી નીકળતાં રંગીત કિરણો મેઘધનુષની ા આપતાં હતાં.

આઠ ને આળીસે આખો હૉલ મહેમાનો ને દરબારી મંડળથી ભરાઈ ગયો. રાજ્યાભિષેક સારૂ તૈયાર કરેલું

ૃભાર હૉલમાં બેઠકની યોજના

વ્યાસપીઠ પૂર્વાભિમુખ હતુ. તેની જમણી બાજુએ પડદામાં પડદાનશીન રાજસ્ત્રીઓ ને તેમના કુટુંબની મંડળી બેઠી હતી. તે હારમાંજ જરા આગળ જે કોચ માંડયો હતો તેમાં પહેલી હારમાં અનુક્રમે શ્રી. યુવરાજ ફતેસિંહ ગાયકવાડ, સિનિઅર દેવાસના અધિપતિ શ્રી. વિક્રમસિંહ મહારાજ પવાર, શ્રી છત્રપતિ રાજારામ મહારાજ, શ્રી. ધારના મહારાજા ને મહારાજ સાહેબના કાકા શ્રી મહારાજ કુમાર ધૈર્યશીલરાવ ગાયકવાડ બેઠા હતા. તેની પછીની હારમાં દેવાસ, કોલ્હાપુર, ને ધારના મહારાજાની એ. ડી. સી., માનકરી વગેરે મંડળી અને કેટલાક સંસ્થાનોના પ્રતિનિધિની બેઠક હતી. વ્યાસપીઠની ડાબીબાજુએ પહેલા આસન પર મૈસુર

ના યુવરાજ, પછી સાંડુરનાં રાજા સાહેબ, ફલટણ સંસ્થાનના અધિપતિ, શ્રી. રાજકન્યા ને રાજપુત્ર વગેરે રાજબાળોની મંડળી બેઠી હતી. તેની પાછળ કલિંગઢના સર વાસુદેવ રાજે, દેસરાજ ઉર્સ, જયપુરના પ્રતિનિધિ અને વર્તમાનપત્રના પ્રતિનિધિઓને બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ પછી જવા આવવા સારૂ આઠ ફુટનો રસ્તો મૂકવામાં આવ્યો હતો, ને તેની બીજી બાજુના ભાગમાં ઉત્તર અને દક્ષિણ દિશાએ સરદાર, દરકદાર, હાકેમ, શેઠ શાહુકાર, અમલદાર મંડળી, રાજ્યાભિષેક સમિતિના સભાસદો ને માનનીય મહેમાનોને બેસવા સારૂ યોજના કરી હતી. દરબાર હૉલના વાયવ્ય દિશાના ખુણામાં રાજ્યાભિષેકનું સાહિત્ય હારમાં મૂક્યું હતું ને તેની પાસે વૈદિક બ્રાહ્મણ ને શાસ્ત્રી પંડિતાદિ આશ્રિત મંડળીની જગ્યા રાખવામાં આવી હતી.

બધી મંડળી પોતપોતાની જગ્યાએ વિરાજમાન થયા બાદ

**શ્રીમંત રાજદંપતી-ની પધરામણી**

આઠને ચાળીસ મિનિટે શ્રી. પ્રતાપસિંહ મહારાજા સાહેબ અને શ્રી. સૌ. મહારાણી સાહેબ દરબાર હૉલમાં પધાર્યા. તેમના આગમનની વરધી ચોપદાર આપતાંજ સર્વ સભાજનો પોતપોતાની જગ્યાએ ઉભા રહ્યા. તેમના નમસ્કાર ને મુજરા સ્વીકારી શ્રીમંત દંપતીએ પ્રથમ પોતાના કુલદેવતા શ્રી ભોગેશ્વર મહાદેવને વંદન કર્યો, ને પછી શ્રી છત્રપતિ રાજારામ મહારાજા, શ્રી. મ. કુ. ધૈર્યશીલરાવ ગાયકવાડ, શ્રી સૌ. છત્રપતિ મહારાણી તારાબાઈ, શ્રી પાર્વતીબાઈ રાણીસાહેબ વગેરે મંડળીને નમસ્કાર કર્યો. તે [illegible] સ્થાનાપન્ન થયાં.

**શ્રીમંત રાજદંપતી નો શણગાર**

શ્રી. મહારાજા સાહેબે ભરજરીનો લીલો અંગરખો પહેર્યો હતો ને માથા ઉપર લીલો ફેંટો પહેર્યો હતો. તેમાં લીલમની કલગી લગાડી હતી અને બાજુમાં મોતીનો તોરો લટકાવ્યો હતો. તેની ડાબી બાજુએ શ્રી. સૌ. મહારાણી શાંતાદેવી સાહેબ ભરજરીનાં વસ્ત્રપરિધાન કરી બેઠાં હતાં. શ્રીમંત દંપતીને સર્વે જોઇ શકે તે હેતુથી વ્યાસપીઠપર વિદ્યુતપ્રકાશની પ્રચંડ જ્યોત લગાડવામાં આવી હતી. તેથી તેમણે સંગાડેલ લીલા માણેક ને લીલમના અલંકરો વધુ ચકચકિત દીસતાં હતાં.

**પુણ્યાહવાચન, ઔક્ષણ અને પત્રિકાપૂજન**

રાજોપાધ્યાયે 'શ્રીમન્મહા' કરી શ્રીમંત દંપતી પાસે 'પુણ્યાહ વાચન' કરાવ્યું. પછી એક ગુજરાતી સૌભાગ્યવતી સ્ત્રીએ તેમનાં ઓવારણાં લીધાં. બાદ '**સ્વસ્તિ પુણ્યાહ**' એમ કહી આજના પુણ્ય દિવસે આગળ કાર્યક્રમ શરૂ કરવાનું બ્રાહ્મણોને સૂચન કર્યું. ત્યાર પછી પત્રિકાપૂજનનો વિધિ કરવામાં આવ્યો.

**શ્રીમંત રાજ દંપતીને અહેર સમર્પણ**

આ બધો પ્રાથમિક પ્રયોગ થયા પછી શ્રીમંત દંપતીનું અહેર કરવામાં આવ્યું. પહેલા ઘરનું અહેર અને તે પણ શ્રી. ફત્તેસિંહે કર્યું. તેમના જીવનમાં અહેર કરવાનો આ પ્રથમ જ પ્રસંગ હતો, પણ તે તેમણે તદ્દન યોગ્ય રીતે કર્યો હોવાથી ઉપસ્થિત મંડળી આશ્ચર્યચકિત થઇ ગઈ. યુવરાજનાં નાનાં ભાઇ બેન પાસે જ બેઠાં હતાં. પોતાના આસન ઉપર ઉભા રહી મોટાભાઈ શું કરે છે તે જોવાનો તે પ્રયત્ન કરતાં

હતાં અને તે જોઇને મહેમાનોનાં મુખો મંદમંદ સ્મિતથી આનન્દિત થયાં હતાં. બીજો અહેર શ્રીમંત છત્રપતિ દંપતીએ કર્યો. પોતાના ભાઇ ભોજાઇને આજના શુભ પ્રસંગે અહેર કરતાં શ્રી. સૌ. છત્રપતિ તારાબાઇ મહારાણી સાહેબને ને તેમના યજમાનોને અત્યાનંદ થયેલો દેખાતો હતો. આ બાદ ધાર, દેવાસ, (સ.) સોંડૂર ને ફલટણના રાજા સાહેબે 'અહેર' કર્યો. પછી શ્રી. મ. કુમાર ધૈર્યશીલરાવે પોતાના નાના ભત્રીજાને અહેર કર્યો. તે પછી શ્રી. શંકુતલારાજે ને શ્રી. કમલાદેવી ગાયકવાડ તરફથી તેમના સેક્રેટરી રા. અમૃત શ્રીધર પ્રભુણે ને રા રણદિવેએ દંપતીનો 'અહેર' કર્યો. તે બાદ હોદ્દાપૂજન માટે શ્રીમંત રાજદંપતી ૯.૧૫ વાગે ગાદી હૉલ તરફ ગયાં

**ગાદી હૉલમાં જરીપટકા વગેરેનું શ્રીમંત રાજ દંપતીને હસ્તે પૂજન**

ગાદી હૉલમા આવ્યા બાદ તેમણે જરીપટકા, સાહેબ નૌબત, રાજમુદ્રા, તલવાર ને રાજ ગાદીની પૂજા કરી. પૂજા બાદ "આ જરીપટકા તમારા રાજ્યમા સદૈવ ફરફરે, આ નોબત તમારા ગુણગાન કરે, આ રાજમુદ્રા વિશ્વવંદ્ય થાવ, આ ખડગ શત્રુનો સંહાર કરે, ને આ રાજગાદી ચિરકાળ ટકો" એવો બ્રાહ્મણોએ શ્રીમંત દંપતીને આશીર્વાદ આપ્યો

**રાજ્યાભિષેક માટે શ્રીમંત રાજદંપતીનું નવા વસ્ત્રોનું પરિધાન**

'પુણ્યાહ વાચન' થી માંડીને હોદ્દાપૂજન સુધીનો કાર્યક્રમ સમાપ્ત થતાં ચાલીસ મિનિટ થઈ. ગાદી હૉલમા પૂજાવિધિ સમાપ્ત થતાં વસ્ત્ર બદલવા સારૂ શ્રીમંત દંપતી પોત પોતાના હૉલમાં ગયાં, ને ત્યાંથી નૃત્ય વાગવાને સુમારે દરબાર હૉલમાં આવ્યાં.

**રાજ્યાભિષેકનો આરંભ**

શ્રી. મહારાજા સાહેબ ને શ્રી. મહારાણી સાહેબ આ વખતે વ્યાસપીઠ પરના ભદ્રાસન પર બેઠાં હતાં. તેમની પાછળ તેમના હજુરીઆઓ છત્ર-ચામર, મોરચી અને જરીનું છત્ર લઈને ઉભા રહ્યા હતા આ મંડળીએ પોત પોતાનો ભરજરી લીલો પોશાક ને કસબી પાઘડી ઘાલી હોવાથી તે પર પડતો વીજળીનો પ્રકાશ તેમણે ઝાલેલ છત્ર ચામર વગેરે વસ્તુ પર પ્રતિબિંબિત થતો હતો.

**નેક નામદાર દિવાન સાહેબે શ્રીમંતરાજ દંપતીનો કરેલો અભિષેક**

પછી વેદઘોષ શરૂ થયો ને તે ચાલુ હતો તેવામાં વડોદરા સંસ્થાનના મુખ્ય પ્રધાન નેક નામ-દાર સર વાંગળ તિરુવેંકટ કૃષ્ણમાચારી હાથમાં ઘીથી ભરેલ સુવર્ણકલશ લઈ આગળ આવ્યા. તેમણે આજે આ પ્રસંગને છાજે તેવાં ઉચ્ચ કોટિનાં વસ્ત્રો પરિધાન કરેલાં હોવાથી તેમના મુખ પર શ્રી અને સરસ્વતીનો સુભગ સંયોગ થયેલો સ્પષ્ટ દેખાતો હતો. કુશાગ્રબુદ્ધિ, અનુપમ વાક્ચાતુર્ય, સમયસૂચકતા, હાજર જવાબીપણું, ને વિશેષમાં વડોદરાના મહાઅમાત્યને છાજે એવી મુત્સદ્દીગીરી-આ બધી વસ્તુ માટે એમણે ભરતખંડમાં પણ નામના મેળવી છે. આથી પૂર્વા-ભિમુખ થઈ જ્યારે તેમણે દુર્વાંકુરથી ઉભય દંપતીને ધૃતાભિષેક કર્યો ત્યારે પોતાના સર્વગુણો હવે પછી રાજસેવામાં તત્પર રહેશે એવું અભિવચન આપતા હોય એમ લાગ્યું.

તેમના પછી રાજકાર્યધુરંધર કર્નલ કુમાર શિવરાજસિંહે દક્ષિણાભિમુખ થઈ હાથમાં દૂધથી ભરેલ રૌપ્ય કળશ લઈ

શ્રીમંત મહારાજા સાહેબને મહારાણી સાહેબ પર દૂધનું સિંચન

કર્નલ શિવરાજસિંહે કરેલો અભિષેક

કર્યું. કર્નલ સાહેબ સાદા પોશાકમાં હતા છતાં રુવાબદાર દેખાતા હતાં. આજે તેમણે ભરજરીનાં વસ્ત્ર ને અલંકાર પહેર્યાં હોવાથી તે કેવા દેખાતા હશે તે તો વાચક બિરાદર, તુંજ કલ્પી લે. તેમની પાછળ 'કુમાર' શબ્દ લખાય છે. તે તેમનું ક્ષત્રિય કુલાવતંસત્વ સૂચવે છે. ત્રીસ પાંત્રિસ વર્ષ પૂર્વે આ ક્ષત્રિય કુમારે વડોદરા સંસ્થાનમાં એક નાની લશ્કરી ટુકડીની અમલદારી સ્વીકારી,ને પોતાની કામગીરી ને હોંશીયારીથી આગળ ચડી તેમણે મંત્રસચિવની જગા પ્રાપ્ત કરી. એ વખત મુખ્ય પ્રધાનની ગેર હાજરીમાં તેમણે તેમની પદવી શોભાવી હતી. આવો આ ખંતીલો, કાર્યકુશળ પુરુષ જ્યારે રૌપ્યકળશ લઇ અભિષેક માટે આગળ આવ્યો ત્યારે વડોદરા સંસ્થાનના સર્વ ક્ષત્રિય કુળો જ આગળ આવ્યાં હોય એમ લાગ્યું.

પશ્ચિમ તરફ મોઢું કરીને હાથમાં તામ્રપાત્ર લઈ રાજપ્રિય

રાજપ્રિય માને પાટીલે કરેલો અભિષેક

રામચંદ્રરાવ શામરાવ માને પાટીલે શ્રીમંત દંપતી ઉપર દહીંનો અભિષેક કર્યો. કાયદાની પદવી સંપાદન કર્યા બાદ સન ૧૯૧૫ માં તેમણે વડોદરા સંસ્થાનમાં નોકરીમાં પ્રવેશ કરી પોતાની તીવ્ર બુદ્ધિ અને વ્યવહાર ચાતુરીથી અનેક માનની જગ્યાએ કામ કર્યું છે. તેમના નામ પાછળ 'રાજપ્રિય' આ પદવી શ્રીમંત સયાજીરાવ મહારાજનો તેમના ઉપર પ્રેમ દર્શાવે છે. રાજપ્રિયતા પ્રમાણે તેમણે લોકપ્રિયતા પણ સંપાદન કરી હોવાથી **"नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता"** એ મુજબ તેમની ગણના થતી હતી. વૈશ્યલોક વ્યવહાર ચાતુરી માટે

પ્રસિદ્ધ છે. તેથી આ મંગલ પ્રસંગે તેમણે આ ' રાજપ્રિય ' ને પોતાના પ્રતિનિધિ તરીકે રાજ્યાભિષેક પ્રસંગે મોકલ્યા હોય એવો ભાસ લોકોને થયો હોય તો તેમાં નવાઇ નથી.

**રાજ્યરત્ન ઉપલપે કરેલો અભિષેક**

કુબેરને આપણે ઉત્તર દિશાનો સ્વામી ગણીએ છીએ. ધનાધિપતિની દિશાએ – ઉત્તર દિશાએ – મોઢું કરીને હાથમાં મધથી ભરેલું મૃત્તિકા-પાત્ર લઇને રાજકાર્યધુરંધર કૃષ્ણરાવ વિઠ્ઠલ ઉપલપે મહારાજા સાહેબ ને મહારાણી સાહેબને દૂર્વાંકુરથી મધનો અભિષેક કર્યો. કાયદાનો અભ્યાસ યશસ્વી રીતે પૂરો કર્યા પછી તેમણે વડોદરા સંસ્થાનની નોકરી સ્વીકારી. છેલ્લા ત્રીસ વર્ષમાં વહિવટદારની પાયરીથી ચડતાં ચડતાં તે મંત્રસચિવની જગાએ આવ્યા. આ ઉત્કર્ષ તેમની ઉદ્યમપ્રિયતાનું જ ફળ હોવું જોઇએ. કામ ભલે ને ગમે તેટલું હોય છતાંય તેને એક સરખી કાળજીથી કરવું, તે તરફ કંટાળો નાવવો નહિ, ને સરકારહિત તરફ કદી દુર્લક્ષ ન આપવું – એ એમનું જાણે ધ્યેય હોય એમ લાગે છે. સુભાષિતકારોએ ' રાજસેવાને ' " असिधारावलेहन " કહી છે. તે આ રાજ્યકાર્યધુરંધરે પાર પાડી પોતેજ " नरपतिहितकर्ता " ની કોટિમાં જઇ બેઠા ! તેથી તેઓ મૂર્તિમાન રાજવૃત્તિ જ થઇને અભિષેક કરવા આવ્યા છે એવો તર્ક લોકોએ કર્યો.

**મંત્રી મંડળ રાજ ચિહ્નો લઇને શ્રીમંત રાજદંપતી-ની પાછળ ઉભું**

ઉપરના ચારેય ગૃહસ્થો તે વખતે વડોદરાના મંત્રીમંડળના સભાસદો હતા. ઉપર કહ્યા પ્રમાણે રાજ-દંપતીને તેમણે અભિષેક કર્યા પછી હાથમાં મોર્ચલ, છત્ર ને ચામર લઇ તેઓ રાજ દંપતીની પાછળ ઉભા રહ્યા.

પછીથી રાજોપાધ્યાય દત્તોપંત પાંચેગાંવકરે સુવર્ણ કળશમાંના પુણ્યોદકથી, મંત્ર બોલતાં બોલતાં, શ્રીમંત મહારાજા સાહેબ અને મહારાણી સાહેબનો અભિષેક કર્યો. પછીથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વવેદ બોલનારા ચાર બ્રાહ્મણોએ નદીનાં ને સમુદ્રનાં પાણીથી રાજદંપતીનો અભિષેક કર્યો. પછીથી શત છિદ્રોવાળા સુવર્ણ કળશ વડે રાજોપાધ્યાયે ફરીથી તેમના પર અભિષેક કર્યો. રાજજ્યોતિષી મહાદેવ શાસ્ત્રી જોશીએ પણ દંપતીને તીર્થોદકથી અભિષેક કર્યા બાદ આ અભિષેકમહોત્સવ સમાપ્ત થયો.

**બીજાઓએ કરેલા અભિષેકો**

આ રાજ્યાભિષેકવિધિ દેખાય છે તો સાદો ને સરળ, છતાય તેનું રહસ્ય બહુ ગહન છે. તે ચાલુ હતો તે વખતે ઉપસ્થિત મંડળી ભાવનાની ઉર્મિમાં કેટલી બધી ગરકાવ થઇ ગઇ હતી તે તો અવર્ણનીયજ છે. શતછિદ્રવાળા કળશમાંથી બરફ જેવું ઠંડું પાણી ધારરૂપે માથા પર સતત પડતું હોવા છતા તે રાજદંપતીએ જરાપણ હું કે ચું કર્યું નહિ. પ્રસંગોચિત ગાંભીર્ય તેમના મુખ પર દેખાતું હતું. તેમના મનમાં આ વખતે અનેક વિચારો ઉઠ્યા હશે એવો ભાસ થતો હતો. " આઠ હજાર ચોરસ માઇલના પ્રદેશમાં રહેનારા પચ્ચીસ લાખ જીવો પોતાની જવાબદારી હેઠળ આવ્યા હોવાથી પોતાને માથે એક મોટી જવાબદારી આવી છે " એવો ભાવ તેમનાં નેત્રોમા દેખાતો હતો. પંડિત ઓંકારનાથે " सुरास्त्वामभिषिचन्तु " એ શ્લોક બોલવાની શરૂઆત જેવી કરી, તેવામાંજ ચાર વેદ, ચાર

**રાજ્યાભિષેકનુ રહસ્ય**

૨ જી હાર......નામદાર મંત્રી મંડળના સભાસદો અને ખાતાના મુખ્ય અધિકારીઓ.
૩ જી હાર......દરખદાર. આસામદાર, વતનદાર વગેરે.

### અગ્નિ ખુણાની બાજુ

૧ લી હાર......ખંડણી આપનારા ઠાકોરો.
૨ જી હાર......ગાયકવાડ મંડળી.

### ડાબી બાજુ

૧ લી હાર......બીજા સરદાર, જમાદાર, પાગેદાર વગેરે.
૨ જી હાર......સુબાના દરજ્જાના અમલદાર, શેઠ શાહુકાર અને બીજી દરબાર મંડળી.

આ મંડળી શ્રીમંતને આ જગ્યાએ નજરાણાં ને પોષાક અર્પણ કરનાર હોવાથી તેમની થાળીઓ નૈઋર્ત્ય દિશાના ખુણામાં ક્રમમાં ગોઠવેલી દેખાતી હતી.

**શ્રીમંતનું રાજ્યરોહણ**

શ્રીમંતે ગાદી હૉલમાં પ્રવેશ કર્યાની સાથે જ સર્વ દરબારી મંડળી ઉભી થઈ. પછીથી ગાદી પાસે જઈ શ્રીમંત ઉત્તરાભિમુખ થયા ને બરાબર દસને સત્તાવન મિનિટ થતાં શુભ મુહૂર્તે તેમણે ગાદી ઉપર પ્રથમ જમણો પગ મૂકયો, પછી ધીમેથી ડાબો પગ મૂકીને, વીરને છાજે તે રીતે તેઓ ગાદી પર વિરાજમાન થયા. રાજ્યારોહણના આ વિધિ દરમ્યાન વૈદિક મંત્રોના ઘોષ શરૂ થયા, ને તે પૂરા થતાં વડોદરા અને રેસીડેંસીના તોપખાનાએ શ્રીમંતને પ્રત્યેક એકવીસ તોપોથી સલામી આપી. આ તોપો પૈકી, દર સાત તોપો ફુટતાં, રાજમહેલ બહાર ચિસ્તમાં

'ઉભેલા પાયદળોએ બંદૂકના બાર કર્યા. આ રીતે જોશીએ કરેલા શુભ મુહૂર્તે શ્રી મહારાજા સાહેબનું વાસ્તવિક રાજ્યારોહણ થયું. તે પછી તેમની જ્યેષ્ઠ ભગિની શ્રી. સૌ. છત્રપતિ તારાબાઇ મહારાણી સાહેબે રાજતિલક કરીને ઓવારણા ઉતાર્યા.

**દીવાન સાહેબે શ્રીમંતને અર્પણ કરેલો પોશાક**

પછી ને. ના દિવાન સાહેબ સર વ્હી. ટી. કૃષ્ણામાચારીએ રાજ્ય તરફથી તેમજ પોતા તરફથી પોષાક અર્પણ કર્યો શ્રીમંતે પણ ને. ના. દિવાન સાહેબને પોષાક આપી ગૌરવવંત કર્યા આ પોશાકમાં ગુલાબી રંગની એક ગાયકવાડી પાઘડી હતી પોતાનો ભરજરી ફેંટો કાઢી નામદાર દિવાન સાહેબે તે પાઘડી માથા ઉપર ચડાવતાં સર્વે સભાજનોને કૌતુક થયું.

**શ્રીમંતને અહેર અને નજરાણાનું સમર્પણ: પાનસોપારી**

ને. નામદાર દિવાન સાહેબની પછી પુરાણિક, ગાયકવાડ મંડળી, સરદાર, ઠાકોર, જમાદાર, પાગદાર અને દરકદાર, અમલદાર વગેરે મંડળીએ પોશાક ને નજરાણાં અર્પણ કર્યા. તે પછી બધાને અત્તર, ગુલાબ ને પાનસોપારી વહેંચવામાં આવ્યાં; અને આ પ્રમાણે રાજ્યારોહણનો અતિ મનોહર વિધિ પૂરો થયો. પોશાક, નજરાણા ને પાનસોપારીનું કામ ચાલતું હતું તેવામાં મુંબઇની સુપ્રસિદ્ધ ગાયિકા શ્રી. સરસ્વતીબાઈ ફાતરપેકરે સુંદર ગાયન ગાયું. તે વખતે હાજર રહેલા છબી પાડનારાઓએ આ પ્રસંગની અનેક છબીઓ પાડી.

**કેદીઓની મુક્તિ**

આવા આનંદ ખુશાલીના પ્રસંગે રાજ્યનાં તુરંગોમાંના કેદીઓ છોડી મુકવાનો રિવાજ છે. તેને અનુસરી રાજ્યારોહણ થતાં જ ૯૫

કેદીઓને બંધનમુક્ત કરવામાં આવ્યા. દસ કેદીઓને દેહાંત દંડને બદલે વીસ પચીસ વર્ષની જન્મકેદની શિક્ષા આપવામાં આવી. ૭૩૦ કેદીઓની શિક્ષામાં, થોડો થોડો ઘટાડો કરવામાં આવ્યો, ને વીસ કેદીઓને ફરમાવેલો દંડ માફ કરવામાં આવ્યો. રાજ્યમાંના સર્વ કેદીઓને આજના આનંદ પ્રસંગે મિષ્ટાન્ન આપવામાં આવ્યું.

આ દિવસે કેદીઓને જે બંધમુક્તિ કરવામાં આવી તેનો લાભ કેટલાક કેદીઓને આ દિવસે મળી શકયો નહિ. આ ભૂલ જ્યારે પાછળથી ધ્યાનમાં આવી ત્યારે તેમને પણ બંધનમુક્ત કરવાની મહારાજા સાહેબે આજ્ઞા કરી.

**ગરીબોને આપવામાં આવેલાં અન્ન અને વસ્ત્ર બ્રહ્મભોજન**

આ ઉપરાંત તમામ જાતનાં ગરીબોને અન્નવસ્ત્ર વહેંચી તેમને પણ આનંદના સમભાગી બનાવ્યા અન્નર્પણનો આ કાર્યક્રમ તારકેશ્વરના મંદિરમાં કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે બ્રાહ્મણભોજનનો કાર્યક્રમ પણ હતો. તે બહુચરાજીના મંદિરમાં કરવામાં આવ્યો હતો.

**પરોણાઓને ભોજન**

રાજ્યાભિષેક સમારંભ માટે બહારથી જે રાજા મહારાજાઓ આવ્યા હતા તેમને બપોરે ૧૨.૪૫ વાગે લક્ષ્મીવિલાસ રાજમહેલનાં આઇને હૅાલમાં પંચ પકવાનોનાં ભોજનો પીરસવામાં આવ્યાં હતાં. તેજ પ્રમાણે આપ્તવર્ગીય સ્ત્રીઓને તેમજ મુખ્ય અમલદારોની સ્ત્રીઓને ન્યુ વિંગમાં મિજબાની આપવામાં આવી હતી.

× × ×

## અભિનંદનનો દરબાર

જ્યારે જ્યારે નવા મહારાજા ગાદી પર બેસે ત્યારે ત્યારે બ્રિટિશ સરકાર તરફથી ના. રેસિડેંટ સાહેબ તેમને અભિનંદન આપે છે. રેસિડેંટ આ અભિનંદન આપી શકે તે માટે એક ખાસ દરબાર ભરવામાં આવે છે. તે પ્રમાણે તા. ૨૬ એપ્રિલ ૧૯૩૯ ના રોજ સંધ્યાકાળે પાંચ વાગે લક્ષ્મીવિલાસ રાજ-

**શ્રીમંતને અભિનન્દન આપવા માટે રેસિડેન્ટને નિમંત્રણ દરબાર**

મહેલના દરબાર હૉલમાં આ અભિનંદન દરબાર ગોઠવવાનું નક્કી કરવામાં આવ્યું. આ દરબારમાં ના. રેસિડેંટ, તેમના મદદનીશ, સર્જન વગેરે મંડળીને તે. ના દીવાન સાહેબે ૧૯–૪–૩૯ ને દિવસે પત્ર લખીને નિમંત્રણ આપ્યું હતું. તે ઉપરાત વડોદરાનીજ બસો અઢીસો દરબારી મંડળીને પણ નોતરવામાં આવી હતી.

દરબાર હૉલની પૂર્વ બાજુએ ભરતભરચીનુ વ્યાસપીઠ તૈયાર કરવામાં આવ્યું હતું, ને તેની પર શ્રી. મહારાજા સાહેબ ને ના. રેસિડેટ સાહેબને બેસવા સારૂ ચાદીનો કૉચ મૂકયો હતો.

**બેઠકની વ્યવસ્થા:**

વ્યાસપીઠની નીચે, ઉચ્ચાસનની ડાબી બાજુએ ને. ના. દિવાન સાહેબ સારૂ મદ્રાસી ખુરશી મુકવામા આવી હતી, અને તેની સામેજ પહેલી હારમા રેસિડેન્ટની કુટુંબમંડળીને બેસવા સારૂ ગોઠવણ કરી હતી. આ બધી મંડળી નીચે બતાવેલા ક્રમે બેઠી હતી...

( ૧ ) મેજર એ. ઇ. કયુમિંગ, વડોદરા કેમ્પમાંની અંગ્રેજી પલટનના મુખ્ય અધિકારી.

( ૨ ) કેપ્ટન એ. એફ. સી. એલ. ઞાન્સી, ના. રેસિડેંટ સાહેબના સેક્રેટરી.

( ૩ ) મેજર જી. એફ. કૉનડન, રેસીડેંસી સર્જન.

( ૪ ) કેપ્ટન જે. સી. લુઇ. ગુજરાત સર્કલના મિલિટરી એડવાઇસર, ફોજવિભાગ.

( ૫ ) કેપ્ટન આર. કે. એમ. સેકર, ના. રેસિડેંટના હુયમ સેક્રેટરી.

( ૬ ) કેપ્ટન ઈ. બી. સી. વાલ, પલટણના અધિકારી.

( ૭ ) મી. એ. ડબલ્યુ. ડીકુઝ, ના. રેસીડેંટના સેક્રેટરીના મદદનીસ.

( ૮ ) કુમારશ્રી જે. ઝાલા, ડેપ્યુટી પોલિટિકલ એજંટ, રેવાકાંઠા એજન્સી.

( ૯ ) લેફ. જે. એલ. બેલ
(૧૦) સેકંડ લેફ. એસ. એચ. રૉ. } લશ્કરી અમલદારો.

(૧૧) ખાનસાહેબ એસ. કે. કરંજવાલા, ડે. પોલીસ સુપ્રી., ગુજરાત સ્ટેટસ.

**રેસિડેન્ટનું આગમન અને તેમનો સત્કાર**

ના. રેસીડેંટ કર્નલ ગિલન પાંચ વાગ્યાને સુમારે મોટરમાં આવ્યા. તેમની મોટર સભામંડપ આગળ આવતાંજ તેમને **તેર** તોપની સલામી આપવામાં આવી. પાસેજ ઉભેલી સો માણસોની ટુકડીએ તેમને લશ્કરી સલામી આપી.

મોટરમાંથી ઉતરતાંજ રા. રા. રામચંદ્ર કેશવ રણદિવે, હજુર પોલિટિકલ કચેરીના મેનેજર, કર્નલ ગિલનનું સ્વાગત કર્યું. પગથીયાં ચડીને તે ઉપર જતાંજ, ને. ના. સર વ્હી. ટી. કૃષ્ણમાચારી દિવાને તેમની સાથે હસ્તધૂનન કરી તેમનું સ્વાગત કર્યું. આગળ દરબાર હૉલના દરવાજા પાસે શ્રીમંત મહારાજા સાહેબ તેમની સાથે ગયા, ને તેમને સ્વાગતપૂર્વક પોતાની જમણી બાજૂએ વ્યાસપીઠપરના કોચ ઉપર બેસાડયા.

**શ્રીમંતને રેસિડેન્ટનું અભિનન્દન : પાનસોપારી**

ત્યાં તે બંનેની બે ત્રણ મિનિટ વાતચીત ચાલી. પછી રાજ્યારોહણ નિમિત્તે કર્નલ ગિલને મહારાજા સાહેબને અભિનંદન આપ્યાં, ને તેમનું દીર્ઘાયુષ ઇચ્છયું. ત્યારબાદ રેસિડેંટને પાનસોપારી આપવા મહારાજા સાહેબની સ્વારી ઉતતાંજ બધી દરબારી મંડળી પોતપોતાની જગ્યાએ ઉભી રહી. મહારાજા સાહેબે પ્રથમ કર્નલ ગિલનને પુષ્પહાર ચડાવ્યો, ત્યારબાદ તેમને કલગી. અત્તર, ગુલાબ ને પાનસોપારી આપી. ને પછી તે પોતાને સ્થાને બેસી ગયા. મહારાજા સાહેબ બેસતાંજ ઉભી રહેલી મંડળી પણ પોતપોતાની જગ્યાએ બેઠી.

ત્યારબાદ, રીતરિવાજ પ્રમાણે ને. ના દિવાન સાહેબે મહારાજા સાહેબને પુષ્પહાર ચડાવી તેમને કલગી, અત્તર, ગુલાબ ને પાનસોપારી આપી.

પછી, રેસિડેંટ જોડે આવેલી મંડળીને દિવાન સાહેબે પુષ્પહાર, અત્તર, ગુલાબ ને પાનસોપારી આપ્યાં. આ કાર્યક્રમ ચાલુ હતો ત્યારે દરબારી મંડળીના આનંદ ખાતર તંજાવરી નૃત્યનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

આ અભિનંદન દરબારને દસ મીનીટ થઇ. પાનસોપારીનું આ કામ પૂરું થતાંજ ના. રેસિડેંટ સાહેબની સ્વારી જવા માટે નીકળી. રીત પ્રમાણે દરબાર હોલના દરવાજા સુધી મહારાજા સાહેબ તેમને મુકવા ગયા. તે સાથેજ સંસ્થાની તોપખાનાએ તેમને તેર તોપોની જતી વખતે સલામી આપી. બીજા રેસિડેન્સી અમલદારો સાથે હસ્તધૂનન કરી મહારાજા સાહેબે તેમને પણ વિદાય આપી.

**રેસિડેન્ટની વિદાયગીરી**

× × ×

## દેવદર્શનની સ્વારી

**દેવદર્શનની પદ્ધતિ અને તેનું રહસ્ય**

રાજ્યાભિષેકની મૂળવિધિમાં કાળાંતરે જે લૌકિકાચાર દાખલ થયો તેમાં દેવદર્શન ને સ્વર્ગસ્થ રાજકર્તાની છત્રીના દર્શનનો સમાવેશ કરવો જોઇયે. આ દર્શનનો કાર્યક્રમ પહેલાં હેતુ-પુરસર રૂઢ થયો હશે એમ અનુમાન થાય છે. રાજ્યાભિષેકના સમારંભપૂર્વે કુલદેવતા ને ગ્રામદેવતાનું પૂજન કર્યા પછી, વાસ્તવિક રીતે તે પૂર્ણ થયા બાદ ગામના મંદિરમાં જઇને દર્શન કરવાની કંઇ જ જરૂર નથી તથાપિ જે આ પ્રકાર રૂઢ થયો છે તેમા તેની પાછળ બીજો કોઈ હેતુ હોવો જોઇયે એમ લાગે છે રાજગાદીએ આવનાર નવા રાજાએ મોટા ઠાઠમાઠથી ગાજતા ગાજતા દેવદર્શને જવુ એવી રીતિ હતી રાજધાનીમાંના દરેક મનુષ્યને રાજ્યાભિષેકનો અનુપમ શણગાર જોવા ન મળે; તેથી તેમની નયનતૃપ્તિ સારૂ પણ કોઇ લૌકિક કાર્યક્રમ રાખવો જરૂરી હતો. તેટલા માટેજ દેવદર્શનનો આ ધાર્મિક વિધિ રૂઢ કર્યો

હશે. રાજ્યાભિષેકવિધિ નિર્વિઘ્નપણે પાર પડવા બદલ દેવદર્શન વખતે કૃતજ્ઞતા વ્યક્ત કરવાની ને માથે લીધેલી જવાબદારી પાર પાડવાને સારૂ દેવ પાસે દયા યાચવાની નવા રાજાને આ તક મળી. તેજ પ્રમાણે દેવદર્શન માટે મોટા ઠાઠમાઠની સ્વારી કાઢીને મંદિરમાં વાજતાગાજતા જવાથી લોકોને રાજૈશ્વર્યને જોવાની તક મળે તેમ પણ હતું. સ્વારી વેળાએ લોકોને કેવું લાગે છે, તેઓ શુ બોલે છે, નવીન રાજવહિવટ માટે તેમને કેટલો આદર છે, આ બધી વાતો આ પ્રસંગે રાજાના લક્ષમાં સહજ આવે એવી હતી.

**છત્રીનાં દર્શન**

પોતાની પહેલાંના રાજાની છત્રીનાં દર્શન અર્થે જવાની પાછળ પણ આવોજ કંઇક હેતુ હશે. સ્વર્ગસ્થ રાજા વિષે આદરબુદ્ધિ વ્યક્ત કરવાની, તેમના શુભાશીર્વાદ મેળવવાની ને તેમની પરંપરા પોતે આગળ ચલાવશે એવી ખાત્રી આપવાની તક રાજાને આ રીતે મળી. આ કાર્યક્રમમાં આ બધાં પ્રયોજનો હશે એમ આપણને જણાય છે. આ રૂચિને અનુસરીને શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબના રાજ્યાભિષેક મહોત્સવના કાર્યક્રમમાં દેવદર્શનનો કાર્યક્રમ પણ ગોઠવવામાં આવ્યો હતો. તા. ૨૧ એપ્રિલના રોજ મહારાજા સાહેબ ખંડેરાવ ને વિઠ્ઠલમંદિર જવાના હતા, ને બીજે દિવસે તે બેચરાજી ને કીર્તિમંદિરના (છત્રી) દર્શન માટે જવાના હતાં.

**ખંડેરાવનાં દર્શન કરવા શ્રીમંતની સ્વારી વખતે શહેરની શોભા**

શ્રીમંતની સ્વારી પ્રથમ ખંડેરાવ જવાની હોવાથી રાજમહેલના ગોપુર દરવાજા પાસેથી તે ખંડેરાવ માર્કેટ, સિદ્ધનાથ, લક્ષ્મી પ્રતાપ થિયેટર ને બોલાઇ માતા આ રસ્તા પર તો લોકોનાં ઝુંડ ને ઝુંડ વળ્યાં હતા. આ બધા રસ્તા ધ્વજપતાકાથી શણગાર્યા હતા. ઉપરાંત ઘરની

બારીઓ, ગેલેરીઓ ને અગાશીઓ ચિત્ર વિચિત્ર પોશાક પહેરેલા માણસોથી એવી તો ચીકાર થઈ ગઈ હતી કે દૂરથી જોનારને જુદા જુદા રંગના ગલીચાઓ પાથરેલા છે કે શું એવો ભાસ થતો હતો. રસ્તા પર ઠેકઠેકાણે વિદ્યુદ્દીપોની માળા ને તરેહતરેહનાં ઝુંબરો લગાડયાં હતાં. ને ફુટપાથની બાજુમાં બંને તરફ કોપરેલનું તેલ નાખેલા કાચના પ્યાલાઓ પર સૂર્યનાં કિરણો પડતાં હતાં, અને તેથી તેમાંના પાણીમાં જાણે ઇંદ્રધનુષ દેખાતું હોય એવું લાગતું હતું.

**શ્રીમંતની સ્વારી** સાંજે સાડા પાંચ વાગે મહારાજા સાહેબ સોનાની બગીમાં બિરાજ્યા. તેમની જોડે નેક નામદાર દિવાન સર વ્હી. ટી. કૃષ્ણમાચારી બેઠા. પછી અંગરક્ષક સ્વારોના (બૉડી ગાર્ડના) સંપૂર્ણ પરિવાર સાથે તે સુવર્ણરથ ચાલવા લાગ્યો. તે રથ ગોપુર દરવાજાની બહાર આવતાં જ મહારાજા સાહેબનની ને સામેના મેદાન પર એકઠા થયેલા મહાન જનસમૂહની દષ્ટોદષ્ટ થતાં જ " ઘણું જીવો મહારાજા સાહેબ " એવી એક મોટી બૂમ સાંભળવામાં આવી, ને ઘણી વખત સુધી તે બૂમનો પડઘો મહારાજા સાહેબના કાનમાં ગુંજી રહ્યો. ત્યાથી લોકોના મુજરા સ્વીકારતાં સ્વીકારતાં મહારાજા સાહેબ ખંડેરાવ માર્કેટ આવ્યા. ત્યાં પણ તેમનો પ્રચંડ જયનાદથી સત્કાર કરવામાં આવ્યો. શ્રીમંત ખંડેરાવ મહારાજની આરસપહાણની પ્રતિમાને દૂરથી વંદન કરી મહારાજા સાહેબ સિદ્ધનાથ તરફ વળ્યા. આ રસ્તા પર ધર્માધિકારી રા. રા. મંગેશ કમળાકર નાડકર્ણીના ઘર પાસે મહારાજા સાહેબનો સુવર્ણરથ પહોંચતા જ નાડકર્ણી કુટુંબે મહારાજા સાહેબને પુષ્પહાર કર્યો, ને પોતાની રાજનિષ્ઠા વ્યક્ત કરી. આગળ બોલાઈ માતાના મંદિર પાસે રથ જતા જ મહારાજા સાહેબે ભક્તિભાવે બોલાઇ માતાને વંદન

કર્યો. ખેલાઇના ચોકમાં લોકોની સારી ઠઠ જામી હતી. તેથી સ્વાભાવિક રીતે જ સારથિને રથનો વેગ ઓછો કરવો પડયો.

**ખંડેરાવનાં દર્શન**

મહારાજા સાહેબની સ્વારી ખંડેરાવ પહોંચતાં જ વડોદરા પ્રાંતના અંગત નાયબ સુબા રા. રા. નરહર ગોવિંદ સાસવડકરે મહારાજા સાહેબનું સ્વાગત કરી તેમને મંદિરમાં લઈ ગયા. ત્યાં રીત પ્રમાણે દેવદર્શન કરી દેવ પાસે મહારાજા સાહેબે ભેટ મુકીને ત્યાંના ગોસાઇ બ્રાહ્મણોનો આશીર્વાદ લીધો. રસ્તામાં નવસારીના રાજરત્ન રા. રા. દ્વારકાનાથ રંગનાથ શોજી, વડોદરામાં વકીલાત કરતા તેમના બંધુ ગણપતરાવ શોજી, લક્ષ્મી પ્રતાપ થીયેટર્સના માલિક—એ ત્રણ જણે પુષ્પહાર કરી શ્રીમંતનો સત્કાર કર્યો.

**વિઠ્ઠલમંદિરે જવા શ્રીમંતની સ્વારીની તૈયારી**

શ્રીખંડેરાવનાં દર્શન કરી શ્રીમંતની સ્વારી રાજમહેલમાં પાછી આવી ત્યારે ત્યાં વિઠ્ઠલમંદિરની સ્વારીની પૂર્વ તૈયારીઓ ચાલતી હતી. ગોપુર દરવાજા બહાર બધા લશ્કરી સૈનિકો કોઠી કચેરીના રસ્તા પર બન્ને બાજુએ ઉભા રહેલા તેમણે જોયા. દરબાર હૉલના પૉર્ચ પાસે દરબારી મંડળીની ઘણી ગરદી હતી, ને પોતાને ગજારૂઢ થવાનો ક્યારે તક આવે છે તેનો પ્રતીક્ષા કરતા હતા. માસ્ટર ઓફ સેરીમનીઝ શ્રીમંત બ્યંકટરાવ નરસિંગરાવ ઉર્ફે દાદાસાહેબ ઘોરપડેએ પાછળના દાખલા ને હુકમ જોઇને સ્વારીની યોજના નક્કી કરી હતી. ૬ વાગ્યાના સુમારે ગજારૂઢ થઈ સ્વારી સાથે જવાનું માન ધરાવતા ઘણા દરબારી સ્થાનાપન્ન થયા. અશ્વારૂઢ થઇને આવનારા સરદાર, દરકદાર પણ સ્વાર થઇને રીત પ્રમાણે ઉભા

રણાં. આ સિવાય જુદાં જુદાં વાજિંત્રો વગાડનારી મંડળી, સરણાઈ અને ઢોલરવાળાં માણસો, અને સ્વારી સાથે જનારી ઇતર મંડળી પણ સ્વારીમાં જવા સારૂ કટિબદ્ધ થઇ ગઇ હતી.

**શ્રીમંતની સ્વારી નીકળી**

પંદર મિનિટમાં "ધડૂ-ધડૂ-ધુમ્-ધાડ્ડ્" એવો અવાજ કર્ણપટ પર અથડાયો. ઇશારાની તોપ થતાંજ સ્વારી નીકળવાની શરૂ થવાની હોવાથી વડોદરા પ્રાંત પોલિસ નાયબ સુબા ને તેમના સ્વાર અગાડી ચાલવા લાગ્યા. તેમની પાછળ અમુક અંતરે વડોદરાના સેનાપતિ મેજર જિલેરપી પોતાના અધિકારીઓ સાથે નીકળ્યા. આ સેનાનાયક પાછળ સેકંડ લેન્સર્સની ઘોડાદળ ચાલુ થઈ. પછી મહારાજા સાહેબનો બૉડીગાર્ડનો રસાલો નીકળ્યો. આ રસાલામાંના સર્વ અશ્વો સફેદ હોઈ તે ઉપર સ્વાર થયેના લોકોના ચિત્રવિચિત્ર ગણવેશમાં રંગસંગતિ ઉત્તમ પ્રકારે સાચવેલી હોવાથી તે દૃશ્ય ખરેખર ઘણુંજ આકર્ષક લાગતુ હતુ. આ રસાલો સ્વારીમાં હમેશાં શોભા આણે છે. આજે તેમાના સ્વારોએ પોતાના ગણવેશોની ને શસ્ત્રાસ્ત્રના વિશેષ કાળજીથી સફાઇ કરી હોવાથી તેમના હાથમાં રહેલાં ભાલાને તલવાર અરત થતા સૂર્યના કિરણોને લીધે ઘણાં જ ચકચકિત દેખાતા હતા. બૉડીગાર્ડના પાછળ સોનાચાંદીની બે તોપો હતી. તેને ખેચનારા બળદો પંચતન્ત્રમાના સંજીવક ને નંદક એ બે નામના હૃષ્ટપુષ્ટ બળદોનુ સ્મરણ કરાવતા હતા. હમેશ પ્રમાણે આ બળદોને શણગારવામાં આવ્યા હત, ને તેમની ઉપર નાખેલી ભરજરીની ઝુલ સૂર્યબિંબને લીધે વધારે સુંદર દેખાતી હતી. આ પછી પ્રેક્ષકોની ક્ષાત્રવૃત્તિનું ઉદ્દીપન કરે એવો જરી પટકો એક ગજરાજની પીઠ પર ફડફડતો આવતો હતો.

પીળી પાઘડી ધારણ કરેલા એક વયરક મરાઠા શિલે-દારે તેને હાથમાં ઝાલ્યો હતો; અને ગજગતિને લીધે તેની ડોક એક સરખી હાલતી હોવાથી જરિપટકાને થતા પ્રેક્ષકોના મુજરા તે પાછો વાળતો હોય એવો ભાસ થતો હતો. આ ઐતિ-હાસિક નિશાનનું રક્ષણ કરવાનું માન પહેલેથીજ અમારૂં છે એવું દર્શાવવા સારૂજ હુઝુરાત પાગાના શિલેદાર આ જરીપટકાની પાછળ આવતા હતા તેમની કગણીદાર પાઘડી, ઇતર ગણવેશ, રૂવાળા ગાલીચાનું તેનું જીન, દોરીથી બાંધેલા પેગડા અને લગામ, કમરે લટકાવેલી તરવારો ને લાંબા વાંસનાગા અને નિશાનવાળા ભાલાઓ મરાઠાશાહીની યાદ આપતા હતા તેમની પાછળ ચાબુક સ્વાર ને શણગારેલા કોતવાલી ઘોડા ડોલતા ડોલતા ધીમા ધીમા આવતા હતા પાછળ આવનારા ચાંદીના રથના બળદોની પણ એજ પ્રકારની ગતિ દીસતી હતી આ રથના વૈભવની સ્પર્ધા કરવા સારૂજ પાછળથી સોનાની બગી આવતી હતી રાજવૈભવસૂચક આ વાહનોની પાછળ વડોદરા સરકારનું પાયદળ " લેફ્ટ રાઇટ " ( Left right ) કરતુ ચાલતુ હતુ તેમની ચલવામા તાનબદ્ધતા હતી, અને યુરોપિયન લશ્કરની ચાલ પ્રમાણે તેમા શાસ્ત્રશુદ્ધતા નહોતી, છતા પણ તે દળની પ્રતીદારશક્તિને માટે બધાને આદર હતો.

આ સમયે સ્વારી જોવાને માટે રસ્તા ઉપર એકઠા થએલા માણસોમા નીચે પ્રમાણે વાતચીતો ચાલતી

**પ્રેક્ષકોના વિચારો અને સ્વારીનું વર્ણન**

હતી — " તે જુઓ હાથી આવ્યો, તેની સૂંઢપર આંખોનુ મધ્યબિન્દુ નક્કી કરીને બને બાજુએ કેવા સુદર સિંહ કાઢયા છે ! વ્યવહારમા આ બને વચ્ચે અહિનકુલ જેવો વેરભાવ આપણે જોઇયે છીએ, પણ ચિતારાએ પોતાની કલ્પનાથી

તે બંનેને એકજ દૃષ્ટિથી અહિંયા જોવાનો પ્રયાસ કર્યો છે. તેમનો બનેનો આવી રીતે મેળ થાય તો ?"

"તેમને કહો કે સ્વારી જોવી હોય તો શાંતિથી જુઓ. નકામી શું કામ વચ્ચે ખોટી માથાઝીક કરો છો ?" તેજ ગર્દીમાંથી બીજો અવાજ આવ્યો.

"ભાઇ, તેઓ કોણ આ હાથી ઉપર બેઠા છે ?" તે ગર્દીમાં ધીમી ડોકે ઉચુ જોતો એક છોકરો પોતાની પાસેના ગૃહસ્થને આ પ્રમાણે પુછવા લાગ્યો.

"જોઉં, કોણ છે રે ! કહું છુ હો ભાઈ ! જરા થોભ." તે ભલા ગૃહસ્થે ઉત્તર આપ્યો.

પોતાના ડોળા થોડે દૂર સુધી ટમટમાવી, વિચારીને તે ગૃહસ્થ બોલ્યો —

"ભાઇ, પહેલા હાથીપર ભરજરીનો ફેંટો ને શિરપેચ ઘાલીને જે બેઠા છે તે શ્રીમંત દાદાસાહેબ થોરપડે. રાજ્યાભિષેક સમારંભ નિમિત્તે તેમને સર્વાધિકારી તરીકે નીમ્યા છે. શ્રીમંત પ્રતાપસિંહ સાહેબના એ બાળપણના મિત્ર છે, ને તેમની જોડે તે રાજકોટમાં નિશાળે પણ ગયા હતા આ બંનેનો એક બીજા ઉપર ઘણો પ્રેમ છે એમ કહેવાય છે. હવે તો શ્રીમંત સૌ. મહારાણી શાંતાદેવી બાઇસાહેબને લીધે તેમને સબંધ થાય છે તે તેમના કાકા કે એવાજ સબંધી થાય છે. મહારાજા સાહેબ ને દાદાસાહેબની જોડી તે અહિંયા તેમજ પુનામા ક્રિકેટ ને ટેનીસ રમતા જોઇ હશેજ."

તે છોકરાએ ફક્ત "હું" એમ કહી ડોક હલાવી. તેની સમંતિ જોઇ તે ગૃહસ્થ આગળ કહેવા લાગ્યો.

" તેમની જોડે પાઘરી ઘાલી બેઠેલા સ્થૂલ ગૃહસ્થ શ્રીમંત માનસિંગરાવ ઉર્ફે બુવાસાહેબ નાયક નિંબાલકર છે. મહારાજા સાહેબના તે સગા મામાએ નાનપણથીજ પોતાની ખાંધપર તેમને રમાડયા છે. મહારાજા સાહેબનાં માતુશ્રી શ્રીમંત યુવરાજ્ઞી પદ્માવતીબાઇ તેમને ' બાળ ' કહેતાં હતાં. તેથી કરીને મામાસાહેબના મુખમાં તેજ શબ્દ રમી રહ્યો છે. તે મોટા શોખીન ને કલાવંત છે. હોંકે. "

" અને તે ત્રીજા કોણ છે, ભાઇ ? "

" તે માનેકુટુંબના દેખાય છે. મારે તેમની સાથે ઓળખાણ નથી. માને એટલે સયાજીરાવ મહારાજાના માતામહના કુટુંબી. " તે ગૃહસ્થે જવાબ આપ્યો.

તે છોકરાનું કુતૂહલ જોઇને તે ગૃહસ્થે આગળ કહેવા માંડયું: " બીજા હાથીપર ચશ્મા પહેરેલી વ્યકિત બેઠી છે તે ગણપતરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ. વડોદરાની ગાયકવાડ મંડળીમાં એજ વયોવૃદ્ધ છે. અહિંના સરદાર લોકોનાસંઘના તે અધ્યક્ષ છે. તેમની પડોશમાં શ્રીમંત લાલસિંહરાવ ગાયકવાડ બેઠેલા દેખાય છે. સયાજીરાવ મહારાજાના મોટાભાઇના તે ચિરંજીવી છે. કથ્થાય રંગની પાઘડીવાળા ગૃહસ્થ તે શ્રીમંત સીતારામ સંપતરાવ ગાયકવાડ. સ્વર્ગસ્થ મહારાજાના નાના ભાઇના તે એકના એક ચિરંજીવી છે શ્રીમંત ચિમનાબાઇ મહારાણી સાહેબના તે ભાણેજ થાય છે. ચોથા ગૃહસ્થ પણ ગાયકવાડ જ છે. તેમનું નામ શ્રીમંત ચંદ્રસિંહરાવ. મહારાજા સાહેબની સાથે બાલપણમાં તે વિલાયત ગયા હતા. હવે તે મહારાજા સાહેબના સાઢુ થાય છે. "

" ખરેજ, બધી ગાયકવાડ મંડળીથી જ આ હાથી ભરાયા છે ! " તે છોકરાએ ઉદ્ગાર કાઢયા.

" નિનુ, " ભાઇ આગળ કહેવા મંડયા. " આ પાછળના હાથીપર કર્નલ કુમાર શિવરાજસિંહ, કૃષ્ણરાવ ઉપલપ, રામચંદ્રરાવ માને પાટીલ અને ભદ્રસિંહરાવ ગાયકવાડ બેઠા છે, હોંકે. અહિંના મંત્રીમંડળના તે સભાસદો છે. તેની પછીનો જે હાથી આવે છે તે ઉપર જે ઊંચા ગૃહસ્થ બેઠેલા દેખાય છે તે ઘણું કરીને ડૉ. ચંદ્રચૂડ હોવા જોઇએ. આ ગોળ મોંઢાના જે છે તે વિદ્યાધિકારી ભાટે છે. તેમની પાસે ઘણું કરીને પ્રર્માત અધિકારી ડૉ. શંકરરાવ પગાર બેઠેલા છે. અમેરિકાના શિક્ષણથી તે ગૃહસ્થનું મન અતિ સંસ્કૃત ને ઉદાર થયું છે. " " ભાઇ, પેલી બાજુના હાથી પર ' સંશયકલ્લોલ ' નામના નાટકમાં ફાલ્ગુનરાવ ઘાલે છે તેવી પાઘડી પહેરેલા કોણ છે ? "

" અરે, તે ગૃહસ્થ એટલે સરન્યાયાધીશ વિષ્ણુ કૃષ્ણ ધુરંધર. તે કાયદાના મોટા જાણકાર અને છટાદાર બોલનારા ગૃહસ્થ છે, સમજયો ને ? " ભાઇ બોલ્યા.

**સ્વારી કોઠી પાસે**

આ સ્વારી જ્યારે કોઠી પાસે આવી ત્યારે થોડું થોડું અંધારૂં થવાની તૈયારી થઇ ચૂકી હતી. તેથી સેક્રેટરીયટની ઇમારતે લગાવેલા વિજળીના દીવા ચાલુ કરવા એક ગૃહસ્થ મોટેથી બૂમ પાડી કહેતો હતો.

" ભાઇ, જરા ધીરજ ધર. બટન દાબ્યું તોય બત્તી સળગતી નથી. ફ્યુઝ ( Fuse ) બળી ગયો કે શું ? જરા તપાસીને જોઉ છુ. શાંતિ રાખ. તું ગમે તેટલી મોટેથી બૂમ પાડીશ તોય દીવા સળગવાના નથી. " બીજાએ એટલાજ જોરથી જવાબ આપ્યો.

" બૂમ ન પાડું ત્યારે કરું શું ? મહારાજા સાહેબનો હાથી

પાસે આવ્યો. આ ચોકની કમાન પણ કેવી સરસ સળગી છે, અને આપણી બત્તીઓનું તો હજુ ઠેકાણુંજ નથી. " પહેલો બોલ્યો. " હા, હા, મને પણ એમજ લાગે છે. આ યંત્ર છે. ક્યારે બગડશે તે કોણ જાણે છે ? આના કરતાં તો ભાઇ, આપણી દેશી બત્તી સારી. બગડવાનો બહુ ભય તો નહિ ને ? બીજાએ નિરાશાપૂર્ણ સૂર કાઢયા. આ દીવાની ગરબડને લીધા બધા લોકો નિરાશ થયા. તે વખતે રાવપુરામાં રસ્તાની બાજુમાં ' વાડીયા મુવીટોન ' એવું પાટીયું લગાડેલી એક મોટર બસ હતી. તેના ઉપર ઉભા રહેલા અને ભગવો સાફો પહેરેલા ત્રણ ચાર માણસો કેમેરા ગોઠવતા જોવામાં આવ્યા. તેઓ નીચે પ્રમાણે વાતો કરતા હતા :—

" ખરેખર, એણે ઘણું ગોટું કર્યું. જુઓ, સૂર્ય અસ્ત થવાની તૈયારી કરે છે. અહિંયાં પેલી બત્તીઓ પણ સળગતી નથી બધોજ આજ ઘોટાળો થયો છે. હવે પિક્ચર કેમ કરી સારૂ ઉતરશે ? "

ફરીથી આવી ફરીઆદોના સુર બધે સંભળાતા હતા.

**સ્વારી રાવપુરા ટાવર અને જ્યુબિલિ પાસે**

ચીમનાબાઇ ટાવર પાસેના ભાગમાં સર્વત્ર દીવાઓનો ચકચકાટ દેખાતો હતો. ચિત્તેખાન મારુતિ પાસે મરાઠે બ્રધર્સ. સી. સુંદરલાલ, રાજે બ્રધર્સ વગેરે વેપારીઓએ પોતાની દુકાને પ્રેક્ષણીય પ્રદીપો પ્રકટ કર્યા હતા. રસ્તે ઠેકઠેકાણે " મહારાજાને સ્વાગત હજો ", " રાજદંપતી શતાયુ થાવ " એ જાતનાં સૂત્રો વિદ્યુતપ્રકાશથી દેદીપ્યમાન કરવામાં આવ્યાં હતાં. આગળ ચાલતા જ્યુબિલી બાગ પાસે ઉભી કરવામાં આવેલી શેવાળની કમાન સર્વનું લક્ષ ખેંચી રહી હતી. આ તો ફક્ત શેવાળની એક કમાનજ હતી અને તે તો સાદી

હતી, છતાંય રમ્ય હતી. લીલા કાચના દીપોને લીધે નીલમને લજવે એવું તેનું લીલાપણું ઘણું સ્પષ્ટ રીતે દેખાતું હતું. કેટલાક સમય સુધી લોકો આ કમાનની રમ્યતા જોતા હતા. તે જ સમયે કેટલાકની દૃષ્ટિ જ્યુબિલી બાગમાં કમલાસન પર બેઠેલી બોધિસત્ત્વની શાંત છતાં ભવ્ય પ્રતિમા તરફ વળતી હતી. આ પ્રતિમાનાં પગથીયાં અનેક દીપોથી શણગારાયેલાં હોવાથી, ઉપરની આકૃતિ સ્પષ્ટપણે દેખાતી હતી. બોધિસત્ત્વની તે શાંતવૃત્તિની અસર સર્વના મન પર સચોટ થઇ હતી, અને લોકો અનેક પ્રકારના વિચારો કરતા હતા, એટલામાં જ ચોઘડીયાનો ઢુમ ઢુમ એવો અવાજ સંભળાયો, અને તે સાથેજ લોકોમાં જાગૃતિ આવી.

**સ્વારીમાં મંત્રી-મંડળ અને ખાતાના અધિકારીઓ**

નામદાર મંત્રી મંડળના સભાસદની હાજરીથી શોભતો હાથી આગળ જવા લાગ્યો. તેની પાછળ ખાતાધિકારીનો હાથી, મંદમંદ ચાલતો આવતો હતો. તેની પાછળજ મહારાજ સાહેબના અંગત અમલદાર હાથી ઉપર બેસીને જતાં દેખાયા. તે પછી શિબંદી જમાદાર, ઘોડા ઉપર ચોઘડીયાં, હોલાર બેન્ડ, સરણાઇવાળા ગુરવનું મંડળ અને પરિકર રસ્તે ચાલતા જોવામાં આવ્યાં.

**શ્રીમત યુવરાજ ફત્તેસિંહ અને મૃણાલિની દેવી હાથી ઉપર**

' આ જુઓ, આપણા બાલયુવરાજ આવ્યા. તેમની જોડે તેમની બહેન મૃણાલિનીદેવી બેઠી હોય એમ લાગે છે! કેવાં સારાં છોકરાં છે. " એક ગુજરાતી સ્ત્રીનો મધુર અવાજ સંભળાયો, અને ખરેખર તેના કહેવા પ્રમાણે શ્રીમંત યુવરાજ ફત્તેસિંહ જોવામાં આવ્યા. પોતાની નાનકડી ગાયકવાડી પાઘડીને લીધે તે બહુ

-સુંદર દેખાતા હતા. શ્રીમંત રાજકુમારી મૃણાલિનીદેવીએ ભરજરીની સાડી પહેરી હતી. તેથી કરી ઘણાં તેમને ઓળખી શકયાં નહિ હોય એમ લાગે છે. તે બન્નેને સર્વેએ મુજરો કર્યો. એટલામાં પેલી સ્ત્રીનો મધુર અવાજ આવ્યો કે "મહારાજા સાહેબ અમથા કંઇ તેમની પર પ્રેમ નથી કરતા." તે બાઇ તો આગળ બોલતીજ હતી. પરંતુ એટલામાં મહારાજા બેંડ નજીક આવ્યું હોવાથી, તેના અવાજમાં તે સ્ત્રીનો અવાજ કયાંય ભળી ગયો.

**-શ્રીમંતનો 'ફત્તેગજ' હાથી**

તે બેંડની પાછળ મહારાજા સાહેબના જાસુદ ને ચોપદાર ઘોડા પર બેસીને આવતા હતા. તેની જોડાજોડ પચાવન વર્ષનો ને દસ ફૂટ ઉંચાઇનો મહારાજા સાહેબનો હાથી આવતો હતો. આ હાથીનું નામ ફત્તેગજ અને આજે તે ફત્તેસિંહના પ્રતાપી મનોહર બાળકને બેસાડી લઇ જઇ ડોલતો ડોલતો જતો હતો, તેમાં તેના નામનું એ સાદશ્ય ઢાકતાલીય નહીં તો બીજું શું ?

ફત્તેગજને સજાવવામાં આજે તેના મહાવતે ને તેના મદદનીસે પોતાની કલાની પરિસીમા આણી દીધી હતી. તેના ગંડસ્થલ પર સોનાનો ચાંદ ને ચીમનીવાળી કલગી લટકાવી હતી. તેની આંખોનું મધ્યબિન્દુ નક્કી કરી વચમાં બે વાઘ કાઢ્યા હતા, અને સૂંઢ ઉપર ચિત્રવિચિત્ર રંગની વેલી અને લતાઓ ચિતરી હતી. તેના કાન પર પણ પ્રતીકસમાં કંઇ ચિત્રો દોરેલાં દેખાયા. તેની ઉપર લખા સોનીએ ઇસવીસન ૧૮૭૪ માં તૈયાર કરેલી બે લાખ છ હજાર રૂપિયાની કિંમતી સોનાની અંબાડી મુકવામા આવેલી હતી, અને તેથી તેની શોભા અધિક દીસતી હતી. ઉપરાંત તેને શોભતી ભર-

જરી ઝુલ નાખી હોવાથી તેનું સર્વાંગ આચ્છાદિત થઇ જતું હતું- સુવર્ણમાળા તેના ગળામાં શોભતી હતી. ને સુવર્ણોના સાંકળાંથી તેના પગની શોભામાં અભિવૃદ્ધિ કરવામાં આવી હતી. આટલો શૃંગારસમાજ અપૂર્ણ હશે એમ માની ચમરી ગાયના સફેદ વાળનો કરેતેલી ભવ્ય માળા તેના ગળાની બંને બાજૂએ લટકાવવામાં આવેલી હતી

ફતેગંજના મહાવતે પણ આ સર્વ પ્રકારના સાજને શોભે તેવો પોષાક પહેર્યો હતો. તેની ડોક પર લીલા રંગનો ફેંટો દેખાતો હતો. ને તેણે તે ડાબા કાન તરફ જરા ત્રાંસી કરીને પહેરેલો હોવાથી તે રૂવાબવાળો દેખાતો હતો. તેણે ભરજરીનો અંગરખો પહેર્યો હતો ને ભરજરી દુપટ્ટાથી તેણે પોતાની કમર બાધેલી દેખાતી હતી. હાથીના કાનના ફડફડાટને લીધે તેના પગની જરીબુટ્ટી વારે-વારે ચમકતી હતી

**હાથી ઉપર શ્રીમતના અનુપમ શોભા: શ્રીમતની પાછળ ખવાસ ખાનામાં ને. ના. દીવાન સાહેબ**

નોકરોનો આટલો ઠાઠ હતો તો સ્વામીનો કેટલો હશે તેનો ખ્યાલ વાચકને સહેજ આવી શકશે ઘરમા ગજપર્યન્તના અઢળક લક્ષ્મી હોય તો પછી ઠાઠમાઠમાં કમી કોણ રાખે ? ગાદીપર બેસતી વખતે પહેરેલી પાઘડી, શિરપાવ ને તોરો મહારાજા સાહેબના મસ્તક પર શોભતાં હતાં. તેમના ગળા પર ને છાતી પર થતા ચકચકાટને લીધે તેમણે મુક્તામાળા કે હીરાનો રત્નહાર પહેર્યો હશે એવું લાગતું હતું. રસ્તા પર દીવાના પ્રકાશનો પ્રભાવ ઓછો થતાં જ તેમનો સ્કંધપ્રદેશ સોનાની કસોટીના જેવી ચમકતી વિદ્યુલ્લતા પ્રમાણે ચમ-

કતો, તેથી તેમના અંગપર ભરીજરીનાં વસ્ત્રો હતાં, એ સ્પષ્ટ લાગતું હતું.

આ વખતે અંબાડીને મીણબત્તીવાળાં વેલસેટો હતાં; અને તેમાં પાછું હાથીની અસાધારણ ઊંચાઇ હોવાથી મહારાજા સાહેબની આકૃતિ સ્પષ્ટ દેખાતી નહોતી. તેથી તેમનું અધિક વર્ણન કરવું શકય નથી, તેથી દિલગીરી થાય એ સ્વાભાવિક છે. તે મુખ્યાસનપર બેઠેલા હતા, અને ખવાસ ખાનામાં ને. ના. દિવાન સાહેબ ગાયકવાડી પાઘડી પહેરી બેઠા હતા. તેમને આજે સવારે ગાદી હૉલમાં થયેલા દરબાર વખતે મહારાજા સાહેબે ગાયકવાડી પાઘડી આપી હતી એ માહીતિ ઘણાને નહોતી તેથી કરીને જ તેઓ ખવાસખાનામાં બેઠા હતા. ગાયકવાડ મંડળીમાંથી કોઇએ પણ મહારાજા સાહેબના પાછળ બેસવું જોઇયે એવી તેમની પોતાની માન્યતા હોવી જોઇયે એમ લાગતું હતું.

અંબાડીના ચાર થાંભલા ઝાલી ચાર હજુરીઆ ઉભા રહ્યા હતા. આગળના બન્નેના હાથમાં મોર્ચલ હતી, ને પાછળ ઉભેલા બંને જણા શ્રીમંત ઉપર ચમરી ઢાળતા હતા.

**સ્વારીનો પાછલો ભાગ**

શ્રીમંતના હાથીની પાછળ નવાબસાહેબ, બીજા સરદારો, આસામદાર, દરકદાર, માનકરી ને શિબંદી જમાદાર ઘોડાપર બેસીને આવતા હતા. રાજ્યાભિષેક નિમિત્તે ખાસ તૈયાર કરેલો પોષાક તેમણે ધારણ કર્યો હતો. આ મંડળીની પાછળ સાહેબ નૌબતીનો હાથી ચાલતો હતો. ને તેની જોડે જ શ્રીમંત રાજે પાંઢરે ને શિંદે ફાંકડે ઘોડાપર સ્વાર થઇને આ સ્વારીમાં સામેલ થયા હતા. આ બંને સરદારની પાછળ

ફ્રર્ટ ફેવેલરી નામનું વડોદરાનું બીજું અશ્વદળ દબડબ દબડબ કરતું જતું હતું, ને સુરતી નોબતનો સાંડણી સ્વાર સ્વારી પૂરી થઇ એ પ્રમાણે સૂચવતો એકલો ચાલતો હતો.

**સ્વારી વિઠ્ઠલમંદિરે પહોંચી**

આ સ્વારી આગળ સુરસાગર, ન્યાયમંદિર, લહેરીપુરા, માંડવીને રસ્તે થઇ વિઠ્ઠલમંદિર પહોંચી. તે જોવા સારૂ ન્યાયમંદિર પાસે માનવનો મહા સમૂહ ભેગો થયો હતો. પદ્માવતી ચોકમાં તે આવતાં જ, ત્યાં ઉભા રહેલા જનસમુદાયે મહારાજા સાહેબનો ત્રણ વાર જયજયકાર પોકાર્યો, ને મહારાજા દીર્ઘાયુ થાય એવી ભાવના સર્વત્ર પ્રસરી ગઇ. બીજી મહેમાનોની મંડળી આ સ્વારી જોવા ન્યાયમંદિર પાસે બેઠી હતી. પોતાના પ્રજાજનોમાં મહારાજા કેટલા પ્રિય છે તે આ જયઘોષણા ઉપરથી જણાઈ આવતું હતું. વિઠ્ઠલમંદિર પહોંચતા સુધી રસ્તામાં ઠેકઠેકાણે મહારાજા સાહેબનો જયઘોષ ઉચ્ચારવામા આવ્યો હતો.

શ્રીપાંડુરંગના દ્વારે મહારાજા સાહેબનો હાથી થોભતાં જ મહાવતે તેને નીચે બેસાડયો ને સીડીની સહાયથી મહારાજા સાહેબ નીચે ઉતર્યા. વડોદરા પ્રાંત અંગત નાયબ સુબાએ તેમનું ત્યાં સ્વાગત કરીને મંદિરમાં પધરાવ્યા. મંદિરમાં પ્રવેશતાં જ તેમણે પોતાના બુટ બાજુએ મુકયા ને પ્રભુનાં દર્શન સારૂ વિનીત વેષે સભામંડપમા ગયા.

**શ્રીમતે વિઠ્ઠલમંદિરમાં કરેલાં દર્શન**

મહારાજા સાહેબની સ્વારી આજે દેવદર્શન સારૂ આવવાની હોવાથી આખું મંદિર શણગારવામાં આવ્યું હતું. ને પાંડુરંગે પણ પોતાનું સકલૈશ્વર્ય ત્યાં જ દેખાડવું એવો નિશ્ચય કર્યો હોય

એમ લાગતું હતું.. સભામંડપમાં ,આવી દાર પાસે આવતાં મહારાજા સાહેબે सुंदर ते ध्यान उभे वीटेवरी, कर कटावरी ठेवुनीयां એવી વિઠ્ઠલ રખુમાઇની મૂર્તિ જોઈ. અનેક અલંકારોથી તે વિભૂષિત કરવામાં આવી હતી. પણ નીચેની પંક્તિમાં વર્ણવેલાં ભૂષણોએ જ મહારાજા સાહેબનું ચિત્ત વેધ્યું હતું : गळा तुळसी हार कांसे पीतांबर, कस्तुरी ललाटीं शोभे फार ' रुप पाहतां लोचनीं । सुख झालें हो साजणो ॥ ' એ પ્રકારની મહારાજા સાહેબની સ્થિતિ થઇ. ' सर्व सुखाचें आगरांत ' એણે પ્રવેશ કર્યો હતો, અને સુખદ સંવેદનથી તેમનું શરીર પુલકિત થયું હતું. ભક્તિભાવથી હાથ જોડી તેમણે રખુમાઇને વંદન કર્યું; રીત પ્રમાણે પત્ર, પુષ્પ, ફલ ને ભેટ મુકી. અને પાંડુરંગને ' भक्तिभाव द्या, घ्या सेवा ' એ પ્રમાણે કહીને ' रघुराया, करी कृपेची छाया ' એ પ્રમાણે પ્રભુને નમ્રતાપૂર્વક વિનંતી કરી ને ' तथास्तु ' એવી અશરીરિણી વાણી ત્યાં સાંભળવામાં આવી એમ લાગ્યું. એટલામાં જ પાંડુરંગને ચડાવેલાં તુલસીપત્રો નીચે પડતાં હતાં; એટલે સર્વને સ્પષ્ટ રીતે જણાયું કે પાંડુરંગે શ્રીમંતને આશીર્વાદ આપ્યો.

અંગત નાયબ સુબાની વિનંતીને અનુસરી પોતાને માટે રાખેલા આસન પર શ્રીમંતની સ્વારી બેઠી. અંગત નાયબ સુબાએ તેમને મુજરો કર્યો, ને છાબડી પુષ્પહાર ને પાનસુપારી અર્પણ કર્યાં. તે બધું પ્રેમથી સ્વીકારી મહારાજા સાહેબ રાજમહેલ તરફ જવા નીકળ્યા.

શ્રીમંતની સ્વારી મંદિર બહાર આવતાં જ બંદીવાનો કે જેઓ મહારાજા સાહેબના હુકમથી આજ સવારે છૂટયા હતા—

**વિઠ્ઠલમંદિરમાંથી શ્રીમંતની વળતી સ્વારી**

તે બધાએ આગળ આવી મહારાજા સાહેબનું કૃતજ્ઞતાપૂર્વક સ્વાગત કર્યું. એમાંના તો ઘણા ભયંકર ગુનેગાર હતા, તો કેટલાક બિચારા પરિસ્થિતિનો ને દુર્દૈવનો ભોગ બન્યા હતા. તેમનાં કર્મ બદલ કાયદાએ નિયત કરેલી સજા પણ તેમનું સ્વાગત કરી જ રહી હતી, ને તેમને તે ભોગવવા સિવાય છૂટકો જ નહોતો. છતાં પણ મહારાજા સાહેબનાં દર્શન કરતી વખતે જાણે અંતઃકરણ પૂર્વક પોતાના કર્મ બદલ પસ્તાવો થઈ ગયો હોય એમ તેમનાં અલ્પ નયનો ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું, ને કેટલાકોએ તો હવે ગુન્હામાંથી હાથ ધોઈ નાખવાની પ્રતિજ્ઞા કરી હોય એમ તેમની મુખમુદ્રા ઉપરથી લાગતું હતું.

**શ્રીમંતની વળતી સ્વારી ખંડેરાવ માર્કેટને રસ્તે**

મહારાજા સાહેબની સ્વારી દર્શન સારૂં આવતાં કોઠી રાવપુરા ને ન્યાયમંદિરને માર્ગે આવી હતી. તેથી કરીને આ ભાગના લોકોને દર્શનની અનુપમ તક મળી હતી. ચામરાજેન્દ્ર રોડ અને ખંડેરાવ માર્કેટ આગળ લોકોને મહારાજા ખંડેરાવ દર્શન કરવા ગયા. ત્યારે તેમના દર્શનનો લાભ મળી શક્યો હતો પણ તેજ વખતે મહારાજા સાહેબ સોનાની બગીમાં ગયા હોવાથી સ્વારીનો ઠાઠ જોવાની તક તેમને મળી નહોતી. તેથી રાજમહેલ જતી વખતે આ માર્ગથી જવું એમ ઠરાવવામાં આવ્યું.

તે પ્રમાણે ન્યાયમંદિર પાસે સ્વારી આવતાં જ ચામરાજેન્દ્ર રોડ તરફ તે વળી. ત્યાં છુટા પડતા ત્રણ રસ્તા પર એક પ્રચંડ

કમાન ઉભી કરવામાં આવી હતી. વિજળીના રંગબેરંગી દીવાના પ્રકાશમાં તે અપ્રતિમ દેખાતી હતી. સયાજી વિહાર કલબથી માંડીને વચ્ચે વચ્ચે વિજળીનાં તોરણો લગાડેલા દેખાતાં હતાં, અને તેની બીજી બાજુ પ્રદર્શનના મેદાન પાસે ઉભી કરવામાં આવેલી સર્વોત્કૃષ્ટ કમાન દૂરથી પણ સુંદર દેખાતી હતી.

**સ્વારી રાજમહેલ આગળઃ દારૂખાનું**

લોકોના જયઘોષ ચાલુ હતા; ને સ્વારી પછી આગળના ભાગમાં આવતાં જ રાજમહેલના ' પોર્ચ ' સુધી આખાય રસ્તામાં દારૂખાનું ફોડવામાં આવ્યું હતુ. જુદી જુદી જાતની ચંદ્રજ્યોતિ, ફૂલઝાડ, તારક મંડલ, હવાઇઓ વગેરે પ્રકારનું દારૂખાનું ફોડવામાં આવ્યું. સ્વારીનો આ ભાગ વિશેષ રીતે સર્વને આકર્ષક થઇ પડયો હતો. રાત્રે સાડા આઠના સુમારે મહારાજા સાહેબ લક્ષ્મીવિલાસ રાજમહેલમાં પહોંચ્યા. આજ સવારથી માંડીને જ કાર્યક્રમોનો ઢગલો થઇ ગયો હતો. તેમને આજ જરા પણ નવરાશ મળી નહોતી. અઢીથી ત્રણ કલાક સુધી સતત હાથીની સ્વારી કરેલી હોવાથી તેમને સહેજ કંટાળો આવેલો. મહાવતે પોતાનો પૂર્ણ જવાબદારી સમજી ફતેગજ ને ખરેખરો કાબુમાં રાખ્યો હતો. આટલા મોટા જનસમૂહ વચ્ચે અને તે પણ બેંડ ને શરણાઇઓના અવાજ વચ્ચે, હાથીને હું કે સું કરવા દીધો નહિ. તે પ્રમાની જનાવરે પણ પ્રસંગ સમજી પોતે ચાકરી કરી મહાવતની લાજ રાખી. આથી ખુશ થઇ મહારાજાએ મહાવતને એક સોનાનુ કડું ને ચાંદીની વીંટી બક્ષીસ આપી. પોતાના સ્વામીના હાથથી આ ભેટ સ્વીકારતાં તે મહાવતનાં ચક્ષુ કૃતજ્ઞતાથી અને હર્ષથી અશ્રુપૂર્ણ દેખાયાં !

## દુકાન શણગારની હરીફાઇ

મનુષ્ય સૌંદર્યનો ભૂખ્યો છે. તેથીજ જ્યાં જ્યાં તેની દષ્ટિએ તે નજરે પડે છે, ત્યાં તે આસકત થાય

**સૌન્દર્યનું મહત્ત્વ** છે. એવું સૌંદર્ય મનુષ્યમાં છે, પ્રાણીમાં છે, કે વસ્તુમાત્રમાં છે, તેનો તે વિચાર કરતો નથી. નવયુવતીનું સૌંદર્ય તેને જેટલો ગાંડો બનાવી શકે છે તેટલુંજ કુદરતનું અપ્રતિમ સૌંદર્ય તેને મુગ્ધ કરે છે. હાસ્યથી અને મીઠી વાણીથી તે પોતાના છોકરાને જેટલા પ્રેમથી ચુંબન કરે છે, તેટલાજ પ્રેમથી તે પાળેલા કુતરાને ખભે બેસાડી નાચ નચાવે છે. એકાદ ગુલાબનો છોડ જોઇ જેટલો તેને સંતોષ થાય છે તેટલોજ એક નવયુવતીના કેશકલાપને જોઇને તેને સુખની લાગણી થાય છે.

મનુષ્ય માત્રની આ સૌંદર્યાસક્તિ લક્ષમાં લઇ વ્હેપારી માણસો તેનો ઘણોજ ઉપયોગ દુનિયામા કરે છે આ ઉપયોગ કેવો કરવો એ એક પ્રકારની વિદ્યા હોઇ પાશ્ચાત્ય લોકોએ તે હસ્તગત કરી હોય એમ આપણને લાગે છે. એક વેપારીનીજ વાત લઇએ. પોતાનો માલ ખપાવવા તે આપણા કરતાં વધારે યુક્તિપ્રયુક્તિઓ જાણે છે એમ આપણે કબુલ કરવુંજ પડે. માલની ઉત્તમતા, શિષ્ટવાણી, દુકાનની આકર્ષક સજાવટ વગેરેની વેપારીઓને ખબર હોતી નથી, જોકે વેપારીઓનો આધાર તો એ વસ્તુઓ ઉપરજ છે, અને જે થોડા લોકોને આ બધાનો અભ્યાસ હોય છે તેમને દુર્દૈવે કોઇ લક્ષ આપતુ નથી.

કે સયાજીરાવ મહારાજા સાહેબના ધ્યાનમાં આ વાત આવી હતી. અંગ્રેજીમાં જેને Window dressing કહે છે તે વેપારના ઉત્કર્ષનું અથવા તો પોતાની પાસે ઘરાકો ખેંચવાની દષ્ટિએ એ

કેટલું અગત્યનું છે, તેમજ તેની સારૂં પાશ્ચાત્ય લોકો અને તેમાંય ફ્રેંચ અને અમેરિકન લોકો કેટલો પુષ્કળ ખર્ચો કરે છે, તે તેમણે પ્રત્યક્ષ જોયું હતું. સને ૧૮૮૭ માં તે પ્રથમ વિલાયત ગયા. તે વખતેજ તેમના ધ્યાનમાં આ વાત આવી.

**દુકાન શણગારની પદ્ધતિ**

તે વસ્તુ પોતાને ત્યાં શરૂ કરવાનો તેમણે તે વખતે પ્રયત્ન કર્યો, પણ તેમાં તેમને યશ મળ્યો નહિ. અજ્ઞાનતાને લીધે તથા "જુનું એ સોનું" એ પ્રમાણે માનનારા વેપારીઓનાં મનમાં તે વાત તે વખતે ઉતરી નહિ. અનાવશ્યક વાત પર ખર્ચ કરવાનો અર્થ શું? એવી માન્યતા તે વખતે પ્રવર્તેલી. શિક્ષણ, અનુભવ, ને પરદેશની રીતભાતને લીધે ધીમે ધીમે વૃત્તિ બદલાઈ ગઈ, ને પછી આપણા વેપારીઓને જાહેરાત અને દુકાન સજાવટની મહત્તાનો ખ્યાલ આવ્યો. આ દિશામાં ફરીથી પ્રયત્ન કરી જોવાની આ તક સારી છે એવું લાગતા સયાજીરાવ મહારાજાએ દર વર્ષે દુકાન સજાવટની હરીફાઈ શરૂ કરવાનો ક્રમ કરી ઉત્તમ ને આકર્ષક સજાવટ બદલ વેપારીઓને ઇનામો આપવાની પદ્ધતિ શરૂ કરી.

**રાજ્યાભિષેક સમારંભમાં શણગાર હરીફાઈનો કાર્યક્રમ: સમિતિની નીમણુક**

શ્રી. પ્રતાપસિંહ મહારાજના રાજ્યાભિષેક પ્રસંગે આવી હરીફાઈ કરવાની દુકાન સજાવટના કાર્યક્રમમાં ઉત્તેજન મળશે તેમજ વડોદરા નગરીનો શૃંગારસાજ વધુ સારો દીપી ઉઠશે એમ લાગવાથી સજાવટના કાર્યક્રમનો સમાવેશ રાજ્યાભિષેકકાર્યક્રમમાં કરવામાં આવ્યો.

આ સારૂ સરકારે વડોદરા શહેર સુધરાઈના અધ્યક્ષ મે. રાજરત્ન

( હવે રાજપ્રિય ) મોતીલાલ છોટાલાલ દેસાઇના અધ્યક્ષ હેઠળ એક સમિતિ નીમી. આ સમિતિમાં પ્રથમ પાંચ સરકારી અધિકારી અને બે પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો નિમવામાં આવ્યા હતા. આ સમિતિએ પછીથી લેડી કૃષ્ણમાચારી સૌ. અરુણાદેવી મુકરજી, સૌ. સુભદ્રાબાઇ પગાર ને રા. પ્રતાપરાવ ખાસેરાવ જાધવની સભાસદ તરીકેની નિમણુક કરી દીધી. રા. તારાચંદ પોપટલાલ અડાલજા સેક્રેટરી હતા.

સમિતિના કામ માટે ને ઇનામ સારૂ સરકારે એક હજાર રૂપિયા મંજૂર કરી દીધા. આ પૈસાનો ઉપયોગ કેવો કરવો ને કયા ધોરણ પર હરીફાઇ ઘડવી એ બધું સમિતિએ પ્રથમ નક્કી કર્યું. આગળ ઉપર સમિતિએ એ ધોરણો એક હસ્તપત્રિકા દ્વારા લોકોને જાહેર કર્યું. સ્ટેશનથી પાણીદરવાજા, ચોખંડીથી ચાંપાનેર દરવાજા, દાંડિયાબજારથી રાજમહેલરોડ— આ ભાગમાં દુકાનો હરીફાઇમાં ભાગ લઇ શકે; અને જેની દુકાન સજાવટ સમિતિની દૃષ્ટિએ ઉત્તમ ઠરશે તેને સોનાચાંદીના બિલ્લાઓ તથા પ્રમાણપત્રો આપવામાં આવશે એવું જાહેર કરવામાં આવ્યું હતું. દુકાન મધ્યેની સ્વચ્છતા, માલની ગોઠવણી શોભા, ગ્રાહકોને મળનારી સવલતો, ગુમાસ્તાઓની હોંશિયારી ભાવ, વજનમાપ, રોશનાઇ ને અભિનવતાની, ઇનામ આપતી વખતે, ગણત્રી કરવામાં આવશે, એવી ચોખવટ તે વખતેજ કરવામાં આવી હતી.

**પેટા સમિતિઓની નીમણુક વ્હેપારીઓને ઈનામો**

આ હરીફાઇ સારૂ તા. ૨૬ એપ્રીલનો નક્કી દિવસ કરવામાં આવ્યો હતો. હેતુ એજ હતો કે આજ દિવસે શ્રી. મહારાજા સાહેબની સ્વારી વિક્રમમંદિર મોટા સમારંભ માટે જનાર હોવાથી આ સજાવટ નજરેજ જુવે. હરીફાઇના ક્ષેત્રના પાંચ વિભાગ પાડી, તે ભાગની ઉત્તમ

સજાવટવાળી દુકાન નક્કી કરવા સમિતિએ પાંચ પેટા સમિતિઓ નીમી. આ પેટા સમિતિઓએ ઉત્તમ ઠરાવેલ દુકાનોમાંથી શ્રેષ્ઠ કઇ ને કનિષ્ઠ કઇ એ ઠરાવવા એક પરીક્ષક મંડળની નિમણુક કરી.

આ પેટા સમિતિઓએ ને પરીક્ષક મંડળે તા. ૨૬ ને ૨૭ એપ્રિલના રોજ સર્વ દુકાનો જોઈ કઇ દુકાને ઉત્તમ સજાવટ કરી છે એ નક્કી કરવાનું ઠરાવ્યું. સજાવટની આ હરીફાઇ જોવા પુષ્કળ લોકો આવ્યા હતા. આ હરીફાઈ નિમિત્તે લહેરીપુરાથી માંડવીના ભાગમાં, નીચેની સુંદર કમાનો ઉભી કરેલી જોઇ પ્રેક્ષકો પ્રશંસાના ઉદ્‌ગારો કાઢતા હતા.

(૧) ચાંદીસોનાના દાગીનાની બનાવેલી કમાન.
(૨) તાંબાપિત્તળના વાસણનું કરેલું તોરણ.
(૩) રેશમી સુતરાઉ વસ્ત્રની કરેલી કમાન.

કમાનનો આ પ્રકાર વડોદરામાં તદ્દન નવો હતો. લોકોને તો તે ઘણોજ પસંદ પડયો હોવાથી આગળ ભવિષ્યમાં નગરશૃંગારના સમયે તે ફરીથી થશે એમાં શંકાને સ્થાન નથી. શ્રીમંત મહારાજા સાહેબ પણ આ બધી શણગાર હરીફાઈ જોઇને ઘણા પ્રસન્ન થયા હતા.

જે દુકાનની સજાવટ ઉત્તમ ઠરી તેવા પાંચ વેપારીઓને સુવર્ણપદ આપ્યાં : (૧) ચોકશી છોટાલાલ હીરાલાલ, (૨) કંસારા મોતીલાલ છોટાલાલ, (૩) અબદુલ કાદર ઇબ્રાહિમ, (૪) અબદુલ કાયમ તૈયબઅલી અને (૫) નટવરલાલ ચીમનલાલ કાપડીઆ. તે ઉપરાંત ૩૦ સોનાના ગિલ્ટવાળાં અને ૧૦૦ ચાંદીનાં પદકો પણ આ હરીફાઇમાં ભાગ લેનારા વેપારીઓને આપવામાં આવ્યાં હતાં. એકંદરે આ કાર્યક્રમ બહુ જ સારી રીતે પાર પડયો હતો.

× ×

## વડોદરા શહેરનો શૃંગારસાજ

શ્રી મહારાજા સાહેબના 'રાજ્યાભિષેકનું' મુહૂર્ત નક્કી થતાંજ તે સમારંભને યશસ્વી કરવા સારૂ જે તે બધાજ કામમાં લાગી ગયા. આ બધામાં શહેરને શણગારવાનું ને રોશનીનું કામ કંઈ થોડું મહત્ત્વનું ન હતું. અલ્પ સમયમાંજ તે બધાને પસંદ પડી જાય, અથવા તો સર્વેને તેની યાદ કાયમ રહી જાય તે રીતે કરવું વિકટ જ હતું, પરંતુ બાંધકામ ખાતુ, વિદ્યુત્ખાતુ, બાગખાતું અને શહેર સુધરાઈની અવિરત કાર્યદક્ષતાને સહકાર ને લીધેજ તે કાર્યને મનપસંદ બનાવ્યું એ બાબતમાં જરાય સંશય નથી. ખરેખર, આ કાર્યમાં આ બધા ખાતાઓની કાર્યનિષ્ઠા ને કાર્યક્ષમતા તરી આવે છે.

**શહેર શણગાર અને રોશની**

શહેરશૃંગાર પૂર્વેનું પ્રથમ કાર્ય તે શહેર સફાઈ. જો કે આ કાર્ય તો રોજનું હોવા છતાંય આવા શુભ નિમિત્તવાળા કાર્ય વખતે સુધરાઈ વિશેષ કાળજીપૂર્વક તેને હાથમાં લે છે. આ પ્રમાણે શહેર સુધરાઈએ સ્ટેશનથી પાણી દરવાજા સુધી ને ગોવાગેટથી ચાંપાનેર દરવાજા સુધીના સર્વ માર્ગોની સાફસુફી કરી. આ સ્વચ્છતાની રીત જોઈને વિલાયતમાં ચાલતા આવેલ ( Spring clean up campaign ) વસંત ઋતુની સ્વચ્છતાસપ્તાહ યાદ આવતી હતી. આ સપ્તાહ દરમ્યાન જેમ શિયાળામાં ધુમસને લીધે જામેલો મેલ સાફ કરીને બગડેલી ઈમારતોને સ્વચ્છ સફેદ કરવામાં આવતી, તેજ પ્રમાણે શહેર સુધરાઈએ રાજધાનીનો સર્વ કચરો વાળીને સાફ કર્યો. તે ઉપરાંત પોતાની લિફીનાં મકાનોને સફેદ રંગીને, ધ્વજાપતાકા ચડાવીને શોભાવ-

**ધ્વજાપતાકાથી શણગાર**

માન બનાવ્યાં. સારી સ્થિતિના લોકોએ પણ આ પ્રસંગનો લાભ લઇ પોતાનાં ઘર રંગાવ્યાં, જ્યારે ગરીબોએ પોતાની સ્થિતિ મુજબ પોતાનાં ઘર નમુનેદાર બનાવ્યાં. વડોદરાનાં મુખ્ય સરીયામ રસ્તા પર કેટલીય ભવ્ય સરકારી ઇમારતો છે. બાંધકામ ખાતાએ આ ઇમારતોને, પુલોના કઠેડાને, તેમજ ઉપવનોની નાની સરખી વાડ વગેરેને વિવિધ રંગોથી સુશોભિત કરી મંગલકાર્યસૂચક ધ્વજ ને પતાકા તેમજ વેલીઓને તોરણોથી શોભાયમાન કરી.

**કમાનો**

કૈ. શ્રી સયાજીરાવ મહારાજાની કારકિર્દી દરમ્યાન વડોદરા ના બાહ્ય દેખાવમાં થોડો ઘણો ફેરફાર કરવામાં આવ્યો. વિસ્તૃત રજમાર્ગ, તેની બને બાજુએ આવેલી વૃક્ષાવલી, ઠેકઠેકાણે ઉભા કરવામાં આવેલાં પુતળાંઓ, શાળા ને કોલેજો, દવાખાના, સરકારી કચેરીઓ ને બીજા સાર્વજનિક કામો માટે બાંધેલી સુંદર ઇમારતો, લોકોને ભરપૂર હવા ને ખુલ્લી જગ્યા, તે ઉપરાંત થાકેલા માણસને વિશ્રાંતિ મળે એ હેતુથી તૈયાર કરેલાં 'વિશ્રાંતિસ્થાનો' ને લીધે નરેશ્વર શહેરની શોભા અનુપમ વધી હતી. રજ્યાભિષેકને પ્રસંગે આવેલા મહેમાનોને અધિક સુંદર દીસે તે હેતુથી બાંધકામ ખાતાએ શહેરમાં જુદાજુદા ચોકમાં સુંદર કમાનો ઉભી કરવાનું નક્કી કર્યું.

**કમિટિબાગ આગળની કમાન નં. ૧**

તે પ્રમાણે પહેલી કમાન કમીટીબાગના પ્રવેશદ્વાર આગળ ઉભી કરવામાં આવી. તેનું બાંધકામ ગ્રીકની ક્લાસિક પદ્ધતિનું હતું. તેમજ આજુબાજુની કુદરતી વનરાજીને લીધે તે વધુ સુંદર દેખાતું હતું. આ કમાનોની છેક ઉપર બંને

બાજુએ " સ્વાગતમ્ " ( Welcome ) એવા સુંદર અક્ષરો ચિતર્યા હતા. તે ઉપરાંત તેના બેય થાંભલાની બાજુમાં ૭" × ૩" એ આકારનાં શિવપાર્વતીનાં અને લક્ષ્મીનારાયણનાં ચિત્રો દોર્યાં હોવાથી શોભામાં ઓર વધારો થયો હતો. કમાનોના મધ્ય ભાગમાં વડોદરા સંસ્થાનનાં જીન ઘર, જીન તખ્ત અને ' જયમહાદેવ ' એવાં શાંપક ચિહ્નો દર્શાવનારી ઢાલો ( Coat of Arms ) લટકાવેલી હોવાથી આ મરાઠા સંસ્થાન છે એમ કેઇ આગંતુક પણ શહેરમાં પ્રવેશ કરતાં પહેલાંજ કહી શકે.

**કોઠી આગળની કમાન, નં. ૨**

બીજી કમાન કોઠીના ચોકમાં કરવામાં આવી. તેનું બાંધકામ ગૉથિક પદ્ધતિનું હતું. તેના મધ્યભાગ ઉપર ભગવો ઝંડો ઉડતો હતો અને તેની નીચે શ્રીમંત યુવરાજ ફત્તેસિંહની એક રંગીન સુંદર છબી જનાર આવનારનું ધ્યાન ખેંચે એવી હતી. તેના થાંભલા પર રાણા પૃથ્વીરાજ, અકબર, મહારાણા પ્રતાપસિંહ ને શ્રી. છત્રપતિ શિવાજી મહારાજનાં તૈલચિત્રો લટકાવ્યાં હતાં.

**ચિમનાભાઇ ટાવર આગળની કમાન, નં. ૩**

ચિમનાભાઇ ટાવર પાસે ઉભી કરેલી કમાન તદ્દન સાદી હતી. તેની ઉપર ફક્ત 'હાર્દિક અભિનંદન' ( Hearty Greetings ) એટલાજ અક્ષરો લખેલા હતા. ટાવર છોડીને જરા આગળ જતાં આપણે જ્યુબિલીબાગ ને તેમાં આવેલી બોધિસત્વની કમળના આસન પર બેઠેલી મૂર્તિ જોઇયે છીએ. આ બાગ હંમેશ લીલોજ દેખાય છે ને ત્યાની લાલી વનરાજી હેઠળ, અહા! કેટલાય શ્રમિત

મુસાફરો આરામ લેતા બેઠા હોય છે. આ પાર્શ્વભૂમિને સજાવેલી એક સુંદર શેવાળની કમાન આ બાગની પાસે બાંધી હતી. તે જો કે સાદી હતી, છતાંય તેમાં તસુએ તસુ નવીનતા જણાતી હતી.

**જ્યુબિલિ બાગ આગળની કમાન, નં. ૪**

ન્યાયમંદિરની પશ્ચિમ બાજુએ જ્વાહર હોટેલ ને સ્ત્રી અધ્યાપન પાઠશાળાને લગોલગ આવેલા બાગમાં એક કમાન ઉભી કરવામાં આવી હતી. નારદ, દત્તાત્રય, સરસ્વતી અને દુર્ગાદેવીઓનાં ચિત્રો તેને શોભાવી રહ્યાં હતાં.

**ન્યાયમંદિર આગળની કમાન, નં. ૫**

આ કમાન પર વડોદરાની સર્વ પ્રજાનો ઇચ્છાદર્શક ' Long Live Their Highnesses ' ' શ્રી. મહારાજા સાહેબને શ્રી. સૌ. મહારાણી સાહેબ ચિરાયુ થાવ ' એ પ્રકારનો અંગ્રેજી મુદ્રાલેખ ચિતરવામાં આવ્યો હતો

ઉપરની પાંચેય કમાનોને બાજુમાં મુકી દે એવી અપ્રતિમ કમાન લક્ષ્મીવિલાસ મહેલના દરવાજાની બહાર, પ્રદર્શનમેદાનની પાસેજ, ઉભી કરવામાં આવી હતી. તેની ચારેય બાજુએ વડોદરા સંસ્થાનોનાં ગ્રામ્યજીવન દર્શાવતાં કાચ પર કાઢેલાં ચાર સુંદર ચિત્રો ગોઠવ્યાં હતાં, તેમજ તે ચિત્રો રાહદારીઓનું ધ્યાન ખેંચી આકર્ષે તેવાં હતાં. તે કમાનોની છેક ઉપર ' Long Live Their Highnesses ' એ પ્રમાણેનો પ્રજાભાવસૂચક લેખ ચિતર્યો હતો, ને તેની નીચે શ્રી. મહારાજા સાહેબ ને શ્રી. સૌ. મહારાણી સાહેબની લંબગોળાકાર રંગિત ચિત્રકૃતિ ગોઠવવામાં આવી હતી. રાત્રે જ્યારે

**લક્ષ્મીવિલાસ રાજમહેલ આગળની કમાન, નં. ૬**

-તે પ્રકાશમાન થતી, ત્યારે તેના પ્રકાશમાં મહારાજા સાહેબ તેમજ મહારાણી સાહેબનાં ચિત્રો ઘણાંજ સુંદર વ્યક્ત થતાં હતાં.

**શહેરનો શણગાર** શહેર સુધરાઈનાં તેમજ સરકારી ઓફિસોનાં મકાનોને ધ્વજા પતાકાથી શણગાર્યાં એ વાત ઉપર કહેવામાં આવેલી છે. આ શિવાય મુખ્ય રાજમાર્ગો પણ એજ પ્રમાણે સજાવવામાં આવ્યા હતા. માંડવીથી રાજમહેલ, માંડવીથી કોઠી ને કોઠીથી રાજમહેલ એ ત્રણેજ રસ્તા લઈએ તો પણ તેઓને એવીજ ઢબથી શણગારાયેલા જોઈ શકાય. ધ્વજા પતાકા, વિજળીના દીવાનાં તોરણો, તેમજ કાચના પ્યાલામાં કોપરેલના તેલથી જ્વલિત દીવાઓએ તો રસ્તાની શોભા વધારી જ હતી, તે છતાંય ઠેકઠેકાણે ઉભા કરવામાં આવેલા, ગોળ તેમજ ચોરસ સ્તંભો, ને તે ઉપર ચડાવેલી દીપમાળાઓ શોભામાં વધારો કરી રહી હતી. આ શિવાય અલકાપુરીમાં જે ચોકમાં કૈ. શ્રી સયાજીરાવ મહારાજાનું અર્ધ-પુતળું મુકવામાં આવ્યું છે ને પ્રતાપગંજમાં જે રસ્તાપર શ્રી. પ્રતાપસિંહ મહારાજાનું અર્ધપુતળું સ્થાપવામાં આવ્યું છે, તે બધાનેય આ પ્રમાણે જ શણગારવામાં આવ્યાં હતાં. આ પુતળાંઓ પર રાત્રે વિદ્યુતપ્રકાશની જ્યોત નાખવાની વ્યવસ્થા કરવામાં આવેલી હોવાથી તે દૃશ્ય દિવસ કરતાં રાત્રે વધારે મનોહર દેખાતું હતું.

**વિદ્યુતપ્રકાશ અને રોશની** વડોદરા શહેરનો આ શૃંગારસાજ લોકો રાતે જ ટગર ટગર જોયા જ કરે એ હેતુથી રાજ્યાભિષેક પ્રસંગે શહેરના સર્વ વિદ્યુતદીવાઓ પ્રકાશિત કરવામાં આવે એ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી હતી. આ ઉપરાંત નજરબાગ, ..ડા, સયાજી જુનો સરકારી વાડો, ન્યાયમંદિર, શ્રી સયાજી

સુગ્ણાલય. સરકારી છાપખાનું વગેરે ઇમારતોને સુંદર રોશનીથી શણગારવામા આવી હતી. વિશેષમાં તરાપા તેમજ નાના નાની હોડીઓમાં કાચના પ્યાલામાં દીવા ગોઠવીને તેને સુરસાગરમા છુટ મુકવામાં આવ્યા હતા. આકાશમાંથી તારકમંડળ નીચે આવીને જાણે રમત રમવી શરૂ કરતા હોય એ પ્રમાણે જોનારને લાગતું હતું.

**લક્ષ્મીવિલાસ રાજમહેલ ઉપર. અને તેના બાગમાં અભુત રોશની**

પણ આ બધાયને એક બાજુ મુકી દે એવી રોશનાઈ તો લક્ષ્મીવિલાસ રાજમહેલની ઈમારત પર ને તેના વિશાળ ઉદ્યાનમાં કરવામાં આવેલી હતી. રાજમહેલનો બહારનો દેખાવ ને તે ઉપરનુ ઊંચું ટાવર દૂરથી જોનારને સ્પષ્ટ રીતે દેખાય એવા હેતુથી રાજમહેલની ઇમારત પર વિજળીના દીવા લગાડયા હતા દરબાર હૉલનો ભાગ રંગબેરંગી વિદ્યુતદીપોથી શણગારવામા આવ્યો હતો. રાજમહેલના ઉત્તર ભાગ તરફની અગાશી ને તે ઉપરના મિનારાઓ પણ તેજ પ્રકારે વિદ્યુતદીપથી સુશોભિત કરવામાં આવ્યા હતા

દરબારહૉલના દ્વારમંડપથી ગોપુર દરવાજા સુધીના રસ્તા અને તેના બંને બાજુએ આવેલી ફૂલછોડની ઘટાઓ સજાવવામા ખરેખરી કળાચાતુરી દાખવવામા આવેલી હતી. આ ભાગમા ચિત્ર-વિચિત્ર રંગના વિજળીના દીવાના પાચ તોરણો બનાવ્યા હોવાથી. પ્રદર્શન મેદાન નજીકની કમાન પાસેથી જોનારાને તે કેટલાંય તોરણો હશે એવો ભાસ થતો. એમાના કેટલાક તોરણોના દીવા ઘડીવાર પ્રકાશે ને થોડીવાર બંધ થાય, એ જોવામા પ્રેક્ષકોને ઘણો આનંદ થતો હતો. આ ઉપરાંત બાગમાની લીલોતરી ઉપર સર્પાકારે દીપમાળ કરવામાં આવેલી હતી. દૂરથી તેને જોનારને ' પ્રફુલ્લ

यद् यत् तदपि समरेखं नयनयो." (શાકુન્તલ ૧-૯) એ કવિકુલગુરુના વચનની સાર્થકતા મનમાં અનુભવાતી હતી. રાજમહેલના પશ્ચિમ ભાગ તરફના ઉદ્યાનમાં તેમજ તેની આજુ-બાજુના પ્રસરેલા માર્ગોમાં આ પ્રકારની રોશનાઇ કરવામાં આવી હતી. પવનના સપાટાને લીધે આ દીવાની જ્યોત જ્યારે હાલવા માંડતી, ત્યારે જાણે દીપ્તિસાગર જ હાલતો હોય તે પ્રમાણે લોકોને ભાસ થતો હશે.

**લક્ષ્મીવિલાસ રાજમહેલના ગોપુર આગળ મનોહર દૃશ્ય**

ગોપુર દરવાજા ઉપર પણ આ તરેહની જ હૃદયંગમ રોશનાઈ કરવામાં આવી હતી બધાય કરતાં સૌથી મોટું આકર્ષણ તે વિજળીનો મયૂર પક્ષી અને નીઓં દીવાઓ હતા આ પ્રકાશ-નળીઓએ ગોપુરની મનોરમતા વધારી દીધી હતી કે તેને વર્ણન કરવા માટે ભાષામાંથી શબ્દોય ન જડે. આ દરવાજા પર લગાડ-વામા આવેલી શ્રી મહારાજા સાહેબ ને શ્રી. સૌ. મહારાણી સાહેબની રંગિત છબી, ઢાલનું (કોટ ઓફ આર્મ્સનું) ફલક, તેમજ ઘુમટ પરના તારામંડળ રાત્રિની વેળાએ કંઇક અવનવી જ શોભા ધારણ કરતા હતાં.

આવી રોસનાઈ વડોદરામાં પૂર્વે કદી થઈ નથી, ને આ બધુ જોનારાઓને પોતે સ્વપ્નામાં તો નથી જોતા ને, એ પ્રકારની ભાવના થઈ આવતી હતી આ આભાસ કરનારૂ દૃશ્ય જોઈ, રાજા-રાણીને અનુલક્ષીને Long May They Reign. એ પ્રમાણેના ગોપુર પર લખેલા શબ્દોનો અર્થ કરીને લોકો બોલતા, " શાંત પ્રતાપ નૃપતિ ચિરકાળ રાજ્ય કરો. "





लक्ष्मीविलास राजवाडा

## પ્રકરણ ચોથું

## રાજ્યાભિષેક સમારંભ ( ચાલુ )

### ગુરુવાર : તા. ૨૭–૪–૩૯.

### પટેલ અને મતાદારોને પોશાક આપવાનો દરબાર

**રાજ્યના પટેલો અને મતાદારોને શ્રીમંતનું ભાવભરેલું નિમંત્રણ**

શ્રીમંત મહારાજા સાહેબને પોતાના રાજ્યનાં બધાં ગામોના મુખ્ય માણસોને રાજ્યાભિષેક પ્રસંગે મળવાની તીવ્ર ઇચ્છા હતી. તેથી તેઓશ્રીએ હુકમ કર્યો કે રાજ્યના તમામ પટેલો અને મતાદારોને રાજ્યાભિષેકસમારંભમાં રાજ્ય તરફથી નિમંત્રણ આપવું. શ્રીમંતની આ સૌજન્યપૂર્ણ આજ્ઞાને લીધે રાજ્યાભિષેક મુખ્ય સમિતિના પ્રમુખની સહીવાળાં નિમંત્રણો સરસૂબા દ્વારા બધા પટેલો અને મતાદારોને મોકલાવામાં આવ્યાં. નિમંત્રણ તા. ૨૬–૪–૩૯ થી ૨૮–૪–૩૯ સુધીનું, એટલે ત્રણ દિવસનું, હતું પટેલો અને મતાદારો રાજ્યના પરોણાઓ તરીકે જ્યારે વડોદરે આવે ત્યારે તેમને ઓળખવામાં સરળતા પડે એટલા માટે તેમના ઉપર સરસૂબાએ નિમંત્રણપત્રિકાની સાથે પરિચયપત્રિકા પણ મોકલી હતી, અને સાથે સૂચના કરી હતી કે જે લોકો વડોદરે આવવાના હોય તેમણે પોતાની પરિચયપત્રિકા ઉપર પોત પોતાના મ્હેસુલી અધિકારીની સહી લઇ લેવી, અને જ્યારે તેઓ વડોદરે આવે ત્યારે તેમણે તે પરિચયપત્રિકા સ્વાગત સમિતિને દેખાડવી.

શ્રીમંત મહારાજા સાહેબે એક બીજો હુકમ કર્યો કે પટેલો અને મતાદારો રાજ્યપરોણા તરીકે આવે તેમને રહેવાની, ખાવાની, હરવા ફરવાની વગેરે બધી સવડ સરસુબાએ જાતે કરી આપવી, અને તેમના સુખ અને અનુકૂળતા માટે બધોયે શ્રમ અને ખર્ચ કરવો.

શ્રીમંતની આજ્ઞાને અનુસરીને સરસુબાએ જુદાં જુદાં ખાતાંઓમાંથી માણસો પસંદ કરીને પોતાના પ્રમુખપદે સત્તર સભ્યોની એક 'વ્યવસ્થાપક' સમિતિ નીમી. વધારાના સભ્યો નીમવાની અને પેટાસમિતિઓ નીમવાની સત્તા આ વ્યવસ્થાપક સમિતિને આપવામાં આવેલી હતી. સમિતિએ પરોણાઓને માટે ઉતરવાની, ભોજન કરાવવાની અને બીજી જરૂરી વ્યવસ્થા કરી દીધી. સરકારી નિશાળોનાં મકાનો અને ચાર ખાનગી ધર્મશાળાઓ ઉતારાને માટે નક્કી કરવામાં આવી. પરોણાઓને પોતાની સાથે બીછાનું લાવવાની સૂચના કરવામાં આવેલી હતી. પરોણાઓની દેખરેખ રાખવા માટે દરેક મહાલમાંથી બે તલાટીઓ અને એક તજવીજદારને વડોદરે બોલાવવામાં આવ્યા હતા.

**ઓખામંડળના વાઘેરોને ખાસ સવલત-રેલ્વેની સગવડ**

ઓખામંડળના વાઘેર પટેલોએ શ્રીમંત સરકારને અરજ કરી કે વડોદરે આવવા માટે અમને દરેકને શરૂઆતમાં ત્રીસ રૂપીઆ ઉછીના આપો અને ત્રણ માસની અંદર અમે બધી રકમ સરકારને પાછી આપી દઇશું. શ્રીમંત સરકારે હુકમ કર્યો કે વાઘેરોને જોઇતા રૂપીઆ આપવા. એકંદરે રૂા. ૯૩૧) આપવામાં આવ્યા હતા. પાછળથી નેક નામદાર દીવાન સાહેબે વાઘેરોની ગરીબાઇ ધ્યાનમાં લઇને તે બધી રકમ માંડી વાળવા હુકમ કર્યો. રેલ્વેના અધિકારી-

ઓને શ્રીમંત તરફથી વિનંતી કરવામાં આવી કે રાજ્યાભિષેક સમારંભમાં ભાગ લેવા આવનાર પટેલો અને મતાદારોને ઓછે ભાડે મુસાફરી કરાવવી. પણ રેલ્વે કંપનીએ એ વાત સ્વીકારી નહિ; પરંતુ સ્પેશિયલ ગાડીઓ દોડાવવાનું અને બધા મુસાફરોને બધી સવડ આપવાનું વચન આપ્યું.

**પોશાકની વ્યવસ્થા**

પટેલ–મતાદારોને પોશાક આપવાને માટે શ્રીમંત મહારાજા સાહેબે જાતે જ પાઘડી અને દુપટ્ટાનો નમુનો પસંદ કર્યો હતો; અને જાહેર–બહુમાન સમિતિને તે પ્રમાણે જોઈતી વસ્તુઓ આણવા સૂચના આપવામાં આવેલી હતી. મ્હેસુલી અધિકારીઓએ આપેલી માહીતી પ્રમાણે પટેલ–મતાદારોની એકંદર સંખ્યા ૧૦,૫૦૦ ની હતી દસ ટકા લેખે એક કારણે કે બીજા કારણે વડોદરે નહિ આવી શકે એમ માનીને સમિતિએ ૯,૪૫૦ પાઘડીઓ અને દુપટ્ટાઓ ખરીદ્યા, અને મ્હેસુલી ખાતાને ૭૦૦૦ પાઘડીઓ અને દુપટ્ટાઓ આપ્યા. સરસુબાએ વડોદરા મહાલના નવ તલાટીઓને અને પોતાની કચેરીના કેટલાક કારકુનોને કામ માટે બોલાવ્યા, અને દરબારમાં પટેલ મતાદારોને પોશાક આપવાને માટે એક પાઘડી અને એક દુપટ્ટાવાળાં બંડલો તૈયાર કરાવી દીધાં.

**પરોણાઓનું આગમન**

૨૫–૪–૩૯ ની સાંજે વડોદરે પહોંચાય એવી રીતે બધા પટેલ મતાદારોએ આવવું એવી સૂચના બધા મહાલોમાં મોકલવામાં આવી હતી. છતાં પણ ૨૫ મી તારીખની સવારે લગભગ ૫૧૧ પરોણાઓ વડોદરે આવી પહોંચ્યા: કેટલાક અમરેલી પ્રાંતમાંથી, કેટલાક ઓખામંડળ

વિભાગમાંથી, અને બાકીના વડોદરા પ્રાંતના ભાદરણ અને સંખેડા મહાલમાંથી ઘણાખરા પટેલ મતાદારો ૨૫ મીની સાંઝે જ આવી પહોંચ્યા. આ દિવસે એકંદરે પરોણાઓની સંખ્યા ૩,૯૮૫ હતી. તા. ૨૬ મી અને ૨૭ મીએ પણ પરોણાઓ આવ્યા કરતા હતા. આ પરોણાઓની તપસીલ નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| (૧) મ્હેસાણા પ્રાંતમાંથી | ૧,૯૦૦ પરોણા |
| (૨) વડોદરા ,, | ૩ ૪૧૫ ,, |
| (૩) નવસારી ,, | ૩૩૨ ,, |
| (૪) અમરેલી ,, | ૧૮૭ ,, |
| (૫) ઓખામંડળ વિભાગમાંથી | ૩૮ ,, |
| એકંદર સંખ્યા | ૫,૮૭૨ |

વડોદરા અને ગોયાગેટ સ્ટેશનોએ આ બધા પરોણાઓનો સમિતિ તરફથી સત્કાર કરવામાં આવ્યો હતો, અને તેમને પોતપોતાને સ્થાને લઇ જવામાં આવ્યા હતા. દરેક સ્થાનમાં નોકરોની અને દવાની વ્યવસ્થા કરવામાં આવેલી હતી.

**બે દરબારો : દરબાર મંડપ**

બધાય પટેલો અને મતાદારો એકી વખતે એક મંડપમાં બેસી શકે એમ ન હતું. તેથી તેમને પોશાક આપવાના બે દરબારો ભરવામાં આવ્યા હતા. પહેલો દરબાર તા. ૨૭ મીની સવારે, અને બીજો દરબાર તે જ દિવસે સાંઝે ભરવામાં આવ્યો હતો સવારનો દરબાર પેટલાદ અને ભાદરણ મહાલ સિવાયના વડોદરા પ્રાંતના પટેલો અને મતાદારોને માટે રાખવામાં આવ્યો હતો, જ્યારે બાકીનાઓને માટે સાંઝનો દરબાર

રાખવામાં આવ્યો હતો. દરબારને માટે પ્રતાપસિંહ જીમખાનાની પશ્ચિમ બાજુએ ઇજનેર ખાતાએ એક વિશાળ મંડપ તૈયાર કરાવેલો હતો. મંડપની બે બાજુઓ દરબારી મંડળીને માટે હતી, અને વચમાં શ્રીમંત મહારાજા સાહેબ અને બીજા માનવંતા પરોણાઓ માટે વ્યવસ્થા રાખવામાં આવી હતી. મંડપની શોભા અતિ મનોહર હતી. આ મંડપની સામે ફરાસખાતાએ ૩૫૦૦ માણસો માય એવો એક સુંદર વિશાળ મંડપ ઉભો કર્યો હતો. પટેલ-મતાદારોને આ મંડપમાં બેસવાનું હતું.

**પટેલ મતાદારોની બેસવાની વ્યવસ્થાઃ તેમને સૂચના**

દરબાર મંડપ આગળ પાયગા અને પાયદળની ટુકડીઓ ઉભી રહી હતી, અને પ્રવેશદ્વાર આગળ બેંડ રકાઉટો ઉભા રહ્યા હતા. પટેલ મતાદારોને સો સોની પચ્ચાસ હારોમા બન્ને બાજુએ મહાલવાર બેસાડવામા આવેલા હતા. મંડપમાં જુદા જુદા માણસોને જુદે જુદે ઠેકાણે ઉભા રાખવામાં આવ્યા હતા. અને તેથી બધી વ્યવસ્થા સચવાઇ રહેતી હતી. બધા પટેલ મતાદારોને શ્રીમંત મહારાજા સાહેબને મુઝરો કેમ કરવો, પોશાક લેવાને માટે શ્રીમંતની પાસે કેવી રીતે જવું, પોશાક કેવી રીતે લેવો. અને પછીથી કેવી રીતે પાછા ફરવું વગેરે બ બતો સવિસ્તર સમજાવવામાં આવી હતી, અને તેનો એક પ્રયોગ પણ કર્યો હતો. આ દરબારમાં ને. ના. દીવાન સાહેબ, કેટલાક સરદારો, મંત્રીમંડળના સભ્યો અને ખાતાના અધિકારીઓ હાજર હતા.

## સવારનો દરબાર

પોતાના પરમકૃપાળુ અને વહાલા શ્રીમંત મહારાજા સાહેબનાં દર્શન કરવાને માટે પટેલ મતાદારો સ્વભાવક રીતે બહુ

મળવાનો અને ઓળખવાનો, અને શ્રીમંત પ્રતિ દૃઢ રાજનિષ્ઠા દર્શાવી સંપથી એકત્રિત રહેવાનો આ અનુપમ પ્રસંગ હતો.

**પટેલ મતદારોને સંતોષ**

પટેલ મતદારોને આનન્દ અને વિનોદ આપવાને માટે ત્રણ દિવસ સુધી ( ૨૬ થી ૨૮ મી સુધી ) સમિતિ તરફથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી હતી:—

(૧) ચાર સિનેમાઓ, (૨) ચાર નાટકો, (૩) એક સર્કસ, (૪) અગડના ખેલો, અને (૫) જાહેર મેળો.

આ મનોરંજન કાર્યક્રમથી પટેલ મતદારોને ઘણો આનન્દ મળ્યો હતો. જ્યારે જ્યારે તેઓ પોતાના નિવાસસ્થાનમાં એકઠા થતા હતા ત્યારે ત્યારે શ્રીમંત મહારાજા સાહેબનાં કાર્યોની મુક્ત કંઠે પ્રશંસા કરતા હતા. હમ્મેશને માટે મહેસુલ ઓછું કર્યું, ગ્રામ-પુનરુદ્ધાર માટે કાઢેલા એક કરોડ રૂપીઆ અને રાજ્યકારભારમાં પ્રજાનો વધારે ભાગ – આ અને આવી બીજી બાબતોથી શ્રીમંત તરફ તેમનો આદરભાવ બહુ વધી ગયો હતો. વડોદરેથી પાછા વળતી વખતે તેમણે બધી વ્યવસ્થાને માટે પૂર્ણ સંતોષ જાહેર કર્યો અને શ્રીમંત મહારાજા સાહેબનો સૌજન્ય અને મમતાને માટે અન્તઃકરણપૂર્વક આભાર માન્યો. ત્રણ દિવસ સુધી વડોદરામાં રાજ્યાભિષેક મહોત્સવમાં ભાગ લેવા શ્રીમંત તરફથી જે નિમંત્રણ આપવામાં આવ્યું હતું તેનાથી બધાંના ઉપર ઘણી સારી અસર થઈ હતી. વડોદરામાં જે દૃશ્યો તેમણે જોયાં તે જોવાનો બીજો પ્રસંગ આખા જીવનમાં ફરીથી નહિ આવે એ વિચારથી તેમને જીવનના આ ત્રણ દિવસો ધન્ય ઘડીના દિવસો લાગતા હતા. આર્ય રાજા અને પ્રજા વચ્ચે કેવો મધુર સંબંધ પ્રાચીન કાળમાં રહેતો હશે તેનો સારો ખ્યાલ આ પટેલ મતદારોના આર્દ્ર અને રાજનિષ્ઠાપૂર્ણ હૃદય ઉપરથી આવતો હતો.

# અહેર નજરાણાનો દરબાર

**ન્યાયમંદિર હૉલમાં નજરાણાનો દરબાર**

રાજ્યાભિષેક થઇ ગયા પછી પોતાની પ્રજાની રાજનિષ્ઠા વ્યક્ત કરવાની તક આપવા ખાતર તેમની ઇચ્છાનુસાર તેમનાં પોષાક, નજરાણાં વગેરે સ્વીકારવાનો દરબાર તા. ૨૭ એપ્રિલ ૧૯૩૯ ના રોજ ભરવામાં આવ્યો હતો. એજ દિવસે સાંજે અભિષેકસમારંભ માટે જે રાજા મહારાજા ને શિષ્ટ મંડળી આવી હતી તેમની પણ નજરાણા ભેટ સ્વીકારવા સારૂ બીજો એક દરબાર પણ ભરવામાં આવ્યો હતો.

આ પૈકી નજરાણા સ્વીકારવાના પહેલા દરબાર માટે ન્યાયમંદિરનું ભવ્ય દિવાનખાનું પસંદ કરવામાં આવ્યું હતું. તે સારૂ બાગખાતા તથા ફરાસખાતાએ આ દિવાનખાનું ધ્વજ પતાકા તેમજ લતાતોરણથી શણગાર્યું હતું. દિવાનખાનાના દક્ષિણ છેડે મધ્યભાગમાં આવેલું ચિમનાબાઇ મહારાણી સાહેબનું આરસપહાણનું પુતળું આ પ્રસંગે ખુલ્લું કરવામાં આવ્યું ને તેમના ગળામા કમાલખાની હાર નાખ્યો હતો. આ પુતળાની નજીક શ્રી મહારાજા સાહેબને બેસવા સારૂં એક ઊંચું વ્યાસપીઠ તૈયાર કરવામાં આવ્યું હતુ; તેની ઉપર લાલ મખમલનો સુંદર ગલીચો પાથરવામાં આવ્યો હતો ને તે ઉપર ચાંદીનો એક કૉચ મૂકયો હતો. તેની સામેના ભાગના બે વિભાગ પાડી ત્યાં તેમજ વ્યાસપીઠની ડાબી તેમજ જમણી બાજુ દરબારી મંડળીને બેસવાની સવડ કરવામાં આવી હતી. તેવી જ રીતે ઉપર ગેલરીમા મહેમાનોની બેઠકની સ્વતંત્ર વ્યવસ્થા કરવામા આવી હતી. ઉપર જણાવેલ બંને વિભાગોમાં જવા આવવા સારૂ જે જગ્યા છોડી હતી તે

ઉપર છેક બારણા સુધી શ્રીમંત માટે ભરજરીનું પાથરણું પાથર્યું હતું. શ્રીમંતને લશ્કરી સલામી આપવા સારૂ ન્યાયમંદિરની સામે સો માણસોની એક લશ્કરી ટુકડી હાજર હતી ને હૉલમાં દરેક થાંભલા આગળ સંપૂર્ણ વેષ ધારણ કરીને સુસજ્જ થએલા અંગરક્ષક – બૉડી ગાર્ડ – સિપાઇઓ ઉભેલા હતા.

આ દરબારમાં નીચે પ્રમાણે દરબારી મંડળીને બેસાડવાની યોજના કરવામાં આવી હતી......

બેઠકની વ્યવસ્થા

### વ્યાસપીઠની જમણી બાજુ

( ૧ ) પહેલી બે હાર...ને. ના. દિવાન સાહેબ ને સરદારો.

( ૨ ) ત્રીજી ને ચોથી હાર...ના મંત્રીમંડળના સભાસદો ને ખાતાના મુખ્ય અધિકારીઓ.

( ૩ ) વ્યાસપીઠ પાસેનો ખુણો...ગાયકવાડ મંડળી.

### વ્યાસપીઠની ડાબી બાજુ

( ૪ ) પહેલી હાર...સરદાર, જમાદાર, પાગેદાર, વગેરે

( ૫ ) બીજી હાર...દરકદાર, આસામદાર, વતનદાર, વગેરે.

( ૬ ) ૩ જી થી તે પાંચમી હાર...નાયબસુબાના દરજ્જાના અમલદારો.

( ૭ ) વ્યાસપીઠ પાસેનો ખુણો –સેવાનિવૃત્ત અમલદારો.

### વ્યાસપીઠ સામેનો ભાગ–જમણી બાજુ

( ૮ ) ખાંડણી આપનાર ઠાકોરો

( ૯ ) વતનદાર મંડળી.

(૧૦) ધારાસભાના સભ્યો.

(૧૧) પ્રાંત પંચાયતના અધ્યક્ષ ને સભાસદો.

(૧૨) 'અ' ને 'બ' વર્ગની સુધરાઈના અમલદારો.

વ્યાસપીઠ સામેનો ભાગ-ડાબી બાજુ

(૧૩) લશ્કરી અમલદાર.

(૧૪) વહિવટદારના દરજ્જાના અધિકારી, પ્રતિષ્ઠિત નાગરિકો, વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ વગેરે.

વ્યાસપીઠ પાછળનો ભાગ

(૧૫) ખાનગી કારભારી ને એ ડી. સી

**શ્રીમંતની પધરામણી**

પોણાઅગિયારના ટકોરા થતાંજ ચોપદારના લલકાર સાથે શ્રી. મહારાજા સાહેબે હૉલમાં પ્રવેશ કર્યો. તે સાથેજ સર્વેએ પોતપોતાની જગ્યાએ ઉભા રહી મુજરો કર્યો. તે મુજરાનો સ્વીકાર કરતા કરતાં મહારાજા સાહેબની સ્વારી વ્યાસપીઠ પાસે આવી, ને પોતાની પિતામહીની અચેતન મૂર્તિને પ્રેમથી વંદન કરીને તેઓ વ્યાસપીઠના પગથિયા પર ચડ્યા. મહારાજા સાહેબ સ્વસ્થાને બેસતાંજ દરબારી મંડળી પણ પોતપોતાની જગ્યાએ બેઠી. તે વખતે તે દરબાર જોઈને તેમના મનમાં અનેક વિચારતરંગ ઉઠેલા દેખાયા, પરંતુ દરબાર શરૂ થવાથી તેનો પરિસ્ફોટ દરબાર સમાપ્ત થયા પછી થયો.

" આજનો દરબાર મોટો સુંદર થયો, નહિ ! " એવો પ્રશ્ન પૂછ્યો.

**પ્રેક્ષકોના ઉદ્‌ગારો**

" હા, મોટાં દાદીમાની કૃપાદૃષ્ટિ ને આશીર્વાદ હોવાથી તે કેમ સુંદર ન થાય ? " બીજાએ ઉત્તર આપ્યો.

" બિચારાનું નસીબજ ખરાબ. તેમને શું ખોટ હતી ? પણ કાળેજ ભરજવાનીમાંથી ઉંચકી લીધા તેને કોઇ શું કરે ? " પહેલાએ ઉપર મુજબ ઉદ્‌ગાર કાઢયા.

" ખરેખર, આટલું મોટું ઐશ્વર્ય પણ કંઈ કામમાં આવ્યું નહિ. એકનો એક છોકરો, પણ તેનું લાલનપાલન કરવાનું પણ તેમના નસિબમાં નહોતું તો પછી તેમની સુખસાહેબી કયાંથી જોવાની ? " ત્રીજાનો એવો અવાજ આવ્યો.

" પણ આજે દરબારની મોટી શોભા જોવા તો મળવાની ને ? રાજ્યના ખુણાખોચરામાંથી આવેલ હજાર દોઢહજાર માણસને ભક્તિભાવપૂર્વક નજરાણું અર્પણ કરતાં જોઈ તેમને કેટલી ધન્યતા લાગતી હશે, નહિ ? " પહેલાએ આ મુજબની વાતચીતનો અંત આણ્યો.

**શ્રીમંતને નજરાણું અર્પણ કરવાનો વિધિ**

શ્રીમંત મહારાજા સાહેબ પોતાને સ્થાને બેસતાંજ ને. ના. દિવાન સર વ્હી. ટી. કૃષ્ણમાચારી પોતાની જગ્યા ઉપરથી ઉઠી વ્યાસપીઠ નજીક ગયા, મહારાજા સાહેબને નમીને મુજરો કર્યો ને શુભ હાથરૂમાલ ઉપર સુવર્ણ પુતળી ( મહોર )નું નજરાણું મુકી તેમણે તે શ્રીમંતને અર્પણ કર્યું. મહારાજા સાહેબે તેનો સ્વીકાર કર્યા બાદ દિવાન સાહેબ ત્રણ પગલાં પાછા ગયા ને પછી પોતાની જગ્યાએ ગયા. દિવાનસાહેબ પછી ખંડણીદાર ઠાકોરોએ વારાફરતી આવી

નક્કી કરેલી પદ્ધતિ પ્રમાણે શ્રીમંતને નજરાણાં અર્પણ કર્યા. ત્યાર પછી ના. મંત્રીમંડળના સભાસદ, ખાતાના મુખ્ય અધિકારી, ફોજોના બંને કર્નલો, સેવાનિવૃત્ત સુબાના દરજ્જાની અમલદાર મંડળી, ફોજ ખાતાના મેજર ને કેપટનના દરજ્જાની મંડળી, નાયબસુબાના દરજ્જાના અધિકારી, નાયબ સરનોબત, ધારાસભાના સભ્ય, પ્રાંત પંચાયત ને સુધરાઈના સભાસદ, વહિવટદારના દરજ્જાના અધિકારી ને ખાનગી ખાતાના કારખાનદાર, એ ડી. સી., નાયબ સેઠગરત્તે કામદાર, ખાનગી કારભારી વગેરેએ આવી શ્રીમંતને મુજરો કરીને પોત પોતાનાં નજરાણાં અર્પણ કર્યાં.

**પાન સોપારી**

નજરાણા અર્પણ કરવાનો કાર્યક્રમ સમાપ્ત થતાં ને ના. દિવાન સાહેબે મહારાજા સાહેબને પુષ્પહાર પહેરાવી પાનસોપારી ને અત્તર ગુલાબ આપ્યા. પછીથી દરકદાર મંડળીએ દિવાન સાહેબ, સરદાર ને ઠાકોરોને પાનસોપારી આપી, અને ખાનગી કચેરીના માણસોએ બીજી દરબારી મંડળીને પાનસોપારી વહેંચવાનો કાર્યક્રમ હાથમાં લીધો.

આ દરબારના પ્રારંભમાં ને અંતમાં દરબાર મંડળીના મનોવિનોદ માટે રંજનકાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. તેથી ફરીને એક જગ્યાએ ઘણી વાર સુધી બેસી રહેવાનો તેમને (દરબારીઓને) કંટાળો આવ્યો નહિં શરૂઆતમાં સુબાની વિજયા હોનાવરકરબાઈએ સુંદર ગાયન ગાયું. તેમની ગાયનના પદ બોલવાની પદ્ધતિ અર્ધી શાસ્ત્રીય ને અર્ધી નાટકી હતી

વિજયાબાઈનું ગાયન સમાપ્ત થતા સવા દસ વાગે જયપુરની જયપવાસની કન્યા જયકુંવરે "સાભિનય નૃત્ય" કર્યું. સિનેમા

નટીને દીપાવે એવું કેશભૂષણ, યૌવનસુલભ લાવણ્ય ને નૃત્યકળામાં કરેલી ઉત્તમ પ્રગતિને લીધે પોતાના કાર્યક્રમથી દરબારીઓને તેણે ખૂશ કર્યા હશે એમાં નવાઇ જેવું કંઇજ નથી.

આ પછી દરબારની શરૂઆત થતાં તે સમાપ્ત થાય ત્યાં સુધી રંજન કાર્યક્રમમાં ભંગ પડયો હતો. પાનસુપારી વહેંચવાની જ્યારે શરૂઆત કરવામાં આવી ત્યારે નિષ્ણાત કવિ પોતાની ઘર લઈ આગળ આવ્યો, ને સ્વરચિત શ્રી. પ્રતાપસિંહ મહારાજાના ' પોવાડા ' નો એક ભાગ તેણે આવેશયુક્ત વાણીમાં ગાઇ સંભળાવ્યો. તેની પછી મે. અબીદ હુસેન નામના એક મુસલમાન કવિએ શ્રીમંત પ્રશસ્તિ પર ઉર્દુ કવિતા ગાઇ બતાવી.

બાર વાગતા આ દરબાર સમાપ્ત થયો અને શ્રી. મહારાજા સાહેબની સ્વારી મોટરમાં રાજમહેલ ગઇ.

**લક્ષ્મીવિલાસ રાજમહેલમાં પ્રતિનિધીઓ તરફથી શ્રીમંતને પોશાક અર્પણનો દરબાર**

રાજ્યાભિષેક સમારંભ નિમિત્ત જુદાં જુદાં સંસ્થાનો તરફથી આવેલા નજરાણા કે પોશાક સ્વીકારવાનો દરબાર સાંજે ૫ વાગે ભરવામાં આવ્યો હતો. આ સારૂ લક્ષ્મીવિલાસ રાજમહેલમાં દરબાર હૉલની પશ્ચિમમાં મહારાજા સાહેબનું સિંહાસન ને છત્ર મૂકયુ હતું, અને તેની જમણી બાજુ સંસ્થાનોની શિષ્ટમંડળને ડાબી બાજુ વડોદરાની દરબારી મંડળી બેઠી હતી.

**પ્રતિનિધિઓની બેઠક**

સંસ્થાન તરફથી આવેલા શિષ્ટમંડળને ખાનગી કારભારી તેમજ હુજુર પોલિટિકલ કચેરીના મેનેજરે ઠરાવેલાને નીચે દર્શાવેલા ક્રમ પ્રમાણે મહારાજ સાહેબની જમણી બાજુએ બેસાડવામાં આવ્યું હતું.

(૧) મ્હૈસુર
(૨) ઇંદોર
(૩) ભોપાળ
(૪) જયપુર
(૫) બિકાનેર
(૬) કચ્છ
(૭) દેવાસ (જુનીઅર)
(૮) જામનગર
(૯) ભાવનગર
(૧૦) રાજપિપળા
(૧૧) ધ્રાંગધ્રા
(૧૨) પોરબંદર
(૧૩) મોરબી
(૧૪) ખંભાત
(૧૫) રાધનપુર
(૧૬) અલિરાજપુર
(૧૭) સીતામઉ
(૧૮) ધરમપુર
(૧૯) રાજકોટ
(૨૦) છોટાઉદેપુર
(૨૧) દેવગઢબારિયા
(૨૨) લિંબડી
(૨૩) ભોર
(૨૪) સંત
(૨૫) જવ્હાર
(૨૬) સચીન
(૨૭) સુવોળ
(૨૮) દાંતા
(૨૯) અક્કલકોટ
(૩૦) બાદરવા
(૩૧) માંડવા
(૩૨) વજીરીયા
(૩૩) માનાવદર
(૩૪) લાલ માંડવા

**શ્રીમંતની પધરામણીઃ પોશાક અર્પણ**

શ્રી મહારાજા સાહેબની સ્વારી દરબારમાં આવીને સ્થાનાપન્ન થતાંજ પોશાક અર્પણ કરવાના કામની શરૂઆત થઇ. સંસ્થાનની શિષ્ટ મંડળીએ પ્રથમ મહારાજા સાહેબનો સત્કાર કર્યો, ને પછી તેમને નજરાણા, પોષાક ને પાન-સોપારી આપી મંડળી પોતાની જગ્યાએ બેસી જતી. શિષ્ટ મંડળમાં જો કોઈ એકાદો માનનીય સરદાર હોય તો પોશાક સ્વીકારતી વખતે મહારાજા સાહેબ પોતે ઉભા થતા હતા.

આ રીતે ઉપર દર્શાવેલા ક્રમમાં પોશાક અર્પણ કરવાનો વિધિ થઇ રહ્યા બાદ નામદાર દિવાન સાહેબે મહારાજા સાહેબને પુષ્પહાર પહેરાવી પાનસોપારી ને અત્તર ગુલાબ આપ્યાં. હાજર રહેલી દરકદાર મંડળીએ શિષ્ટ મંડળીને પાનસોપારી આપી ને ગોઠવણ મુજબ શાખાની મંડળીએ બીજા દરબારીઓને પાનસોપારી આપ્યા બાદ દરબાર સમાપ્ત થયો.

પાનસોપારી ચાલુ હતી ત્યારે વડોદરાના છમ્મૂજાન ને અચ્છનજાનનું નૃત્ય ચાલતું હતું.

ત્રાવણકોર સંસ્થાનમાંથી આવેલી શિષ્ટમંડળીને આ દરબારની પોતાની બેઠકની વ્યવસ્થા પસંદ ન હોવાથી તેમણે આણેલો પોશાક દરબાર સમાપ્ત થતાં મહારાજા સાહેબને સ્વતંત્ર રીતે આપ્યો હતો. રાજકોટની અને જાટની શિષ્ટમંડળી દરબાર વખતે હાજર રહી ન શકવાથી, તેમનો પોશાક પણ સ્વતંત્ર રીતે સ્વીકારવામાં આવ્યો હતો. કેટલાક સભ્યો તરફથી પાછળથી પોશાક આવ્યો હતો.

પોશાકની યાદી પરિશિષ્ટમાં

ઉપર ઉલ્લેખેલા સર્વ શિષ્ટમંડળી પાસેથી આવેલા પોશાકની યાદી પરિશિષ્ટ ૧૦ માં આપી છે. કેટલીક મંડળીઓએ પોશાક જેટલી રોકડ રકમ આણી હતી તે લઇને ખાનગીખાતાએ તે સમારંભ પુરતો બીજો પોશાક આપ્યો હતો જે મંડળીને પોશાક ઉપર હારતોરા, પાનસોપારી વગેરેની જરૂર હતી તેમને તે ખર્ચ લઇને ખાનગીખાતા તરફથી પૂરી પાડવામા આવી હતી એ બાબતનો ઉલ્લેખ માહિતિ આપવા પુરતોજ કરવામા આવ્યો છે

× × ×

## દેવદર્શન માટે શ્રીમંતની સ્વારી

**શ્રીમંતની દેવદર્શન માટે સ્વારી**

દેવદર્શનને માટે શ્રીમંત મહારાજા સાહેબ ને. ના. દીવાન સાહેબને સાથે લઇને લક્ષ્મીવિલાસ રાજમહેલમાંથી સાંઝના ૫-૩૦ વાગે સોનાની બગીમાં બેસીને અંગરક્ષકો સાથે નીકળ્યા. રસ્તામાં દાંડીઆ બજાર, મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલ અને ઘીકાંટા આગળ અનેક સંસ્થાઓએ અને સદ્‌ગૃહસ્થોએ શ્રીમંતને હારતોરા કરી સુખી દીર્ઘાયુ ઇચ્છયું હતું.

**શ્રીમંત બહુચરાજીના દર્શને**

શ્રીમંત પ્રથમ બહુચરાજીના મંદિરે દર્શન કરવા ગયા. ત્યાં અંગત નાયબ સુબા રા. રા. સાસવડકરે અને દેવસ્થાન સુપ્રિન્ટેન્ડેન્ટ રા. અંકોલકરે શ્રીમંતનું સ્વાગત કર્યું, અને તેમને મંદિરમાં પધરાવ્યા. શ્રીમંતે ભાવપૂર્વક માતાજીની સ્તુતિ કરી ભેટ કરી, મંદિરના વિદ્વાન્ બ્રાહ્મણોએ શ્રીમંતને આશીર્વાદ આપ્યા, મંદિર તરફથી શ્રીમંતને પોશાક, છાબડી અને પાન સોપારી આપવામાં આવી, અને શ્રીમંત ત્યાંથી નીકળીને કીર્તિમંદિર તરફ ચાલ્યા.

**કીર્તિમંદિરના દર્શને**

શ્રીમંતની સ્વારી કીર્તિમંદિરમાં આવી પહોંચી. ત્યા તેમણે નીચે જણાવેલી છત્રીઓનાં ભાવથી અને આદરથી દર્શન કર્યાં અને રીવાજ પ્રમાણે ભેટ મૂકી :—

( ૧ ) સ્વ. શ્રીમંત ગણપતરાવ મહારાજની છત્રી
( ૨ ) સ્વ. શ્રીમંત રાધાબાઇ મહારાણીની છત્રી.

( ૩ ) સ્વ. શ્રીમંત મહારાજા સયાજીરાવ ત્રીજાની છત્રી.
( શ્રીમંતના પિતામહની છત્રી )

( ૪ ) સ્વ. શ્રીમંત મહારાણી ચીમનાબાઈ પહેલાંની છત્રી.
( શ્રીમંતની પિતામહીની છત્રી )

( ૫ ) સ્વ. શ્રીમંત યુવરાજ ફત્તેસિંહરાવની છત્રી.
( શ્રીમંતના પિતાની છત્રી )

( ૬ ) સ્વ. શ્રીમંત યુવરાજ્ઞી પદ્માવતીબાઈની છત્રી.
( શ્રીમંતની માતાની છત્રી )

કીર્તિમંદિરના મધ્ય સભાગૃહમાં શ્રીમંતને હારતોરા અને પાનસોપારી આપ્યા .પછી શ્રીમંતની સ્વારી મોટરમાં બેસીને લક્ષ્મીવિલાસ રાજમહેલમાં ગઈ.

× × ×

## ઉપવન સંમેલન

ઉપવન સંમેલનની વ્યવસ્થા કરવાને માટે શ્રીમંત મહારાજા સાહેબે જે પેટાકમિટિ નીમી હતી તેમાં

**વધારાના સભ્યો** નીચે જણાવેલી વ્યકિતઓને 'વધારાના **સમિતિનો નિર્ણય** સભ્યો તરીકે લેવામાં આવી હતી'—

( ૧ ) મિ એચ આર. ડૉકટર, કલાવંત સુપ્રિન્ટેન્ડેન્ટ,

( ૨ ) મિ. એદ. એસ. કાળે, નૈમિત્તિક ખાનપાન કામદાર,

( ૩ ) મિ. શામરાવ આર. જાધવ,

( ૪ ) મિસિસ એલન,

( ૫ ) મિસિસ અરુણાદેવી મુકરજી, અને

( ૬ ) મિ. ડી. એમ. મુજુમદાર. (ખાનગી હિસાબી કચેરીના)

સમિતિએ મિ. કાળેએ તૈયાર કરેલી યોજના સ્વીકારી. અને સૂચના કરી કે બધી જાતની ખાદ્ય વસ્તુઓ ઉત્તમ પ્રકારની આણવી. મીઠાઈ સુરત અને ભરૂચથી મંગાવવી એમ નક્કી કરવામાં આવ્યું. ઉપવન સંમેલન લક્ષ્મીવિલાસ રાજમહેલના કમ્પાઉન્ડમાં દરબાર હૉલથી પ્રવેશદ્વાર સુધીની હરીયાળી જગ્યા ઉપર ભરવું એમ સમિતિએ ઠરાવ કર્યો. રાજમહેલ અને મુખ્ય પ્રવેશદ્વાર ઉપર વીજળીની મનોહર રોશનીની તૈયારી કરી. આખા કમ્પાઉન્ડમાં વીજળીની કમાનો અને વિવિધ રંગના વીજળીના દીવાઓની યોજના કરવમાં આવી. રાજમહેલના કમ્પાઉન્ડનું દૃશ્ય સર્વનું ચિત્ત આકર્ષવા લાગ્યું.

**નિમંત્રિત મંડળી**

રાજ્યાભિષેક સમારંભમાં ભાગ લેવા આવેલા બધા પરોણાઓ, શ્રીમંતને અભિનન્દનપત્ર આપવા આવેલા જુદા જુદા પ્રતિનિધિઓ, વડોદરાના અગ્રગણ્ય નાગરિકો, પ્રતિષ્ઠિત સ્ત્રીઓ, રેસિડેન્ટ, રેસિડેન્સીના લશ્કરી અને બીજા અમલદારો તથા સ્ત્રીઓ— આ સર્વને ઉપવન સંમેલનનું નિમંત્રણ આપવામાં આવ્યું હતું.

**વ્યવસ્થા**

ઉપવન સંમેલનમા જે ઊંચું મુખ્ય ટેબલ હતું તે G ના આકારમાં ગોઠવવામાં આવ્યું હતું, અને બીજાં ટેબલો સ્વસ્તિકાકારે ગોઠવવમાં આવ્યાં હતાં. ટેબલોની શોભા અપૂર્વ હતી. નિમંત્રિત મંડળીને આનન્દ આપવા માટે વિવિધ પ્રકારનો રંજન કાર્યક્રમ રાખવામાં આવેલો હતો, અને તેને માટે મંડપો અને તંબુઓ ઉભા

કરવામાં આવ્યા હતા. 'દારૂખાનું' કલાભવનના મેદાનમાં ફૂટવાનું હતું. તે જોવાની વ્યવસ્થા રાજમહેલના કમ્પાઉન્ડમાં જ કરવામાં આવી હતી.

**શ્રીમંતનું આગમન : દારૂખાનું**

રાત્રીના બરોબર ૯-૩૦ વાગે શ્રીમંત ઉપવન સંમેલનમાં પધાર્યા, અને સર્વનો મુજરો સ્મિતપૂર્વક સ્વીકારતા સ્વીકારતા બધે ફરવા લાગ્યા, અને બધો રંજન કાર્યક્રમ જોવા લાગ્યા. જુદા જુદા તંબુઓ આગળ ફરતી વખતે પરોણાઓની સાથે શ્રીમંત છુટથી ભળતા હતા, અને પરિચિત લોકોની સાથે વાતચીત પણ કરતા હતા. મહારાજા સાહેબનું બેન્ડ પણ આ વખતે સર્વને આનન્દ આપતું હતું. સંમેલન રાત્રીના ૧૦-૩૦ વાગે પૂરું થવા આવ્યું, અને બધી મંડળી કલાભવનના મેદાનમાં ફૂટતા દારૂખાનાને જોવા રાજમહેલના કમ્પાઉન્ડમાં જ ઉત્તર દિશાએ ચાલી. ત્યાં સર્વને બેસવાને માટે સારી વ્યવસ્થા રાખવામાં આવી હતી. દારૂખાનુ વિવિધ પ્રકારનું હતું. પ્રેક્ષકોને આ કાર્યક્રમથી ઘણો આનન્દ થયો હતો.

× × ×

## જાહેર મેળો અને રંજન કાર્યક્રમ

**પ્રજાને માટે રંજન કાર્યક્રમ**

રાજ્યાભિષેક સમારંભના કેટલાક મનોરંજન કાર્યક્રમમાં સામાન્ય પ્રજા સ્વાભાવિક રીતે ભાગ લઈ શકે નહિ. તેથી તેમને પણ આનન્દ આપવાને માટે કમિટિ બાગમાં ચાર દિવસ માટે ( ૨૭ મીથી ૩૦ મી સુધી ) એક જાહેર

મેળાની અને બીજા રંજન કાર્યક્રમની યોજના કરવામાં આવી હતી. આ બધી વ્યવસ્થાનું કામ રંજન સમિતિને સોંપવામાં આવ્યું હતું.

કમિટી બાગના મુખ્ય પ્રવેશ દ્વાર અને તેની આગળના કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજના ઘોડેસ્વાર પુતળાથી માંડીને આખા બાગમાં વિવિધ શોભા કરવામાં આવી હતી બાગમાં એક સાદી પણ મનોહર કમાન ઉભી કરવામાં આવી હતી. અને 'શ્રીમંત રાજ્યદંપતી ઘણું જીવો' એ પ્રમાણે લખવામાં આવેલું હતું. બાગમાં બધે જુદી જુદી જાતની રોશની કરવામાં આવી હતી. અને તેથી આખું દૃશ્ય ચિત્તને આહ્લાદદાયક થઇ પડયું.

**રંજન કાર્યક્રમની સફળતા**

જુદા જુદા કલાકારો અને કામ કરનારાઓ માટે બાગમાં તંબુઓ અને શમીઆના ઉભા કરવામાં આવ્યા હતા. તેમાં હીરાબાઇ બડોદેકર જેવી વ્યક્તિઓ ગાન કરતી હતી; જયપુરની જયકુંવર નૃત્ય કરતી હતી; સતાર, જલતરંગ અને ચોવાડાનો કાર્યક્રમ પણ જોવામાં આવતો હતો; અનેક પ્રકારનાં નૃત્યો થતાં હતાં; જાદુના, મદારીના અને વ્યાયામના પ્રયોગો ચાલતા હતા; અખાડાઓની કુસ્તીઓ અને બીજી જાતની કસરતો કરવામાં આવતી હતી; ભજનો, લોકગીતો, ગરબાઓ વગેરે પણ હતા. આ બધી યોજનાથી રાજ્યાભિષેક સમારંભ જોવા આવેલી ગામડાની પ્રજાને અનહદ આનન્દ થયો હતો. તા. ૩૦-૪-૩૯ ને દિવસે બેન્ડ સ્ટેન્ડ આગળ દારૂખાનું ફોડવામાં આવ્યું હતું લોકોને ઘણી મઝા પડી હતી. આ બધો કાર્યક્રમ ઘણો સફળ થયો હતો.

રાજ્યના પરોણાઓને માટે પણ રંજનકાર્યક્રમની અપેક્ષા

હતી. તેથી ચાર દિવસ માટે નીચે જણાવેલી નાટક મંડળીઓ, સિનેમાઓ અને સરકસનો વ્યવસ્થા રાખ-

પરોણાઓ માટે વામા આવી હતી પરોણાઓને રંજન
રંજન કાર્યક્રમ કાર્યક્રમની નિમંત્રણપત્રિકાઓ મોકલી હતી.

(અ) નાટક મંડળીઓ
(૧) ગંધર્વ નાટક મંડળી, (૨) બાલમોહન નાટક મંડળી, (૩) આર્યનૈતિક નાટક મંડળી, (૪) લક્ષ્મી-પ્રતાપ નાટક સમાજ

(આ) સિનિમા થિયેટરો.
(૧) મોહન ટૉકીઝ, (૨) પ્રતાપ ટૉકીઝ, (૩) પ્રિન્સ ટાકીઝ, (૪) સુપ્રિમ ટૉકીઝ

(ઇ) સર્કસ
(૧) પરશુરામ લાયન સર્કસ

છઠ્ઠો દિવસ શુક્રવાર તા ૨૮-૪-૩૯

## (૧) રાજ્યનાં લશ્કરનું નિરીક્ષણ

મકરપરા રસ્તા ઉપર આવેલા કવાયતના મેદાન ઉપર લશ્કરનુ નિરીક્ષણ કરવાને માટે શ્રીમંત મહારાજા સાહેબ સવારના ૭-૩૦ વાગે પધારવાના હતા. તેથી તે મેદાન ઉપર રાજ્યનુ બધું લશ્કર વ્યવસ્થિત સ્વરૂપમા ગોઠવાઇ ગયુ હતુ. સ્ત્રીઓ અને પુરુષોને બે શમાઆનાઓ ઉભા કરવામાં આવ્યાં હતા. આશરે ૨૫૦

લશ્કરના નિરીક્ષણ માટે
શ્રીમંતનુ આગમન

પરોણાઓ આ વખતે હાજર હતા. મોટરમાં બેસીને શ્રીમંત મહારાજા સાહેબ વખતસર કવાયતના મેદાન આગળ આવ્યા, અને બ્રિગેડ મેજરે તેમનો સત્કાર કર્યો. પછી શ્રીમંત ઘોડા ઉપર બેઠા અને તેમની પાછળ અંગરક્ષકો ઉભા રહ્યા. આ રસાલા સાથે શ્રીમંત મેદાન ઉપર ગયા, અને લશ્કરે તેમને સલામી આપી. શ્રીમંતે લશ્કરનું નિરીક્ષણ કર્યું અને લશ્કર તેમના આગળથી ચાલવા લાગ્યું.

પછી શ્રીમંતે લશ્કરી અમલદારોને ઉદ્દેશીને હિન્દી ભાષામાં **શ્રીમંતનું ભાષણ** નીચેના તાત્પર્યનું ભાષણ કર્યું:—

"મારા લશ્કરનું નિરીક્ષણ કરવાના સમારંભથી મારા પર ઊંડી છાપ પડી છે. 'માર્ચ પાસ્ટ' તથા 'એડવાન્સ ઈન રિવ્યુ ઓર્ડર'નો કાર્યક્રમ સંતોષકારક રીતે પાર પાડવામાં આવ્યો હતો.

'જીન ઘર—જીન તખ્ત' એ અમારા રાજકુટુમ્બનો મુદ્રાલેખ છે. તેથી રાજ્યમાં સુસજ્જ તથા શિસ્તબદ્ધ લશ્કર પ્રજાના જાન-માલના રક્ષણ માટે કેટલું જરૂરનું છે તે અમને યાદ કરાવવાની જરૂર નથી.

વડોદરાના રાજ્યકર્તા તરફ વફાદારી તથા પ્રજાની સેવા માટે વડોદરા રાજ્યનું લશ્કર મગરૂરી લઈ શકે એવા બનાવોની નોંધ લશ્કર પાસે છે.

લશ્કરમાં મેં કામ કર્યું છે, અને તેથી હું તેની કિમ્મત જાણું છું. તેમ પોતાની સુંદર પ્રણાલિકા તે કેવી રીતે ચલાવે છે તે હું સમજું છું.

લશ્કરમાં અમલદાર તથા સીપાઇ એવા બે વિભાગ છે. તેમાં અમલદાર લશ્કરનું મગજ ગણાય, તેમ છતાં સીપાઇઓનું મહત્ત્વ ઓછું નથી, કારણ કે યુદ્ધમાં તેમને જ માથે યુદ્ધનો બોજો પડે છે, અને તેઓ જ ઠેઠ સુધી લશ્કરનું મનોબળ જાળવવા માટે જવાબદાર રહે છે. આવા મનોબળ વગર જીત મળતી નથી. અંગત રીતે હું સીપાઇઓ તથા તેમના કામને બહુ મહત્ત્વ આપું છું. તમે જાણો જ છો કે પશ્ચિમના દેશોમાં દરેક લશ્કરી કે બિન લશ્કરી પેશાનો શહેરી, રાયથી રંક સુધી, 'અજ્ઞાત સીપાઇ'ની કબર આગળ માનમાં પોતાની ટોપી ઉતારે છે વીર સીપાઇઓના મહત્ત્વ માટે આથી વધારે અસરકારક બીજો પુરાવો હું આપી શકતો નથી યુદ્ધનું પરિણામ ગમે તે આવે તો પણ યુદ્ધ કરવામા શૌર્ય રહ્યુ છે; જીતવાની વસ્તુ મેળવાય તો જ શૌર્ય ગણાય એમ કાંઇ નથી.

હું તમને ખાત્રી આપું છું કે હું લશ્કરમાં ખુબ રસ લેતો રહીશ, અને તેને સંતોષ થાય એવી દરેક વાત પર બનતી ત્વરાએ લક્ષ આપીશ

દરેક રીતે મારૂ લશ્કર આટલું તૈયાર જોઇ હું ફરીથી મારો આનન્દ પ્રદર્શિત કરૂ છું. હું તમારો દરેક વાતે અભ્યુદય ઇચ્છું છું."

શ્રીમંત લશ્કરની કરેલી કદરના ચિહ્ન તરીકે લશ્કરમાં મીઠાઇ વહેંચવામા આવી હતી. પછીથી શ્રીમંત પોતાના રસાલા સાથે ગોયાગેટ, સાડવી લહેરીપુરા, ચામરાજેન્દ્રરોડને માર્ગે થઇને લક્ષ્મીવિલાસ રાજમહેલમા ગયા.

## (૨) શિષ્ટ સંભાવના

**શ્રીમંતે કરેલી પણ્ડિતોની સંભાવના**

લક્ષ્મીવિલાસ રાજમહેલના આઇને હૉલમાં વડોદરા શહેર તથા રાજ્યમાંના વિદ્વાન્ પ્રતિષ્ઠિત શાસ્ત્રીઓ, પુરાણીઓ, જ્યોતિષીઓ વગેરે શિષ્ટ મંડળને સંભાવનાને માટે નિમંત્રણ આપવામાં આવ્યું હતું. આ બધી મંડળી સવારના દસ વાગ્યામાં હાજર થઇ ગઈ હતી. બરોબર દસ વાગે શ્રીમંત મહારાજા સાહેબ આઇને હૉલમાં પધાર્યા. આઠ પણ્ડિતોએ શ્રીમંતની પ્રશસ્તિ કરનારાં આશીર્વાદાત્મક કાવ્યો રચ્યાં હતાં. તે તેમણે વાંચ્યા અને પોતાનાં કાવ્યોની એક એક નકલ શ્રીમંતને ભેટ કરી. આ સમારંભમાં ૧૦૭ વિદ્વાનો હાજર હતા. (જુવો પરિશિષ્ટ ૧૧ મું) તે દરેકનો શ્રીમંતને પરિચય કરાવવામાં આવ્યા, અને શ્રીમંતે દરેકને શાલની ભેટ આપી. પછીથી પણ્ડિતમંડળીને પાનસોપારી, અત્તર, ગુલાબજળ વગેરે આપવામાં આવ્યું હતું. પછી ચાર વેદના ચાર વૈદિક શાસ્ત્રીઓ વૈદિક પદ્ધતિથી આશીર્વાદના મંત્રો બોલ્યા. મંત્રોચ્ચારણ સમાપ્ત થતાં શ્રીમંતે શિષ્ટમંડળીની રજા લીધી.

## (૩) 'પરત પોશાક' દરબાર

**'પરત પોશાક' દરબાર**

જે રાજ્યો તરફથી પ્રતિનિધિ મંડળદ્વારા શ્રીમંત મહારાજા સાહેબને પોશાક આપવામાં આવ્યો હતો તે રાજ્યોને 'પરત પોશાક' આપવાનો દરબાર લક્ષ્મીવિલાસ રાજમહેલના પુસ્તકાલય હૉલમાં સાંજના ૪-૩૦ વાગે ભરવામાં આવ્યો હતો. હૉલના મધ્ય ભાગમાં શ્રીમંતને માટે એક સોફા

મૂકવામાં આવ્યો હતો, અને પ્રતિનિધિઓને માટે તેની બન્ને બાજુએ ચાર ચાર ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. પહેલાં બધા પ્રતિનિધિઓને પુસ્તકાલય હૉલની પાસેના ખંડમાં બેસાડવામાં આવ્યા હતા; અને ત્યાંથી તેમને એક પછી એક એમ ક્રમ પ્રમાણે પુસ્તકાલય હૉલમાં લઇ જવામાં આવ્યા હતા. ત્યાં શ્રીમંતે તેમને પોશાક આપ્યો હતો. પછી તે બધાને કલગી અને પાનસોપારી આપવામાં આવી હતી. દરબારમાં ફકત ગણ્યા ગાંઠ્યા પોશાકો આપવામાં આવ્યા હતા. બીજા બધા પોશાકો પ્રતિનિધિમંડળોને તેમને ઉતારે પહોંચાડવામાં આવ્યા હતા

ત્રાવણકોર રાજ્યના પ્રતિનિધિ મંડળને જુદું બોલાવી પોશાક આપવામાં આવ્યો હતો.

પોશાક આપવામાં નીચે જણાવેલા નિયમો પાળવામાં આવ્યા હતા :—

પોશાક આપવામાં
ધોરણ

| | | |
|---|---|---|
| ( ૧ ) | જો પ્રતિનિધિ મંડળનો નેતા રાજાનો સગો હોય તો | રૂા ૫૦૦૦ થી ૧૦૦૫ (રાજ્યના દરજ્જા પ્રમાણે) |
| ( ૨ ) | ૧૭ થી ૨૧ તોપોની સલામીવાળાં રાજ્યોના પ્રતિનિધિઓને | ૩૦૦—૦—૦ |
| ( ૩ ) | ૧૩ થી ૧૫ તોપોની સલામીવાળાં રાજ્યોના પ્રતિનિધિઓને | ૨૦૦—૦—૦ |
| ( ૪ ) | ૯ થી ૧૧ તોપોની સલામીવાળાં રાજ્યોના પ્રતિનિધિઓને | ૧૫૦—૦—૦ |
| ( ૫ ) | સલામી વિનાનાં રાજ્યોને | ૧૦૦—૦—૦ |

( ૬ ) પ્રતિનિધિઓની સાથે આવેલા કારકુનોને ૨૫—૦—૦

( ૭ ) સાથે આવેલા હુજરી જમાદારો, ચોપદારો વગેરેને ૧૦—૦—૦

' પરત પોશાક ' ની બધી વીગતો પરિશિષ્ટ ૧૨ મા આપવામા આવેલી છે.

## ( ૪ ) અખાડાના ખેલો

અખાડાના ખેલો

અખાડાના ખેલો જોવાને માટે જે જગ્યા નિયત કરવામા આવેલી છે તેમાં બહુ માણસો બેસી શકે એમ નથી તેથી ખેલો ત્રણ દિવસ ૨૭ થી ૨૯ તારીખ રાખવા એમ નક્કી કરવામા આવ્યું. આ યોજનાથી બધા ય પરોણાઓ ખેલોનો આનન્દ લઇ શકયા. શ્રીમંત મહારાજા સાહેબ ખેલો જોવા બીજે દિવસે—૨૮ મી તારીખે—પધાર્યા હતા. પોપટના ખેલો, વજ્રમુષ્ટિ કુસ્તી, પાડાઓની કુસ્તી, હાથીઓની સાઠમારી વગેરે કાર્યક્રમથી પ્રેક્ષકોને ઘણો આનન્દ થયો હતો. કુસ્તીમા ભાવલપુરના હમીદા અને લાહોરના જીજા એ બેની કુસ્તી ઉત્તમ હતી. જીજાની હોશીયારી જોઇને શ્રીમંત સરકારે તેને વડોદરા રાજ્યમા નોકરી આપી.

## ( ૫ ) ખાણું

ખાણું

શુક્રવાર તા. ૨૮ એપ્રિલ ૧૯૩૯ ના રોજ રાત્રે મહારાજા સાહેબના અભિષેક સમારંભમાં આવેલા સર્વ મહેમાનોને લક્ષ્મીવિલાસ મહેલમાં એક ટાટની મિજબાની આપવામાં આવી.

આ મિજબાનીમાં ૧૮ સ્ત્રીઓ ને ૧૦૩ પુરુષ મળી એકંદર ૧૨૧ માણસોને આમંત્રણ આપવામાં આવ્યું હતું ને તેની સર્વ વ્યવસ્થા કરવાનું કામ વડોદરાના સેનાપતિ મેજર જીલેસ્પીને સોંપવામાં આવ્યું હતું.

## ખાણાની બેઠકનો નકશો

### ૨૮ મી એપ્રિલ ૧૯૩૯

નામદાર નવાબસાહેબ, ખંભાત
લેડી મહેતા
સિનિયર દેવાસના શ્રીમંત મહારાજ
લેડી કૃષ્ણમાચારી
રેસિડેંટ સાહેબ
શ્રીમંત મહારાજ સાહેબ
મીસીસ ગીલન
કુચબિહારના શ્રીમંત મહારાજ
મીસીસ સ્ક્રિંગ
મારિઆના શ્રીમંત રાજાસાહેબ

| | |
|---|---|
| મીસીસ ચૌંસી | પેથાપુરનાં યુવરાણી |
| બાલાસીનોરના નવાબસાહેબ | સાંદૂરના રાજા સાહેબ |
| મીસીસ એલન | મીસીસ ધુરંધર |
| રાજપીપળાના યુવરાજ | સર વી. ટી. કૃષ્ણમાચારી |
| મીસીસ મુકરજી | મીસીસ જિલેસ્પી |
| મોરબીના મહારાજા કુમાર | સીતામાઉના યુવરાજ |
| મીસીસ ચંદ્રચૂડ | મીસીસ ભાટે |
| સંતના યુવરાજ | યુવરાજ કેરલ વર્મા, કોચીન |
| ` – ગોરડન | મીસીસ પવાર |

## ખાણાની બેઠકનો નકશો.

કર્લીગઢના સર વાસુદેવ રાજા
મીસીસ-ડોન્ડન
રાજકુમાર ચંપકસિંહજી
મીસીસ આઉડ વોટર
મહારાજા કુમાર દિવસિંગજી, બારીઆ
કાગલના ચીફ સાહેબ
રાજકુમાર ઘનસ્યામસિંહજી લિંબડી
કેપ્ટન ચૌસી
પેથાપુરના યુવરાજ
રાજા ધનરાજ ગિરજી
મી. કૃષ્ણપ્રસાદ
કર્નલ શિવરાજસિંહ
સર ગોવિંદરાવ પ્રધાન
સરદાર ઝેનાને
સર હોમી મહેતા
મી. નારાયણ ઉનઇથાન
કેપ્ટન જે. સી. લેવિસ
કેપ્ટન આર. કે. સાકેર
બાખેરકાના રાવ અમરસિંહજી
મી. એસ. વી. મુકરજી
કુમારશ્રી જનિસિંહજી જે. ઝાલા
મી. માર્કન્ડવોટર
શ્રીમંત અપ્પાસાહેબ ઘાડગે કાગલ ( જા. )

મેજર એ. ઈ. કર્યુમિંગ
મીસ અબ્રાહમ
સરદાર વ્યંકટરાવ ઘોરપડે
મીસીસ શમશદ
મહારાજા નરસિંહજી, બારીઆ
શ્રીમંત એસ. એસ. ગાયકવાડ
શ્રીમંત ગણપતરાવ ગાયકવાડ
મેજર જી. એફ ડોન્ડન
સર મનુભાઇ એન. મહેતા
નવાબ સૈયદ અમીનુદ્દીન
ડી. એમ. શુઆઇબ કુરેશી
મી. વી. કે. ધુરધંર
રાવબહાદુર જી. એચ. દેસાઇ
સાંડવાના રાજાસાહેબ બિકાનેર
મી. કે. વી. ઉપલપ
કેપ્ટન વોલ
શ્રીમંત માનસિંગરાવ એન. નિમ્બાલકર
મી. યશશ્ચંદ્ર મહેતા
મી. એસ. એ. સુધાલકર
શ્રીમંત સરદાર માનસીંગરાવ હસુરકર ઘોરપડે
મી. વી. કે. તિરુવેંકટાચારી
રાવબહાદુર રામકિસન
રાણા શ્રી ઘનસ્યામજી, ભાવનગર

શ્રીમંત ફત્તાજીરાવ એ. શીરપડે
મી. આર. જી. એક્ષન
રાવબહાદુર બી. એ. બાડગે
સરદાર ચક્રવર્તિ
મી. મોતિલાલ એલ. પારેખ
મી. અડાલજા
મી. પી. કે. શિંદે
મેજર બી. પી. પાંડે
જનરલ એન. જી. શિંદે
કલીંગઢના માધવરાજા
ખાનબહાદુર એમ. એ. રશિદ
મી. બી કે. ભાટે
કર્નલ ભાઉસાહેબ ગાયકવાડ
કર્નલ આર. એસ. ચૌહાણ
મી. મણિભાઇ વી. દેસાઇ
મી. ગિરધરલાલ ડી. પરીખ
સ્ટાફ ઓફીસર, દેવાસ (સિ.)
સ્ટાફ ઓફીસર, ખંભાત
કેપ્ટન ઝુલ્ફીકાર અલિખાન
ડો. ચંદ્રચૂડ
મહારાજાના એ. ડી. સી.
મહારાજાના એ. ડી. સી.
મહારાજાના એ. ડી. સી.
એ. ડી. સી. ટામસ

મી. નવરોજજી ડુમસીઆ
કેપ્ટન ગુલાબસિંહજી, પોરબંદર
ખાનસાહેબ કોઠાવાલા
મી. એફ. ભોસલે
મેજર રાજેન્દ્રપ્રસાદસિંહ
મી. આર. એસ. માનેપાટિલ
રાવબહાદુર ડો. પી. સી. પાટિલ
શેઠ તુલસીદાસ કીલાચંદ
મી. બી. એ ગાયકવાડ
મી. એ. ટી. ગૉર્ડન
ડૉ. એસ. એમ. પગાર
કર્નલ એ. જી. સડેકર પવાર
સાહેબજાદા શમશદ અહમદખાન
મી. ડી. વી. ગાયકવાડ
મી. બી. ડી. અમીન
એ. ડી. સી. કૂચબિહાર
સ્ટાફ ઓફિસર, બાલાસિનોર
કેપ્ટન જે. ભોંસલે
સ્ટાફ ઓફિસર, બારીઆ
સ્ટાફ ઓફિસર સાંદૂર
મહારાજાના એ. ડી. સી.
મહારાજાના એ. ડી. સી.
મી. કોરડે

ઉપર આપેલા નકશા પરથી આ મિજબાની વખતે મહેમાનો કેવી રીતે બેઠા હતા તેની કલ્પના આવશે.

ખાણાની બેઠક-યોજના

આવા સમારંભમાં થનાર ખાણાના સમયે અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે "આરોગ્ય પાન" કરવાની આપણામાં પણ રીતિ પડી છે. તેને અનુસરીને શ્રી. મહારાજા સાહેબે પ્રથમ સમ્રાટને આરોગ્ય પાનનો પ્રસ્તાવ કર્યો.

સમ્રાટને 'આરોગ્ય પાન'

ત્યાર પછી વડોદરાના રેસિડેંટ કર્નલ ગિલને મહેમાનો તરફથી નીચેના શબ્દોમાં મહારાજા સાહેબનું આરોગ્ય ઇચ્છયું તે બોલ્યા :—

શ્રીમંતને 'આરોગ્ય પાન'

"શ્રીમંત મહારાજા સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

કર્નલ ગિલનું ભાષણ

અસાધારણ ભય અને ઉપાધિઓ આપતા જગતમા પણ આનન્દના પ્રસંગો આવે છે; અને આવા ઉત્તમ અવસરમાં આજ રાત્રે ભાગ લેવા માટે શ્રીમંતે અમને જે નિમંત્રણ આપ્યું છે તેને માટે આપ શ્રીમંતના અગે પરોણાઓ અમારી જાતને અભિનન્દન આપીએ છીએ.

કોઇ પણ રાજાના રાજ્યાભિષેકનો પ્રસંગ હમેશા એક અસાધારણ પ્રસંગ હોય છે જ. જ્યારે યુવરાજનું વય ઘણું નાનું

હતા તે જ શબ્દોમાં હું કહીશ કે એક જ નિશ્ચય મેં કર્યો છે- બધી બાબતોમાં એવી રીતે કરવું કે તે અમૂલ્ય લાભ-મારી પ્રજાનો વિશ્વાસ-હું મેળવું.

સાહેબ ! આપે સાચી જ વાત કહી છે કે એક યશસ્વી રાજ્યકર્તા જેમનું નામ, લૉર્ડ વિલિંગ્ડનના શબ્દોમાં કહું તો, " આ રાજ્યના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાશે " તેમની પછી આ રાજ્યના અધિપતિ થવામાં હું મહાભાગ્યશાળી છું. મારા પિતામહે પોતાની પ્રજાના સુખને માટે સાઠથી વધારે વર્ષો સુધી ખંતથી મહેનત કરી છે અને તેમના હૃદયમાં સ્થાન મેળવ્યું છે; અને એમનો દાખલો મને હંમેશાં પ્રેરણાદાયક થશે. મારા સમર્થ દીવાન, સર વી. ટી. કૃષ્ણમાચારી જેમની છેલ્લા બાર વર્ષમાં રાજ્યની કરેલી ઉત્તમ સેવાઓ આપણને સુવિદિત છે તેમને માટે મારી તીવ્ર આદરભાવના વ્યક્ત કરવાનો બીજો વધારે સારો પ્રસંગ મને નહિ મળે. તેમની સલાહ અને પરિપક્વ અનુભવ અત્યાર સુધી હતાં તે પ્રમાણે હવે પણ મને એક મહાન લાભરૂપ થઇ પડશે.

ફરીથી પણ મને કહેવા દો કે આ પ્રસંગે મારી સાથે આનંદ કરવામાં આટલા બધા મિત્રોને મારી આજુબાજુ જોતાં મને કેટલો ઘણો આનંદ થાય છે અને કર્નલ મિલન ! હું આપનો અને અન્ય સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. "

ત્યાર પછી સર્વ પરોણાઓનું આયુરારોગ્યનું ચિન્તન કરતાં શ્રીમંતે કરાવેલું મહારાજા સાહેબ બોલ્યાઃ—

" પરોણાઓનું-

"આરોગ્યપાન"

" કર્નલ વિલ્સન ! શ્રીમંત મહારાજા સાહેબો, સન્નારીઓ અને સદ્ગૃહસ્થો,

હવે આપણા મહેમાનોનું આરોગ્યપાન સૂચવતાં મને ઘણો આનન્દ અને ગર્વ થાય છે.

આ ઉત્સવના સમારંભોમાં ભાગ લેવાને માટે અત્રે પધારેલા આપણા માનનીય મહેમાનોના આપણે બધા કેટલા આભારી છીએ એ કહેવાની મારે ભાગ્યે જ જરૂર હોય. ઘણા ખરા મહેમાનો ઘણે દૂરથી અને ઘણી તકલીફો વેઠીને અહીં પધારેલા છે, અને તેથી આપણે તેમના વધારે ઋણી છીએ.

આવા બધા પ્રસંગોએ વડોદરાના રેસિડેન્ટની હાજરીનું મહત્ત્વ આપણે સમજીએ છીએ આજે આપણા સમૂહમાં કર્નલ વિલ્સન અને મિસિસ વિલ્સનની હાજરીથી આપણને આનન્દ થાય છે.

કોલ્હાપુરના શ્રીમંત મહારાજા સાહેબ, ધારના શ્રીમંત મહારાજા સાહેબ, અલિરાજપુરના રાજા સાહેબ અને ફલટનના રાજા સાહેબ અહીં હતા, પણ પોતપોતાના સ્થળે જવાને માટે તેમને વડોદરા છોડવું પડ્યું છે. તેઓ બધા આપણી સાથે બહુ થોડો સમય રહ્યા હતા, છતાં પણ તેમનું સ્વાગત કરતાં પરસ્પર આનન્દ થયો હતો.

આજે આપણા સમૂહમાં દેવાસના શ્રીમંત મહારાજા સાહેબ, કુચબિહારના શ્રીમંત મહારાજા સાહેબ અને સાકુરના રાજા સાહેબ બેઠેલા છે. મારા પ્રતિ તેમની સદ્ભાવના આ પુરાવારૂપ હાજરીને માટે હું તેમનો ઘણો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું.

ગુજરાત અને કાઠીઆવાડના રાજાઓએ અહીં જાતે પધારીને મિત્રભાવનો સ્નેહ વધારે પૂરાવો આપ્યો છે, છોટાઉદેપુરના

શ્રીમંત રાજાસાહેબ અહીં આવ્યા હતા; અને ખંભાતના શ્રીમંત નવાબ સાહેબ અને બારીઆના શ્રીમંત રાજા સાહેબ અત્યારે આપણી પાસે જ છે. તે સર્વનો હું આભાર માનું છે.

મારા કુટુમ્બ સાથે મિત્રતાના દૃઢ ભાવથી બંધાએલા ઘણા રાજાઓ જે અનિવાર્ય કારણોને લીધે અહીં આવી શકયા નથી તેમણે પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા છે, જેને માટે હું તેમનો પૂરેપૂરો આભાર માની શકું એમ નથી. મૈસુરથી સર્વગુણ સંપન્ન યુવરાજ જય અહીં આવેલા છે, અને હું આશા રાખું છું કે અહીંના નિવાસનાં મધુર સ્મરણો તે પોતાની સાથે લઇ જશે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! આપણા મહેમાનોના માનમાં આરોગ્યપાન કરવાનું આપને હું નિમંત્રણ આપું છું.

પરોણાઓ તરફથી દેવાસના શ્રીમંત મહારાજા સાહેબ શ્રી વિજયસિંહ પવારે આભારદર્શક ભાષણ કર્યું.

**પરોણાઓ તરફથી દેવાસના શ્રી મહારાજ સાહેબનો ઉત્તર.**

" શ્રીમંત મહારાજા સાહેબ, કર્નલ ગિલન, શ્રીમંત મહારાજા સાહેબો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

જેમનું આરોગ્યપાન આપ શ્રીમંતે સ્નેહભાવથી કરાવ્યું છે તે પરોણાઓના તરફથી આપ શ્રીમંતનો આભાર માનવા હું ઉભો થયો છું. આજના ખાણામાં અનેક રાજાઓ અને ઉચ્ચ વર્ગની વ્યક્તિઓ હોવાથી આ પ્રસંગ ખરેખર અપૂર્વ છે. આ વ્યક્તિઓના તરફથી આપનો આભાર માનવામાં મને

સમ્પૂર્ણ ખાત્રી છે કે ગાયકવાડોના કુલીન વંશને માટે આ બધા પરોણાઓને જે અખંડ ઉચ્ચ અભિપ્રાય અને આદર છે તેને હું વ્યક્ત કરી રહ્યો છું. હું વધારામાં કહીશ કે પરોણાઓની જે આદરભાવના વ્યક્ત કરવામાં આવી છે તે ફક્ત શિષ્ટાચાર પૂરતી નથી, પરંતુ નિર્બોધ ઐતિહાસિક પ્રસંગોને લીધે જ છે. આપના ઉદાત્ત વંશે ઇ. સ. ના અઢારમા શતકના આરંભથી પ્રતાપી વીરકર્મોને લીધે ઇતિહાસમાં અતિસ્પૃહણીય સ્થાન પ્રાપ્ત કર્યું છે. શ્રીમંત દામાજીરાવ ગાયકવાડ અને શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડની પછી થએલા રાજાઓએ, જેમા મુખ્ય વ્યક્તિઓ શ્રીમંત સયાજીરાવ બીજા અને શ્રીમંત ખંડેરાવ છે, તેમણે રાજકીય અને લશ્કરી પરાક્રમોથી પોતાના યશસ્વી કુલને વધારે પ્રસિદ્ધિમાં આણ્યુ.

આપના પૂર્વજોમાં સૌથી વધારે પ્રસિદ્ધ પુરુષ જે હતા તે શ્રીમંત સયાજીરાવ ત્રીજા, આપના પરમપૂજ્ય પિતામહ, જેમના નામ અને યશ જગતના બધા ભાગોમા પ્રસરેલા છે તેમનુ રાજ્ય ખરેખર યુગપ્રવર્તક હતુ એમ હુ જ્યારે કહુ છુ ત્યારે તેમા અતિશયોક્તિ વિનાનુ કેવલ સત્ય જ રહેલુ છે. પ્રજાકલ્યાણ સાધવુ એ એમનો રાજા તરીકેનો આદર્શ હતો, અને આ આદર્શની સિદ્ધિ જોનાતે તે પોતે ભાગ્યશાળી પણ થયા હતા. આવા પ્રતાપી રાજાના સફળ જીવનનો ચિતાર આપવાનો પ્રયત્ન કરવો એ તો કમળને ચિતરવાના પ્રયત્ન જેવુ નિષ્ફળ છે. રાજકારભારના વિવિધ ક્ષેત્રોમા તેમણે પોતાના વ્યક્તિત્વની દૃઢ છાપ એવી સારી પાડી છે કે ઇતિહાસલેખકો તેને ભૂલશે નહિ, તેમજ ભૂલી શકશે પણ નહિ

શ્રીમંત મહારાજા સાહેબ ! અદ્‌ભુત શક્તિ અને વિશાળ

દષ્ટિવાળા આવા રાજાના હાથે, અને તેમની દેખરેખ નીચે, આપે તાલીમ લીધી છે, અને તેથી આપનું આધિપત્ય તેવી જ રીતે સફળ થશે એવી આશા રાખી શકીએ છીએ. છેલ્લા બે માસમાં પણ જ્યારે આપને એકલે હાથે રાજ્ય કરવાનું હતું ત્યારે, અને તે પહેલાં પણ ઘણાં વર્ષો સુધી, આપે રાજ્યના પ્રશ્નોને સમજવાની અદ્ભુત શક્તિ દર્શાવેલી છે. આપની પ્રજાને માટે પ્રભુની માફક આપે લાગણી વ્યકત કરેલી છે, અને સમતોલપણું જાળવવાની વિરલ શકિત પ્રદર્શિત કરેલી છે. આપ શ્રીમંતની ખરેખરી ખેલદીલી વ્યક્ત થએલી છે, અને તેણે ખેલાડીમાં રહેલી ભ્રાતૃભાવના વિષે અમારા ઉપર અતિ દઢ છાપ પાડેલી છે.

આપનું ભાવી પણ અતિ ઉજ્જવલ છે; અને આપની શક્તિને અને ભવિષ્યના ઇતિહાસલેખકો યાદ કરે એવા કીર્તિ આપનારા બુદ્ધિ અને હૃદયના આપના ઉત્તમ ગુણોને પ્રદર્શિત કરવાનો આપને પૂર્ણ અવકાશ છે—આ બધું કહેવાની મારે જરૂર નથી. આ વિષય ઉપર વધારે ન બોલતા, આપે આ સમારંભમાં આપેલા વિખ્યાત પરોણાઓ વિષે જે સ્નેહાળ શબ્દો કહ્યા છે તેને માટે આપ શ્રીમંતનો ફરીથી હું ઉપકાર માનું છું; અને મને ખાત્રી છે કે પરમાત્મા આપ શ્રીમંતને દીર્ઘ આયુષ્ય, અને સુખી, સમૃદ્ધ અને અતિ યશસ્વી રાજ્યકાલ આપે એવી પ્રભુ પ્રતિ પ્રાર્થના કરવામા અહીં હાજર રહેલાં બધાં મને અનુમોદન આપશે. "

દેવાસના શ્રીમંત મહારાજા સાહેબે પરોણાઓ તરફથી શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહ માટે જે ભાવના વ્યકત કરી તેને બધાય પરોણાઓએ તાળીઓના ગડગડાટથી અનુમોદન આપ્યું. ખાણું પૂરું થયા પછી બધા મહેમાનો લશ્કરી ખેલો જોવા સારૂ પ્રતાપસિંહ જીમખાનામાં ગયા.

## (૬) લશ્કરી ખેલો

પ્રતાપસિંહ જીમખાનાના મેદાન ઉપર રાત્રીના ૧૦ વાગે લશ્કરી ખેલોનો અપૂર્વ કાર્યક્રમ રાખવામાં

**સમિતિની નીમણુક**

આવ્યો હતો. આની વ્યવસ્થા કરવાને માટે એક સમિતિ નીમવામાં આવેલી હતી. એ સમિતિમાં નીચે જણાવેલા સભ્યો હતાઃ—

(૧) મેજર એસ. જી. કાદરી ( પ્રમુખ )
(૨) લેફ. એસ. એસ. દીઘે
(૩) લેફ. એસ. સી. ચવાણ
(૪) લેફ. એન. એસ. કાઠીઆવાડ દીવાનજી
(૫) રા. સી. બી. ગુપ્તે ( સેક્રેટરી )

ઇંગ્લંડમાં એલ્ડરશૉટના રણક્ષેત્ર મેદાનમા લાખો રૂપીઆને ખર્ચે જે રમતો રમાય છે તેનો ખ્યાલ આ લશ્કરી ખેલો ઉપરથી આવે એમ હતુ. ફોજખાતાએ આ રમતો માટે ફક્ત રૂા. ૫૫૦૦ ની માગણી કરી હતી. કાર્યક્રમની સફળતા જોતાં આટલી નાની રકમમાં ફોજખાતાએ જે સુંદર વ્યવસ્થા કરી હતી તેને માટે તેમને ખરેખર ધન્યવાદ આપવો ઘટે છે.

દરબાર મંડપમાં શ્રીમંત મહારાજા સાહેબને બેસવાને માટે એક ચાદીનો સોફા મૂકવામા આવ્યો હતો;

**બેઠકની વ્યવસ્થા**

અને પ્રતિષ્ઠિત મહેમાનોને માટે ખુરશીઓની વ્યવસ્થા રાખવામા આવી હતી. મંડપની જમણી બાજુએ પરદાનશીન સ્ત્રીઓને માટે સ્વતંત્ર વ્યવસ્થા કરવામાં આવી હતી; અને બિનપરદા સ્ત્રીઓને માટે ખુરશીઓ

ગોઠવવામાં આવેલી હતી. મંડપની ડાબી બાજુએ પરોણાઓને બેસવાને માટે ખુલ્લામાં ખુરશીઓ હતી; અને બે શમિઆનાઓ પણ ઉભા કરવામાં આવ્યા હતા. એક શમિઆનો લશ્કરી અમલદારોની સ્ત્રીઓને માટે હતો, જ્યારે બીજો શમિઆનો ખેલમાં ભાગ લેનારા માણસો માટે હતો. ખેલો જોઇને નિર્ણય આપવાનું કામ પરીક્ષકોની એક સમિતિને સોંપવામાં આવેલું હતું. આ સમિતિમાં જનરલ કુલેરપી, કર્નલ બી. વી. ગાયકવાડ અને કર્નલ આર. એસ. ચવણ એમ ત્રણ જણ સભ્યો હતા.

આણસોની મેદની

રાત્રીના બરોબર ૯-૩૦ વાગતામાં તો આખું મેદાન માણસોથી ચીકાર થઈ ગયું હતું. આ કાર્યક્રમ જાહેર હતો એટલે સામાન્ય પ્રજાએ એનો સારો લાભ લીધો હતો. રાત્રી શીતળ હતી. અને આખા દિવસનો તાપ સહન કર્યા પછી આવી ખુલ્લી જગ્યામાં બેસવાનું સર્વને આનંદદાયક થઈ પડયું.

અદ્‌ભુત રમતો

ખાણું પૂરૂં થયા પછી શ્રીમંત મહારાજા સાહેબ રેસિડેન્ટ અને બધા માનવંતા મહેમાનો બરોબર ૧૦-૩૦ વાગે મેદાન ઉપર આવી પહોંચ્યા. પછીથી કાર્યક્રમ શરૂ થયો. પ્રથમ ' માસ ડ્રીલ ' થઈ, પછીથી ' રાજ્યાભિષેક સ્ટાર ટેન્ટ પેગીંગ 'ની રમત ( રાજ્યાભિષેક તારાતંબુની ખીલીઓ ઠોકી ઉભો કરવાનું કામ લેન્સ તથા સેકશન મારંત કરી બતાવવાની રમત ) શરૂ થઈ; પછી ' માઉન્ટેડ મ્યુઝિકલ ચેર ', ઘોડેસ્વારીની ખુબીઓ વગેરે થઈ. અંતે લેફ મોહિતેએ ( પડેલી ઘોડેસ્વાર પલટણ ) સોનગઢના કીલ્લાને જીતવાનું અદ્‌ભુત દૃશ્ય ભજવી બતાવ્યું હતું; અને સર્વ આશ્ચર્યચકિત થયા હતા.

છેવટે જનરલ જ્યોત્સ્નીની વિનંતીથી શ્રીમંત મહારાજા સાહેબે લશ્કરી અધિકારીઓને અને બીજા માણસોને ઈનામ વહેંચ્યાં હતાં. પછી શ્રીમંતની ત્રણ વાર જય બોલાવીને બધો કાર્યક્રમ વહેલી સવારે પૂરો થયો.

**શ્રીમંતને હસ્તે ઈનામો**

× × ×

## સાતમો દિવસ : શનિવાર, તા ૨૯-૪-૩૯

## (૧) બાલસંમેલન

મોતીબાગના મેદાન ઉપર સવારના ૭ ૩૦ વાગે બાલસંમેલન ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું તેની વ્યવસ્થા વડોદરા પ્રાંત શાળાધિકારી મિ. હાથીએ અને ફિમેલ ટ્રેનિંગ કોલેજનાં શ્રી. દારકાબાઇ તેલંગે કરી હતી. આ સંમેલનમાં લગભગ ૨૫૦ છોકરાઓ અને ૧૫૦ છોકરીઓએ ભાગ લીધો હતો. છોકરાંઓને આનંદ આપવાને માટે હાવડાવાળા ત્રણ હાથીઓ ઉપર અને એક હાથીગાડીમાં બેસાડવામાં આવ્યાં હતાં.

**સંમેલનની યોજના**

બીજા અનિવાર્ય કામને લીધે શ્રીમંત મહારાજા સાહેબ બરોબર આઠ વાગે પધાર્યાં. છોકરીઓએ અને બૉયસ્કાઉટે શ્રીમંતને સલામી આપી, અને બેંડે રાજ્યગીત ગાયું. પછી સંમેલનનો કાર્યક્રમ શરૂ થયો. બધો વિવિધ કાર્યક્રમ જોઈને શ્રીમંતને ઘણો આનંદ થયો. મેં. રા. રા. વિદ્યાધિકારીની વિનંતીને માન આપીને શ્રીમંતે સંમેલનમાં ભાગ

**શ્રીમંતની પધરામણી**

લેનારાં બાળકોને ઇનામ વહેંચ્યાં અને સુંદર વ્યવસ્થા માટે સમિતિને ધન્યવાદ આપ્યા.

ને. ના. દીવાન સાહેબે શ્રીમંતને અને રાજબાળકોને હાર-તોરા કર્યા. શ્રીમંતના ગયા પછી બાળકોને

**મીઠાઇની વ્હેંચણી**

અલ્પાહાર અને મીઠાઇ આપવામાં આવી હતી; અને આજ દિવસે આખા રાજ્યની પ્રાથમિક શાળાઓમાં છોકરાંઓને મીઠાઇ વ્હેંચવામાં આવી હતી. શ્રીમંતની છબીવાળા લગભગ દોઢ લાખ બીલ્લાઓ રાજ્યાભિષેકના સ્મારક તરીકે પ્રાથમિક શાળાઓમાં વ્હેંચવામાં આવ્યા હતા. આજ દિવસે રાજકીય સંસ્કૃત મહાવિદ્યાલય, રેફ્રમેંટરી, બહેરા મૂગાની શાળા અને અંત્યજ બોર્ડિંગના વિદ્યાર્થીઓને મીજબાની આપવામાં આવી હતી.

× × ×

## (૨) અભિનન્દન દરબારો

### (અ) પ્રાથમિક વ્યવસ્થા

**શ્રીમંતને અભિનન્દન આપવાની પ્રજાની વિનતી.**

રાજ્યારોહણ સમારંભ માટે પહેલાં જે કામચલાઉ કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો તેમાં અભિનન્દન દરબારની વ્યવસ્થા રાખવામાં આવી ન હતી જ્યારે રાજ્યારોહણ સમારંભનો કાર્યક્રમ સ્થાનિક વર્તમાનપત્રોમા છપાયો ત્યારે રાજ્યના અને બહારના ઘણા માણસોએ અને ઘણી સંસ્થાઓએ રાજ્યાભિષેક મુખ્ય સમિતિને આગ્રહપૂર્વક વિનંતી કરી કે શ્રીમંતના રાજ્યારોહણના આ પ્રસંગે

અમારે શ્રીમંતને અભિનન્દનપત્ર અર્પણ કરવાં છે, તો તેની અમને પરવાનગી આપશો.' આ વિનંતીઓને માન આપીને મુખ્ય સમિતિએ તા. ૮–૪–૩૯ની બેઠકમાં ઠરાવ કર્યો કે અભિનન્દન દરબાર ભરવો, તદનુસાર સયાજીવિજયમાં એક જાહેરાત આપવામાં આવી કે જેમને શ્રીમંતને અભિનન્દન આપવાની ઇચ્છા હોય તેમણે મુખ્ય સમિતિના સેક્રેટરીને મોડામાં મોડું ૧૮–૪–૩૯ સુધીમાં ખબર આપી દેવી.

શ્રીમંતને અભિનન્દનપત્ર આપવાની પરવાનગી આપવામાં
અભિનન્દન પત્ર નીચે જણાવેલા નિયમો ઘડવામાં આવ્યા
આપવાની પરવા- હતાઃ—
નગીના નિયમો

(૧) વેપાર ધંધાને લગતાં અભિનન્દનપત્રોને સ્વીકારવાં નહિ.

(૨) રાજ્યમાંની જુદી જુદી કોમોની સંસ્થાઓમાંથી ફક્ત મહત્ત્વની સંસ્થાને સ્વીકારવી, અને તે પણ એક સરતે કે એજ કોમની બીજી સંસ્થાઓના મુખ્ય પ્રતિનિધિઓને પોતાની સાથે સામેલ રાખીને અભિનન્દનપત્ર આપવું. આ સરતથી કોમી એકતાને ઉત્તેજન મળતું હતું.

(૩) સંસ્થાઓએ પોતપોતાના પ્રતિનિધિઓને ઉતરવા, જમવા વગેરેની પોતે જ વ્યવસ્થા કરી લેવી.

આં નિયમ પ્રમાણે કેટલીક સંસ્થાઓની અરજીઓ નામંજુર કરવામાં આવી હતી. તેથી તે સંસ્થાઓના પ્રતિનિધિઓ ને. ના. દિવાન સાહેબને મળ્યા અને શ્રીમંતને અભિનન્દનપત્ર આપવાની પરવાનગી માટે વિનંતી કરી. ને. ના. દીવાન સાહેબે તે બધાને

-શ્રીમંત માટેનો ગાઢ આદરભાવ જોઇને કર્નલ શિવરાજસિંહની સંમતિ લઇને એક હુકમ કર્યો કે શ્રીમંતના રાજ્યારોહણના આ અપૂર્વ પ્રસંગે બધીય સંસ્થાઓને અભિનંદનપત્ર અર્પણ કરવાની રજા આપવી. તદનુસાર બધી સંસ્થાઓને અભિનંદનપત્ર અર્પણ કરવાનો અનુપમ લાભ મળ્યો. સામાન્ય રીતે દરેક સંસ્થાના પ્રતિનિધિમંડળમાં ત્રણ માણસોને આવવા દેવા એવો ઠરાવ કરવામાં આવ્યો. કેટલીક મહત્વની સંસ્થાઓમાં આ નિયમ અનુસરવામાં આવ્યો ન હતો.

**બે દરબારો: અભિનન્દનપત્રની મંજુરી**

અભિનન્દનપત્ર આપનારી સંસ્થાઓની સંખ્યા ઘણી મોટી હતી. તેથી તા. ૨૯-૪-૩૯ને દિવસે અભિનન્દન માટે બે દરબારો, એક સવારે અને બીજો બપોર પછી, ભરવાનો ઠરાવ કરવામાં આવ્યો. બધા પ્રાંતોમાં તે તે પ્રાંતોની સંસ્થાઓને અભિનન્દનપત્ર અર્પણ કરવાની પરવાનગી આપવાની સત્તા સુબાઓને આપવામાં આવી હતી. સુબાઓ અભિનન્દનપત્રનો ખરડો જોઇ જતા હતા અને પછી મંજુર કરતા હતા; અને સંસ્થાઓને સૂચના મોકલતા કે 'તમારે મુખ્યસમિતિના સેક્રેટરીની સાથે પત્ર વ્યવહાર કરીને નામ નંધાવી લેવું.' રાજ્યની બહારની સંસ્થાઓને કહેવામાં આવ્યું હતું કે તેમણે પોતાના અભિનન્દનનો ખરડો મુખ્ય સમિનિના સેક્રેટરીને મોકલી આપવો. અભિનન્દનોના ખરડાઓ આવ્યા પછી મુખ્ય સમિતિના સક્રેટરીએ તે બધા ખરડાઓ બરોબર જોઇને જરૂરી સુધારા કરવાને માટે હુઝુર -કામદાર મે. રા. રા. રામચંદ્ર શામરાવ માને પાટીલ ઉપર મોકલી આપ્યા. પોતાની કચેરીના કામનો ઘણો બોજો હોવા છતાં પણ મે. રા. રા. પાટીલે તરત જ બધા ખરડાઓ જોઇને સેક્રેટરી

ઉપર પાછા મોકલી આપ્યા, મંજુર કરવામાં આવેલા ખરડાઓ તે તે સંસ્થાઓને આગળના કાર્ય માટે મોકલવામાં આવ્યા હતા.

**દરબાર માટે સમિતિનો નિર્ણય**

આ બધો પ્રાથમિક વિધિ થયા પછી મહત્ત્વના બે પ્રશ્નોનો વિચાર કરવાનો હતો: એક તો દરબારમાં સંસ્થાઓને બોલવવાનો ક્રમ, અને બીજો દરબારમાં સ્વીકારવાની પદ્ધતિ. આનો નિર્ણય કરવાને માટે એક સમિતિ નીમવામાં આવી. આ સમિતિમા નીચે જણાવેલા સભ્યો હતા.—

( ૧ ) કર્નલ કુમાર શિવરાજસિંહ.

( ૨ ) મે. રા. રા. રામચન્દરાવ શામરાવ માને પાટીલ

( ૩ ) મે. રા. રા. રામચંદ્ર કેશવ રણદીવે

( ૪ ) કર્નલ અનન્તરાવ ગણુપતરાવ સડેકર પવાર

( ૫ ) રા. રા. શ્રી રામગોપાલ કાટદરે.

આ બધા સભ્યો તા. ૨૫–૪–૩૯ને દિવસે કર્નલ શિવરાજસિંહને બંગલે સવારે નવ વાગે મળ્યા, અને પૂર્ણ વિચારને અંતે તેમણે નીચેના નિયમો ઘડયા —

( ૧ ) દરબારને માટે નિશ્ચિત કરેલા સમયથી એક કલાક વહેલા બધા પ્રતિનિધિઓએ ન્યાયમંદિર હૉલમાં આવી જવુ.

( ૨ ) જે ક્રમમાં પ્રતિનિધિઓને અભિનન્દનપત્ર આપવા બોલાવવાના છે તે ક્રમમાં તેમને બેસાડવા.

( ૩ ) બધી સંસ્થાઓની વ્યવસ્થિત યાદી બધા પ્રતિનિધિઓને આપવી.

( ૪ ) શ્રીમંત મહારાજા સાહેબ સિંહાસન ઉપર બિરાજે

ત્યાર પછી મુખ્ય સમિતિના સેક્રેટરીએ સંસ્થાઓના નામો એક પછી એક વાંચવાં.

(૫) જેમનું નામ બોલવામાં આવે તે પ્રતિનિધિઓએ શ્રીમંતની પાસે જવું અને વ્યાસપીઠની નીચે શેત્રંજી ઉપર ચિહ્નવાળી જગ્યાવાળી જગ્યાએથી શ્રીમંતને મુઝરો કરવો.

(૬) પ્રતિનિધિ મંડળના મુખ્ય માણસે પછી બે ફુટ આગળ જવું અને અભિનન્દનપત્ર વાંચવું. અભિનન્દનપત્ર વંચાઈ રહે ત્યાર પછી અભિનન્દનપત્રવાળું કાસ્કેટ શ્રીમંતને અર્પણ કરવું, શ્રીમંતને હાર પહેરાવવો, મુઝરો કરવો અને પછી પોતાની જોડે આવેલા પ્રતિનિધિ મંડળના સભ્યોની સાથે પોતાની મૂળ જગ્યાએ જવું. આ નિયમોની નકલો બધાય પ્રતિનિધિઓને વેળાસર પહોંચાડવામાં આવી હતી.

સમિતિએ અભિનન્દનપત્ર અર્પણ કરવાને માટે નીચે પ્રમાણેનો ક્રમ નક્કી કર્યો હતો :–

**અભિનન્દન પત્રના અર્પણનો ક્રમ**

## સવારનો દરબાર

(૧) વડોદરા રાજ્ય પ્રજામંડળ
(૨) વડોદરા પ્રાંત પંચાયત અને સુધરાઇ
(૩) મહેસાણા " " "
(૪) નવસારી " " "
(૫) અમરેલી " " "
(૬) ઓખામંડળ " " "
(૭) રાજ્યમાં કામ કરતી કોમી સંસ્થાઓ

## બપોર પછીનો દરબાર

(૧) રાજ્યની બહારની કેળવણીની અને બીજી સંસ્થાઓ
(૨) રાજ્યની કેળવણીની સંસ્થાઓ, અને
(૩) રાજ્યની વ્હેપારી અને બીજી સંસ્થાઓ.

**પ્રતિનિધિઓની સગવડ**

એક જ દિવસે અભિનન્દનના બે દરબારો રાખવાથી બહુ અનુકૂલતા પડી હતી. રાજ્યની બહારના પ્રતિનિધિ મંડળો માટે બપોર પછીનો દરબાર રાખવામાં આવ્યો હતો, અને તેથી બહારગામથી આવનારા માણસોને ઘણી સગવડ પડી હતી. તેઓ શનિવાર તા. ૨૯-૪-૩૯ ને દિવસે જ સવારમાં વડોદરે આવી શકે, અને વધારે વખત રહી શકાય એમ ન હોય તો તે જ રાત્રીએ પાછા જઈ શકે એવી સરળતા મળી હતી સામાન્ય રીતે દરબારમાં નિયમ પ્રમાણે અમુક પ્રકારનો વેશ પહેરવાની ફરજ હોય છે પણ કેટલાક પ્રતિનિધિઓની વિનંતીને માન આપીને પહેરવેશ વિષેનું નિયંત્રણ દૂર કરવામાં આવ્યુ હતું.

**દરબારમાં બેઠકની વ્યવસ્થા**

અભિનન્દન સમારંભ ન્યાયમંદિરના ભવ્ય દિવાનખાનામાં થવાનો હતો, તેથી તેને સારી રીતે અલંકૃત કરવામાં આવ્યો હતો. કૈ. શ્રીમંત ચીમનાબાઈ મહારાણી સાહેબના આરસપહાણના પૂતળાની આગળ મધ્ય ભાગમાં શ્રીમંત મહારાજા સાહેબને માટે એક રમ્ય મંડપની નીચે સુંદર સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું. સિંહાસનની બે બાજુએ દરબારી મંડળીને માટે અર્ધવર્તુલના આકારમાં ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. અને સિંહાસનની સામે બન્ને બાજુએ લગભગ વીસ વીસ સુંદર

ખુરશીઓની હારો કરવામાં આવી હતી, અને વચમાં ૭ ફુટનો રસ્તો રાખવામાં આવ્યો હતો, અને આ રસ્તા ઉપર લાલ રંગની શેત્રંજી પાથરવામાં આવી હતી. પૂર્વ અને પશ્ચિમ તરફની ગેલેરીમાં બીજા રાજ્યોના માનવંતા મહેમાનોને માટે સોફાઓ અને ખુરશીઓ મૂકવામાં આવી હતી. પ્રેક્ષકોને માટે ઉત્તરપૂર્વ અને ઉત્તરપશ્ચિમ તરફની ગેલેરીમાં બેસવાનો વ્યવસ્થા કરવામાં આવી હતી. લાઉડ સ્પીકરનો પણ વ્યવસ્થા કરેલી હતી હૉલમા અંગરક્ષકો ઉભા રહ્યા હતા અને બહાર લશ્કરી ટુકડી અને બેન્ડ ઉભા રહ્યા હતાં.

આ) દરબાર

## (૧) સવારનો દરબાર

સવારના બરાબર નવ વાગે શ્રીમંત મહારાજા સાહેબ સોનાની બગીમા બેસીને ન્યાયમંદિર હૉલ આગળ

**શ્રીમંતની પધરામણી** આવ્યા, અને રાજ્યગીત સાથેની લશ્કરની સલામી ઝીલી. ને. ના. દીવાન સાહેબે શ્રીમંતનું સ્વાગત કર્યું અને તેમને સિંહાસન સુધી લઇ ગયા. શ્રીમંત સિંહાસન ઉપર બિરાજ્યા, એટલે .મિ કાટદરે પ્રતિનિધિઓના નામો ક્રમવાર બોલવા લાગ્યા.

પછી નીચેની સંસ્થાઓએ શ્રીમંતને અભિનન્દન પત્ર **સંસ્થાઓનાં નામો** અર્પણ કર્યું :—

| | |
|---|---|
| (૧) વડોદરા રાજ્ય પ્રજામંડળ | (૫) મકરપુરા સુધરાઇ |
| (૨) વડોદરા પ્રાંત પંચાયત | (૬) કરજણ ,, |
| (૩) ડભોઇ સુધરાઇ | (૭) પાદરા ,, |
| (૪) પેટલાદ ,, | (૮) શિનોર ,, |

(૯) બહાદરપુર સુધરાઇ
(૧૦) સંખેડા ,,
(૧૧) સાવલી ,,
(૧૨) ધર્મજ ,,
(૧૩) વસો ,,
(૧૪) સોજીત્રા ,,
(૧૫) ભાદરણ ,,
(૧૬) કારવણ ગ્રામ પંચાયત
(૧૭) મંડાળા ,, ,,
(૧૮) સીતપુર ,, ,,
(૧૯) વસઇ ,, ,,
(૨૦) વઢવાણા ,, ,,
(૨૧) મ્હેસાણા પ્રાંત પંચાયત
(૨૨) મ્હેસાણા સુધરાઈ
(૨૩) કલોલ ,,
(૨૪) પાટણ ,,
(૨૫) વિસનગર ,,
(૨૬) સિધપુર ,,
(૨૭) ઊંઝા ,,
(૨૮) ચાણસ્મા ,,
(૨૯) કડી ,,
(૩૦) આતરસુંબા ,,
(૩૧) દહેગામ સુધરાઇ
(૩૨) વિજાપુર ,,
(૩૩) વડનગર ,,
(૩૪) ખેરાળુ ,,
(૩૫) ધીણોજ ,,
(૩૬) નવસારી પ્રાંત પંચાયત
(૩૭) નવસારી સુધરાઇ
(૩૮) ગણદેવી ,,
(૩૯) બિલ્લીમોરા ,,
(૪૦) કઠોર ,,
(૪૧) વરીઆવ ,,
(૪૨) વ્યારા ,,
(૪૩) સોનગઢ ,,
(૪૪) અમરેલી પ્રાંત પંચાયત
(૪૫) અમરેલી સુધરાઈ
(૪૬) દામનગર ,,
(૪૭) ધારી ,,
(૪૮) કોડીનાર ,,
(૪૯) ઓખામંડળ પ્રાંત પંચાયત
(૫૦) દ્વારકા સુધરાઇ
(૫૧) બેટ ,,
(૫૨) સહવિચારિણી સભા, વડોદરા
(૫૩) મરાઠા સમાજ, વડોદરા
(૫૪) પ્રથમ હિન્દુ પરિષદ અને હિન્દુ ધર્મ મહામંડળ, વડોદરા.

(૫૫) બ્રાહ્મણ સભા, વડોદરા
(૫૬) વડોદરા પારસી અંજુમાન વડોદરા.
(૫૭) બિલ્લીમોરા પારસી જરથોસ્તી અંજુમાન ટ્રસ્ટ ફંડ, બિલ્લીમોરા.
(૫૮) ગણદેવી પારસી અંજુમાન, ગણદેવી
(૫૯) પારસી જરથોસ્તી અંજુમાન સોનગઢ
(૬૦) ડભોઇ કસ્બા મુસ્લિમ કોમ, ડભોઇ
(૬૧) અમરેલી કસ્બા મુસ્લીમ કોમ, અમરેલી
(૬૨) કોડીનાર મુસ્લીમ કોમ, કોડીનાર
(૬૩) ગૌડ સારસ્વત સામાજિક સમૂહ, વડોદરા
(૬૪) મહારાષ્ટ્રીય મંડળ, ગણદેવી
(૬૫) ચાંદ્રસેનીય કાયસ્થ પ્રભુ સમાજ, વડોદરા
(૬૬) કડવા પાટીદાર છાત્રાલય, કારેલી બાગ, વડોદરા
(૬૭) સિદ્ધપુર ઔદીચ્ય યુવકસંઘ, સિદ્ધપુર
(૬૮) આર્યકુમાર મહાસભા, વડોદરા
(૬૯) મહીરેવા લુહાણા બૉર્ડિંગ, વડોદરા
(૭૦) વડોદરા મેથૉડિસ્ટ ચર્ચ, વડોદરા
(૭૧) વડોદરા કેથૉલિકસ, કેમ્પ, વડોદરા
(૭૨) ક્ષત્રિય જ્ઞાતિના આગેવાનો, મ્હેસાણા
(૭૩) અખિલ ક્ષત્રિય રાણીપરજ સેવામંડળ, વ્યારા
(૭૪) વિજાપુર તાલુકા ઠકરાતી પ્રજામંડળ, વિજાપુર
(૭૫) ઠાકરડા કોમ. મ્હેસાણા
(૭૬) વડોદરા રાજ્ય ભીલ સેવાસંઘ. વડોદરા
(૭૭) સોમવંશી મહાર જ્ઞાતિ, વડોદરા
(૭૮) ઓખામંડળ વાઘેર પ્રજા, ઓખામંડળ

(૭૯) વડોદરા પ્રાંત અંત્યજ લોક, વડોદરા
(૮૦) હરિજન ગુરુકુલ, પાદરા
(૮૧) પાદરા તાલુકા અંત્યજ અને અંત્યજ શિક્ષક મંડળ,
(૮૨) અંત્યજ સમાજ, વડોદરા
(૮૩) અંત્યજ પ્રજા, મ્હેસાણા
(૮૪) વિજાપુર તાલુકા અંત્યજ સમાજ, વિજાપુર
(૮૫) નવસારી પ્રાંત અત્યંજ પરિષદ્ સમિતિ, નવસારી
(૮૬) ભંગી જનસેવા સમાજ, વડોદરા

લગભગ અગીઆર વાગ્યા સુધીમાં ફક્ત અડધા કરતાં ય ઓછી સંસ્થાઓ શ્રીમંતને અભિનન્દનપત્ર અર્પણ કરી શકી. સમય બહુ થઇ ગએલો હોવાથી બાકીની સંસ્થાઓને વિનંતી કરવામાં આવી કે " તમારે અભિનન્દન પત્રનો ફક્ત મહત્ત્વનો ભાગ વાંચવો. "

**પ્રો. માણેકરાવે કરેલી તલવારની ભેટ.**

ઉપર જણાવેલાં બધાં અભિનન્દનપત્રો અપાઇ ગયા પછી રાજરત્ન પ્રોફેસર માણેકરાવે શ્રીમંતને સોનાના હાથાવાળી એક સુંદર તલવાર એક સુશોભિત ખોખામાં મૂકીને ભેટ કરી. આ તલવાર એક વખતે ગુરુ તેજબહાદુર પાસે હતી, એટલે એનું મહત્ત્વ વિશિષ્ટ પ્રકારનું છે. મિ. આનન્દરાવ વિઠ્ઠલ ફોર્ડેએ હિન્દી સાપ્તાહિક ' પ્રતાપ વિજય 'નો પ્રથમ અંક શ્રીમંતને ભેટ કર્યો હતો.

**શ્રીમંતનો ઉત્તર.**

શ્રમંત મહારાજા સાહેબને શરદી થએલી હોવાથી તેમણે પ્રતિનિધિઓને પોતાનો સંદેશો હુઝુર કામદાર મે. રા. રા. માનેપાટીલને વાંચી સંભળા-

વવાનું કહ્યું. તદનુસાર મેં માતેપાટીલે નીચે જણાવેલો શ્રીમંતનો સંદેશો વાંચી સંભળાવ્યોઃ—

"સન્નારીઓ, સદ્‌ગૃહસ્થો અને જુદી જુદી સંસ્થાના પ્રતિનિધિઓ,

રાજ્યાભિષેકના પરમ માંગલિક પ્રસંગે આપની સંસ્થાઓ તરફથી માનપત્ર આપીને મને જે માન આપ્યું છે તે બદલ હું ઘણો આભારી છું. આપના આ માનપત્રોમાં મારો ઉલ્લેખ આપે જે મધુર અને ગૌરવભર્યા શબ્દોથી કરેલો છે તે મારા માટેનો આપનો પ્રેમ અને લાગણી દર્શાવે છે એમ હું માનું છું. અને મારા ઉપર આવેલી આ મોટી જવાબદારી પાર પાડવાના કામે આપનો સહકાર મને મળશે એવી હું આશા રાખું છું.

આપની સંસ્થાઓ તરફથી જે વિવિધ પ્રકારનાં કાર્યો થાય છે તે મારી નજર બહાર નથી, અને તે માટે મારી સહાનુભૂતિ પણ છે, એ કામોમાં આપને મારા તરફથી શક્ય તે મદદ મળશે એની આપ ખાત્રી રાખશો.

હવે વખત ઘણો થયેલો હોવાથી આપને વધુ વખત નહિ રોકતાં પુનશ્ચ એકવાર આપનો આભાર માની હું અત્રે વિરમીશ."

પછીથી ને. ના. દીવાન સાહેબે શ્રીમંતને હારતોરા કરી પાનસોપારી આપી. બધા મહેમાનોને અને પ્રતિનિધિઓને કલગી અને પાનસોપારી આપ્યા પછી આ દરબાર બરખાસ્ત થયો હતો.

× × ×

## ( ૨ ) બપોર પછીનો દરબાર

બપોર પછીના દરબારમાં શ્રીમંત મહારાજા સાહેબ સાંજના ૫-૩૦ વાગે પધાર્યા, અને નીચે જણાવેલી

સંસ્થાઓનાં નામ. સંસ્થાઓએ તેમને માનપત્ર આપ્યું:—

(૧) ઇન્ડિઅન વિમેન્સ યુનિવર્સિટિ, મુંબઇ
(૨) ડેક્કન એન્યુકેશન સોસાઇટી, પૂના
(૩) રૈયત શિક્ષણ સંસ્થા, સતારા
(૪) અખિલ ભારતીય મરાઠા શિક્ષણ પરિષદ, પૂના
(૫) ડેક્કન મરાઠા એજ્યુકેશન એસોસીએશન, પૂના
(૬) ગ્રન્થ સમ્પાદક અને ગ્રન્થ પ્રસારક મંડળ, મુંબઈ
(૭) મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ, પૂના
(૮) તંત્રી અને વ્યવસ્થાપક ડાયરેક્ટરો મહારાષ્ટ્રીય શબ્દકોશ મંડળ, પૂના
(૯) મધ્યભારત દલિત ઉદ્ધારક મંડળ, ઇન્દોર
(૧૦) ક્ષત્રિય ધનગર શિક્ષણ પ્રસારક સમાજ, સતારા
(૧૧) સતારા મરાઠા વિદ્યા પ્રસારક સમાજ, સતારા
(૧૨) નાસીક મરાઠા વિદ્યાપ્રસારક સમાજ, નાસીક
(૧૩) આઇ. પી. મિશન હાઇસ્કુલ, સુરત
(૧૪) વિદ્યાપ્રસારક સભા હાઇસ્કૂલ. લોણાવલા
(૧૫) પંચાલ યુવક મંડળ, અમદાવાદ
(૧૬) ડેક્કન જીમખાના, પૂના
(૧૭) લોંગ લાઇફ એશ્યોરંસ કં. લિ , પૂના
(૧૮) વેસ્ટર્ન ઇન્ડિઆ લાઇફ એશ્યોરંસ કં. લિ., સતારા
(૧૯) ચાંદ્રસેનીય કાયસ્થ સમાજ, અમદાવાદ
(૨૦) શ્રી કેળવણી મંડળ, વડોદરા
(૨૧) વડોદરા એન્યુકેશનલ સોસાઇટી, વડોદરા
(૨૨) વડોદરા સાહિત્ય સભા વડોદરા
(૨૩) શ્રી જયસિંહરાવ સાર્વજનિક લાયબ્રેરી વડોદરા
(૨૪) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, વડોદરા

(૨૫) વડોદરા પ્રેસ એસોસિએશન, વડોદરા
(૨૬) ગુજરાત ન્યુ એરા એજ્યુકેશન ટ્રસ્ટ. વડોદરા
(૨૭) સુલેમાની દરીત તેલીખા મદ્રેસા હુઉમિયા, વડોદરા
(૨૮) શ્રીસયાજી મોટરસર્કલ, વડોદરા
(૨૯) કાયદા સંગ્રહ-ઓફિસ, વડોદરા
(૩૦) ગુરુજ્ઞાન પ્રચારક સમાજ, પાદરા
(૩૧) બઝમે અદબ (લિટરરી સોસાયટી), વડોદરા
(૩૨) હિંગળાચાયર લાયબ્રેરી, પાટણ
(૩૩) ઘેલાભાઇ ઠાકરસી મૂળજી સાર્વજનિક લાઇબ્રેરી, બેટ
(૩૪) કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ, કડી
(૩૫) હિન્દ વિજય જીમખાના, વડોદરા
(૩૬) પી. એસ. ટ્રુપ સ્કાઉટ કલબ, વડોદરા
(૩૭) મદ્રેસા અન્જુમાન ઇસ્લામ, કઠોર
(૩૮) ભાદરણ ખેતીવાડી પેઢી ભાદરણ
(૩૯) વડોદરા સેન્ટ્રલ કો-ઓપરેટિવ બેન્ક લી, વડોદરા
(૪૦) શ્રીસયાજી સહકાર સેવક સંઘ, વડોદરા
(૪૧) કોડીનાર સહકારી બેન્કિંગ યુનિયન, કોડીનાર
(૪૨) વડોદરા અહમદીય કો-ઓપરેટિવ ક્રેડિટ સોસાયટી લિ. વડોદરા,
(૪૩) બિલ્લીમોરા વ્હેપારી મહાજન મંડળ, બિલ્લીમોરા
(૪૪) ફેડરેશન ઓફ બરોડા સ્ટેટ મીલ્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ, વડોદરા
(૪૫) મહાજન મંડળ, કડી
(૪૬) મહાજન મંડળ, ચાણસ્મા.
(૪૭) ગ્રેન્સ એન્ડ સીડસ એસોસિએશન, ચાણસ્મા.
(૪૮) મહાજન મંડળ, ધીણોજ.
(૪૯) જીન અને પ્રેસ કારખાનદારો, ડભોઇ.

(૫૦) ઓમ્બે બરોડા એસ્યોરંસ કં લિ., વડોદરા.
(૫૧) કોડીનાર હિન્દુ મહાજન મંડળ, કોડીનાર.
(૫૨) મહેસાણા પ્રાંત વેપારી મંડળ, મહેસાણા.
(૫૩) ગુજરાત લાઇફ એસ્યોરંસ કં. લિ., વડોદરા.
(૫૪) કોડીનાર મહાજન મંડળ, કોડીનાર
(૫૫) સોનગઢ કસ્બા મહાજન મંડળ, સોનગઢ.
(૫૬) નગરશેઠ અને પ્રજાજન, અમરેલી.
(૫૭) સંખેડા તિલકવાડા તાલુકા વહેપારી મંડળ, સંખેડા.
(૫૮) શિનોર સાર્વજનિક કેળવણી મંડળ, શિનોર.
(૫૯) પટેલો અને મતાદારો, સિદ્ધપુર.
(૬૦) કામરેજ તાલુકા મેવાવત સમાજ સુધારણા સહકારી મંડળ, કામરેજ.
(૬૧) કોડીનાર તાલુકા ઇનામદારો, કોડીનાર.
(૬૨) વડોદરા કેમ્પ રેપ્રેઝન્ટેશન કમિટિ, વડોદરા.
(૬૩) ગોપાલન પ્રાણીસંરક્ષક સંસ્થા, આંબલીયાસણ.

ઉપરની સંસ્થાઓએ શ્રીમંતને માનપત્ર અર્પણ કર્યા પછી

**શ્રીમંતને પુસ્તકોની ભેટ.**

નીચે જણાવેલી સંસ્થાઓએ અને સદ્‌ગૃહસ્થોએ શ્રીમંતને પુસ્તકોની ભેટ કરી હતી.—

(૧) મહારાષ્ટ્ર શબ્દકોષમંડળ — મહારાષ્ટ્ર શબ્દકોશના ભાગ ૫, ૬ અને ૭

(૨) મિ. આર. જી. કાનડે, (વાઙ્મય મંડળ, પૂના) 'જ્ઞાનપ્રકાશ'ના ઉપતંત્રી — (૧) गुरुवर्य गोविन्द विष्णु सिज्ञापूरकर यांचे चरित्र, कार्य व आठवणी.

(૨) Cave Temples of Karla and Bhaja.
( કાર્લા અને ભાજાનાં ગુફા-મંદિરો )

(૩) Library Hand-book
( પુસ્તકાલય માર્ગ પ્રદર્શન )

(૪) Library Index
( પુસ્તકાલય સૂચી )

(૫) All India Booksellers' and Publishers' list
( હિન્દુસ્તાનના બુકસેલરો અને પબ્લિશરોની યાદી )

(૬ मराठी नियत कालिकांचा इतिहास १८३२ ते १८३७

(૭) प्राचीन अर्वाचीन ग्रन्थालयें.

(૩) રા. રાજુ રાજુ ભટ્ટ (વડોદરા ખેતીવાડી ખાતાના) — બાલવિહાર અર્થાત્ સુગમ ફળવાડી

(૪) રા. વિઠ્ઠલભાઇ નરસિંહભાઇ પ્રભુભટ્ટ (પોરાસર રાજ્યના કવિ) — પોતે રચેલું કાવ્ય

પછી રા. બાબુરાવ્ ગણપતરાવ જગતાપે અને સરદાર એસ. બી. ચોરાટે અનુક્રમે ' શ્રી શિવાજી મરાઠા શ્રીમંતને હારતોરા સોસાયટી, પૂના, અને ' મરાઠા વિદ્યા-પ્રસારક સમાજ, અહમદનગર ' તરફથી શ્રીમંત મહારાજા સાહેબને હારતોરા કર્યાં હતા.

પછી શ્રીમંત મહારાજા સાહેબે માનપત્રો આપ્યા બદલ નીચે પ્રમાણે આભાર – પ્રદર્શક ભાષણ કર્યું હતુઃ—

શ્રીમંતનો ઉત્તર

" સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, અને જુદી જુદી સંસ્થાઓના પ્રતિનિધિઓ,

આ અનુપમ મંગલ પ્રસંગે આપે માનપત્ર અર્પણ કરીને મને જે માન આપ્યુ છે તે હું બરોબર સમજુ છું. આપ સર્વેએ જે શુભ ઇચ્છાઓ વ્યક્ત કરી છે અને જે માયાળુ શબ્દોમાં મારે માટે ઉલ્લેખ કર્યો છે તેને માટે આપ સર્વનો હું અન્તઃકરણ પૂર્વક આભાર માનું છું. આપ સર્વેએ મારા પ્રતિ જે પ્રેમ દર્શાવ્યો છે તેનાથી હું બહુ વિવશ થઇ ગયો છું, અને આપનો આભાર માનવાને માટે મારી પાસે પૂરતા શબ્દો નથી. હું એટલું જ કહીશ કે મારી વહાલી પ્રજાનું કલ્યાણ સાધવાને માટે જીવન વ્યતીત કરવનો મેં જે નિશ્ચય કર્યો છે તેમા તમારો પ્રેમ મને શક્તિ આપનારો થઇ પડશે. "

મુખ્ય માનપત્રોનો મહત્ત્વનો ભાગ પરિશિષ્ટ ૧૩ માં આપવામાં આવેલો છે.

## (ઃ) 'દીલારામ' બંગલે ભોજન અને ઉપવન સંમેલન

નેક નામદાર દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચાર્યે અને લેડી કૃષ્ણમાચાર્યે શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેક નિમિત્તે શ્રીમંત રાજદંપતીને 'દીલારામ' બંગલામા રાત્રીના ૮-૩૦ વાગે ભોજન માટે નિમંત્રણ આપ્યુ હતું.

**શ્રીમંત રાજદંપતી 'દીલારામ' બંગલે ભોજન માટે**

આ ભોજન સમારંભમા નીચે જણાવેલી મંડળી હતી :—

**ભોજન સમારંભમાં મંડળી**

(૧) શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવ
(૨) શ્રીમંત મહારાણી સાહેબ શાંતાદેવી
(૩) શ્રીમંત છત્રપતિ મહારાણી સાહેબ, કોલ્હાપુર
(૪) શ્રીમંત રાણી સાહેબ સાવંતવાડી
(૫) શ્રીમંત મહારાજા સાહેબ, દેવાસ (સિનિઅર)
(૬) શ્રીમંત યુવરાજ ફતેસિંહરાજે
(૭) રાજકન્યા મૃણાલિની રાજે
(૮) રાજકન્યા તિલોત્તમા રાજે
(૯) રાજા સર વાસુદેવ, કલિંગડના રાજા
(૧૦) ચીફ સાહેબ, કાગલ
(૧૧) રાણી સાહેબ કાગલ
(૧૨) શ્રીમંત યુવરાજ, પીઠાપુરમ્
(૧૩) શ્રીમંત યુવરાણી, પીઠાપુરમ્
(૧૪) શ્રીમંત સરદાર માનસિંગરાવ ઘોરપડે (હસુરકર)

(૧૫) શ્રીમંત માધવ રાજા, કલિંગઢ
(૧૬) કર્નલ કુમાર શિવરાજસિંહ
(૧૭) શ્રીમંત સરદાર વ્યંકટરાવ નરસિંગરાવ ઘોરપડે
(૧૮) શ્રીમંત અન્નસિંહ ગાયકવાડ
(૧૯) કલિંગઢના રાજાસાહેબનાં પુત્રી અને પુત્રવધૂ

આ ઉપરાંત ખાસાના અધિકારીઓ પણ હતા.

**ઉપવન સંમેલન**

ભોજન સમારંભ પૂરો થયા પછી શ્રીમંત મહારાણી સાહેબ અને ખાસ સ્ત્રીઓ 'દીલારામ' બંગલેથી નીકળીને લક્ષ્મી વિલાસ રાજમહેલમાં ગયાં. શ્રીમંત મહારાજા સાહેબ અને બાકીના મહેમાનો 'દીલારામ' બંગલાની પાછળની જગ્યાએ ગોઠવેલા ઉપવન સંમેલનમાં ગયા. ઉપવન સંમેલનમાં રેસિડેન્ટ, કૅમ્પના અધિકારીઓ, મુખ્ય સરદારો, અધિકારીઓ, મુખ્ય વ્હેપારીઓ, વડોદરાના અગ્રગણ્ય નાગરિકો અને કેટલીક સન્નારીઓએ હાજરી આપી હતી.

× × ×

આઠમો દિવસ : રવિવારે, તા. ૩૦-૪-૩૯

## (૧) સ્ટેડિઅમની કૅાનશિલા બેસાડવાની ક્રિયા

**સ્ટેડિઅમની યોજના**

વડોદરામાં સ્ટેડિઅમ બાંધવાની યોજના કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજે તા. ૧-૨-૩૮ ને દિવસે મંજુર કરી હતી. સ્ટેડિઅમને માટે ત્રણ જગ્યાઓની ભલામણ કરવામાં આવી હતીઃ

(૧) પાણી દરવાજાની બહાર જગન્નાથ સદાશિવના રસ્તે,

પ્રાચીન ગ્રીક તત્વવેત્તાઓ એમ માનતા કે બુદ્ધિની કેળવણીની ન્યૂનતા પૂરી કરવા સારૂ શારીરિક શિક્ષણ ને શારીરિક સામર્થ્યની જરૂર છે. આ માન્યતાનું મૂર્ત સ્વરૂપ ગ્રીસમાં ૩,૦૦૦ વર્ષો ઉપર મરદાની રમતો રમવાનો ચાર વર્ષનો સમય ( ઓલીમ્પીયાડ ) ઠરાવવાથી આણવામાં આવ્યું. એવા કેટલાક ઇતિહાસકારો છે જે એમ કહે છે કે આ મરદાની રમતોને તેમની પાછળ રહેલો મર્મ એ બધાં પ્રથમ એશિયાખંડમાં હતાં ને ત્યાંથી ગ્રીસમાં તેમનું અનુકરણ થયેલું. ધીરજ, હિમ્મત, સહનશક્તિ ને શારીરિક બળની કસોટીઓ કરવા સારૂ પ્રાચીન સમયમાં એવાં રાષ્ટ્રિય મંડળો વારંવાર થતા અને પ્રાચીન પુસ્તકોમાં એવાં અનેક વર્ણનો આવે છે, તેથી કદાચ ઇતિહાસકારોનો ઉપરનો દાવો ખરો પણ હોય. શારીરિક સામર્થ્યની કલ્પના હિંદમાં ન હતી એમ કદાપિ કહેવાય એમ નથી, અને આપણને એમ લાગે છે કે આપણા આ નવીન પ્રયત્નોથી આપણે એ જૂના આદર્શને પુનર્જીવન આપીએ છીએ તેને આપણે અર્વાચીન આદર્શો સાથે બંધબેસતા કરીએ છીએ અને તેના લાભ નાનામાં નાના માણસને મળે એવો પ્રયાસ કરીએ છીએ.

તેમ છતાં આપણા દેશમાં બીજા દેશોની સાથે સરખામણી કરતા શારીરિક શિક્ષણની પ્રગતિ બહુ ધીમી છે. હિંદ દેશ વિશાળ છે ને વસ્તી ગાઢ છે, છતા તે બંને વાતો બાજુપર મૂકીએ તો આ ધીમી પ્રગતિનુ મુખ્ય કારણ મને એ લાગે છે કે શારીરિક શિક્ષણ એનો અર્થ આપણે બરાબર પૂરો સમજતા નથી. આપણામાં હજી એવી ભાવના રહે છે કે શારીરિક શિક્ષણનો ઉદ્દેશ શક્તિ-શાળી શરીર બનાવવાનો અને વ્યક્તિઓને કે વ્યક્તિના સમૂહોને ( Teams ) હરીફાઇમાં વિજય મેળવવા તૈયાર કરવાનો અથવા

પરદેશમાં જઇ આપણા રાષ્ટ્રિય સામર્થ્યનું પ્રદર્શન કરવાનો છે. સંગીન, આરોગ્યવાળાં મજબુત શરીરોની મને કાંઇ ઓછી કિંમત છે એમ નથી. તેમ હિંદના મલ્લો ને કુસ્તીબાજો બીજા દેશોના મલ્લો તથા કુસ્તીબાજો સાથે બાથ ભીડે અને પોતાની શકિત ને બુદ્ધિ બતાવે એ મને ઇષ્ટ છે, પણ જો આપણે આજ શ્રેણીએ વિચાર કરીએ તો શારીરિક શિક્ષણનો વિશાલ આશય આપણે સમજવાનું ભૂલી જઇશું.

માણસ માત્રને સ્પર્ધા માટે રમત સ્વાભાવિક રીતે જ ગમે છે; પણ તે શકિતશાળી જીવનનું એક જ સ્વરૂપ છે જે મહત્ત્વનું ધ્યેય આપણે સાધવા પ્રયત્નશીલ છીએ તેની તે એક જ બાજુ કે સ્વરૂપ છે. આપણો ખરો ઉદ્દેશ આપણા જુવાનોને સખ્ત પદ્ધતિ નીચે લાવવાનો નથી. આપણે તો સારા ચારિત્ર્યવાળા ને શુદ્ધ સામાજિક વર્તનવાળા નાગરિકો—જેમનામાં શારીરિક, બૌધિક ને નૈતિક તેજ હોય, જેમનામા ન્યાયબુદ્ધિ, રાજ્યભકિત ને મગજની ફળદ્રૂપતા હોય તેવા નાગરિકોને મરદની જવાબદારીઓ માટે તાલીમ આપવાની છે. એ તો સ્પષ્ટ જ છે કે આ ગુણો ત્યારે જ ખીલે કે જ્યારે તેમની ટેવ માટે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવામાં આવે કે જેમાં વ્યકતગત પ્રયત્ન કરતાં સાંઘિક કે સહકાર્યના ધોરણે પ્રયત્ન થઇ શકે.

ફકત શારીરિક વ્યાયામના પ્રયોગનો કાર્યક્રમ આપણા ઉદ્દેશને પૂર્ણ નહીં કરે. આપણે એવી નીતિ યોજની ને અખત્યાર કરવી જોઇએ કે તેમાંથી જ્ઞાન, ટેવ, દૃષ્ટિની વિશાળતા ને વિચક્ષણતા પરિણમે ને તે તેમને હમણાં ને ભવિષ્યમાં ઉપયોગી થાય. પૂર્વથી ઘડી રાખેલી યોજનાઓને જ આપણી અમુક વ્યકિતઓ ને અમુક જૂથોને બંધ બેસતા કરવાનો આપણે પ્રયત્ન કરીશું ને જેઓ હાલ

શિક્ષણ લઇ રહ્યા છે તેમનાં હિતને હાજતો સાથે બંધબેસતો કાર્યક્રમ આપણી નહીં ઘડીએ તો આપણો ઉદ્દેશ પાર પડવાનો નથી. સંઘ કે જથામાં રમાતી રમતો જો સારી રીતે વ્યવસ્થિત હોય તો સારા નાગરિક બનવા સારૂ ચારિત્રના જે ગુણોની આવશ્યકતા છે તે ગુણોના વિકાસ માટે મોટો અવકાશ મળી શકે છે. હમણાં વડોદરામાં જે વ્યાયામની પધ્ધતિ ને પ્રયોગો દાખલ કરવામાં આવ્યા છે તેમનું સ્થાન જો કે શારીરિક શિક્ષણની પદ્ધતિમાં છે તો ખરૂં છતાં તે રમતો ગમતોમાં રહેલી ન્યૂનતા પૂરી કરવા જેટલું જ છે. કારણ કે આપણો સંપૂર્ણ ઉદ્દેશ સામાન્ય શારીરિક, બૌદ્ધિક ને નૈતિક વૃદ્ધિ ને વિકાસનો છે.

આપણામાંના જેમને યોજના ઘડવાની છે તેમનો જો આવો ઉદ્દેશ હોય તો જેમની સેવા આપણે કરવા ઇચ્છીએ છીએ તેમનો ઉદ્દેશ શો હોવો જોઇએ ? મને લાગે છે કે આપણા યુવાનો સમક્ષ વિવિધ આશય હોવો જોઇયે. (૧) રમતોની (૨) આરોગ્યતીને (૩) ખરા ખેલાડીના સ્વભાવની ટેવોનો વિકાસ. રમતાં શીખો કે જેથી તમને વિનોદની ખોટ જ ન પડે, કારણ કે તેથી જ થાક ને વૈતરૂં કર્યા પછી તાજગી અને આરામ તમારા નિવૃત્તિના વખતમાં તમને મળશે. વળી રમતોથી ને વિનોદનાં સાધનોથી ભાઇચારાનો, ભક્તિભાવનો ને સદભાવનાનો જુસ્સો ખીલશે ને તે તમને તથા તમારા સમાજને બહુ ઉપયોગમાં આવશે. તમે તમારા શરીરના ને સમાજના આરોગ્ય મજબૂત કરજો. ખરા ખેલાડીનો સ્વભાવ કેળવજો, સુંવાળું ને કઠણુ બંનેનો ઘસારો વેઠજો. પરાજય વખતે હસજો, વિજય વખતે ફુલાશો નહીં, અને તમારાથી ઓછા નસીબ વાળાને મદદ કરવા હંમેશાં હાથ લંબાવજો રૂડયાર્ડ કીપલીંગે લખેલી બીબલડનના સ્ટેડિયમ ઉપર કોતરેલાં નીચેની પંક્તિઓની હું તમને ભલામણ કરૂં છું.

" If you can meet with Triumph and Disaster, And treat those two imposters just the same..................................you'll be a Man. "

( ભાવાર્થઃ—જો તમે વિજય ને પરાજય રૂપી બે ઠગ સાથે સરખું વર્તન રાખશો તો તમે ખરા મરદ થશો. )

વડોદરામાં મારા પરમપૂજ્ય પિતામહે શારીરિક શિક્ષણનાં ખરાં ધ્યેય ઉત્તેજવા હંમેશાં પ્રયત્ન કર્યો છે, તેમ ને ધ્યેયો સફળ થાય તે માટે સાધનો પણ પૂરાં પાડયાં છે. જનસમાજનું આરોગ્ય, સ્વચ્છતા, પોષણ—એ ત્રણે વાતોએ સરકારનું સતત ધ્યાન રોકયું છે ને રોકશે. તેઓશ્રી તાજી હવાને અને જનસમાજ માટે વિનોદનાં સ્થાનોને બહુ જ મહત્ત્વ આપતા, તેથી જ આખા રાજ્યમાં બાગ, બગીચા, રમતગમતોના સ્થાન, વિશ્રામસ્થાનો દર વર્ષે વધતાં ગયાં. હવે આપણી શાળાઓ ને કોલેજોમાં સામાન્ય અભ્યાસક્રમમાં એક મહત્ત્વના ભાગ તરીકે શારીરિક શિક્ષણે સ્થાન મેળવ્યું છે અને પાયરીએ પાયરીએ ચઢવાની એક એવી યોજના છે કે જે વડે સારા આગેવાનો ને તાલીમ આપનારા તૈયાર થઇ જશે. આપણે ત્યાં જે રમતગમતોની સંસ્થાઓ છે તેમાં એક ઓલીમ્પીક એસોસીએશન (મરદાની રમતોની મંડળી ) ઉમેરવામાં આવી છે જેને લીધે તમામ પ્રવૃત્તિઓનો સુઘડ મેળ બેસાડવામા આવશે, રાષ્ટ્રિય સમિતિઓને હરીફાઇઓમા યોગ્ય પ્રતિનિધિઓ મોકલી શકાશે ને રાજ્યમાં, તેમજ બહારનાં સાધનોમાથી વિચાર ને હકીકતનો પ્રવાહ વધારે સારો વહેતો થશે.

શારીરિક શિક્ષણની બાજુઓ અનેક છે, પણ જે સ્થળે અંસારે

આપણે બધા એકત્ર ઉભા છીએ તે સ્થળ ઉપર જ્યારે સ્ટેડીયમ પૂરું બંધાઈ રહેશે ત્યારે હું ધારું છું કે આપણે એવો દાવો કરી શકીશું કે આપણી મુખ્ય હાજતોને પહોંચી વળવા આપણે ઠીક કામ કર્યું છે. આ સ્ટેડીઅમની રચના ને તેનો ઉપસ્કર તદ્દન અર્વાચીન થશે અને આપણી હાલની હાજતો માટે તે પૂરેપૂરી રીતે વિશાળ થશે. છતાં આ સ્થળ ને યોજના એવાં રાખવામાં આવ્યાં છે કે ભવિષ્યમાં તેમાં બહારની રમતો માટે કે તરવાના કુંડ માટે સવડ કરવી પડે તો તે થઈ શકે બીજા દેશોમાં જેમ સ્ટેડીયમ છે તેમ અહીં પણ આ વડોદરાનું સ્ટેડીયમ રમતગમતો તથા વિનોદની અનેક પ્રકારની તમામ પ્રવૃત્તિઓનું મધ્યવર્તી સ્થળ બની રહેશે.

આ સ્ટેડીયમ વડોદરાના યુવાનોને અર્પણ કરવાનું કામ બહુ જ યોગ્ય છે. તેમ કરતાં હું ઓલીમ્પીક રમતોના પ્રશંસનીય ધ્યેય તરફ તેમનું ધ્યાન ખેંચું છું. મહત્ત્વની વાત વિજય નથી પણ યુદ્ધ છે. મુદ્દાની વાત જય મેળવવામાં નથી પણ સખ્ત રીતે લડવામાં છે. આ સ્ટેડીયમ તમામને પ્રેરણા આપનારૂં નીવડો, તે સામાજીક સદ્વર્તનમાં વૃદ્ધિ કરો, તેમજ સુખી આરોગ્યમય જીવન અર્પો એટલું જ નહીં પણ શારીરિક આરોગ્ય ને બળ આપનારૂ થાઓ ! આ પ્રમાણે આ પાયો પૂરતાં ને તે મજબુત રીતે પુરાયો છે એમ જાહેર કરતાં હું ઉપર પ્રમાણે મારી આશા ને પ્રાર્થના જાહેર કરું છું."

પછી મિ. તલવલકરે શ્રીમંતનો આભાર માન્યા બાદ મિ. અડાળજાએ શ્રીમંતને અને રેસિડેન્ટને હાર તોરા કર્યા. બીજા બધા સભ્યોને પાનસોપારી આપ્યા પછી રાજ્ય–ગીત ગવાયું અને કાર્યક્રમ પૂરો થયો.

## (૨) સન્માન ચિહ્ન દરબાર

**મિશ્ર દરબાર**

સરકારી અને બીન સરકારી વ્યક્તિઓને સન્માનચિહ્ન આપવાનો મિશ્ર દરબાર લક્ષ્મીવિલાસ રાજમહેલના દરબાર હૉલમાં સવારના ૯–૩૦ વાગે રાખવામાં આવ્યો હતો. જેમને બહુમાન આપવામાં આવવાનું હતું તે પુરુષોને ક્રમવાર જમણી બાજુની જ પહેલી ત્રણ હારોમાં બેસાડવામાં આવ્યા હતા; અને જે લોકો દરબારી મંડળીના હતા તેઓ પોત પોતાની હંમેશની જગ્યાએ બેઠા હતા.

**શ્રીમંતની પધરામણી દીવાનસાહેબનું ભાષણ**

મહારાજાબેન્ડના અવાજ અને ચોપદારોના નાદની સાથે શ્રીમંત મહારાજા સાહેબ બરોબર વખતસર દરબાર હૉલમાં પધાર્યા અને સિંહાસન ઉપર બિરાજ્યા. પછી ને. ના. દીવાન સાહેબ આગળ આવીને નીચે પ્રમાણે બોલ્યાઃ—

" શ્રીમંત મહારાજા સાહેબ !

આપ શ્રીમંતની માયાળુ આજ્ઞાથી, જેમણે રાજ્યની વફાદારી ભરેલી કીમતી સેવાઓ કરેલી છે તેમને બહુમાન આપવામાં આવેલું છે. તેમને આપ શ્રીમંતના આગળ બહુમાન-પદકો લેવા ઉપસ્થિત કરવાની મને રજા આપવામાં આવશે. "

**બહુમાન અર્પણ**

શ્રીમંતે દીવાનસાહેબને રજા આપી. એટલે દીવાન સાહેબે બહુમાન મેળવનારાઓનાં નામો વાંચી સંભળાવ્યાં, અને તેમની સેવાઓનો સંક્ષેપમાં ઉલ્લેખ કરીને જણાવ્યું કે આ કીમતી સેવાઓની કદર તરીકે તેમને બહુમાન આપવામાં આવેલું

છે. જેમ જેમ દરેક નામ બોલાતું ગયું તેમ તેમ તે વ્યક્તિએ આગળ આવીને શ્રીમંતને મુજરો કર્યો, અને દીવાન સાહેબે તે વ્યક્તિને બહુમાનનું પદક પહેરાવ્યું. પછી બહુમાન મેળવનાર તે પુરુષે શ્રીમંતના સિંહાસન આગળ જઈને ફરીથી શ્રીમંતને મુજરો કર્યો, અને તેમને સતકા અને નજરાણું કરીને પોતાને સ્થાને તે બેસી ગયો.

આ દરબારમાં જેમને બહુમાન આપવામાં આવેલું હતું તેમનાં નામોની વીગતવાર યાદી :—

**બહુમાન મેળવનારાઓનાં નામો**

| અનુ. સંખ્યા | બહુમાન મેળવનારનું નામ | બહુમાન આપવાનું કારણ | બહુમાનનું સ્વરૂપ |
|---|---|---|---|
| | **મિત્રમંડળ** | | |
| ૧ | શ્રીમંત માનસિંગરાવ સુબરાવ ઘોરપડે (હસુરકર), વડોદરા | સન્માન તરીકે | રાજવલ્લભ |
| ૨ | સરદાર શ્રીમંત વ્યંકટરાવ નરસિંગરાવ ઘોરપડે, વડોદરા | સરદાર તરીકે | રાજમિત્ર ( સુવર્ણ, મોતી સાથેનો ) |
| ૩ | સરદાર શ્રીમંત આપાજીરાવ યશવંતરાવ મોરે | સરદાર અને ઇનામદાર તરીકે | „ |
| ૪ | નગરશેઠ રતનલાલ મગનલાલ હરિભક્તિ, વડોદરા | નગરશેઠ તરીકે | „ |
| ૫ | શેઠ મહમદઅલી હરારવાળા, સિદ્ધપુર | જાહેર સેવા માટે | „ |

| અનુ. સંખ્યા | બહુમાન મેળવનારનું નામ | બહુમાન આપવાનું કારણ | બહુમાનનું સ્વરૂપ |
| --- | --- | --- | --- |
| ૬ | મિ. મોતીલાલ છોટાલાલ દેસાઇ બી. એ. એલ. એલ. બી; વડોદરા | વિશિષ્ટ પ્રકારની સારી સેવા માટે | રાજપ્રિય |
| ૭ | ડૉ. રઘુનાથ બાલકૃષ્ણ ચંદ્રચૂડ એમ. બી; એફ. આર. સી. એસ. (લંડન), વૈદ્યકીય અને આરોગ્ય ખાતાના મુખ્ય અમલદાર | ,, | ,, |
| ૮ | ડૉ. યશવંત વામન મોડક, એલ. એમ. એન્ડ એસ. | ,, | ,, |
| ૯ | ડૉ. પ્રાણલાલ મનસુખલાલ નાણાવટી, વડોદરા | ,, | ,, |
| ૧૦ | શેઠ પેસ્તનજી રૂમજી કોન્ટ્રેક્ટર, વડોદરા | લોકોપયોગી કાર્યોમાં દાન કરવા માટે અને બીજી જાહેર સેવાઓ માટે | ,, |
| ૧૧ | ઠાકોર સાહેબ કેસરીસિંહજી રણમલસિંહજી, મિઆગામ | ઠાકોર તરીકે | ,, |

| અનુ. સંખ્યા | બહુમાન મેળવનારનું નામ | બહુમાન આપવાનું કારણ | બહુમાનનું સ્વરૂપ |
|---|---|---|---|
| | **રાજરત્ન મંડળ** | | |
| ૧૨ | મિ. રામચન્દ્રજી રાવજી પવાર, સુબા, અમરેલી પ્રાંત | સારી સેવા માટે | રાજરત્ન (સુવર્ણ પદક) |
| ૧૩ | મિ. મીઠાભાઇ ઝવેરભાઇ પટેલ, બી. એ; એલ, એલ. બી; વધારાના ન્યાયાધીશ, વરિષ્ઠ કોર્ટ, વડોદરા | ,, | ,, |
| ૧૪ | મિ. ડાહ્યાભાઇ ભાણુજીભાઈ શુકલ ઓફિશિએટીંગ ડિવિઝનલ સુપ્રિન્ટેન્ડેન્ટ અને એક્ઝીક્યુટિવ એન્જિનીયર, જી. બી. એસ રેલ્વેઝ | ,, | ,, |
| ૧૫ | મિ. સિડની જ્યોર્જ બરો, પ્રિન્સીપાલ, વડોદરા કૉલેજ, વડોદરા | ,, | ,, |
| ૧૬ | મિ. અંબાલાલ બાપાલાલ પંડયા લંડનમાં રાજ્યના વ્હેપાર પ્રતિનિધિ | ,, | ,, |
| ૧૭ | હકીમ મીરમહમદ વારસ અલી રસુલખાન છોટે હકીમ | ,, | ,, |

| અનુ. સંખ્યા | બહુમાન મેળવનારનું નામ | બહુમાન આપવાનું કારણ | બહુમાનનું સ્વરૂપ |
|---|---|---|---|
| ૧૮ | મિ. મોહનલાલ ઓધવજી પરીખ બી. એ; એલ. એલ. બી; અમરેલી | જાહેર સેવા માટે | રાજરત્ન (સુવર્ણપદક) |
| ૧૯ | શેઠ રામજીભાઇ હંસરાજ, વેપારી અમરેલી અને ધારી | " | " |
| ૨૦ | મિ. મોહનલાલ વીરજીભાઇ પટેલ, બી. એ. એલ. એલ બી. અમરેલી | " | " |
| ૨૧ | મિ. ગંગાધર માધવ તાંબે, બી. બી. એ. એલ. એલ. વકીલ, વડોદરા. | " | " |
| ૨૨ | ખાન બહાદુર અબદુલ્લા અહમદઅલી કેરા, સિદ્ધપુર | " | " |
| ૨૩ | મિ. પ્રભુદાસ ભાવસંગ વિસનગર | " | " |
| ૨૪ | મિ. દ્વારકાનાથ રંગનાથ શેઠજી વકીલ, નવસારી | " | " |
| ૨૫ | મિ. કનૈયાલાલ જમનાદાસ મજમુદાર વકીલ, નવસારી | " | " |

| અનુ. સંખ્યા | બહુમાન મેળવનારનું નામ | બહુમાન આપવાનું કારણ | બહુમાનનું સ્વરૂપ |
|---|---|---|---|
| ૨૬ | મિ. જમશેદજી મેરવાનજી પાવરી, એમ. એ. એલ. એલ. બી, વકીલ, વડોદરા | જાહેર સેવા માટે | રાજરત્ન (સુવર્ણપદક) |
| ૨૭ | મિ. ધનજીભાઇ વાઘજીભાઇ પટેલ, ભાદરણ | ” | ” |
| ૨૮ | મિ. ભાલુભાઇ ભગત, ચલાલા | કાઠી કોમના ગુરુ તરીકે | ” |
| ૨૯ | મિ. જેઠાલાલ નંદલાલ મહેતા, પૉર્ટ એન્જિનિઅર, ઓખા | સારી સેવા માટે | રાજરત્ન (રજતપદક) |
| ૩૦ | મિ. વિષ્ણુ મનોહર કાયત્રે, ખેતીવાડી ઇન્સ્પેક્ટર, વડોદરા | ” | ” |
| ૩૧ | મિ તારાચંદ પોપટલાલ અડાલજા, ગૃહઉદ્યોગ અધિકારી, વડોદરા | ” | ” |
| ૩૨ | મિ નાગજીભાઇ ગોવિન્દજી આર્ય, વડોદરા | દલિત કોમોના હિતનું કામ કરવા માટે | ” |
| ૩૩ | મિ લલ્લુભાઇ નાથાભાઇ પટેલ, રણોલી | ખેતીના વિકાસમાં રસ લેવા માટે | ” |

| અનુ. સંખ્યા | બહુમાન મેળવનારનું નામ | બહુમાન આપવાનું કારણ | બહુમાનનું સ્વરૂપ |
|---|---|---|---|
| ૩૪ | મિ. ચુનીલાલ દુર્લભદાસ દેસાઇ, બી. એ; એલ. એલ. બી., વકીલ, વીજાપુર | ખેતીના વિકાસમાં રસ લેવા માટે | રાજરત્ન (રજતપદક) |
| ૩૫ | મિ. ફેખુશરૂ કુંવરજી કૉન્ટ્રેક્ટર, વડોદરા | સારી સેવાઓ માટે | ,, |
| ૩૬ | મિ હરગોવિન્દદાસ ગોરધનદાસ શાહ, વડોદરા | ,, | ,, |
| ૩૭ | મિ. વલ્લભભાઇ મથુરભાઇ પટેલ, મેનેજર, એલેમ્બિક કેમિકલ વર્કર્સ, વડોદરા | જાહેર સેવાઓ માટે | ,, |
| ૩૮ | મિ. જુસબ ઇબ્રાહીમ, અમરેલી | ,, | ,, |
| ૩૯ | સૈયદ મીરૂમીયાં અહમદહુસેન, પેટલાદ | ,, | ,, |
| ૪૦ | મિ. માણેકલાલ અમથાલાલ શાહ, ઑફિસ સુપ્રિન્ટેન્ડેન્ટ, જી. બી. એસ. રેલ્વેઝ, વડોદરા | ,, | રાજરત્ન (કાંસાનો) |

**દાતાર મંડળ**

| | | | |
|---|---|---|---|
| ૪૧ | શેઠ છોટાલાલ મોતીલાલ બગત, પેટલાદ | પેટલાદની સર્જીકલ હૉસ્પિટલ માટે દાન | દાતારમંડળ (સુવર્ણ) |

| અનુ. સંખ્યા | બહુમાન મેળવનારનું નામ | બહુમાન આપવાનું કારણ | બહુમાનનું સ્વરૂપ |
|---|---|---|---|
| ૪૨ | શેઠ ઇસપજી ઇસ્માઇલમીયાં, સીમલાક, તાલુકા નવસારી | સીમલાક અને દામેલ ગામોમાં પાણીના નળને માટે દાન | દાતારમંડળ (સુવર્ણ) |
| ૪૩ | શેઠ લલ્લુભાઈ ત્ર્યમ્બકરામ; વડનગર | વડનગરમાં કન્યાશાળા અને બીજાં કામો માટે દાન | દાતારમંડળ (રજત) |
| ૪૪ | મિ. ડાહ્યાભાઇ વસનજી મરોલીઆ, નવસારી | લોકોપયોગી અને ધર્માદા કામોમાં દાન માટે | ,, |

કલારત્ન મંડળ

| | | | |
|---|---|---|---|
| ૪૫ | મિ. ગણપતરાવ પીરાજી વસઇકર, ગુરવ જમાદાર, વડોદરા | સરણાઇ વગાડવામાં નિપુણતા માટે | કલાજ્યોતિ (રજત) |
| ૪૬ | મિ. પ્રેમજી ઉમરસી, વડોદરા | ચાંદીનાં કામો કરવામાં નિપુણતા માટે | , |

| અનુ સંખ્યા | બહુમાન મેળવનારનું નામ | બહુમાન આપ-વાનું કારણ | બહુમાનનું સ્વરૂપ |
|---|---|---|---|
| | **શ્રીમંત મહારાજ પીલાજીરાવ ગાયકવાડ પદક** | | |
| ૪૭ | મિ લક્ષ્મીવાન માણેકનાન ડૉકટર | સામાજિક સેવા માટે | ચાદીનું પદક |
| ૪૮ | ડૉ રામચન્દ્ર લક્ષ્મણરાવ મોર | ,, | ,, |
| | **પોશાક** | | |
| ૪૯ | મિ અર્જુન લક્ષ્મણ મ ડોરા, અમરેલી | કૉન્ટ્રેક્ટર ત રીકે સારા કામ માટે | ૩૧ ૭૫ ૦ ૦ નો પોશાક |

**દરબારની સમાપ્તિ** જે સદ્ગૃહસ્થો દરબારમા અનિવાર્ય કારણોને લીધે હાજર રહી શક્યા ન હતા તેમને આગળ ઉપર અનુકૂલતા પ્રમાણે તેમનું સન્માનચિહ્ન આપવામા આવ્યુ હતુ સન્માનચિહ્નો અપાયા પછી ને ના. દીવાન સાહેબે શ્રીમંત મહારાજા સાહેબને પાનસોપારી આપી, ત્યાર પછી રા. ગઢવી અને દીક્ષિતે પોતે રચેલા કાવ્યો ગાયા અને ૧૧ વાગે દરબાર બરખાસ્ત થયો.

**શ્રીમંત મહારાણી સાહેબને મુજરો** પ્રણાલિકા પ્રમાણે સન્માનચિહ્ન મેળવનાર પુરુષોએ તરત જ શ્રીમંત મહારાણી સાહેબને મુજરો કરવાનો હોય છે. તદનુસાર શ્રીમંત મહારાણી સાહેબનો દરબાર લક્ષ્મીવિલાસ રાજમહેલની નવી વીંગના પહેલે મજલે

સાહેબના કલ્યાણપ્રદ શાસનમાં રાજ્યની સ્ત્રીઓનું હિત વધ્યા જ કરશે. પછી લેડી કૃષ્ણમાચાર્યે એક સુંદર કાસ્કેટમાં માનપત્ર મૂકીને શ્રીમંતને અર્પણ કર્યું અને રાજ્યાભિષેક નિમિત્તે અભિનન્દન આપ્યું.

માનપત્રનો ઉત્તર આપતાં શ્રીમંતે કહ્યું:—

**શ્રીમંતનો ઉત્તર.** "લેડી કૃષ્ણમાચાર્ય,

રાજ્યના તમામ ભાગોમાંથી આવેલાં સન્નારીઓના માનપત્રથી શ્રીમંત મહારાણી સાહેબને અને મને ઘણો આનંદ થયો છે. આ મંગળ પ્રસંગે રાજ્યની ભિન્ન ભિન્ન સંસ્થાઓ એકત્રિત થઇને અમને અભિનન્દન આપવા આવેલી છે એ જોઇ વિશેષ હર્ષ થાય છે અને માટે શ્રીમંત મહારાણી સાહેબ અને હું આપનો અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આપની સદ્‌ભાવનાથી અમે ઘણા આર્દ્ર બનેલાં છીએ, અને હમ્મેશાં અમે આ પ્રસંગનું ગર્વથી સ્મરણ કરીશું.

સ્ત્રીઓના સર્વ પ્રશ્નોમાં, તેમના શિક્ષણમાં, હિંદુ કાયદાની દૃષ્ટિએ તેમની સ્થિતિમાં, અને સમાજમાં તેમના અધિકૃત સ્થાનમાં મારા પરમપૂજ્ય પિતામહ રસ લેતા હતા એ બાબતનો આપે ઉલ્લેખ કર્યો છે. આ પ્રસંગનો લાભ લઇને હું આપને ખાત્રી આપું છું કે આ પ્રશ્નમાં હુ સહાનુભૂતિપૂર્વક રસ લઇશ.

ફરીથી શ્રીમંત મહારાણી સાહેબ અને મારા વતી આપની ભલી લાગણીઓને માટે હું આભાર માનું છું."

પછી સૌ. સુભદ્રાબાઇ પગારે શ્રીમંત રાજદંપતીનો આભાર

આવ્યો; અને પાનસોપારી થયા પછી શ્રીમંત રાજદંપતીના જયજયકારથી કાર્યક્રમ સમાપ્ત થયો.

## (૪) સરદાર મંડળ તરફથી માનપત્ર

**સરદાર મંડળનું માનપત્ર**

વડોદરાના સરદાર મંડળે નજરબાગ રાજમહેલમાં રાત્રીના ૮ વાગે શ્રીમંત મહારાજા સાહેબના માનમાં ભોજન સમારંભ યોજ્યો હતો, અને તે પ્રસંગે માનપત્ર અર્પણ કરવાની વ્યવસ્થા કરી હતી. નિયત સમયે શ્રીમંત પધારતાં ગણપતરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ અને સરદાર મીર નુરૂદ્દીન હુસેન મીર મૈરૂદ્દીન હુસેનખાન નવાબ સાહેબ એ બે જણે શ્રીમંતનું સ્વાગત કર્યું અને તેમને શમીઆનામાં લઇ ગયા. શમીઆનામાં બધા સરદારો, આસામદારો, દરકદારો, જાગીરદારો અને ઇનામદારોએ શ્રીમંતનો ભાવભીનો સત્કાર કર્યો. આ પ્રસંગે ને. ના. દીવાન સાહેબ, મંત્રીમંડળના ના. સભાસદો, બીજા મુખ્ય અમલદારો અને બીજા કેટલાક પરોણાઓ હાજર હતા.

**માનપત્ર અર્પણ**

કાર્યક્રમના આરંભમાં રા. સુંદરનાથ ગોવિન્દશાસ્ત્રી કાલેલેએ શ્રીમંતનું સ્વાગત કરનારાં કાવ્યો ગાયાં. પછી શ્રીમંત ગણપતરાવ ગાયકવાડે માનપત્ર વાંચીને એક મનોહર કાસ્કેટમાં મૂકીને તે શ્રીમંતને અર્પણ કર્યું. ગાદી ઉપર બેસવાની સાથે જ શ્રીમંતે આપેલો શુભ સંદેશ, અને સરદાર મંડળને આપેલું આશ્વાસન વગેરે બાબતોનો માનપત્રમાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

**શ્રીમંતનો ઉત્તર** માનપત્રનો ઉત્તર આપતાં શ્રીમંત મહારાજા સાહેબ મરાઠીમાં બોલ્યા કે.

" સદ્ગૃહસ્થો !

આપે આપેલા માનપત્ર માટે હું આપનો ઘણો આભારી છું. આપના પૂર્વજોએ વડોદરા રાજ્યની કરેલી સેવા સુવિદિત જ છે. આપ પણ તે જ પ્રમાણે અમારા રાજ્યને ઉપયોગી થશો એવી મને આશા છે.

હાલ કાલમાન બદલાયો છે. તેથી આ બદલાએલી પરિસ્થિતિને અનુરૂપ થાય એવું શિક્ષણ અને લાયકાત મેળવીને આપે રાજ્યની સેવાચાકરી બજાવવાની છે. આ બાબતમાં મારા તરફથી આપને જરૂરી મદદ અને ઉત્તેજન મળશે એવી આપ ખાત્રી રાખશો. આપને માટે અમારા મનમાં કેટલો પ્રેમ અને સહાનુભૂતિ રહેલા છે એનાં આપણાં મનોમય સાક્ષી છે. તેથી તે વિષે હું અધિક બોલતો નથી. "

આપે આપેલા માનપત્ર માટે પુનશ્ચ એકવાર હું આપનો આભાર માનુ છું "

**ભોજન સમારંભ** પછીથી શ્રીમંત મહારાજા સાહેબને અને પરોણાઓને હિન્દી પદ્ધતિનુ ભોજન આપવામાં આવ્યું હતું; અને શ્રીમંતને- અને મહેમાનોને ઘણો આનન્દ પડયો હતો. પાનસોપારી, કલગી વગેરે અપાયા પછી સમારંભ સમાપ્ત થયો હતો.

× × ×

## નવમો દિવસ : સોમવાર, તા. ૧–૫–૩૯

## (૧) વડોદરા બ્રૉડકાસ્ટિંગ સ્ટેશનની કોનશિલા બેસાડવાનો સમારંભ

**બ્રૉડકાસ્ટિંગ સ્ટેશન સ્થાપવાનો કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજનો વિચાર**

આમોદાર કરવાના એક સાધન તરીકે વડોદરામાં બ્રૉડકાસ્ટિંગ સ્ટેશનની આવશ્યકતા છે એમ કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજને લાગતું હતું; તેથી તેઓશ્રીએ પોતાના હીરકમહોત્સવ પ્રસંગે કરેલી એક કરોડ રૂપીઆની બાદશાહી સખાવતમાંથી આ કાર્યને માટે પૂરતી રકમ જૂદી કાઢી અને બ્રૉડકાસ્ટિંગ સ્ટેશન ઉઘાડવાનો નિર્ણય કર્યો. આ નિર્ણયના પરિણામે યોજના મૂર્ત થવા આવી.

**યોજનાનું સ્વરૂપ**

વડોદરાની આજુબાજુ ઉનાળામાં ૪૦ માઇલ, અને શિયાળામાં ૮૦ થી ૧૫૦ માઇલ સુધીના ક્ષેત્રમાં ઉપયોગ થઈ શકે એવું મિડિઅમ વેવ સ્ટેશન ઉઘાડવાનું નક્કી કરવામાં આવ્યું. જો કે આ સ્ટેશન મુખ્યત્વે વડોદરા રાજ્યની પ્રજાના લાભ માટે ઉઘાડવામાં આવવાનું હતું, છતાં પણ આખા ગુજરાત અને કાઠીઆવાડના ઘણા ભાગોને માટે તે એક મધ્યવર્તી કેન્દ્ર તરીકે કામે આવી શકે એમ હતું. સ્ટેશન, યંત્ર ઇત્યાદિ આવશ્યક વસ્તુઓનો ખર્ચ લગભગ રૂા. ૨,૫૦,૦૦૦ થાય એમ હતું. સ્ટેશનને માટે વડોદરા–પાદરા રોડ ઉપર સમીઆલા ગામની પછી જગ્યા પસંદ કરવામાં આવી હતી. વીજળીખાતે આ વિષેની એક

વીગતવાર યોજના તૈયાર કરી, અને શ્રીમંત મહારાજા સાહેબે તા. ૧૨-૬-૩૯ ને દિવસે તે મંજુર કરી ને. ના. દીવાન સાહેબની સૂચનાથી બ્રૉડકાસ્ટિંગ સ્ટેશનનો પાયો નાખવાનું મુહૂર્ત શ્રીમંતના રાજ્યાભિષેક-સમારંભના દિવસોમાં રાખવાનું નક્કી કરવામાં આવ્યું.

**શ્રીમંતની પધરામણીઃ કોનશિલા સમારોપણ**

સવારના ૭-૩૦ વાગે શ્રીમંત બ્રૉડકાસ્ટિંગ સ્ટેશન માટે નક્કી કરેલી જગ્યાએ પધાર્યા. આરંભમાં પ્રાર્થના અને સ્વાગતગીત ગવાયા બાદ ઇલેક્ટ્રિકલ એન્જિનિઅર મિ. મોતીરામ એચ. ભટે આખી યોજનાની રૂપરેખા દર્શાવી અને સ્ટેશનની કોનશિલા બેસાડવાને માટે શ્રીમંતને વિનંતી કરી. શ્રીમંત નિયત કરેલી જગ્યાએ ગયા, અને ધાર્મિક વિધિ થઇ રહ્યા પછી તેઓશ્રીએ કોનશિલા બેસાડી.

પછી શ્રીમંતે શમીઆનામાં પાછા આવીને નીચે પ્રમાણે **શ્રીમંતનું ભાષણ** ભાષણ કર્યું:—

" સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

મારા પરમપૂજ્ય પિતામહે પોતાના રાજ્યારોહણના હીરક-મહોત્સવ પ્રસંગે રાજ્યની પ્રજાને જે બ્રૉડકાસ્ટીંગ સ્ટેશનનું વચન આપેલું હતું તેની કોનશિલા બેસાડવામાં હું ગૌરવ માનું છું. સ્ટેશનનો બધો પ્રાથમિક ખર્ચ અને પછીથી થોડો વાર્ષિક ખર્ચ મારા પૂજ્ય પિતામહે તે પ્રસંગે કરેલી એક કરોડ રૂપીઆની સખાવતની આવકમાંથી કરવાનો છે.

બ્રૉડકાસ્ટિંગ અને તેમાં રહેલી બધી શક્તિઓ હિન્દુસ્તાનને જે અગણિત લાભ કરી શકે તેના ઉપર મારે ભાર મૂકવાની

આવશ્યકતા નથી. ખેતરોમાં અને ઝુંપડાંઓમાં રહેતી ગરીબ ગ્રામપ્રજા કરતાં શહેરમાં રહેનારા, વધારે શિક્ષણ લીધેલા અને જીવનમાં સુખસાધનોના જ્ઞાનવાળા લોકો વિષે હું ઓછો વિચાર કરું છું. આખા હિન્દુસ્તાનમાં સાત લાખ ગામડાંઓ આવેલાં છે. તેમાં અને તેની આજુબાજુએ હિન્દુસ્તાનની વસ્તીનો એંશી ટકા ભાગ–ભારતવર્ષનો આત્મા–વસે છે. આ લોકો બેશક હોંશિઆર અને મહેનતુ છે, પણ અજ્ઞાન અને ગરીબાઈને લીધે કુંઠિત થઈ ગએલા છે.

કેળવણીનાં સામાન્ય સાધનોદ્વારા હિન્દુસ્તાનના કરોડો માણસોને પહોંચવાનું, અને લખાણદ્વારા સંસ્કૃતિનાં પ્રાથમિક તત્ત્વોને દૂર દૂરના ભાગોમાં લઈ જવાનું કામ એવું છે કે જેની મુસ્કેલીઓનું વર્ણન આપવાની જરૂર નથી. પ્રગતિ દુર્ભાગ્યે ઘણી જ ધીમી હતી; અને વિશ્વની ઉત્તમ ઇચ્છાથી ભવિષ્યની પ્રજા આપણા પ્રયત્નોનો ધીમે ધીમે લાભ લેશે, અને જીવનનું ઉચ્ચ ધોરણ અને વિશાળ દૃષ્ટિ પ્રાપ્ત કરી આરામના વખતનો સદુપયોગ કરશે એવી આશા રાખ્યા સિવાય બીજું કાંઇ પણ વધારે આપણે કરી શકીએ એમ નથી. આમાં ઇચ્છાનો અભાવ હતો એમ નહિ, પણ મોટા પાયા ઉપર શીઘ્ર પ્રચારનાં સાધનોનો અભાવ હતો. એટલામાં માનવ સમાજની સેવામાં આવી વાયરલેસની યોજના; અને વ્યવસ્થિત બ્રૉડકાસ્ટિંગને લીધે આ યોજના દૂર દૂરના ગામમાં આવેલા એક ગરીબમાં ગરીબ ઘરમાં વિનોદ, રંજન અને શિક્ષણ આપી શકે છે, અને એ રીતે જે મહાવિશ્વનો એ એક સામાજિક ભાગ છે તેનું એને જ્ઞાન આપે છે.

આખરે રેડીઓ અને બ્રૉડકાસ્ટિંગનાં સાધનો દ્વારા આપણે

આપણા પ્રયત્નોને કેન્દ્રિત કરી શકીએ છીએ. જગતના બીજા ભાગોમાં, જ્યાં લગભગ ૭ કરોડ ઘરોની અંદર વાયરલેસ સેટની વ્યવસ્થા છે ત્યાં, શું સિદ્ધ કરવામાં આવેલું છે એ આપણે જાણીએ છીએ. આ બાબતમાં હિન્દુસ્તાનનું કાર્ય જગતનાં ધોરણોથી નીચલી કોટિનું નહિ થાય એમ હું આશા રાખું છું. અત્યારે ફક્ત ચાળીસ હજાર વાયરલેસ સેટનો ઉપયોગ થાય છે, પણ આ સંખ્યા ચાર અથવા પાંચ વર્ષમાં થઇ છે; અને તે જલદીથી વધશે, કારણ કે હિન્દુસ્તાન રેડીઓમાં રસ લેતું, કદર કરનારું અને પરીક્ષા કરનારું થયું છે.

ગ્રામોદ્ધાર અને ગ્રામપુનર્રચનાની બાબતમાં બ્રૉડકાસ્ટિંગના મહત્ત્વ ઉપર ભાર મૂકવા માટે મારે ક્ષમા માગવાની જરૂર નથી. જે દેશોની સ્થિતિ હિન્દુસ્તાનની સ્થિતિ સાથે સરખાવી શકાય એવી છે એ દેશોમાં આ બાબત સિદ્ધ થઇ ચૂકેલી જ છે. હિન્દુસ્તાનના ગામડાઓની પ્રજાને અનુકૂલ પડે એવા રિસિવિંગ સેટો હજુ સુધી સફળતાપૂર્વક શોધી કાઢવામાં આવ્યા નથી, પણ પ્રયોગો અને શોધો કરવામાં આવે છે, અને મને વિશ્વાસ છે કે તેનાથી આ પ્રશ્નનું નિરાકરણ જલદીથી થશે. અને એક વખત પ્રાંતિક સરકારો અને દેશી રાજ્યો કેળવણી આપવામાં બ્રૉડકાસ્ટીંગનુ મહત્ત્વ છે એમ સ્વીકારે, અને ગામડાંઓમાં રિસિવિંગ સેટો પૂરા પાડવાની અને ગોઠવી આપવાની યોજનાઓને આર્થિક મદદ આપે, તો પછી આનો વિકાસ મજબુત પાયા ઉપર થશે.

વડોદરાના આ વિશિષ્ટ પ્રશ્નનો હવે આપણે વિચાર કરીએ. બ્રૉડકાસ્ટિંગના વિચારે કેટલાંક વર્ષોથી મૂર્તસ્વરૂપ લેવા માંડ્યું છે એમ મેં પહેલાં જ કહેલું છે. મારા પિતામહના

હીરક મહોત્સવ પ્રસંગે ગામડાંઓમાં બ્રૉડકાસ્ટિંગનો પ્રયોગ સફળતાથી કરવામાં આવ્યો હતો, અને તેઓ વ્યવસ્થિત બ્રૉડકાસ્ટિંગનો આરંભ કરવાની ઇચ્છા દર્શાવી શકયા હતા. નાના પાયા ઉપર એ યોજનાનો આરંભ થઇ શક્યો હોત, પણ અંતે તે આર્થિક દષ્ટિએ ઉપયોગી ન થઇ પડત, અને આપણા મનમાં રહેલા વિશાળ ઉદ્દેશોને પાર પાડવાનો વિકાસ પામી ન શકત. હાલની આ યોજના વધારે વિશાળ છે; અને તે ઘણાં વર્ષો સુધી આપણી જરૂરીઆતો પૂરી પાડશે.

૧૯૪૦ ની સાલમાં વડોદરા બ્રૉડકાસ્ટિંગ કામનો આરંભ કરી શકશે એમ આશા રાખવામાં આવે છે. તે વખતે આપણે શહેરો અને ગામડાંઓ માટે વિવિધ પ્રકારનો કાર્યક્રમ ઘડી શકીશું, જે જગ્યાએ આજે આપણે એકઠા થયા છીએ તે જગ્યામાં આવનારા સ્ટુડીઓમાંથી દરરોજ કેટલાક કલાક આપણી વિવિધ વાનીઓ આપવામાં આવશે. દા. ત. ગીતો અને વાર્તા, સંગીત, નાટકો, હવામાનની માહીતી અને આખા દિવસના બનાવોની ખબર આપનારી પત્રિકાઓ. વિનોદ અને રંજનની સાથે, ખાસ કરીને ગામડાઓની પ્રજાને માટે, અનાજના ભાવો, હવામાનની માહિતી, ભવિષ્યના બનાવોની જાહેર ખબર, ખેતીવાડી અને આરોગ્ય વિષે શિક્ષણ અને કેળવણી વિષેનો વાર્તાલાપ વગેરે કાર્યક્રમ રાખવામાં આવશે.

મારા પરમપૂજ્ય પિતામહના મનમાં જે વિચાર હતો તેને મૂર્ત સ્વરૂપ આપવામાં જેમણે મદદ કરી છે તે સર્વનો આ તકે હું આભાર માનું છુ; અને ખાસ કરીને હિન્દુસ્તાનના બ્રૉડકાસ્ટિંગ

કન્ટ્રોલર મિ. ફિલ્ડનને જેમણે આ યોજનાની વિશિષ્ટ બાબતો વિષે સલાહ આપીને આપણને દરેક વખતે મદદ કરેલી છે.

હવે બ્રૉડકાસ્ટિંગ સ્ટેશનની કોનશિલા સારી રીતે અને ખરી રીતે ગોઠવવામાં આવી છે એમ હું જાહેર કરું છું. જ્યારે આ કામ પૂર્ણ થશે ત્યારે રાજ્યના ઇતિહાસમાં એક સ્મરણીય પ્રસંગના સ્મારક તરીકે તેનું નામ ‘ હીરકમહોત્સવ બ્રૉડકાસ્ટિંગ સ્ટેશન, વડોદરા ’ એ પ્રમાણે રાખવામા આવશે. ”

**આભાર અને પાનસોપારી**

પછી મિ કાઠિઆવાડ દીવાનજીએ શ્રીમંતનો આભાર માન્યા બાદ ને. ના. દીવાન સાહેબે શ્રીમંતને હાર તોરા કર્યાં. મહેમાનોને પાનસોપારી અપાયા પછી કાર્યક્રમ પૂરો થયો હતો.

× × +

## (૨) અંગત નોકરોની સેવાની કદર કરવા માટે દરબાર

**અંગત નોકરોની કદર.**

શ્રીમંત મહારાજા સાહેબને પોતાની અંગત સેવા કરનારાઓની—તેનાતી નોકરોની—કદર કરવી એવી તીવ્ર ઇચ્છા થઇ હતી, કારણ કે એ બધાં કાર્યથી શ્રીમંતને ઘણો સંતોષ થયો હતો. આ પ્રયોજન માટે લક્ષ્મીવિલાસ રાજમહેલના દરબાર હૉલમા સવારના ૧૦ વાગે એક દરબાર ભરવામાં આવ્યો હતો. લગભગ ૨૫૦ દરબારી મંડળીને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. [illegible]

**શ્રીમંતની પધરામણી : નોકરોને ભેટ**

શ્રીમંત મહારાજા સાહેબ હાથી હૉલના પ્રવેશદ્વારથી દરબારમાં પધાર્યા અને બધા દરબારીઓએ ઉભા થઈને શ્રીમંતને મુઝરો કર્યો. પછી શ્રીમંતના અંગત નોકરોને એક પછી એક બોલાવવામાં આવ્યા દરેક જણે શ્રીમંતની પાસે જઈને મુઝરો કર્યો અને સોનાની પુતળીનો સતકા અર્પણ કર્યો. પછી મે. ખાનગી કારભારીએ દરેકને શ્રીમંત તરફથી ભેટ આપી.

**ઇનામ મેળવનારા નોકરોની યાદી**

કોને કોને કઈ કઇ ભેટ શ્રીમતે આપી તેની વીગતવાર યાદી નીચે પ્રમાણે છે:—

| અનુ. સંખ્યા | નોકરનો હોદ્દો | નોકરોની સંખ્યા | આભૂષણની જાત | તોલામાં સુવર્ણનું તોલ ( [illegible] ) | પોશાક | શેરા |
|---|---|---|---|---|---|---|
| | **(૧) શાગીરદપેશા** | | | | | |
| ૧ | હજુરીઆ | ૧૪ | કંઠી અને કડું | ૨–૧૪ | પાઘડી અને દુપટ્ટો | |
| ૨ | જાસુદ | ૧૬ | ,, | ૨–૬ | ,, | |
| ૩ | ચોપદાર | ૬ | ,, | ,, | ,, | |
| ૪ | બંદુકવાળા | ૧ | કંઠી | ૪ | ... | |
| ૫ | મશાલચી | ૨ | ... | ... | પાઘડી અને દુપટ્ટો | |

| અનુ. સંખ્યા | નોકરનો હોદ્દો | નોકરોની સંખ્યા | આભૂષણની જાત | તોલામાં સોનાનું તોલ (તોલાનો સ્વરૂપ પ્રમાણે) | પોશાક શેરો |
|---|---|---|---|---|---|
| ૬ | બાઈઓ | ૯ | બંગડીઓની જોડ અને કંઠી | ૮ | સાલ્લો અને ખણ |
| | | | **(૨) કાપડી–જામદારખાના** | | |
| ૭ | બધા કારીગરો | ૯ | વીંટી | ૧ | પુરુષોને પાઘડી અને સ્ત્રીઓને સાલ્લો અને ખણ |
| | | | **(૩) રસોઈખાનું** | | |
| ૮ | રસોઇઆ | ૬ | કડું અથવા વીંટી | ૨–૬ | — |
| ૯ | ટેબલ-બૉય | ૧૪ | ,, | ૨–૪ | — |
| | | | **(૪) બંગલો** | | |
| ૧૦ | નાયબ સર બંગલાવાળા (રમત ગમતની દેખરેખ રાખનાર) | ૧ | — | રૂ. ૧૦૦ | — |

| અનુ. સંખ્યા | નોકરનો હોદ્દો | નોકરોની સંખ્યા | આભરણની જાત | તોલામાં સુવર્ણનું તોલ (દરેક વ્યક્તિ પ્રમાણે) | પોશાક શેરો |
|---|---|---|---|---|---|
| ૧૧ | ટેનિસબૉય | ૩૫ | — | રૂા. ૨૦ દરેકને | — |
| | | **(૫) દેવઘર** | | | |
| ૧૨ | શાગીરદ | ૨ | — | — | પાઘડી અને દુપટ્ટો |
| | | **(૬) જવાહીરખાના** | | | |
| ૧૩ | જામદાર | ૩ | કંઠી અને કડું | ૪–૬ | — |
| | | **(૭) પીલખાના** | | | |
| ૧૪ | મહાવત | ૧ | કડું અને પચાસ રૂપીઆની કિંમતનો ચાંદીનો તોડો | ૬ | — |
| | | **(૮) બગીખાના** | | | |
| ૧૫ | ચાબુક સ્વાર | ૩ | કંઠી | ૫ | — |
| ૧૬ | કોચમેન | ૩ | ,, | ૩–૫ | — |

આવેલા નોકરોની કદર કરીને અંગ્રેજ કવિ રોબર્ટ બ્રાઉનિંગના ઉપદેશ, બધી સેવા ઈશ્વરની દષ્ટિએ સરખી છે, ( All service ranks the same with God ) – નો બોધપાઠ જગતને શીખવ્યો એ જોઇને કયા સંસ્કૃતિપ્રિય વિચારકને આનન્દ નહિ થાય ?

## (૩) શ્રીમંત મહરાજકુમાર રણજીતસિંહનો બારસા વિધિ

**બારસા દરબાર**

શ્રીમંત મહારાજા સાહેબના દ્વિતીય રાજકુમાર શ્રીમંત રણજીતસિંહના બારસા વિધિનો દરબાર લક્ષ્મી વિલાસ રાજમહેલના દરબાર હૉલમાં સાંજના ૫ વાગે રાખવામાં આવ્યો હતો. આ દરબારમાં રેસિડેન્ટ કર્નલ ગિલન, કૅમ્પના લશ્કરી અમલદારો, સરદારો અને નાગરિકોને નિમંત્રણ આપવામાં આવ્યું હતું, અને તે બધા વખતસર હાજર થઇ ગયા હતા.

**રાજકુમારનું નામ રણજીતસિંહ**

શ્રીમંત મહારાજા સાહેબ અને ના. રેસિડેન્ટ દરબારમાં પોતપોતાને સ્થાને બેઠા પછી ખાનગી કારભારી કર્નલ સડેકર પ્રવારે ઉભા થઇને જાહેર કર્યું કે શ્રીમંત મહારાજા સાહેબના દ્વિતીય રાજકુમારનું નામ ' રણજીતસિંહ ' પાડવામાં આવ્યું છે. આ પ્રમાણે જાહેરાત થયા પછી બહાર સંગીત ચાલવા લાગ્યું. શ્રીમંતના શ્વશુર શ્રીમંત સરદાર માનસિંગરાવ ઘોરપડેએ શ્રીમંત મહારાજા સાહેબને પોશાક અર્પણ કર્યો. તરત જ શ્રીમંત સરદાર માનસિંગરાવ ઘોરપડેને ' પરત–

પોશાક ' આપવામાં આવ્યો. પછી શ્રીમંતે ના. રેસિડેન્ટને મીઠાઈનું પડીકું, હાર, કલગી, અત્તર અને પાન આપ્યાં, અને રેસિડેન્ટે ઉભા ઉભા તે બધું સહર્ષ સ્વીકાર્યું. ને. ના. દીવાન સાહેબે શ્રીમંત મહારાજા સાહેબને અને કેમ્પના અધિકારીઓને પાન સોપારી આપી. બીજા બધા દરબારીઓને મીઠાઈ અને પાનસોપારી આપ્યા પછી કાર્યક્રમ સમાપ્ત થયો.

## (૪) મહાજન મંડળ તરફથી શ્રીમંતને માનપત્ર

**મહાજન મંડળનું માનપત્ર.**

બારસા દરબાર પૂરો થયા પછી શ્રીમંત મહારાજા સાહેબ રસાલા સાથે લક્ષ્મીવિલાસ રાજમહેલમાંથી ૫-૪૫ વાગે સોનાની બગીમાં નીકળ્યા, અને ચામરાજેન્દ્ર રોડ, ન્યાયમંદિર, લહેરીપુરા અને માંડવી થઈને નઝરબાગ રાજમહેલમાં પધાર્યા. લહેરીપુરા અને માંડવીની વચ્ચે ચોકશીઓ, કંસારાઓ અને મહાજનના પ્રતિનિધિઓએ શ્રીમંતને હારકલગી કરી અને રાજ્યાભિષેક નિમિત્તે ભક્તિપૂર્ણ અભિનન્દન આપ્યા.

**શ્રીમંતની પધરામણી.**

શ્રીમંતની સ્વારી નઝરબાગ રાજમહેલ આગળ આવતાં નગરશેઠ રતનલાલ હરિભક્તિએ શ્રીમંતનું સ્વાગત કર્યું અને આ પ્રસંગને માટે ખાસ ઉભા કરેલા સુંદર શમીઆનામાં લઈ ગયા. આ સમયે વ્હેપારીઓ, મીલમાલિકો અને ફેક્ટરી માલિકો, વકીલો અને કેટલાક પ્રતિષ્ઠિત નાગરિકો હાજર હતા. આરંભમાં પ્રાર્થના અને સ્વાગત ગીત ગવાયા પછી વિદ્યાભાસ્કર પણ્ડિત મણિશંકર વસન્તરામ ઉપાધ્યાયે સંસ્કૃતમાં

રચેલું એક કાવ્ય વાંચ્યું અને તે દ્વારા શ્રીમંતનું રાજ્ય સુખી અને સમૃદ્ધ થાવ અને પરમાત્મા આ અભિલાષા પૂર્ણ કરો એમ ઇચ્છયું હતું.

**માનપત્ર વાચન અને અર્પણ.** પછીથી નગરશેઠ રતનલાલ હરિભક્તિએ મહાજન તરફથી માનપત્ર વાંચ્યું. તેમાં પ્રથમ શ્રીમંતને રાજ્યાભિષેક નિમિત્તે હૃદયનાં અભિનન્દન આપીને નગરશેઠે લોકોપકારક કાર્યો માટે શ્રીમંતનો આભાર માન્યો હતો અને શ્રીમતના શાસનકાળમાં પ્રજાની સર્વ પ્રકારની સમૃદ્ધિ થશે એવો વિશ્વાસ જાહેર કર્યો હતો. ( જુવો પરિશિષ્ટ ). પછી નગરશેઠ રતનલાલ હરિભક્તિ અને બાપાલાલ હરિભક્તિ, શેઠ ત્રિકમલાલ ઝવેરલક્ષ્મીચંદ અને શેઠ લલ્લુભાઇ ઘોખીવાળા એ ચાર જણે સોના-ચાંદીની કાસ્કેટમાં માનપત્ર મૂકીને શ્રીમંતને અર્પણ કર્યું અને હારકલગી કરી.

**શ્રીમતનો ઉત્તર.** શ્રીમંતે આભારપૂર્વક માનપત્ર સ્વીકારી નીચે પ્રમાણે ભાષણ કર્યું.

" નગરશેઠ તથા મહાજનના અન્ય સદ્‌ગૃહસ્થો,

મારા પ્રત્યે આપે દર્શાવેલી ઊંડી વફાદારીભરી શુભેચ્છાઓ અને રાજભક્તિની લાગણી જોઇ મને ઘણો આનન્દ થાય છે.

પ્રજાકીય સંસ્થાઓમાં મહાજનસંસ્થા ઘણી પુરાતન અન પ્રચલિત હોઇ ઐતિહાસિક દૃષ્ટિએ એનું મહત્ત્વ વિશિષ્ટ પ્રકારનું છે. જુના વખતમાં જુદા જુદા પ્રકારનાં સાર્વજનિક કાર્યો તેમજ વ્હેપાર ધંધાને અંગે જરૂરી ધારાધોરણો રચવાનું તથા જાળવવાનું કાર્ય : કરતું હતું, એટલું જ નહીં પણ રાજ્યકારભાર સાથે

મહાજનનો નિકટ સંબંધ હતો, અને જરૂરી બાબતોમાં પ્રજામત દર્શાવનારું એ મહત્ત્વનું સાધન હતું. વળી મહાજનના કેટલાક અગ્રગણ્ય સભ્યોના રાજ્ય સાથે સરાફી વ્યવહારને લીધે મહાજનના રાજ્યકારભાર સાથેના સંબંધમાં ઉમેરો થતો હતો.

જ્યારે દેશકાલમાં પરિવર્તન થાય ત્યારે તેને અનુલક્ષીને સંસ્થાઓમાં યોગ્ય તે ફેરફારો કરવા પડે છે. વર્તમાન પરિસ્થિતિને અનુકૂલ થવાય એવા ફેરફારો મહાજનના કાર્યઉદ્દેશ તથા બંધારણમાં થઇ શકે તો જ મહાજનની પુરાતન મહત્તા પુનરુજ્જીવિત થાય અને જળવાઇ શકે. કોઇપણ સંસ્થાની સમાજને ઉપયુક્તતા વધારવી હોય તો નવી સંસ્થાઓનાં ધ્યેય બહુજન સમાજને કલ્યાણકારી થાય તે માટે સંકુચિત ન રાખતાં વિશાળ રાખવાં જોઇએ. તેમજ તેના બંધારણો પણ એવી દીર્ઘ દૃષ્ટિથી જ રચવાં જોઇએ. કેટલીક વખતે આવી સ્થાનિક સંસ્થાઓનું સંમીલન એકાદ મધ્યવર્તી સંસ્થામાં થાય તો તે અંગભૂત જુદી જુદી સંસ્થાઓને મજબુતી આપે છે. અને એકંદર કાર્યક્ષેત્રની કાર્યક્ષમતા વધારવા પણ સહાયભૂત થાય છે. એ દૃષ્ટિથી મહાજનનું સંઘટન થઇ શકે અને તેની ઉપયોગિતા પણ વધી શકે. વડોદરા શહેરનું મહાજન જનસેવાપયોગી કામ કરી બીજાઓને માર્ગદર્શક થશે એમ હું ઇચ્છું છું, અને આપની શુભેચ્છાઓ માટે આપનો આભાર માનું છું. ''

**અલ્પાહાર** — પછી રાજમિત્ર નગરશેઠ રતનલાલ હરિભક્તિએ મહારાજાનો આભાર માન્યો અને મહાજનની રાજકુટુંબ પ્રતિ ભક્તિભાવ અને રાજ્યનિષ્ઠા માટે ખાત્રી આપી. મહાજનમંડળની વિનંતીને

માન આપીને શ્રીમંત મહારાજા સાહેબ અને મહેમાનો બેન્ડસ્ટેન્ડ આગળ ગયા અને ત્યાં અલ્પાહારનો આનન્દ લીધો. ફરીથી મહાજનનો આભાર માનીને શ્રીમંત લક્ષ્મીવિલાસ રાજમહેલમાં ગયા.

## (૫) શ્રીમંત સરદાર ઘોરપડેને ત્યાં ભોજન

**શ્રી. સરદાર ઘોરપડેને બંગલે ભોજન સમારંભ**

શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેક નિમિત્તે શ્રીમંત સરદાર વ્યંકટરાવ નરસિંહરાવ ઘોરપડેએ પોતાના રેસકોર્સ રોડ ઉપર આવેલા 'રામનિવાસ' બંગલામાં રાત્રીના ૮ વાગે એક ભોજન સમારંભ યોજ્યો હતો. આ સમારંભમાં શ્રીમંત રાજદંપતી તથા રાજબાળકો પધાર્યાં હતાં. ભોજન થઇ ગયા પછી સરદાર ઘોરપડેએ બધી ખાસામંડળીને પોશાક અર્પણ કર્યો હતો.

× × ×

## પ્રકરણ પાંચમું

## રાજ્યાભિષેક સમારંભ

### દશમો દિવસ : મંગળવાર તા. ૨-૫-૩૯

### ( ૧ ) સ્કાઉટ રૅલી

**સ્કાઉટ રૅલી; ૪૦૦ સૈનિકો**

રાજ્યાભિષેક સમારંભને અંગે બાલસૈનિકોની (Boys Scout) ગોઠવણુનો (Rally) કાર્યક્રમ તા. ૨૫-૪-૩૯ થી ૩-૫-૩૯ સુધી રાખવામાં આવ્યો હતો. આ વડોદરા રાજ્યની ચોથી સ્કાઉટ રૅલી હતી. રાજ્યની બાલસૈનિકોની જુદી જુદી સંસ્થાઓમાંથી ૪૦૦ સૈનિકો અને ભમનારાઓ ( Roers ) ને જુદા જુદા વિભાગોના પ્રતિનિધિ તરીકે ચૂંટવામાં આવેલા હતા.

**શ્રીમંતની પધરામણી**

કમિટિ બાગમાં સ્કાઉટની મુખ્ય કચેરીની સામે આવેલી જગ્યામાં સવારના ૭-૩૦ વાગે સ્કાઉટોની રૅલી રાખવામાં આવી હતી. શ્રીમંત મહારાજા સાહેબ બરોબર ૭-૩૦ વાગે મોટરમાં બેસીને સ્થળ ઉપર આવ્યા; મે. વિદ્યાધિકારીએ અને સ્કાઉટ કમિશ્નરે શ્રીમંતનું સ્વાગત કર્યું; અને બાલચમૂએ બેન્ડના રાજ્યગીત સાથે સલામી આપી. શ્રીમંતને બધે ફેરવીને મંડપમાં એમના સ્થાને બેસાડ્યા. આ સમયે ન. રેસિડેન્ટ કર્નલ ગિલન, ને. ના. દીવાન સાહેબ, કેટલાક સરદારો, અધિકારીઓ, વડોદરાના પ્રતિષ્ઠિત નાગરિકો અને ઘણી સન્નારીઓ હાજર હતાં.

આરંભમાં પ્રાર્થના અને સ્વાગતગીત ગવાયા પછી શ્રીમંત મહારાજા સાહેબ ધ્વજયષ્ટિ (flag mast) પાસે ગયા અને 'શ્રીમંતના પોતાના સૈનિકો' ( 'His Highness' Own Scouts ) એ શબ્દો વાળા બે નવા ધ્વજો સૈનિકોની ટુકડીઓને ભેટ તરીકે અર્પણ કર્યા, અને સૈનિકોની સલામી લીધી.

**શ્રીમંતની ભેટ : કાર્યક્રમ**

પછી શ્રીમંત મંડપમાં પોતાના સ્થાને બેઠા અને વિવિધ પ્રકારનો કાર્યક્રમ રસપૂર્વક જોયો. આ કાર્યક્રમમાં (૧) ઝંડા ગીત, ૨) માસ ડ્રીલ, (૩) ' હું સૈનિકોને દરેક વિજય ઇચ્છું છું ' એ પ્રમાણેનો શ્રીમંતનો સંદેશો સંકેતદ્વારા જણાવવો, (૪) વડોદરા રાજ્યની પ્રગતિકારક પ્રવૃત્તિઓ; અને આરોગ્ય વૈદકીય, કેળવણી, ખેતીવાડી અને સહકાર ખાતાંઓમાં કરવામાં આવેલા સુધારાઓથી પ્રજાને થતા લાભો : આ દર્શાવનારૂં દશ્ય, અને (૫) ગરબા. આ બધાથી શ્રીમંતને અને બીજા પ્રેક્ષકોને ઘણો આનન્દ પડયો હતો.

**મિ. દવેનું નિવેદન**

પછી સ્કાઉટ કમિશ્નર મિ. બી. એસ. દવેએ નિવેદન વાંચ્યું. તેમાં ઇ. સ. ૧૯૧૯ માં કે. શ્રીમત સયાજીરાવ મહારાજે સ્કાઉટની સ્થાપના કરી ત્યારથી તે ઇ. સ ૧૯૩૯ સુધીમાં સ્કાઉટે કરેલી બધી પ્રવૃત્તિઓનો ઇતિહાસ આપી સ્કાઉટની પ્રગતિ દર્શાવી હતી. મિ. દવેએ જણાવ્યું હતુ કે શરૂઆતમાં સ્કાઉટોની સંખ્યા એકસો હતી, અને વીસ વર્ષમાં તે વધીને ૧૫,૦૦ જેટલી થઇ છે. તાલીમ આપનારા વર્ગોની વ્યવસ્થાને લીધે રાજ્યની સ્કાઉટ યોજના ઘણી વિકસિત થઇ છે; સ્કાઉટોએ સામાજિક સેવા- અને ગ્રામોદ્ધાર કાર્ય કરેલું છેઃ તેમણે આગ, મેળાઓ અને રેલના પ્રસંગોએ મદદ કરી છેઃ અને રાજ્યનાં દરેક મોટા ગામમાં એમ્બ્યુલંસ ટુકડીઓ

મોકલી આપી છે. આ પ્રમાણે નિવેદન વાંચ્યા પછી મિ. દવેએ અંગ્રેજી રાજ્યનાં સ્કાઉટ મંડળો અને દેશી રાજ્યોના મુખ્ય સ્કાઉટો તરફથી આવેલા અભિનન્દનના સંદેશાઓ વાંચ્યા હતા.

પછી શ્રીમંત મહારાજા સાહેબે બાલચમૂને ઉદ્દેશીને નીચે

**શ્રીમંતનું ભાષણ** પ્રમાણે ભાષણ કર્યું હતું:—

" આજે અહીં સ્કાઉટ રૅલીમાં હાજર રહેવાથી મને ઘણો આનન્દ થયો છે. સ્કાઉટીંગનું પ્રયોજન શાળાઓમાં થતા કામને પૂર્તિ આપવાની છે, ખાસ કરીને ચારિત્ર્યનો વિકાસ કરવાના કાર્યમાં. આ પ્રવૃત્તિ વિદ્યાર્થીઓની કેળવણીમાં મુખ્ય ભાગ ભોગવતી થઇ ગઇ છે હું આ પ્રવૃત્તિને સંપૂર્ણ વિજય ઇચ્છું છું, અને આશા રાખું છું કે તેને પ્રજા તરફથી દિન પ્રતિ દિન વધતી સહાનુભૂતિ અને મદદ મળશે. "

**શ્રીમંતનો હર્ષ**

રૅલીના કાર્યક્રમથી શ્રીમંતને અસાધારણ હર્ષ થયો હતો. રૅલીના કાર્યની કદર તરીકે શ્રીમંતે હુકમ કર્યો કે આવતી કાલે આ બધા સ્કાઉટોને વિશિષ્ટ ભોજન આપવું. પછીથી વિદ્યાધિકારી મે. ભાટેએ શ્રીમંતનો આભાર માન્યો, અને કાર્યક્રમ સમાપ્ત થયો.

**સ્કાઉટની સેવા**

રાજ્યાભિષેક સમારંભના દિવસોમાં પરોણાઓનાં સ્થાનોમાં સ્કાઉટે ઘણી સારી સેવા કરી હતી એ વાત અહીં નોંધવા યોગ્ય છે. આ ઉપરથી સર્વને આ સંસ્થાના પ્રયોજન અને મહત્ત્વનો સારો ખ્યાલ આવી શકે છે.

## (૨) અન્યોન્ય સાહાય્યકારી મંડળીએ શ્રીમંતને આપેલું માનપત્ર

**મંડળીનો સુવર્ણ મહોત્સવ**

અન્યોન્ય સાહાય્યકારી મંડળીની પ્રવૃત્તિઓ આખા રાજ્યમાં જાણીતી છે. તેણે લોકોપકારક કાર્યો કરીને પોતાનું પ્રયોજન જગતને દર્શાવી આપ્યું છે. આ મંડળીને ૧૯૩૯ માં પચ્ચાસ વર્ષ પૂરાં થતાં હતાં, અને દૈવયોગે શ્રીમંત મહારાજ સાહેબના રાજ્યારોહણ પ્રસંગે જ મંડળીનો સુવર્ણ મહોત્સવ આવતો હતો. આ વિરલ યોગનો લાભ લઈને મંડળીએ શ્રીમંત મહારાજ સાહેબને વિનંતી કરી કે 'મંડળીના સુવર્ણ મહોત્સવના દિવસે, તા ૨-૯-૩૯ના રોજ આપશ્રી મંડળી તરફથી માનપત્ર સ્વીકારશો'. શ્રીમંતે આ વિનંતીનો સહર્ષ સ્વીકાર કર્યો.

**નિમંત્રિત મંડળી**

શ્રીમંતને માનપત્ર આપવાનો સમારંભ સવારના ૧૦ વાગે ન્યાયમંદિર હૉલમાં રાખવામાં આવ્યો હતો. આ પ્રસંગે ને. ના. દીવાન સાહેબ, મંત્રી મંડળના ના. સભાસદો, વડોદરાના અગ્રગણ્ય નાગરિકો, વ્હેપારીઓના પ્રતિનિધિઓ, શહેરની સહકારી સંસ્થાઓના સભાસદો અને કેટલીક સન્નારીઓ હાજર હતાં.

**શ્રીમંતને માનપત્ર**

બરાબર ૧૦ વાગે શ્રીમંત મહારાજા સાહેબ પધાર્યા, અને મંડળીના હોદ્દેદારોએ તેઓશ્રીનું સ્વાગત કર્યું અને વ્યાસપીઠ ઉપર રાખવામાં આવેલી ગાદી-ખુરશીમાં બેસાડયા. આરંભમાં પ્રાર્થના અને સ્વાગતગીત ગવાયા પછી મંડળીના પ્રમુખ

રાજરત્ન ગંગાધર માધવ તાંબેએ માનપત્ર વાંચ્યું. ( માનપત્ર માટે જુવો પરિશિષ્ટ ). તેમાં તેમણે જણાવ્યું કે હિન્દુસ્તાનમાં સહકારી પ્રવૃત્તિ શરૂ થઈ તે પહેલાં ઘણાં વર્ષો ઉપર મંડળીની સ્થાપના થઈ હતી, અને તેનો યશ વડોદરા રાજ્યના ભૂતપૂર્વ નાયબ સુબા સ્વ. ક્વઇંટરને ઘટે છે. શરૂઆતમાં મંડળીનું પ્રયોજન વડોદરાના દક્ષિણાત્યોને રાહત આપવાનું હતું, પણ મિ. તાંબેએ ભારપૂર્વક જણાવ્યું કે હવે મંડળીના શેરહોલ્ડરોમાં સર્વ જાતિના અને ધર્મના માણસોનો સમાવેશ થએલો છે. ઇ. સ. ૧૮૮૯માં મંડળીની રકમ રૂ. ૧,૯૪૦ હતી અને પચાસ વર્ષ પછી તે રકમ ૨૦,૨૪,૯૭૦ જેટલી થઇ છે. મંડળીએ બે મહત્ત્વની યોજનાઓ દાખલ કરીને સમાજની સારી સેવા કરેલી છે: એક યોજના ફરજિયાત માસિક બચત, અને બીજી યોજના સમ-વડ ભરેલાં ઘરો બાંધવાને માટે રકમ ધીરવી. અંતમાં મિ. તાંબેએ મંડળી તરફથી શ્રીમંતને રાજ્યાભિષેકના મંગલ પ્રસંગે અભિનન્દન આપ્યું અને શ્રીમંતને સુખી અને સમૃદ્ધ શાસન ઇચ્છયું. પછીથી મંડળીના મેનેજર મિ. પાઠકે શ્રીમંતને ચાંદીની કાસ્કેટમાં માનપત્ર અર્પણ કર્યું, હારકલગી કરી અને પાનસોપારી આપી.

પછીથી શ્રીમંત મહારાજા સાહેબે ઉભા થઇને નીચે પ્રમાણે **શ્રીમંતનો ઉત્તર** ભાષણ કર્યું:—

"અન્યોન્ય સાહાય્યકારી મંડળીના સભાસદો અને ઇતર સભ્ય ગૃહસ્થો,

મારા રાજ્યાભિષેકના સમયે અને આપની સંસ્થાના સુવર્ણ મહોત્સવના પ્રસંગે આપે મને જે માનપત્ર આપ્યું છે, તેમાં મારા

માટે જે ગૌરવપૂર્ણ શબ્દો વાપર્યા છે અને જે શુભાશા વ્યક્ત કરી છે તેને માટે હું આપનો ઘણો આભારી છું ।

અન્યોન્ય સાહાયકારી મંડળીની સાથે મારો પ્રથમ સંબંધ ઇ સ ૧૯૩૭ મા થયો, અને સુવર્ણ મહોત્સવના નિમિત્તે તે દૃઢ કરવાને મને જે અવસર મળ્યો છે તેને માટે મને આનન્દ થાય છે

હિન્દુસ્તાનમા સહકારી ચળવળ શરૂ થયા પહેલાંજ આ સંસ્થાનો જન્મ થયો આ વર્ષે તેણે એકાવનમા વર્ષમા પ્રવેશ કર્યો છે એ વાત જેવી સંતોષની છે તેવી અભિમાનની પણ છે. સુવર્ણ મહોત્સવ ઉજવવાનુ ભાગ્ય ઘણી થોડી સંસ્થાઓનેજ મળે છે આપની સંસ્થાને તે મળ્યુ તેથી છેલ્લા પચ્ચાસ વર્ષોમા તેણે જે કાર્ય કર્યું છે તેને માટે જેટલા વખાણ કરીએ તેટલા ઓછા જ છે

પચ્ચાસ વર્ષ પૂરા થયા પછી દરેક વ્યક્તિને પોતાની પ્રકૃતિની વિશેષ કાળજી રાખવી પડે છે એ આપણે રોજ જોઈએ છીએ રોજના વ્યવહારમા દરેક વ્યક્તિને લાગુ પડતો આ કાયદો સાર્વજનિક સંસ્થાને પણ લાગુ પડે છે જ આપની સંસ્થાએ હવે પચ્ચાસની વયોમર્યાદા ઓળગી છે એટલે હવે પછી આપે આપનુ કાર્ય વધારે વિચાર કરીને કરવુ જોઇએ એ વાત આપ કબુલ કરશો જ આવી સંસ્થાનો ઇતિહાસ જોતાં એવુ જણાય છે કે તેને સ્થિરતા અને સુદૃઢતા પ્રાપ્ત થાય એટલા માટે કાર્યવાહી મંડળી શરૂઆતમા બહુ સાવધ રહે છે, પણ આગળ સંસ્થાને મહત્ત્વ પ્રાપ્ત થયા પછી સર્વત્ર તેની સમૃદ્ધિ થાય એટલે કારભારી મંડળમા સ્વાભાવિક રીતે શિથિલતા આવે છે, અને તેની પાછળ અહિતકારક તત્ત્વોનો પ્રાદુર્ભાવ થઇ પછી તે સંસ્થાને ઘાતક બને છે. આપની સંસ્થાની બાબતમા આ પ્રકારે નહિ થાય, તેમુ વ્યવ-

સ્થાપક મંડળ તેના હિત માટે સદૈવ જાગૃત રહેશે, તેને કે. રા. કાવઠેકર, કે. શ્રી સરદાર બાબાસાહેબ ઘોરપડે, કે. મેજર આબાજીરાવ જાધવ, રા. શૈવ અને રા. તાંબે જેવા સેવાભાવી કાર્યકર્તાઓ મળશે, અને તે વડોદરામાં જ્યેષ્ઠ સંસ્થા છે એવી હાલ જે કીર્તિ છે તેમાં વધારો કરશે એવી મને આશા છે.

રા. તાંબેએ પોતાના ભાષણમાં અમારા રાજ્યમાં વિવિધ સહકારી ચળવળનો ઉલ્લેખ કર્યો છે. આપની સંસ્થાના કોનશિલા સમારંભ વખતે મેં આપના આગળ આ વિષેના મારા વિચાર સંક્ષેપમાં રજુ કર્યા હતા. તેથી આજે હું તેની પુનરુક્તિ કરતો નથી. રા. તાંબેએ આ સંસ્થાનું જે વૈશિષ્ટ્ય કહ્યું તે વિશે હું બે શબ્દ બોલીશ.

લોકોને મિતવ્યય કરવાની ટેવ પાડવી, કરકસરથી રહેવાનું શીખવવું, જીવનયાત્રામાં ઉન્હાળા ચોમાસા માટે સંગ્રહ કરવાને માટે પ્રવૃત્ત રહેવું આ ઉદ્દેશથી આ મંડળીની સ્થાપના થઇ. મંડળીનો પહેલો ઠરાવ જોતાં તે કાઢવાનો મુખ્ય ઉદ્દેશ દ્રવ્યસંચય કરવાનો છે, કરજ કરવાનો નથી. આ ઉદ્દેશ કેટલો સિદ્ધ થએલો છે એની આપે તપાસ કરવી જોઇએ, અને તે પૂર્ણાંશે સિદ્ધ ન થયો હોય તો તેના કારણો શોધીને તેના ઉપાયો યોજવા જોઇએ.

ફરજિયાત માસિક બચત એ જે આ મંડળીનું વૈશિષ્ટ્ય છે તે કાયમ રાખવું જોઇએ. બચત વિષેના નિયમોની શિથિલતાનો નહિ, પણ કડક રીતે તેનો અમલ કરવા માટે વૃત્તિ રાખવી.

'મધ્યમ' વર્ગને ઘર બાંધવા માટે અનુકૂળ વ્યાજે રકમ આપવાની આપે કરેલી યોજના સ્પૃહણીય છે.

મનુષ્ય પોતાની સંપૂર્ણ આવકના પ્રમાણમાં પુષ્કળ કરજ કરીને તે આપી દે તેના કરતાં મનુષ્ય દેવાદાર ન થાય એ જ મુખ્યત્વે જોવું એ સહકારી ચળવળનું એક મુખ્ય તત્ત્વ છે. તે દૃષ્ટિએ જોતાં આપની સંસ્થામાં સ્થાવર ઉપર, દાગીના ઉપર, આસિક બચતના પોણાભાગ ઉપર, જામીન ઉપર વગેરે સભાસદોની અનેકવિધ પ્રાપ્તિ ઉપર અને આવક ઉપર રકમ આપવાની જે પદ્ધતિ છે તે કેટલી પાયાશુદ્ધ છે તેનો યોગ્ય રીતે વિચાર કરવાની જરૂર છે. પદ્ધતિને લીધે દેવાદાર બનવાની અહમહમિકા શરૂ થઈને દિવસે દિવસે સભાસદ કંગાલ સ્થિતિએ પહોંચે છે, એટલું જ નહિ પણ તેનું અનિષ્ટ પરિણામ સંસ્થાને જ ભોગવવું પડે છે: તેથી આ સ્થિતિ સુધારવા માટે અમે ઇશારો કરીએ છીએ.

લોકોને રકમ લેવી સારી લાગે છે: પણ તે પાછી આપવાનું તેમના જીવ ઉપર આવે છે, તેથી તેમની પાસેથી નિયમિતપણે લ્હેણાનો રકમ પાછી આવી શકતી નથી. હપ્તો ચુકયો એટલે શિફારસ, ભલામણ વગેરે કારણોથી વખતોવખત નિયમનો કડક અમલ થતો નથી, અને તેથી કરજનો બોજો વધે છે. ગામડાંઓમાંથી આવા પ્રકારનું એકઠું થયેલું લ્હેણું વસુલ કરવા માટે સરકારને ખાસ વસુલી અમલદાર નીમવો પડે છે. રકમ આપતી વખતે મંડળીઓ યોગ્ય સાવધાનતા રાખે અને હપ્તો પડતાં નિયમોનો વખતોવખત અમલ કરે તો આ સ્થિતિમાં પુષ્કળ સુધારો થઇ શકે.

આ બાબતમાં સરકારે અને સહકારી ખાતાએ સહકારી સંસ્થાઓને જે સૂચના કરી છે તે તરફ હું આપનું લક્ષ ખેંચવા

ઇચ્છું છું. તેનો વિચાર કરીને આપ તેને સત્વર અમલમાં આણુશો એવી મને આશા છે.

આપની મંડળીની પ્રવૃત્તિ હવે વધેલી છે. તેના પ્રમાણમાં આપનું રિઝર્વફંડ અને સંચયિતકર્જનિવારણનિધિ બહુ જ અલ્પ છે. સાધારણ રીતે આ બન્ને નિધિ મળીને સાડા ત્રણ ચાર લાખ સુધીની રકમ હોવી જોઈએ. આ બાબત તરફ સર્ટિફાઈડ ઑડિટરોએ અને સહકારી ખાતાએ આપનું લક્ષ ખેંચ્યું જ છે. તેથી જેમ બને તેમ વહેલું આ નિધિમાં આપ વધારો કરશો એવી મને આશા છે.

છેવટે આપની મંડળીની ઉત્તરોત્તર સમૃદ્ધિ થાય અને તેનો હીરક મહોત્સવ કરવાનું ભાગ્ય મળો એવી આશા પ્રદર્શિત કરીને, અને મારું ગૌરવ કર્યા માટે આપનો પુનશ્ચ આભાર માનીને હું મારું ભાષણ પૂર્ણ કરું છું.

**ઉપસંહાર**

પછી મંડળીની સમગ્ર સભાના પ્રમુખ રા. અમૃત સીતારામ પ્રધાને એક ટૂંકું ભાષણ કર્યું. તેમાં શ્રીમંત મહારાજા સાહેબનો પોતાની પ્રજા માટે પ્રેમ, કર્તવ્યપરાયણતા, સહકાર ચળવળમાં રસ, અને ખાસ કરીને અન્યોન્ય સાહાય્યકારી મંડળી તરફ સદ્ભાવ વગેરે ગુણોને માટે તેમણે શ્રીમંતની મુક્તકણ્ઠે પ્રશંસા કરી, શ્રીમંતને દીર્ઘ અને સુખી જીવન ઇચ્છ્યું, અને જણાવ્યું કે શ્રીમંતનો રાજ્યારોહણ મહોત્સવ એ વડોદરા રાજ્ય અને તેની પ્રજાને માટે એક 'હીરકયુગ' નું મંગળસ્થાપન છે. પછી શ્રીમંતનો આભાર માનીને શ્રીમંતને હારકલગી, પાનસોપારી આપવામાં આવી. શ્રીમંત મહારાજા સાહેબે ફરીથી મંડળીનો અન્તઃકરણપૂર્વક આભાર માન્યો અને સર્વેની વિદાય લીધી.

## (ઠ) ધારાસભાએ શ્રીમંતને આપેલું માનપત્ર

**ધારાસભાના માન-પત્રનો સમારંભ**

ધારાસભા તરફથી શ્રીમંત મહારાજા સાહેબને માનપત્ર અર્પણ કરવાનો સમારંભ નઝરબાગ રાજમહેલના બાગમાં સાંજના ૫-૩૦ વાગે રાખવામાં આવ્યો હતો. તેમાં ધારાસભાના પ્રમુખ તરીકે મે. ના. દીવાન સાહેબ, મંત્રીમંડળના ના. સભાસદો, ખાતાના અધિકારીઓ, ધારાસભાના જુના અને ચાલુ સભ્યો; અને કેટલાંક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો હાજર હતાં. શ્રીમંતની સ્વારી પધારતાં; મે. ના. દીવાન સાહેબે અને ધારાસભાના કેટલાક અગ્રગણ્ય સભાસદોએ શ્રીમંતનું સ્વાગત કર્યું અને શમીઆનામાં યોગ્ય સ્થળે બેસાડયા.

**શ્રીમંતપ્રશસ્તિ**

આરંભમાં ગુજરાતી કન્યાઓએ સુંદર ગરબાપદ્ધતિએ સ્વાગતગીત ગાયું; ગુજરાત-કાઠીઆવાડમાં સુપ્રસિદ્ધ થએલા ચારણ મેરુભા ગઢવીએ પોતે રચેલી શ્રીમંતની પ્રશસ્તિ બુલંદ અવાજે ગાઈ; અને ધારાસભાના ભૂતપૂર્વ સભ્ય રા. મહાસુખભાઈએ શ્રીમંત મહારાજા સાહેબને દીર્ઘ અને સમૃદ્ધ શાસન ઈચ્છયું અને સર્વેએ હર્ષથી તેને અનમોદન આપ્યું.

**માનપત્ર**

પછી રા. રા. ગિરધરલાલ ડોસાભાઈ પરીખે ધારાસભાના સભ્યોનો શ્રીમંતને પરિચય કરાવ્યો, માનપત્ર વાંચ્યું અને સોનાચાંદીના કારકેટમાં શ્રીમંતને અર્પણ કર્યું (જુવો પરિશિષ્ટ) માનપત્રમાં જણાવવામાં આવ્યું હતું કે શ્રીમંત સયાજીરાવ મહારાજનો સર્વોત્તમ અને તેજસ્વી વારસો-એક આદર્શ, સુશાસિત

સમૃદ્ધ અને પ્રગતિશીલ રાજ્ય જેવું આખા ભારતવર્ષમાં અને વિશ્વમાં, સાઠ કરતાં પણ વધારે વર્ષનાં અને જેને યોગ્ય રીતે 'સયાજીયુગ' તરીકે ઓળખાવી શકાય એવાં સતુંયે શાસનને લીધે કીર્તિ મેળવેલી છે એ વારસો, શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવને મળેલો છે. જ્યારે અંગ્રેજી રાજ્યમાં અને દેશી રાજ્યોમાં જવાબદાર સ્વરાજ્ય મેળવવાના પ્રયત્નો થતા હતા ત્યારે શ્રીમંત મહારાજા સાહેબે સામતિની ભલામણો સ્વીકારીને પ્રજાનું ધ્યેય સિદ્ધ કરવાનો માર્ગ ખુલ્લો કર્યો છે ધારા સભાનો વિકાસ કરીને શ્રીમંતની કીર્તિ દિન પ્રતિદિન વધો એવી આશા વ્યક્ત કરવામાં આવી હતી.

માનપત્ર અર્પણ થયા પછી શ્રીમંત મહારાજા સાહેબે ઉત્તર

શ્રીમંતનો ઉત્તર આપતાં નીચે પ્રમાણે ભાષણ કર્યું :—

" ધારાસભાના સભ્યો,

આજે આપની સાથે રહેવામાં મને ખરેખરો આનન્દ થાય છે. આપે જે માનપત્ર મને અર્પણ કર્યું તેમા આપે દર્શાવેલી શુભ ઇચ્છાઓ માટે આપનો હું અન્તઃકરણપૂર્વક આભાર માનું છું.

મારા પરમપૂજ્ય પિતામહનો અને તેઓશ્રીએ પોતાના દીર્ઘ શાસનકાલમાં સિદ્ધ કરેલા સુરાજ્યનો આપે જે ઉલ્લેખ કર્યો છે તેની મારા ઉપર ઘણી ઊંડી અસર થઇ છે. તેઓશ્રીએ શરૂ કરેલી પ્રણાલિકા ચાલુ રાખવા અને તેનો વિકાસ કરવા હું પ્રયત્ન કરીશ એ કહેવાની મારે જરૂર નથી.

માનપત્રમાં આપે નિર્દિષ્ટ કરેલા વિષયોની વીગતો ઉપર, આજના જેવા પ્રસંગે, બોલવાનો મારો વિચાર નથી. હાલ તો હું આટલું જ કહીશ. રાજ્યની સાથે પ્રજાનો ગાઢ સંબંધ કરવો એજ

-અમારી પ્રસિદ્ધ નીતિ છે; અને સુધારાસમિતિના કાર્ય અને -૨૦-૨-૧૯૩૯ ના મારા સંદેશા વિષે આપે જે કહ્યું છે તે મેં -રસપૂર્વક સાંભળ્યું છે.

બધા વર્ગોની એકતા, શુભ ભાવના અને સહકારથી વડોદરા વ્યવસ્થિત પ્રગતિને માર્ગે એક સરખી રીતે આગળ ધપશે એવો મને પૂર્ણ વિશ્વાસ છે. "

પછી શ્રીમંતને હાર કલગી અને પાન સોપારી કર્યાં પછી ઉપવનસમ્મેલનના કાર્યક્રમનો આરંભ થયો. તેમાં શ્રીમંતે અને અન્ય સભ્યોએ આનન્દથી ભાગ લીધો અને કાર્ય સમાપ્ત થયું.

## ( ૪ ) પોલો ક્લબ ભોજન

રાત્રીએ ૮ વાગે સેકંડ લૅંસર્સમાં પોલો ક્લબ તરફથી શ્રીમંત મહારાજા સાહેબને ભોજન આપવાનો સમારંભ રાખવામાં આવ્યો હતો શ્રીમંતે નિમંત્રણનો સહર્ષ સ્વીકાર કરીને આ ભોજન સમારંભમાં ભાગ લઇને પોલો ક્લબ તરફ પોતાનો સદ્ભાવ પ્રદર્શિત કર્યો હતો.

× × ×

અગીઆરમો દિવસ . બુધવાર, તા. ૩-૫-૧૯૩૯

## (૧) ઠાકોર મંડળ તરફથી શ્રીમંતને માનપત્ર

ઠાકોર મંડળે નઝરબાગ રાજમહેલના બાગમાં રાત્રીના ૯ વાગે શ્રીમંત મહારાજા સાહેબને ' એટ હોમ ' અને માનપત્ર આપવાનો નિર્ણય કર્યો હતો શ્રીમંત મહારાજા સાહેબે ઠાકોર મંડળનું નિમંત્રણ આનન્દપૂર્વક સ્વીકાર્યું હતું.

ઠાકોર મંડળનું માનપત્ર

માનપત્રઅર્પણને માટે નઝરબાગ રાજમહેલની પૂર્વ દિશાએ બાગમાં એક શમીઆનો ઉભો કરવામાં આવ્યો હતો, અને ઉપવનસંમેલન માટે બેન્ડ સ્ટેન્ડ આગળ વ્યવસ્થા કરવામાં આવી હતી.

કાર્યકર્તાઓ — આ સમારંભની વ્યવસ્થા કરવામાં નીચે જણાવેલા ઠાકોરોએ મુખ્ય ભાગ લીધો હતો :—

(૧) ઠાકોરશ્રી, મીયાગામ
(૨) ,, , લીંબોદરા
(૩) ,, , બાકરોલ, ( અને કુમાર કરણસિંહજી )
(૪) ,, , સિંધરોટ (અને તેમના ભાઈ કુમાર નટવરસિંહજી)
(૫) ,, , સરેજ
(૬) ,, , પિદરાણા
(૭) ,, , ખાંધા
(૮) ,, , અલુવા
(૯) ઠાકોરશ્રી, પસાયતા
(૧૦) ,, , શેરડી
(૧૧) ,, , ધોળીકુવા
(૧૨) ,, , જસપુર

માનપત્રઅર્પણ — શ્રીમંત મહારાજ સાહેબના આગમન પછી શ્રીમંતનો અને હાજર રહેલા બધા ઠાકોરોનો ફેરો લેવામાં આવ્યો હતો. પછી શમીઆનામાં સર્વ પોત પોતાને સ્થાને બેઠા, અને લીંબોદરાના ઠાકોરશ્રી જગતસિંહજીએ માનપત્ર વાંચ્યું. ઠાકોર મંડળે માનપત્રમાં શ્રીમંતને રાજ્યારોહણ નિમિત્તે હાર્દિક અભિનંદન આપ્યાં અને શ્રીમંતને અને રાજકુટુંબને દીર્ઘ અને સુખી જીવન ઇચ્છી આશા.

વ્યક્ત કરી કે, વડોદરા રાજ્યના આશ્રય તળે જેમ બને તેમ અમે જલદી આવી જઇએ. મંડળે ખાત્રીપૂર્વક જણાવ્યું હતું કે વડોદરા રાજ્યના આશ્રય નીચે અમારા હકોને કોઇ પણ જાતની હાનિ નહિ પહોંચે, અને ફેડરેશનની યોજના જ્યારે અમલમાં આવશે ત્યારે એ યોજનામાં સક્રિય ભાગ લેવામાં અમારૂં પોતાનું હિત રહેલું છે. વળી, મંડળે શ્રીમંત મહારાજા સાહેબને ઉચ્ચ પ્રકારનો રાજકીય અનુભવ અને અનેક પ્રશ્નોના નિરાકરણ માટે એ અનુભવના થતા ઉત્તમ ઉપયોગ માટે અભિનન્દન આપ્યું, અને ખંડણી ભરનારાં સંસ્થાનોનું હિત વડોદરા રાજ્ય સાથે ગાઢ અને અપૃથગ્ભાવે જોડાએલું છે એમ જણાવીને તેમની વચ્ચેનો મૈત્રી ભરેલો અને સ્નેહાળ સંબંધ ભવિષ્યમાં હંમેશને માટે અખંડિત પ્રકારે ચાલે એવી પ્રાર્થના કરી પછી ભીયાગામના ઠાકોર સાહેબે એક સુંદર કાસ્કેટમાં તે માનપત્ર ( જુઓ પરિશિષ્ટ ) શ્રીમંતને અર્પણ કર્યું અને હાર પહેરાવ્યો.

પછી શ્રીમંત મહારાજા સાહેબે માનપત્રના ઉતરમાં નીચે
**શ્રીમંતનો ઉત્તર** પ્રમાણે ભાષણ કર્યું :—

" સદ્‌ગૃહસ્થો,

આપે આજે મને જે માનપત્ર આપ્યું છે તે માટે હું આપનો આભારી છું. માનપત્રમાં ગૌરવયુક્ત શબ્દોમાં મારો જે ઉલ્લેખ આપે કરેલો છે તે મારા પ્રત્યેનો આપનો પ્રેમ અને વફાદારી દર્શાવે છે.

બીજી કેટલીક બાબતોનો આપે માનપત્રમાં ઉલ્લેખ કરેલો છે, તે વિષે વિસ્તારપૂર્વક બોલવાનું આ સ્થળ તેમજ પ્રસંગ નથી.

હુકમાં હું એટલું જ કહેવા ઇચ્છું છું કે સમાજને અને રાજ્યને ઇતર વર્ગોની માફક આપની પણ જરૂર છે. કાલમાનને અનુસરીને ચાલવામાં જ સૌ કોઇનું હિત સમાયેલું છે આપ પણ કાલમાન પારખીને ચાલશો એમાં સંદેહ નથી. આપના હિતસંબંધ તરફ મારી સહાનુભૂતિ અને દયાર્દ્ર દૃષ્ટિ રહેશે.

આપે બતાવેલી લાગણી તથા અભિનંદન માટે ફરીથી એકવાર હું આપનો આભાર માનું છું."

પછી ગુજરાતના જૂના અને જાણીતા કવિ જેઠાલાલ મજમુંદારે શ્રીમંતની પ્રશસ્તિનું કાવ્ય ગાયું. અલ્પાહાર પછી શ્રીમંતની સ્વારી મોટરમાં બેસીને લક્ષ્મીવિલાસ રાજમહેલમા ગઇ.

## (૨) વડોદરા શહેર સુધરાઇનું શ્રીમંતને માનપત્ર

**વડોદરા શહેર સુધરાઇનું માનપત્ર**

વડોદરા શહેર સુધરાઇના સભ્યોએ શ્રીમંત મહારાજા સાહેબને રાજ્યારોહણ નિમિત્તે માનપત્ર અર્પણ કરવાનો ઠરાવ કર્યો, અને શ્રીમંતને વિનંતી કરી. શ્રીમંતે આનન્દથી તે વિનતી સ્વીકારી અને તા. ૩–૫–૩૯ ને દિવસે ખંડેરાવ માર્કેટ આમળ સાંજના ૫–૩૦ વાગે માનપત્રઅર્પણ અને ઉપવન સમ્મેલનનો કાર્યક્રમ રાખવામાં આવ્યો. આ પ્રસંગે ને. ના. દીવાન સાહેબ, મંત્રીમંડળના ના. સભાસદો, સરદારો, રાજ્યનાં કેટલાક ખાતાઓના અધિકારીઓ, શહેરનાં પ્રતિષ્ઠિત સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો અને સુધરાઈના જૂના અને ચાલુ સભ્યો હાજર હતા. બ્રાઝ સંસ્થાના ચીફ સાહેબે પણ હાજર રહીને શોભામાં અભિવૃદ્ધિ કરી હતી.

**શ્રીમંતની પધરામણી**

સાંજના બરોબર ૫-૩૦ વાગે શ્રીમંત મહારાજા સાહેબ ને. ના. દીવાન સાહેબને લઇને મોટરમાં ખંડેરાવ માર્કેટ આગળ પધાર્યા, અને સુધરાઇના પ્રમુખ, ઉપપ્રમુખ, સુધરાઇ કામદાર, અને સુધરાઇના બીજા મુખ્ય સભાસદોએ શ્રીમંતનું ભાવપૂર્ણ સ્વાગત કર્યું. શ્રીમંતનો અને સુધરાઇના બધા સભ્યોનો ફોટો લેવામાં આવ્યો.

**સ્વાગત ગીત**

આ પ્રસંગને માટે કૈ. શ્રીમંત ખંડેરાવ મહારાજના પૂતળા આગળ ખાસ ઉભા કરેલા રમણીય શમીઆનામાં ગાદી ખુરશી ઉપર શ્રીમંત બિરાજ્યા, અને કાર્યક્રમનો આરંભ થયો. મહારાણીહાઇસ્કુલની કન્યાઓએ રા. સુંદરલાલ માસ્તરે રચેલું સ્વાગત-ગીત મધુરકંઠે ગાયું, અને ચારણ મેરુભા ગઢવીએ શ્રીમંતની પ્રશસ્તિ કરનારાં કાવ્યો બુલંદ અવાજે ગાયાં, બધાંને ઘણો આનંદ પડયો.

**માનપત્રવાચન**

સુધરાઇના પ્રમુખ રાજપ્રિય મોતીલાલ છોટાલાલ દેસાઇએ અને ઉપપ્રમુખ રા. અમૃત સીતારામ પ્રધાને સુધરાઇના બધા સભ્યોનો અને અધિકારીઓનો એક પછી એક પરિચય કરાવ્યો. પછી પ્રમુખે માનપત્ર વાંચ્યું અને સોનાચાંદીના કાસ્કેટમાં તે મૂકાને શ્રીમંતને અર્પણ કર્યું. (માનપત્ર માટે જુવો પરિશિષ્ટ) સુધરાઇએ માનપત્રમાં રાજ્યારોહણનિમિત્તે શ્રીમંત મહારાજા સાહેબને અન્તઃકરણનાં અભિનન્દન આપી એક કરોડની ઉદાર બક્ષીસ આપવા બદલ પ્રજાનો આભાર વ્યક્ત કર્યો હતો. પછી સુધરાઇની પ્રવૃત્તિઓનો ઇતિહાસ, સુધરાઇની મુશ્કેલીઓ અને

નાણાંની તંગીનો નિર્દેશ કરવામાં આવ્યો હતો. સુધરાઈને પોતાના પ્રમુખ ચુંટવાનો અધિકાર આપવા માટે શ્રીમંતનો આભાર માની અને વિનંતી કરવામાં આવી હતી કે પ્રમુખને વધારાની સત્તા આપવી.

પછી શ્રીમંત મહારાજા સાહેબે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો હતો:—

**શ્રીમંતનો ઉત્તર**

" પ્રમુખ, શહેર સુધરાઈના સભ્યો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો આપને બધાંને અહીં મળવાનો આ પ્રસંગ પ્રાપ્ત થવાથી મને ઘણો આનન્દ થાય છે. આપે મને જે માનપત્ર આપ્યું છે તેને માટે હું આપનો આભાર માનું છું, અને આપે જે રાજનિષ્ઠા અને ભક્તિની ભાવનાઓ દર્શાવી છે તેની હું કદર કરું છું.

આપની સુધરાઈએ જે સારું કામ કર્યું છે તે સાંભળીને મને ખરેખર આનન્દ થાય છે, અને લોકહિત તરફ શુદ્ધ દૃષ્ટિ રાખીને શહેરની પ્રજાની સેવા કરવાનું આપ ચાલુ રાખશો એમાં મને શંકા નથી.

આપના માનપત્રમાં નિર્દિષ્ટ કરેલી વિશિષ્ટ બાબતો વિષે આ પ્રસંગે મારે કહેવું એવું આપ આશા રાખતા હશો એમ હું માનતો નથી. બધી પ્રગતિનું મૂલ નાણાંનો પ્રશ્ન છે, અને હું વિશ્વાસ રાખું છું કે આપ આ વિષયની વ્યાપક પરીક્ષા કરશો અને આપની આવકના સાધનો પ્રમાણસર કેવી રીતે વધારી શકાય એનો વિચાર કરશો.

પ્રજાના આરોગ્ય અને કલ્યાણને માટે મહત્ત્વના કાર્યો કરવાનું કામ સુધરાઈની કાઉન્સિલને માથે છે, અને હું આપને ખાત્રી આપું છું કે એના કાર્યમાં હું હમેશાં સહાનુભૂતિપૂર્વક રસ લઈશ."

પછી રાજરત્ન સેવકલાલ દલસુખભાઇ પરીખે શ્રીમંતને આશીર્વાદ આપનારું સ્વરચિત કાવ્ય ગાયું. પ્રમુખે શ્રીમંત મહારાજા સાહેબને અને બાટના ચીફ સાહેબને હારકલગી કરી, અને માર્કેટના મધ્યભાગમાં ફુવારા આગળ અલ્પાહાર માટે તેમને લઇ ગયા. અંતે કવિ ભાંણુરકરે પ્રસંગોચિત કાવ્ય ગાયું અને શ્રીમંત મહારાજા સાહેબના જય જયકાર સાથે સમારંભ સમાપ્ત થયો.

× × ×

બારમો દિવસ : ગુરુવાર, તા ૪–૫–૩૯

## (૧) મુસ્લીમ સંસ્થાઓનું શ્રીમંતને માનપત્ર

**માનપત્રની યોજના**

અંજુમાન ઇસ્લામે અને મુસ્લીમ કોન્ફરન્સે રાજ્યાભિષેક મુખ્ય સમિતિને વિનંતી કરી હતી કે અમારે શ્રીમંત મહારાજા સાહેબને રાજ્યારોહણ નિમિત્તે માનપત્ર અર્પણ કરવું છે, તો તેને માટે દિવસ નક્કી કરી આપો. તદનુસાર તા. ૪–૫–૩૯ ને દિવસે સવારના નવ વાગે નઝરબાગ રાજમહેલમાં માનપત્ર અર્પણનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ સમારંભમાં ભાગ લેવા રાજ્યના મુખ્ય મુસલમાન નેતાઓ અને અંગ્રેજી રાજ્યમાંથી મુસ્લીમ કોમના કેટલાક પ્રતિનિધિઓ આવ્યા હતા. ને. ના. દીવાન સાહેબ મંત્રીમંડળના ના. સભાસદો, મુખ્ય અધિકારીઓ, વડોદરાના મુખ્ય નાગરિકો અને કેટલીક સન્નારીઓ હાજર હતા

**શ્રીમંતની પધરામણી**

શ્રીમંત મહારાજા સાહેબ વખતસર પધાર્યા અને અંજુમાન ઇસ્લામ અને મુસ્લીમ કોન્ફરન્સના નેતાઓએ તેઓશ્રીનું સ્વાગત કર્યું અને શમીઆનામાં ગાદી–ખુરશી ઉપર બેસાડયા. મૌલવી

અબીદ હુસેને ઉર્દુમાં કાવ્ય ગાયું; હકીમ વારસઅલ્લી અને મુલ્લા સાહેબે શ્રીમંતને આશીર્વાદ આપ્યા, અને નાંદોદના મિ. સતારશાહ નીઝામીએ મધુર કાવ્ય ગાયું અને શ્રીમંતને અભિનન્દન આપ્યાં.

**અંજુમાન તરફથી માનપત્ર**

પછી અંજુમાન તરફથી મિ. ફજલઅલ્લી જમાદારે માનપત્ર વાંચ્યું. તેમાં તેમણે જણાવ્યું કે રાજ્યશાસન કલામાં નિષ્ણાત એવા કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજની સલાહ અને દેખરેખ નીચે શ્રીમંત મહારાજા સાહેબ નાનપણમાં ઉછર્યા છે, ઉદાર કેળવણી મેળવી છે, રાજ્યશાસનની તાલીમ અને અનુભવ પ્રાપ્ત કર્યાં છે, રમતગમતોમાં અપૂર્વ સિદ્ધિ મેળવી છે, અને આ પ્રકારે રાજ્યની નૌકા સહી-સલામતીથી ચલાવવાની યોગ્યતા ધરાવે છે. જુદા જુદા વિભાગોમાં રહેલા ધાર્મિક મતભેદો દૂર કરવા અંજુમાને બધો પ્રયત્ન કરેલો છે, અને વકફ મિલ્કતનું રક્ષણ કરવાના પ્રયત્નમાં તેણે શ્રીમંત સરકારની મદદ માગી હતી. રાજ્યકારભારમાં પ્રજાને જોડવાની શ્રીમંત સરકારની યોજનામાં મુસ્લીમ કોમ – જેનો મોટો ભાગ ગરીબ છે – તેને યોગ્ય લાભ આપવામાં આવશે એવો વિશ્વાસ અમે રાખીએ છીએ. અંતમાં રાજકુટુંબ દીર્ઘ અને સુખી જીવન ભોગવે એવી અમારી અભિલાષા છે.

**માનપત્રઅર્પણ**

પછી શહેર કાઝીએ કાસ્કેટમાં તે માનપત્ર અને સોનાની જરીનો હાર શ્રીમંતને અર્પણ કર્યાં સરદાર નવાબ સાહેબે અને સાહેબઝાદા શમશદ અહમદખાને શ્રીમંતને હાર પહેરાવ્યો અને પાનસોપારી આપી.

**મુસ્લીમ કોન્ફરન્સનું માનપત્ર**

પછી મિ. મુસલમાન પઠાણે મુસ્લીમ કોન્ફરન્સ તરફથી માનપત્ર વાંચ્યું. તેમાં તેમણે પ્રથમ ઉદાર દાન અને ખેડુતોને આપેલી રાહત માટે શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માન્યો અને શ્રીમંતને ખાત્રી આપી કે મુસ્લીમ કોન્ફરન્સ શ્રીમંતને વફાદાર છે. કેટલીક બાબતોમાં પછાત રહેલી મુસ્લીમ કોમને શ્રીમંત સરકાર મદદ કરશે, અને રાજ્યની નોકરીમાં, સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓમાં અને ધારાસભામાં યોગ્ય પ્રતિનિધિત્વ આપશે એવી આશા વ્યક્ત કરી શ્રીમંત મહારાજા સાહેબને દીર્ઘ, સુખી અને સમૃદ્ધ જીવન ઇચ્છયું હતું. પછી મિ. પઠાણે શ્રીમંતને કાસ્કેટમાં માનપત્ર અર્પણ કરી હારકલગી કર્યાં. ( માનપત્રો માટે જુઓ પરિશિષ્ટ )

**શ્રીમંતનો ઉત્તર**

બન્ને માનપત્રોનો ઉત્તર આપતાં શ્રીમંત મહારાજા સાહેબે નીચે પ્રમાણે ભાષણ કર્યું:—

" સદ્ગૃહસ્થો,

આપે માનપત્ર આપીને મારું ગૌરવ કર્યા બદલ હું આપનો ઘણો આભારી છું.

મારા બધા પ્રજાજનો–પછી તે હિન્દુ હોય કે મુસલમાન હોય, પારસી હોય કે ખ્રિસ્તી હોય–મને એક સરખા જ વહાલા છે. આત્મીયતા અને સમદૃષ્ટિ રાખી આ બધાનું કલ્યાણ સાધવાનો મારો નિર્ધાર છે. આ કાર્ય સાધવામાં કંઇ પણ પ્રકારના ભેદભાવને અવસર રહેશે નહિ તેની આપ ખાત્રી રાખશો.

વડોદરા રાજ્યમાં ૭ કે ૮ ટકા મુસલમાન પ્રજાજનોની

વસ્તી છે. તેની ઉન્નતિપ્રીત્યર્થ સરકારે આજ સુધી અનેક ઉપાયો યોજેલા છે. આજ ઉદાર ધોરણું અમલ પણ ચાલું રહેશે.

હિન્દુસ્થાનમાં અનેક ધર્મ અને જ્ઞાતિ હોવાથી આપણી પ્રગતિ ત્વરિત ન થતાં ઉલટી કુંઠિત થાય છે એ ખેદની વાત છે. આપણામાંથી ધાર્મિક અને જાતીય સંકુચિત ભાવનાઓને લીધે આપણે બધાં એકજ દેશ અને રાષ્ટ્રના વતની છીએ એ કલ્પનાને પ્રાધાન્ય મળતું નથી, અને તેનો ફેલાવો થતો નથી. તેથી સૌએ વ્યાપક દૃષ્ટિ રાખી આપસઆપસમાં બંધુભાવ ઉત્પન્ન થાય એવા પ્રયત્ન કરવા જોઈએ.

આપે આપેલા માનપત્ર બદલ હું આપનો ફરીથી આભાર માનું છું!"

પછી ઉપવન સંમેલનનો કાર્યક્રમ હતો. તેમાં બધાએ આનંદથી ભાગ લીધો અને સમારંભ સમાપ્ત થયો.

## (૨) વૃક્ષારોપણું વિધિ

**'બકુલ' વૃક્ષનું આરોપણ.**

મહત્વના પ્રસંગોએ વૃક્ષો રોપવાનો રીવાજ અનાદિ કાળથી ચાલ્યો છે. આ પદ્ધતિને અનુસરીને શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેક પ્રસંગે શ્રીમંતને હાથે જ વૃક્ષારોપણ કરાવવું એમ નક્કી કરવામાં આવ્યું. કમિટિ બાગમાં બેન્ડ સ્ટેન્ડથી દક્ષિણે વૃક્ષ રોપવાની જગ્યા પસંદ કરવામાં આવી. વૃક્ષોમાં બકુલવૃક્ષ હમેશાં સુંદર પત્રો અને સુગંધિ પુષ્પોવાળું અને દીર્ઘાયુ છે, તેથી તેને જ રોપવું એવો નિર્ણય થયો. વૃક્ષારોપણું વિધિનો સમારંભ તા. ૪-૫-૨૯ ને દિવસે સાંજના ૫-૪૫ વાગે રાખવામાં આવ્યો. બેન્ડસ્ટેન્ડની સામે શમીઆનો ઉભો

કરવામાં આવ્યો હતો, અને તેને ધ્વજાપતાકા, પર્ણ અને શ્રીમંત મહારાજા સાહેબના તાજ અને મુદ્રાલેખવાળી ઢાલોથી સુશોભિત કર્યો હતો, અને શમીઆના સુધીનો રસ્તો બન્ને બાજુએ વિવિધ પ્રકારે આકર્ષક બનાવ્યો હતો. આ પ્રસંગે લગભગ ૧૫૦ નિમંત્રિત મહેમાનો હતા.

**શ્રીમંતની પધરામણી અને વૃક્ષારોપણ વિધિ**

શ્રીમંત મહારાજા સાહેબ વખતસર પધાર્યા. પ્રાથમિક શાળાઓની કન્યાઓએ પ્રાર્થના અને સ્વાગત-ગીત ગાયું, અને બાગખાતાના નિવૃત્ત મુખ્ય કારકુન મિ. મુનશીએ પ્રસંગોચિત કાવ્યો ગાયાં. પછીથી ચિફ એન્જિનિઅર રા. અડાળજાએ શ્રીમંત મહારાજા સાહેબને ' બકુલ ' વૃક્ષ રોપવાના વિનંતી કરી. શ્રીમંતે વિનંતીને માન આપીને ' બકુલ ' વૃક્ષને રોપ્યું, ચાંદીના લેલાથી તેમાં ખાતર નાખ્યું અને ચાંદીની ઝારીથી પાણી રેડયું. શ્રીમંતને હારકલગી અને પાનસોપારી આપ્યા પછી સમારંભ સાંજના ૬–૧૦ વાગે સમાપ્ત થયો.

## ( ૩ ) એલેમ્બિક કેમિકલ વર્કસ કં. લિ. તરફથી શ્રીમંતને માનપત્ર

**શ્રીમંતના જન્મ-વર્ષમાં –૧૯૦૮માં– એલેમ્બિકની સ્થાપના : માનપત્ર સમારંભ**

જે વર્ષમાં ( ઇ. સ. ૧૯૦૮ ) શ્રીમંત મહારાજા સાહેબનો જન્મ થયો હતો તે જ વર્ષમાં એલેમ્બિક કેમિકલ વર્કસ કં. લિમિટેડની સ્થાપના થઇ હતી. દૈવયોગે આ પણ એક સુખી અકસ્માત્ હતો. વિશ્વમાં વિખ્યાત થએલા રસાયનશાસ્ત્રી સ્વ. પ્રો. ગજ્જરે પોતાની અસાધારણ મેધાના પ્રતાપે એલેમ્બિકનું

સાહસ શરૂ કર્યું હતું, અને કે. શ્રીમંત સયાજીરાવ મહારાજની પ્રેમાળ કાળજીથી તેનો વિકાસ અને સમૃદ્ધિ થયાં છે. તેથી શ્રીમંત મહારાજ સાહેબના રાજ્યાભિષેકના મંગલ પ્રસંગે એલેમ્બિકના વ્યવસ્થાપકોએ એલેમ્બિકમાં પધારવાની અને કંપનીની આભાર-ભાવના વ્યક્ત કરનારૂં માનપત્ર સ્વીકારવાની શ્રીમંત સ્વાભાવિક રીતે વિનંતી કરી. શ્રીમંતે સહર્ષ તે વિનંતીનો સ્વીકાર કર્યો; અને ગુરુવાર તા. ૪-૫-૩૯ને દિવસે સાંઝના ૬ વાગે એલેમ્બિકના કમ્પાઉન્ડમાં તે સમારંભ કરવાનું નક્કી કરવામાં આવ્યું.

**સમારંભની સુંદર વ્યવસ્થા**

કંપનીનું આખું મકાન અને બધું કમ્પાઉન્ડ ધ્વજપતાકાથી અને તોરણોથી શણગારવામાં આવેલું હતું, અને જમીન ઉપર વીજળીના અને કોપ-રેનના દીવાઓની અનુપમ શોભા કરવામાં આવી હતી. મકાનના પ્રવેશદ્વાર આગળ એક સુંદર કમાન ઉભી કરવામાં આવી હતી, અને તેના ઉપર શ્રીમંત મહારાજા સાહેબ અને શ્રીમંત મહારાણી સાહેબના રંગીન ફોટાઓ ગોઠવવામાં આવ્યા હતા. ફોટાઓ ઉપર વીજળીના નાના દીવાઓ મૂકવામાં આવેલા હોવાથી દૃશ્ય અતિ રમણીય થયું હતું. બે શમીઆનાઓ ઉભા કરવામાં આવ્યા હતા. એક શ્રીમંત મહારાજ સાહેબને માટે અને બીજો શ્રીમંત મહારાણી સાહેબને માટે. શ્રીમંત મહારાજા સાહેબને માટે પહેલા શમીઆનામાં વ્યાસપીઠ ઉપર એક ગાદી-ખુરશી મૂકવામાં આવેલી હતી. સમારંભમાં ના. રેસિડેન્ટ કર્નલ ગિલન અને મિસિસ ગિલન, સર અને લેડી કૃષ્ણ-માચાર્ય, મંત્રીમંડળના ના. સભાસદો, કેટલાક અધિકારીઓ અને તેમની પત્નીઓ, વડોદરાના વ્હેપારીઓ, કંપનીના જૂના અને

ચાલુ ડાયરેક્ટરો અને શહેરની કેટલીક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો હાજર હતા.

સાંઝના ૬-૨૫ વાગે શ્રીમંત રાજદંપતી શ્રીમંત યુવરાજ ફત્તેહસિંહરાવને સાથે લઈને એલેમ્બિકમાં પધાર્યા, અને રાજમિત્ર ભાઈલાલભાઈ અમીને અને અ. સૌ. ચંચળબેન અમીને તેઓશ્રીનું ભાવપૂર્ણ સ્વાગત કર્યું.

**શ્રીમંત રાજદંપતી અને યુવરાજની પધરામણી**

આરંભમાં ગુજરાતી કન્યાઓએ સ્વાગત ગીત ગાયા બાદ એલેમ્બિક કંપનીના મેનેજિંગ ડાયરેક્ટર શ્રીયુત ભાઈલાલભાઈ દાજીભાઈ અમીને કંપનીના બધા ડાયરેક્ટરો અને જુદાં જુદાં ખાતાના અધિકારીઓનો શ્રીમંતને એક પછી એક પરિચય કરાવ્યો. પરિચય વિધિ થયા પછી શ્રીયુત ભાઈલાલભાઈ અમીને કંપનીના ડાયરેક્ટરો, અધિકારીઓ અને કામગારોના વતી માનપત્ર વાંચ્યું અને ચાંદીની કાસ્કેટમાં મૂકીને તે શ્રીમંતને અર્પણ કર્યું, અને તેઓશ્રીને હારકલગી કરી. ( માનપત્ર માટે જુવો પરિશિષ્ટ )

**પરિચયવિધિ અને માનપત્રઅર્પણ**

પછી શ્રીયુત અમીને એક ટૂંકું ભાષણ કર્યું. તેમાં તેમણે એલેમ્બિક કંપનીનાં ઉત્પત્તિ અને વિકાસ, દર્શાવી વડોદરા સરકારના આશ્રય અને સહાનુભૂતિપૂર્ણ નીતિથી કંપનીએ કેવી રીતે પ્રગતિ કરી એ જણાવ્યું, અને આશા વ્યક્ત કરી કે શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવ, જેમના ઔદ્યોગિક વિકાસ વિષેના વિચારો ઘણા આગળ પડતા છે, તેમની

**શ્રીયુત અમીનનું ભાષણ**

દોરવણી અને મદદથી હજુ સુધી નહિં વિચારાએલી એવી ઉચ્ચ ભૂમિકાએ કંપની પહોંચશે. આગળ ચાલતાં શ્રીયુત અમીને ઉદ્યોગોના ઉત્તેજન માટે કેટલીક કીમતી-સૂચનાઓ કરી અને જણાવ્યું કે ઉદ્યોગો રાજ્યના લોકોને કામગીરી આપે છે. અને વધારે વિકાસ થતાં રાજ્યની ખેતીવાડીની પેદાશનો એક નવો માર્ગ ઉભો કરે છે. અંતમાં તેમણે કહ્યું કે ડેરી અને ચામડાં કેળવવાના ઉદ્યોગમાં ઘણો વિકાસ-થઇ શકે એમ છે.

**શ્રીમંતને પુસ્તકની ભેટ**

ભાષણ પૂરું કર્યા પછી શ્રીયુત અમીને 'એલેમ્બિક કંપનીનો ઇતિહાસ' એ નામનું પુસ્તક જે કે. શ્રીમંત મહારાજા સયાજીરાવ ત્રીજાને અર્પણ કરેલું હતું તે ચાંદીની કાસ્કેટમાં મૂકીને શ્રીમંત મહારાજા સાહેબને ભેટ તરીકે આપ્યું.

**શ્રીમંતનો ઉત્તર**

શ્રીમંત મહારાજા સાહેબે માનપત્ર અને શ્રીયુત અમીનના ભાષણનો ઉત્તર આપતાં નીચે પ્રમાણે ભાષણ કર્યું:—

" એલેમ્બિક કેમિકલ વર્કસ કં. લિમિટેડના ડાયરેક્ટરો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આપે મને જે માનપત્ર આપ્યું તેને માટે હું આપનો આભાર માનું છું; આ પ્રસંગે આપ મારા વિખ્યાત પિતામહનું અને રાજ્યમાં ઔદ્યોગિક પ્રગતિને માટે તેઓશ્રીએ કરેલા કામનું સ્મરણ કરો છો એ સર્વથા યોગ્ય છે. કે. શ્રીમંત મહારાજા સાહેબ એક દ્રષ્ટા હતા અને પોતાની પ્રજાની સમૃદ્ધિ વધારી શકે એવાં કાર્યોને પોષણ આપવા સદા તત્પર રહેતા હતા. તેઓશ્રીએ શરૂ કરેલી ઉદાર વૃત્તિ અને હિતને મારી સંસ્કારોથી દોરવણી આપની-

રહેશે; અને રાજ્યમાં ખેતી અને ઉદ્યોગોનો વિકાસ કરવા માટે ઉપાયો યોજવા એ મારો ધર્મ રહેશે.

આપની કંપનીએ છેલ્લાં એકત્રીસ વર્ષોમાં, મુશ્કેલીઓ હોવા છતાં ઘણી સારી સફળતા મેળવી છે. આ સફળતા મારી દૃષ્ટિએ બે કારણોથી થઈ છે: એક તો એ કે ઉત્તમ કોટિના નિષ્ણાત પુરુષોને યોજવાની જરૂર આપે હંમેશાં જાણી છે, અને બીજું એ કે આપની બનાવટો નિશ્ચિત ધોરણ પ્રમાણે બનેલી છે એવી ખાત્રી આપવાનું આપ આવશ્યક માનો છો. આપની પાસે આપની પ્રવૃત્તિઓનો વિકાસ કરવાની યોજનાઓ છે તેથી મને આનન્દ થાય છે; અને મારી અને મારી સરકારની સહાનુભૂતિની હું આપને ખાત્રી આપું છું.

કૈ. શ્રીમંત મહારાજા સાહેબને અર્પણ કરેલું એલેમ્બિક કેમિકલ વર્ક્સ કં. લિ. ની ઉત્પત્તિ અને વિકાસનો ઇતિહાસ એ નામનું પુસ્તક જે આપે કૃપા કરીને મને ભેટ આપ્યું છે તે હું આનન્દથી સ્વીકારૂં છું."

**આભાર પ્રદર્શન ઉપવન સમેલન**

શ્રીમંત મહારાજા સાહેબનું ભાષણ પૂર્ણ થયા પછી તેઓશ્રીને મહારાણી સાહેબને, શ્રીમંત યુવરાજને, ના. રેસિડેન્ટને અને ને. ના. દીવાન સાહેબને હારકલગી અને પાનસોપારી આપવામાં આવી હતી. બીજા નિમંત્રિત ગૃહસ્થોને કલગી આપી હતી. પછી કંપનીના કાયદાના સલાહકાર રા. મણિભાઇ વસનજી દેસાઇએ શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માન્યો હતો, અને જણાવ્યું હતું કે શ્રીમંત મહારાજા સાહેબ અને ને. ના. દીવાન સાહેબે કંપનીને વખતો વખત જે

શ્રીમતી મદદ આપી છે તેને માટે કંપની તેઓશ્રીની અતિ ઋણી છે. પછી ઉપવન સંમેલનનો સુંદર કાર્યક્રમ શરૂ થયો, અને સર્વેએ તેમાં આનન્દથી ભાગ લીધો. અંતે શ્રીમંત મહારાજા સાહેબે શ્રીયુત અમીન અને સૌ. અમીનનો અને અન્ય વ્યવસ્થાપકોનો ઉત્તમ વ્યવસ્થા માટે આભાર માન્યો, અને કંપનીની આબાદીમાં મારાં પૂર્ણ સહાનુભૂતિ અને રસ છે એવી ખાત્રી આપી હતી.

## (૪) લશ્કરી અમલદારો સાથે ભોજન

શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેકનિમિત્તે લશ્કરી ખાતાના અમલદારોએ શ્રીમંતને રાત્રીના ૮ વાગે ગેસ્ટ હાઉસમાં ભોજન આપ્યું હતુ.

**ગેસ્ટ હાઉસમાં ભોજન**

શ્રીમંત મહારાજા સાહેબનુ આરોગ્યપાન કરાવતાં કર્નલ ભાઉસાહેબ વિઠ્ઠલરાવ ગાયકવાડે નીચે પ્રમાણે ભાષણ કર્યું:—

**શ્રીમંતનું આરોગ્ય-પાન**

" શ્રીમંત મહારાજા સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

વડોદરાના સૈનિકરાજા – શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવ ગાયકવાડનું આરોગ્યપાન કરવાની ક્રિયામાં અને સહકાર આપવા સદ્‌ગૃહસ્થો, આપને નિમંત્રણ આપવાનું એક વફાદાર અને કર્તવ્યપરાયણ સૈનિક તરીકે મારું સરસ કર્તવ્ય અને શ્રેષ્ઠ અધિકાર છે.

જે પ્રસંગ આપણે ઉજવીએ છીએ તે વડોદરાના ઇતિહાસમાં ખરેખર અપૂર્વ છે. રાજ્યાભિષેકની શોભા અને ભપકો હિન્દુસ્થાનના

શ્રીમંત મહારાજા સાહેબને એક સામટા કેટલાક કલાકો સુધી સૈનિકનું શ્રમાત્મક જીવન ગાળતાં જુવે છે ત્યારે તેનું હૃદય તેઓશ્રીની પાસે દોડી જાય છે. છાવની એ એમનું ઘર છે. દૈનિક તાલીમ અને જીવનના બધા પ્રસંગોને પહોંચી વળવાની યોગ્યતા જેમનો બરોબર ઉપયોગ કરવામાં ન આવે તો તે હમ્મેશને માટે જતાં રહે છે, એમનું મહત્ત્વ તેઓશ્રી જાણે છે. સદ્‌ગૃહસ્થો, આ જ લશ્કરનું કાર્ય છે, ખરી વખતે બરોબર તૈયાર થઇ જવાનું. આ જ છેવડો-દરાના ગાયકવાડ રાજાઓના જીવનના સુવર્ણસૂત્રનું રહસ્ય : છાવની-ઘર છાવની તખ્ત. બીજી દૃષ્ટિએ આ સૂત્રનું રહસ્ય આ પ્રમાણે છે : તૈયાર થાવ અને ગાદી તમારી જ છે. તમે જો તૈયાર હો તો તમે વિજયી છો. તમારી તૈયારી પરિસ્થિતિને સફળતાથી પહોંચી વળશે, અને આપણા વહાલા યુવાન શ્રીમંત મહારાજા સાહેબ પોતાના શાસનના આરંભકાળે આ વાત ભૂલતા નથી.

ગાયકવાડનું લશ્કર ત્રણ ભૂમિકાઓમાંથી પસાર થઇને પૂર્ણ વિકાસ પામ્યું છે. જુના સ્વરૂપમાં તે પોતાના પહેરવેશમાં અનિયમિત હતું; પછી તે બીજી ભૂમિકામાં દાખલ થયું અને તેણે યુરોપીય પદ્ધતિએ તાલીમ લેવા માંડી; અને હમણાં છેલ્લામાં છેલ્લા શોધી કાઢેલાં સાધનો પ્રાપ્ત કરીને અર્વાચીન પદ્ધતિએ તેણે વિકાસ સાધવા માંડયો છે. પોતાના લશ્કરને સારી તાલીમવાળું અને શીસ્તવાળું જોવાને માટે જે તત્પર છે એવા સૈનિક રાજા-પોતાના સ્વામીના-ના હાથમાં પોતાનું ભવિષ્ય સુરક્ષિત છે એવા પ્રકારના વિશાળ હૃદયવાળું અને આશાભરેલું વડોદરાનું લશ્કર છે. તેઓશ્રી અને તેઓશ્રીના કુટુંબ પ્રતિ લશ્કર પોતાની ઊંડી અને હૃદયની વફાદારી વ્યક્ત કરે છે.

સદ્‌ગૃહસ્થો, હવે આપણા યુવાન શ્રીમંત મહારાજા સાહેબનું

આરોગ્યપાન કરવાને આપને હું વિનંતી કરું છું. હું પરમાત્માને પ્રાર્થના કરું છું, કે શ્રીમંત મહારાજા સાહેબ અનેક અનેક વર્ષો સુધી રાજ્ય કરે અને પોતાની પ્રજાને નિર્ભય સ્થાને લઇ જાય."

પછી શ્રીમંત મહારાજા સાહેબે ઉત્તર આપતાં નીચે પ્રમાણે **શ્રીમંતનો ઉત્તર** ભાષણ કર્યું હતુઃ—

" સદ્‌ગૃહસ્થો,

આજ રાત્રીએ આ ભોજનસમારંભમાં મને નિમંત્રણ આપીને આપે ઘણું માયાળુપણું દર્શાવ્યું છે. આ રાજ્યમાં લશ્કર અતિ મહત્ત્વનું સ્થાન ભોગવતું આવ્યું છે, અને મને સંતોષ એ થાય છે કે સંયોગો બદલાય છતાં પણ તેણે પોતાનું ગૌરવ સાચવી રાખ્યું છે. મારા જીવનના આ સ્મરણીય પ્રસંગના મહોત્સવમાં અનેકવિધ કાર્યક્રમે આપની શક્તિ ઉપર અપૂર્વ ભાર મૂકયો છે; અને આપે બધા પ્રસંગને અનુસરીને વર્ત્યા છો એટલું જ નહિ પણ મારા પ્રતિષ્ઠિત મહેમાનોને લશ્કરી ખેલોનો સર્વોત્તમ પ્રયોગ બતાવવાનો સમય પણ કાઢી શકયા છો. જ્યારે મારા મહેમાનોએ મને ખાત્રી આપી કે ખેલોથી ઘણો આનંદ મળ્યો છે ત્યારે મને ઘણો ગર્વ થયો હતો. કવાયતમાં અને પહેલાંના એવા કાર્યક્રમોમાં આપની સાથે શ્રમ વહ્યો છે તે સુખી દિવસો મને યાદ છે.

કવાયતનો કાર્યક્રમ યોજવામાં અને તેને સફળતાથી પાર પાડવામાં જે ઉત્સાહ અને કાર્યશક્તિ દર્શાવ્યાં છે તેને માટે હું લેફ. મોહીતેને આ પ્રસંગે અભિનન્દન આપું છું. હું આશા રાખું છું કે બીજા અધિકારીઓ એમનું અનુકરણ કરશે.

આ પ્રસંગે લશ્કરે જે બધું કર્યું છે તેને માટે હું અન્તઃ-

રાજ્યાભિષેક મહોત્સવ-૧૯૩૯

કરણપૂર્વક આભાર માનું છું. આપે વફાદારીની જે ભાવના વ્યક્ત કરી છે અને જે મમતાથી મારું આરોગ્યપાન કર્યું છે તેને માટે આપ સર્વનો હું આભારી છું."

× × ×

## તેરમો દિવસ શુક્રવાર, તા. ૫-૫-૩૯

## (૧) શેઠ રતનલાલ હરિભક્તિને ત્યાં ભોજન

રાજમિત્ર નગરશેઠ રતનલાલ મગનભાઇ હરિભક્તિએ શ્રીમંત મહારાજા સાહેબને રાજ્યાભિષેક નિમિત્તે ઘડીઆળીપોળમાં આવેલી પોતાની હવેલીમાં બપોરના ૧૨ વાગે ભોજન આપ્યું હતું. ભોજન સમારંભ પૂર્ણ થયા પછી શેઠે પોતાના કુટુંબનો અને પોતાના પૂર્વજોએ વડોદરા રાજ્યના કરેલી સેવાઓનો ઇતિહાસ વાંચી સંભળાવ્યો અને શ્રીમંત મહારાજા સાહેબને પોશાક અર્પણ કર્યો.

## (૨) સયાજી મરાઠા વસતિગૃહમાં ઉપવનસંમેલન

શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેકના માનમાં મરાઠા સમાજે શ્રીસયાજી મરાઠા વસતિગૃહમાં સાંજના ૫-૩૦ વાગે ઉપવનસંમેલન યોજ્યું હતું. આ સમારંભમાં લગભગ ૨૫૦ નિમંત્રિત મહેમાનો હતા. શ્રીમંતની સ્વારી પધારતાં સમાજના પ્રમુખ જનરલ નાનાસાહેબ શીન્દેએ અને રાજપ્રિય રામચંદ્રરાવ શામરાવ માનેપાટીલે શ્રીમંતનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. સમારંભ પૂર્ણ થવા આવ્યો એટલે જનરલ નાનાસાહેબ શીન્દેએ અને રાજપ્રિય માનેપાટીલે શ્રીમંત મહારાજા

મરાઠા વસતિગૃહમાં ઉપવનસંમેલન

સાહેબનો, મરાઠા સમાજમાં ઘણો રસ લેવા બદલ, આભાર માનતા પ્રસંગોચિત ભાષણો કર્યાં હતાં, અને રાજ્યારોહણનિમિત્તે શ્રીમંતને અભિનન્દન આપીને તેઓશ્રીને દીર્ઘ અને સમૃદ્ધ શાસન ઇચ્છયું હતું.

## (૩) સયાજીવિહાર કલબમાં ભોજન

**સયાજી વિહાર કલબમાં ભોજન**

શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેક નિમિત્તે સયાજી વિહાર કલબે શ્રીમંત મહારાજા સાહેબને રાત્રીના ૮ વાગે કલબમાં ભોજન આપ્યું હતું. કલબને તોરણો અને વીજળીની રોશનીથી સુશોભિત કરવામાં આવી હતી. ટેનિસ કોર્ટ ઉપર ભોજનસમારંભ ગોઠવવામાં આવ્યો હતો. ટેબલોને એવી રીતે ગોઠવવામાં આવ્યા હતાં કે વચમાં ઊંચી ભૂમિકા ઉપર આવેલા ટેબલને-જેના મધ્યભાગમાં શ્રીમંત મહારાજા સાહેબ બેઠા હતા તેને-સર્વ સારી રીતે જોઇ શકે. ભોજન હિન્દી પદ્ધતિએ તાટનું રાખવામાં આવ્યુ હતું.

**દીવાન સાહેબે માનેલો શ્રીમંતનો આભાર**

ભોજન પછી બધા પરોણાઓ ટેનિસ કોર્ટ પાસેના ચોકમાં ગયા, અને ત્યાં તેમને પાનસોપારી આપવામા આવી. પછી કલબના પ્રમુખ તરીકે ને. ના. દીવાન સાહેબ ઉભા થયા અને રાજ્યાભિષેકના મંગલ પ્રસંગે શ્રીમંત મહારાજા સાહેબને કલબ તરફથી હૃદયનાં અભિનન્દન આપ્યાં. તેમણે કહ્યું કે શ્રીમંત મહારાજા સાહેબ કલબના સભ્ય હતા, અને કલબ સાથેનો તેઓશ્રીનો ગાઢ સંબંધ વિચારતાં રાજ્યાભિષેક મહોત્સવના અંતિમ કાર્યક્રમમાં કલબના

નવસારીપ્રાંતનાં ગામોમાં દર વર્ષે હરીફાઈ કરવા માટે બે શીલ્ડ,

**શ્રીયુત દીનશા-દાજીમી ભેટ**

અનુક્રમે રૂા. ૧૦૦૦ અને રૂા. ૫૦૦૦ કિંમતનાં ભેટ આપ્યાં, અને તેમને (૧) મહારાજા પ્રતાપસિંહ ગ્રામોદ્ધાર શીલ્ડ, અને (૨) રતનજી દાજી ગ્રામોદ્ધાર શીલ્ડ એ પ્રમાણે નામ આપવામાં આવ્યાં. મુંબઈમાં જયમહાલ રાજમંડળમાં કામ કરતા માણસોએ પણ રાજ્યાભિષેક મહોત્સવ ઉજવ્યો હતો, અને 'કૈલાસપતિ' વૃક્ષનું આરોપણ કરીને લગભગ ૨૦૦ માણસોને ઉપવનસંમેલનમાં નિમંત્ર્યા હતા. આ પ્રમાણે આખા રાજ્યમાં શ્રીમંત મહારાજા સાહેબની વફાદાર પ્રજાએ રાજ્યાભિષેક મહોત્સવ ઉત્તમ રીતે ઉજવીને પોતાની રાજનિષ્ઠા વ્યક્ત કરી હતી.

× × ×

## બાદશાહી સખાવતો

શ્રીમંત મહારાજા સાહેબે પોતાના રાજ્યાભિષેકના મંગલ પ્રસંગે નીચે જણાવેલી બાદશાહી સખાવતો જાહેર કરી હતીઃ—

(૧) પ્રજાને બક્ષીસ :—

**પ્રજાને રાહત**

( अ ) શ્રીમંતે પોતાની ખાનગી રકમમાંથી એક કરોડ રૂપીઆની રકમ જૂદી કાઢી, અને પોતાની વ્હાલી પ્રજાના કલ્યાણને માટે તેને નિધિનું સ્વરૂપ આપ્યું.

( आ ) બધા ખેડુતોને બહુ ઉદારતાથી શ્રીમંતે રાહત આપી

(૬) ૧૯૬૯ના એપ્રિલની આખર તારીખ સુધામાં એકઠી થએલી દરકુંચાંત શિક્ષણનાં દંડની રકમ શ્રીમંતે માફ કરી.

(૨) સરદાર, આસામદાર, વતનદાર, સગાંઓ વગેરેને રાહતઃ—

**સરદારો વગેરેને રાહત**

**વતનદારો**

(અ) વતનનિયમ પ્રમાણે, જેમને રૂા. ૫૦૦ થી વધારેનું વતન મળતું હતું તેમને નોકરીના બદલામાં દસ આની કપાત આપવી પડતી હતી. અને જેમને રૂા. ૫૦૦ થી ઓછું વતન મળતું હતું તેમને પૂરેપૂરી સોળ આની કપાત આપવી પડતી હતી. શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઈને હુકમ કર્યો કે દરેક વતનદારે નોકરીના બદલામાં ફક્ત આઠ આની જ કાપી આપવી, અને બાકીની આઠ આની સ્વતંત્ર રીતે ભોગવવી વળી જો વતનદાર રાજ્યની નોકરી કરે તો તેને યોગ્યતા પ્રમાણે પગાર આપવો. આ હુઝુર હુકમથી વતનદારોને દર વર્ષે રૂા. ૨૯૮૦ જેટલો લાભ થયો.

**બારખલી આસામદારો**

(આ) બારખલી આસામદારને નોકરી કરવાની ફરજ ન હતી, એટલે ફેરફારી વખતે નોકરીના બદલામાં પૂરેપૂરા સોળ આના પ્રમાણે આસામી પાછી લઈ લેવામા આવતી હતી. આ પ્રકારે નિમણુક રધ થતાં આસામદારના કુટુંબની પરિસ્થિતિ ઘણી ખરાબ થતી હતી. તેથી શ્રીમતે હુકમ કર્યો કે ફેરફારી વખતે નિમણુકના ફક્ત આઠ આના જ નોકરીના બદલામાં કાપવા અને બાકીના આઠ આના સ્વતંત્ર આસામી

તરીકે નિમણુકદારને આપવા. જો કોઈ નિમણુકદાર રાજ્યની નોકરી કરે તો તેને યોગ્યતા પ્રમાણે પગાર આપવો.

શ્રીમંત રા. રા. માધવરાવ નારાયણ મુનશી અને રા. રા. સિદ્ધેશ્વર રામેન અક્કલકરની આસામીમાંથી નોકરીના બદલામાં આઠ આનાથી વધારે કપાત થતી હતી. પણ શ્રીમંતના હુકમથી નોકરીના બદલાની કપાત ફક્ત આઠ આના કરવામાં આવી, અને તેને પરિણામે આ બે આસામદારોની આસામીમાં રૂ. ૮૦૪–૬–૦ નો વધારો થયો.

(૬) ગાયકવાડ કુટુંબના માણસોની બાબતમાં નોકરીની કપાત ચારથી આઠ આના સુધી કરવામાં આવતી હતી, અને તેની ગણત્રી કુલ નિમણુક–જેમાં અંગત નિમણુક, લવાજમ અથવા સરદાર ઈતમામનો સમાવેશ કરવામાં આવતો હતો તેના–ઉપર કરવામાં આવતી હતી. શ્રીમંતે હુકમ કર્યો કે નોકરીને માટે અંગત નિમણુકમાંથી ફક્ત ચાર આના કાપવા, અને લવાજમ વગેરે બાબતો જેમ છે તેમ ચાલુ રાખવી. શ્રીમંતની ઉદાર આજ્ઞાથી નીચે જણાવેલી ગાયકવાડ મંડળીને એમની આસામીમાં સારો વધારો મળ્યો:—

**ગાયકવાડ કુટુંબના માણસો.**

| | | | | | આસામીમાં ચોખ્ખો વધારો. |
|---|---|---|---|---|---|
| (૧) | શ્રીમંત | રા. રા. | એલ. એ. | ગાયકવાડ | રૂ. ૨,૯૩૦–૮–૦ |
| (૨) | ,, | ,, | એસ. એસ. | ,, | ૨,૩૩૮–૯–૦ |
| (૩) | ,, | ,, | એસ. વી. | ,, | ૭૪૦–૮–૦ |
| (૪) | ,, | ,, | જી. વી. | ,, | ૧,૫૪૨–૧૪–૦ |
| (૫) | ,, | ,, | કે. જી. | ,, | ૭૪૦–૮–૦ |

| | | | |
|---|---|---|---|
| (૬) | શ્રીમંત રા. રા. [illegible] | ગાયકવાડ | રૂ. ૨,૪૮૨-૨-૦ |
| (૭) | ,, ,, [illegible] | ,, | ૧,૭૬૮-૧૨-૦ |
| (૮) | ,, ,, એન. આર. | ,, | ૭૪૦-૮-૦ |
| | | | રૂ. ૧૧,૨૮૪-૫-૦ |

**ફોજ આસામદારો**

( ઈ ) લશ્કરી આસામદારોને પોતાની નિમણૂકના પૂરેપૂરા બદલામાં નોકરી કરવાની ફરજ પડતી હતી; અને જે આસામદાર નોકરી કરવાની ના પાડે તો તેની નિમણૂક બંધ કરવામાં આવતી હતી. આ સામાન્ય નિયમ છે; છતાં નિયમ પ્રમાણે ફોજ આસામદારોને એમની નિમણૂકનો ફક્ત અડધો ભાગ આપવામાં આવતો હતો, અને આ અડધા ભાગમાં તેમની યોગ્યતા પ્રમાણેનો પગાર અને અંગત પગારનો સમાવેશ થતો હતો. શ્રીમંતે હુકમ કર્યો કે નોકરીના બદલામાં આઠ આનાની કપાત કરવી, અને બાકીનો ભાગ આસામદારને એને મળતા પગાર ઉપરાંત આપવો.

**અસમર્થ અને સગીર આસામદારો**

( उ ) શ્રીમંતે હુકમ કર્યો કે જે ફોજ આસામદાર અસમર્થ અથવા નાલાયક થાય તો તેને અડધી આસામી આપવી; અને જો આસામદાર સગીર હોય તો તેને તેની અંગત નિમણૂકનો અડધો ભાગ શિષ્યવૃત્તિ તરીકે આપવો.

**તેનાતી સવારો**

( ऊ ) તેનાતી સવારોને કામગીરી માટે ઘોડો રાખવો પડે છે, અને તેમને ઓછામાં ઓછી માસિક પચાસ રૂપીઆની નિમણૂક આપવામાં આવતી હતી. આ સવારોને માટે ઘોડો રાખવાનું મુશ્કેલ હોવાથી શ્રીમંતે તેમની માસિક નિમણૂક વધારીને

ચોવીસો રૂપીઆની કરી આપી. આ પ્રકારના અરાદ સ્વારો છે, અને તેમને શ્રીમંતની ઉદાર આજ્ઞાથી રૂ. ૪,૬૯૨ જેટલો લાભ થયો હતો.

લશ્કરી આસામી બંધ કરવાની ઇયત્તા ઓછી કરી

( ઋ ) જેમને રૂા. ૧૨૫ અથવા ઓછી લશ્કરી આસામી મળતી હતી તેમની આસામી ફેરફાર વખતે બંધ કરવામાં આવતી હતી. શ્રીમંતે આજ્ઞા કરી કે સવાસો રૂપીઆની આ ઇયત્તા ઓછી કરીને પચાસ રૂપીઆની કરવી. આનાથી ઘણાને સારી રાહત મળી.

બીજી રાહતો

( ૠ ) આ સિવાય બીજી અનેક ઉદાર રાહતો શ્રીમંત મહારાજા સાહેબે આપીઃ દા. ત. નિમણુકમાં વધારો, ધીરાણ કરેલી બાકીની રકમો માડી વાળવી, ધીરાણ કરેલી રકમો ઉપરના વ્યાજના દરમાં ઘટાડો, આસામીઓ ફરીથી શરૂ કરવી, નિયમ પ્રમાણે કરવામા આવેલી કેટલીક કપાતો બંધ કરી ફરીથી તે રકમો ચાલુ કરવી, આસામીનો વિચાર કર્યા વિના પગાર આપવો થોડો રાખવાની બાબતમા માફી આપવી વગેરે આ રાહતો નીચે જણાવેલા સદ્‌ગૃહસ્થોને આપવામા આવી હતી :—

## લશ્કરી આસામદારો

(૧) મીર નુરુદીન વલ્દે મીર ગૈનુદ્દીન હુસેનખાન નવાબ સાહેબ
(૨) શ્રીમંત રા. રા. આનન્દરાવ યશવંતરાવ રાજે પાર્ટે
(૩) „ „ ભીમરાવ નરસિંગરાવ „ „
(૪) „ „ રામચન્દ્રરાવ લક્ષ્મણરાવ „ „

(૫) શ્રીમંત રા. રા. અંબાજીરાવ ભવાનરાવે રેળે પાંદે
(૬) „ „ જગદેવરાવ અમૃતરાવ „ „
(૭) „ „ માનસિંગરાવ કમલોજીરાવ જાધવ
(૮) „ „ વ્યંકટરાવ નરસિંગરાવ ઘોરપડે
(૯) મીર ફૈજુદ્દીન વદ્દે મીર મેહમદ જમાલુદ્દીન
(૧૦) શ્રીમંત રા. રા. આપ્પાજીરાવ જ્યોત્યાજીરાવ શીદે કાંકડે
(૧૧) મીર ગુલામ હુસેન મોહીનુદ્દીને
(૧૨) મીર મેહબુબખાન વદ્દે મીર ઇન્તેજમઅલીખાન

## બારખલી આસામદારો

(૧૩) શ્રીમંત રા. રા. સીતારામ સંપતરાવ ગાયકવાડ
(૧૪) „ „ ચન્દ્રસિંહ દાદાસાહેબ „
(૧૫) „ „ માનસિંગરાવ રામચન્દ્રરાવ નાઇક નિમ્બાળકર
(૧૬) રા. રા. જગદેવરાવ નારાયણરાવ શેવલે
(૧૭) „ ચન્દ્રરાવ માલોજીરાવ પવાર
(૧૮) „ બાલાસાહેબ ખંડેરાવ „
(૧૯) કાઝી અહમદ હુસેન વદ્દે મુઝફ્ફર હુસેનખાન
(૨૦) વારસઅલ્લી રસુલખાન ઉર્ફે હકીમ સાહેબ. ( એમના પુત્ર સજીઅદલ્લીને માસિક રૂા. ૧૦ માનકરી મુશાહીરા તરીકે આપવાનો હુકમ કરવામાં આવ્યો હતો. )

## ઇનામદાર

(૨૧) શ્રીમંત રા. રા. ભગવાનદાસ લલ્લુભાઇ હરિભક્તિ

( ર્ટ ) શ્રીમંત રા. રા. ધૈર્યશીલરાવ ગાયકવાડને રાજ્ય તરફથી ધીરવામાં આવેલી રકમના ચક્રવૃદ્ધિ વ્યાજનો દર ૭ૢ ટકા પ્રમાણે હતો. શ્રીમંતના હુકમથી તા. ૧-૫-૯૩૮થી તે

ધીરાણ રકમના વ્યાજમાં કપાત

વ્યાજનો દર ઓછો કરીને સાદા વ્યાજના ૪ ટકા પ્રમાણે રાખ-વામાં આવ્યો. આ ઉપરાંત બીજા ખાસ નિભાવણદારોને આ પ્રકારની રાહત આપવામાં આવી હતી.

( પ ) નીચે જણાવેલા સરદારો, આસામદારો અને ઇનામ-દારોને ધીરેલી રકમ શ્રીમંતે ઉદારતાથી માંડી વાળી.

**ધીરેલી રકમ માંડી વાળી**

| | માંડી વાળેલી ચોખ્ખી રકમ |
|---|---|
| (૧) શ્રીમંત રા. રા. લાલસિંહરાવ આનંદરાવ ગાયકવાડ | રૂ ૧૭,૬૨૯-૧૨- ૪ |
| (૨) મીર નુરુદ્દીન વલ્દે મીર મૈનુદ્દીન હુસેનખાન નવાબસાહેબ | ૩૯,૬૦૭- ૬-૧૦ |
| (૩) શ્રીમંત રા. રા. માનસિંગરાવ રામચંદ્રરાવ નાઇક નિંબાલકર | ૫,૮૩૭- ૪- ૪ |
| (૪) શ્રીમંત રા. રા. કૃષ્ણાજીરાવ શંકરરાવ કાઠીઆવાડ દીવાનજી | ૧૩,૫૦૨-૧૦- ૧ |
| કુલ રૂ. | ૭૬,૫૭૧- ૧- ૭ |

( છ ) ગ. સ્વ. માતુશ્રી શ્રીમંત મહારાણી ચીમનાબાઇ સાહેબ ગાયકવાડ પાસે જુનું ખાનગી લ્હેણું રૂ. ૧,૦૬,૦૦૦ નું નીકળતું હતું. શ્રીમંત મહારાજા સાહેબે ઉદાર આજ્ઞા કરી કે આ બધું લ્હેણું માંડી વાળવું.

**જુનુ ખાનગી લ્હેણું માંડી વાળ્યું**

**નિવૃત્તિવેતનનો પુર્નવિચાર**

(૩) રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા પછી કેટલાકને જે વેતન આપવામાં આવતું હતું તેના વિષે અમુક હુકમો થએલા હતા. શ્રીમંતે આ હુકમોનો બરોબર વિચાર કરીને નીચે પ્રમાણે આજ્ઞા કરી:—

(અ) મિ. આર. આર. શિરગાંવકરનું નિવૃત્તિવેતન કૈ. શ્રીમંત મહારાજા સાહેબે બંધ કર્યું હતું. આ રૂ. ૧૮૦ નું નિવૃત્તવેતન તા. ૧-૫-૧૯૩૯ થી શરૂ કરવું.

(આ) રાવબહાદૂર જી. એસ. સરદેસાઇના નિવૃત્તિવેતનમાં જે ૬૦% કપાત કરવામાં આવી હતી તે તા. ૧-૪-૧૯૩૯ થી બંધ કરવી, અને તેમને પૂરેપૂરૂં નિવૃત્તિવેતન આપવું.

**એક મહીનાના પગારનું ઈનામ**

(૪) નીચે જણાવેલાં ખાતાંઓના સર્વ અધિકારીઓને અને નોકરોને એક મહીનાનો પગાર ઇનામ તરીકે આપવાનો શ્રીમંતે હુકમ કર્યો:—

(અ) ખાનગી ખાતું
(આ) હુઝુર કામદાર કચેરી
(ઇ) ફરાસખાના કંપની
(ઈ) બેન્ડ કારખાના, અને
(ઉ) ગાર્ડ કારખાના.

**અંગત અધિકારીઓને ઈનામ.**

(૫) પરિશિષ્ટ ૧૪ માં જણાવ્યા પ્રમાણે અંગત અધિકારીઓને, સગાંઓને અને તેનાતી નોકરોને ભેટ તરીકે આભરણો વગેરે આપવામાં આવ્યાં હતાં.

પોશાક

(૬) શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેક પ્રસંગે અનેક સરદારોએ, અધિકારીઓએ અને અન્ય સદ્‌ગૃહસ્થોએ પોતાની વફાદારી અને રાજનિષ્ઠાના ચિહ્ન તરીકે શ્રીમંત મહારાજા સાહેબને પોશાક અર્પણ કર્યો હતો. જો કે 'પરત પોશાક' આપવાનો રીવાજ નથી છતાં પણ શ્રીમંતે ઉદારતાથી આજ્ઞા કરી કે,

(અ) તા. ૨૬-૪-૧૯૩૯ ને દિવસે આંદીહોલમાં જેમણે શ્રીમંતને પોશાક અર્પણ કર્યો છે (જુવો પરિશિષ્ટ ૧૫મું) તેમને આવેલા પોશાકની કિંમતથી દોઢી કિંમતનો 'પરત પોશાક' આપવો.

(આ) બીજાઓને (જુવો પરિશિષ્ટ ૧૬મું) આવેલા પોશાકની કિંમતથી સવા ઘણી કિંમતનો 'પરત પોશાક' આપવો.



# પ્રકરણ છઠ્ઠું

## ઉપસંહાર

**ચોસઠ વર્ષમાં બે રાજ્યાભિષેક**

પાછલાં પ્રકરણોમાં આપણે જોયું તે પ્રમાણે 'શ્રીમંત મહારાજા સહેબના રાજ્યાભિષેકનો સમારંભ તેર દિવસ સુધી ભવ્ય રીતે, ઉજવવામાં આવ્યો. સમારંભનો ખર્ચ લગભગ દસ લાખ રૂપીઆ જેટલો થયો ( જુવો પરિશિષ્ટ ૧૭ મું ). વડોદરા રાજ્યની પ્રજાનો આનન્દ અવર્ણનીય હતો, એટલું જ નહિ પણ બહારના લોકોનો હર્ષ પણ અસાધારણ હતો. વર્તમાનપત્રોમા રાજ્યાભિષેકની મુક્તકંઠે પ્રશસ્તિ થઇ, ના. રાણી વિક્ટોરીઆનો રાજ્યાભિષેક ઇ. સ. ૧૮૩૭ મા થયો હતો અને ચોસઠ વર્ષ પછી ઇ. સ. ૧૯૦૧ માં ના. સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક થયો હતો. કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજને ' ફરઝંદઇ ખાસઇ દોલતઇ ઇંગ્લિશિઆ 'નો ઇલ્કાબ મળેલો હતો; અને આ સંબંધથી જાણે ન થયુ હોય તેમ એટલા જ વર્ષને ગાળે વડોદરા રાજ્યમાં બીજો રાજ્યાભિષેક થાય છે. કૈ. શ્રીમંત મહારાજ સયાજીરાવનો રાજ્યાભિષેક ઇ. સ. ૧૮૭૫ મા થયો હતો. અને શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજાનો રાજ્યાભિષેક બરોબર ચોસઠ વર્ષે–ઇ. સ. ૧૯૩૯ મા–થાય છે. આ ઘટનામા પણ કોઇ ઇશ્વરી હેતુ રહ્યો હોય !

**પ્રજાનું અદ્વૈત**

રાજ્યાભિષેક એ રાજ્યના ઇતિહાસમાં એક મહત્ત્વનો પ્રસંગ હોય છે રાજાની મહત્તા રાજ્યાભિષેક સમારંભથી વ્યક્ત થાય છે પ્રજાજનોનો પોતાના રાજાના માટેનો નૈસર્ગિક પ્રેમ આવા પ્રસંગોએ શુદ્ધ સ્વરૂપમાં જોવામાં આવે છે. રાજા અને

પ્રજા એ તત્ત્વો બે છે છતાં, તેમનું અદ્વૈત આવા સમારંભોમાં જણાઈ આવે છે. આજે અખિલ વિશ્વમાં રાજસંસ્થા ધીમે ધીમે તિરોહિત થતી જાય છે. પ્રજાશાસન, સામ્યવાદ, સમાજવાદ ઇત્યાદિ અનેક પ્રકારની શાસનપદ્ધતિઓ પ્રચારમાં આવે છે. આવા યુગમાં વડોદરા જેવા એક મહાન્, સંસ્કારી અને પ્રગતિશીલ રાજ્યના શ્રીમંત મહારાજા સાહેબનો રાજ્યાભિષેક અનેક પ્રકારનો બોધ આપીને પ્રાચીન આર્ય રાજાઓના ઉદાત્ત આદર્શનું સ્મરણ કરાવે છે. માણસને પોતાના જીવનમાં પોતાના રાજાનો રાજ્યાભિષેક જોવાનો પ્રસંગ મળે એ મહાભાગ્યની વાત છે. અંગ્રેજી રાજ્યના મોટા અધિકારીઓ જ્યારે દેશી રાજ્યમાં આવે છે ત્યારે પ્રજાનો પોતાના રાજા તરફનો ગાઢ પ્રેમ જોઈને આશ્ચર્યમુગ્ધ થાય છે.

**પ્રજાની અભિલાષાઓ**

રાજ્યાભિષેક પ્રસંગે શ્રીમંત મહારાજા સાહેબે પોતાની વહાલી પ્રજાને જે સંદેશો આપ્યો હતો તે સંદેશા પ્રમાણે આ છેલ્લા સાત વર્ષમાં શ્રીમંતે પ્રજાને રાહત આપી અપૂર્વ વિશ્વાસ મેળવ્યો છે. પ્રજાની પ્રગતિ એ જ રાજાની પ્રગતિ એ સનાતન સૂત્ર શ્રીમંતે સર્વદા ધ્યાનમાં રાખેલું છે. રાજ્યાભિષેક પછીનાં સાત વર્ષોમાં શિક્ષણ, રમતગમતો, વ્હેપાર અને ખેતીને રાજ્ય તરફથી સારૂં ઉત્તેજન મળેલું છે. રાજ્યકારભારમાં પ્રજાનો સંપર્ક વધારવામાં આવ્યો છે. બીજા વિશ્વયુદ્ધનાં કટોકટીનાં વર્ષોમાં, અને યુદ્ધ બંધ થયા પછી પણ, પ્રજાને અનેક પ્રકારે સુખ આપીને શ્રીમંતે પ્રજાજનોનાં હૃદય હરી લીધાં છે. અનેક યુદ્ધોત્તર યોજનાઓ શ્રીમંતની સૂચનાથી ઘડવામાં આવેલી છે, અને ધીમે ધીમે તેનો અમલ થવાની શરૂઆત થઈ છે. રાજ્યાભિષેક પ્રસંગે પ્રજાજનોએ પોતાના શ્રીમંત મહારાજા સાહેબ માટે જે આશાઓ હતી તે બધી પરિપૂર્ણ થતી જોઈને સર્વત્ર આનન્દ થાય છે.

સ્વરાજ્ય, સુરાજ્ય, રામરાજ્ય એ બધા શબ્દો પર્યાયરૂપ બને એવી દરેકને ઇચ્છા થાય છે. કે. શ્રીમંત સયાજીરાવ મહારાજે વર્ષો પહેલાં સૂચવેલું સમવાયતંત્ર હિન્દુસ્તાનમાં ભવિષ્યમાં અમલમાં આવશે, અને તે પ્રસંગે હિન્દીઓને દેશી રાજ્યોના રાજાઓની મદદની ઘણી અપેક્ષા રહેશે. ભારતમાતાને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરાવવામાં દેશી રાજ્યો ઉપકારક બને એવી પ્રજાજનોને અભિલાષા થાય છે. માતૃભાષાદ્વારા શિક્ષણ આપનારું વિશ્વવિદ્યાલય વડોદરામાં સ્થપાય એવી ઇચ્છા થતી જાય છે. ઘણી બાબતોમાં વડોદરા રાજ્ય અંગ્રેજી રાજ્ય કરતાં આગળ પડતું છે; અને ભવિષ્યમાં બધી બાબતોમાં તે પ્રમાણે જ રહેશે એમ કહેવામાં કોઇ પણ જાતની અતિશયોક્તિ નથી.

**રાજ્યાભિષેક સાહિત્ય** રાજ્યાભિષેક પ્રસંગે વિશિષ્ટ પ્રકારનું સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું. સયાજીવિજય, નવગુજરાત, જાગૃતિ, કપ્તાન ઇત્યાદિ વર્તમાન પત્રો અને માસિકોના 'રાજ્યાભિષેક અંકો' પ્રસિદ્ધ થયા. તેમાં શ્રીમંત મહારાજા સાહેબ અને રાજ્ય વિષે ઘણી મહત્ત્વની બાબતો વર્ણવવામાં આવી હતી. મુંબઇ, પૂના અને કોલ્હાપુરનાં વર્તમાનપત્રોમાં પણ આ સમયે વિશિષ્ટ લેખો આવ્યા હતા. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં જેમ જુદા જુદા રાજાઓના રાજ્યાભિષેકોનું વર્ણન રાજાના આશ્રિત કવિઓએ કાવ્યાકારે કરેલું છે તેમ શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેકનું વર્ણન પણ કોઇ શક્તિસંપન્ન કવિ કાવ્યરૂપે લખે એવી ઇચ્છા થઇ. આ કાર્યને માટે સ્વ. કવિ મુગુટમદાર જેઠાભાઇ લાલાજી દેસાઇની પસંદગી કરવામાં આવી. 'કવિ જેઠમ' એ દલપતશૈલીવાળા સમર્થ કવિ હતા. તેમણે 'રાજ્યાભિષેક કાવ્યાંજલિ' નામનો ગ્રન્થ લખ્યો. આ ગ્રન્થમાં શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેકનું મનોહર વર્ણન કરવામાં આવેલું છે. કવિ જેઠમની અન્ય કૃતિઓ પણ લોકપ્રિય થએલી છે.

૪૭ દિંડોરકર મહારાજ
૪૮ ગજાનન બુવા સિદ્ધનાથ ગણપતિ મંદિર
૪૯ શંકરબુવા કાવડીબુવા
૫૦ તુકારામ મહારાજ ટાંકાકુંડવાલે
૫૧ પરસનલાલ પ્રભાશંકર શુકલ
૫૨ શિવશંકર મગનલાલ શાસ્ત્રી
૫૩ જદુરામ જીવણરામ શાસ્ત્રી
૫૪ હરિભાઉ પાઠક
૫૫ વામન શાસ્ત્રી પ્રકાશકર
૫૬ આપ્પા મુલ્હેરકર
૫૭ બંકુ પુરાણિક
૫૮ અણ્ણા અંતાપુરકર
૫૯ ત્રિંબક જોશી અભોણકર
૬૦ ગજાનન શાસ્ત્રી ધારકર
૬૧ બાપુ શૌચે
૬૨ જનાર્દન રામચંદ્ર જોશી
૬૩ ગોવિંદ ભટ્ટ ચંદાત્રે
૬૪ ગોવિંદ શ્રીધર વૈદ્ય ( રોકડનાથ )
૬૫ ગોવિંદ ભટ્ટ જોગલેકર
૬૬ નારાયણ ભટ્ટ દાતાર
૬૭ બાળ ભટ્ટ રાખે
૬૮ યશવંત જોશી
૬૯ કાકભટ્ટ તાટકે
૭૦ તાબે શાસ્ત્રી
૭૧ મહાદેવ ભટ્ટ કેળકર

૭૨ કેશવ ભટ્ટ કેળકર
૭૩ મોર ભટ્ટ કાળે
૭૪ ગોવિંદ ભટ્ટ સામક
૭૫ મહાદેવ ભટ્ટ કુટે
૭૬ ગણેશ ભટ્ટ ધારે
૭૭ અણ્ણા શાસ્ત્રી ડોંગરે
૭૮ કૃષ્ણ ભટ્ટ સોમણ
૭૯ રાજારામ ભટ્ટ વાલવડકર
૮૦ રામચંદ્ર ભટ્ટ નારાયણ જોશી
૮૧ વ્યંકટેશ શાસ્ત્રી મરાઠે
૮૨ કેશવ ભટ્ટ ડોંગરે
૮૩ નારાયણ ભટ્ટ સાઠે
૮૪ વામન શાસ્ત્રી સાઠે
૮૫ ભિડે શાસ્ત્રી
૮૬ ગોપીનાથ ગુલન ગોખે મથુરા
૮૭ મણિશંકર વસંતરામ ઉપાધ્યાય
૮૮ દામોદર કૃષ્ણ જોશી નવસારી
૮૯ મણિશંકર શાસ્ત્રી પેટલાદ (સરકારી સંસ્કૃત પાઠશાળા)
૯૦ ગંગાધર ભીકાચાર્ય અનાપુરે, પેટલાદ
૯૧ મૂળશંકર શાસ્ત્રી, અમરેલી, વૈષ્ણવ મંદિર '
૯૨ તુળસીરામ કીર્ત્તનકાર ઉપદેશક, અમરેલી
૯૩ મુકુંદ શાસ્ત્રી લેલે
૯૪ વાસુદેવ શાસ્ત્રી કેનકર
૯૫ પંઢરીનાથ બાળકૃષ્ણ જોશી
૯૬ દત્તાત્રય બાળકૃષ્ણ નીગુળકર'

૯૭ પ્રભાકર વિષ્ણુ ઉપાસની
૯૮ રામચંદ્ર રાવજી પુરાણિક
૯૯ નારાયણબુવા ઘોન્ડુબુવા ભોળે
૧૦૦ લક્ષ્મણ શાસ્ત્રી આચાર્ય
૧૦૧ રાજેશ્વર ભટ્ટ તૈલંગ
૧૦૨ ગોવિંદબુવા પૈઠણકર
૧૦૩ શંકર ઉમાકાંત જોશી
૧૦૪ નર્મદાશંકર ઇશ્વર જોશી
૧૦૫ શંકર ભટ્ટ ચૌધે
૧૦૬ શંભુપ્રસાદ લક્ષ્મીશંકર
૧૦૭ અથર્વણવેદી

---

## પરિશિષ્ટ ૧૨મું

### જુદાં જુદાં રાજ્યોના પ્રતિનિધિઓને ' પરત પોશાક ' આપ્યો તેની વીગત આપનારી યાદી

| | | આપવામાં આવેલો 'પરત પોશાક' | | | 'પરત પોશાક' આપવાના ધારાધોરણનો અપવાદ કરવાનાં કારણો |
|---|---|---|---|---|---|
| અનુ. સંખ્યા | રાજ્યનું નામ | વસ્ત્રો કિમ્મત રૂપીઆ | રોકડ રૂપીઆ | કુલ રૂપીઆ | |
| ૧ | મ્હૈસુર | ૭૨૨–૦–૦ | ૮૦ | ૮૦૨–૦–૦ | પ્રતિનિધિ મંડળના નેતા યુવરાજ હતા. |
| ૨ | ઇન્દોર | ૬૬૩–૦–૦ | ૬૮ | ૭૩૧–૦–૦ | |
| ૩ | ભોપાળ | ૫૯૪–૮–૦ | ૬૮ | ૬૬૨–૭–૦ | |

| અનુ. સંખ્યા | રાજ્યનું નામ | આપવામાં આવેલો 'પરત પોશાક' વસ્રો કિંમત રૂપીઆ | રોકડ રૂપીઆ | કુલ રૂપીઆ | 'પરત પોશાક' આપવાના ધારાધોરણનો અપવાદ કરવાનાં કારણો |
|---|---|---|---|---|---|
| ૪ | જયપુર | ૩૪૭-૦-૦ | ૫૬ | ૪૦૩-૦-૦ | પ્રતિનિધિ મંડળના નેતા તાજીમી સરદાર હતા. |
| ૫ | બીકાનેર | ... | ... | ... | બીજાં રાજ્યોની સાથે અરસપરસ સમજુતી કરીને પોશાક લેવાની પદ્ધતિ રાજ્યે બંધ કરી છે. |
| ૬ | કચ્છ | ૨૪૩-૮-૦ | ૬૦ | ૩૦૩-૮-૦ | |
| ૭ | દેવાસ જુનિઅર | ૨૦૦-૮-૦ | ૧૬ | ૨૧૬-૮-૦ | |
| ૮ | જામનગર | ૧૭૮-૦-૦ | ૫૦ | ૨૨૮-૦-૦ | |
| ૯ | ભાવનગર | ૧૭૫-૦-૦ | ૪૪ | ૨૧૯-૦-૦ | |
| ૧૦ | રાજપીપળા | ૧૫૫-૦-૦ | ૯૦ | ૨૪૫-૦-૦ | |
| ૧૧ | ધ્રાંગધ્રા | ૩૦૨-૮-૦ | ૧૬ | ૩૧૮-૦-૦ | પ્રતિનિધિ મંડળના નેતા તાજીમી સરદાર હતા, અને તેમની સાથે બે અધિકારીઓ હતા. |

| અનુ સંખ્યા | રાજ્યનું નામ | આપવામાં આવેલો 'પરત પોશાક' વસ્ત્રો કિંમત રૂપીઆ | રોકડ રૂપીઆ | કુલ રૂપીઆ | 'પરત પોશાક' આપવાના ધારાધોરણનો અપવાદ કરવાનાં કારણો |
|---|---|---|---|---|---|
| ૧૨ | પોરબંદર | ૧૯૫–૮–૦ | ૮ | ૨૦૩–૮–૦ | |
| ૧૩ | મોરબી | ૪૫૦–૮–૦ | ૪૪ | ૪૯૪–૮–૦ | પ્રતિનિધિ મંડળના નેતા યુવરાજ હતા. |
| ૧૪ | ખંભાત | ૭૮૧–૮–૦ | ૭ | ૮૫૭–૦–૦ | |
| ૧૫ | રાધનપુર | ૩૧૩–૦–૦ | ૪૪ | ૩૫૭–૦–૦ | |
| ૧૬ | અલીરાજપુર | ૪૬૮–૮–૦ ×૩૦૧–૦–૦ આભૂષણો | ૫૬ | ૮૨૪–૮–૦ | |
| ૧૭ | સીતામઉ | ૧૯૬–૦–૦ | ૨૪ | ૨૨૦–૦–૦ | |
| ૧૮ | ધરમપુર | ૮૧–૦–૦ | ૧૫ | ૯૬–૦–૦ | |
| ૧૯ | રાજકોટ | ૩૧૯–૦–૦ | ૬૦ | ૩૭૯–૦–૦ | |
| ૨૦ | છોટાઉદેપુર | ... | ૫૦૧ | ૫૦૧–૦–૦ | |
| ૨૧ | દેવગઢ બારીઆ | ૧૧૮૫–૦–૦ | ૨૦૪ | ૧૩૮૯–૦–૦ | |
| ૨૨ | લીમડી | ૧૮૬–૦–૦ | ... | ૧૮૬–૦–૦ | |
| ૨૩ | ભોર | ૭૫–૦–૦ | ૧૬ | ૯૧–૦–૦ | |
| ૨૪ | સંત | ૨૮૨–૦–૦ | ૩૨ | ૩૧૪–૦–૦ | |
| ૨૫ | જવ્હાર | ૫૨–૦–૦ | ૮ | ૬૦–૦–૦ | |
| ૨૬ | સચીન | ૯૮–૦–૦ | ૩૨ | ૧૩૦–૦–૦ | |
| ૨૭ | સુયોળ | ૬૪–૦–૦ | ૮ | ૭૨–૮–૦ | |
| ૨૮ | દાંતા | ૨૮૬–૦–૦ | ૩૨ | ૩૧૮–૦–૦ | |
| ૨૯ | અક્કલકોટ | ૨૦૦–૦–૦ | ૬૮૭ | ૮૮૭–૦–૦ | |

| અનુ. સંખ્યા | રાજ્યનું નામ | આપવામાં આવેલો 'પરત પોશાક' વસ્ત્રો કિમ્મત રૂપીઆ | રોકડ રૂપીઆ | કુલ રૂપીઆ | 'પરત પોશાક' આપવાના ધારાધોરણનો અપવાદ કરવાનાં કારણો |
|---|---|---|---|---|---|
| ૩૦ | ભાદરવા | ... | ૧૦૧ | ૧૦૧-૦-૦ | |
| ૩૧ | માંડવા | ... | ૧૦૧ | ૧૦૧-૦-૦ | |
| ૩૨ | પઝીરીઆ | ... | ૧૦૧ | ૧૦૧-૦-૦ | |
| ૩૩ | માણાવદર | ... | ૧૦૧ | ૧૦૧-૦-૦ | |
| ૩૪ | લાલ માંડવા | ... | ૧૮૬ | ૧૮૬-૦-૦ | |
| ૩૫ | ત્રાવણકોર | ૨૫૫-૮-૦ | ૩૬ | ૨૯૧-૮-૦ | |

જે પ્રતિનિધિઓ દરબારમાં હાજર ન હતા અથવા તો રાજ્યાભિષેક સમારંભ પછી આવ્યા હતા તેમને નીચે જણાવ્યા પ્રમાણે પોશાક આપવમાં આવ્યો હતો :-

| અનુ. સંખ્યા | રાજ્યનું નામ | તારીખ | 'પરત પોશાક'ની કીમત |
|---|---|---|---|
| ૧ | જાટ | ૨૮-૪-૧૯૩૯ | ૬૦ + ૮ રોકડા = ૬૮ |
| ૨ | સાવંતવાડી | ,, | ૨૯૯ રોકડા |
| ૩ | સાંદૂર | ,, | ૧૯૩ + ૮૦ રોકડા = ૨૭૩ |
| ૪ | ફલટણ | ,, | ૭૧૬-૮-૦ પોશાક અને આભૂષણો |
| ૫ | કાગળ (સિનિયર) | ,, | ૨૧૩ + ૧૦ રોકડા = ૨૨૩ |
| ૬ | કાગળ (જુનિઅર) | ,, | ૧૪૮ + ૪૨ રોકડા = ૧૯૦ |
| ૭ | પીઠાપુરમ્ | ,, | ૧૦૬ + ૫૫ રોકડા = ૧૬૧ |
| ૮ | પાલીતાણા | ,, | ૭૫ + ૨૮ રોકડા = ૧૦૩ |
| ૯ | જુનાગઢ | ,, | ૨૨૨-૮-૦ + ૪૪ રોકડા = ૨૬૬-૮-૦ |
| ૧૦ | ધ્રોલ | ૨૬-૭-૩૯ | ૩૧૨ |
| ૧૧ | લુણાવડા | ,, | ૧૩૧ |
| ૧૨ | ગ્વાલીયર | ૪-૮-૩૯ | ૨૯૯ |
| ૧૩ | જોધપુર | ૧૯-૮-૩૯ | ૮૦૦ |

# પરિશિષ્ટ ૧૩મું

## મુખ્ય માનપત્રોનો મહત્ત્વનો ભાગ

( બધાં માનપત્રોમાં જે ઔપચારિક ભાગ છે તે લગભગ સરખો જ છે. તેમાં શ્રીમંત મહારાજા સાહેબનાં નામ, ઇલ્કાબ વગેરે લખીને જુદાં જુદાં કાર્યોનો ઉલ્લેખ કરીને, રાજ્યાભિષેક નિમિત્તે અભિનન્દન આપવામાં આવેલાં છે અને અંતે માનપત્ર આપનારાઓનાં નામો હોય છે. આ ઔપચારિક ભાગ અનુકૂલતાની ખાતર પરિશિષ્ટમાં લીધો નથી; પણ દરેક માનપત્રનાં વિશિષ્ટ તત્ત્વો લેવામાં આવેલાં છે. આ પદ્ધતિ સ્વીકારવાથી ગ્રન્થનું દળ અતિશય વધાર્યા વિના વધારે માનપત્રોનો સંગ્રહ થઈ શક્યો છે. )

## પરિશિષ્ટમાં આવેલાં માનપત્રોની યાદી

| અનુ. સંખ્યા | માનપત્ર આપનાર સંસ્થાનું નામ |
|---|---|
| ૧ | વડોદરા રાજ્ય પ્રજામંડળ |
| ૨ | વડોદરા રાજ્ય ધારાસભા |
| ૩ | વડોદરા શહેર સુધરાઈ |
| ૪ | વડોદરા મહાજન તથા પ્રજાજન. |
| ૫ | વડોદરા પ્રાંત પંચાયત |
| ૬ | વડોદરા રાજ્ય ઑફીસરંમંડળ |
| ૭ | વડોદરા સાહિત્ય સભા |
| ૮ | સહવિચારિણી સભા |
| ૯ | ડાકોર તરફથી. |
| ૧૦ | ધી અંજુમાને ઈસ્લામ |

૧૧ વડોદરા રાજ્ય મુસ્લિમ કૉન્ફરન્સ
૧૨ વડોદરા રાજ્યની પારસી અંજુમન.
૧૩ વડોદરા રાજ્ય અંત્યજ સમાજ
૧૪ વડોદરાની રોમન કૅથોલિક પ્રજા
૧૫ વડોદરાના મેથોડીસ્ટ ખ્રીસ્તીઓ
૧૬ આર્યકુમાર મહાસભા વડોદરા અને તેની સંસ્થાઓ
૧૭ અન્યોન્ય સહાયકારી મંડળી લિમિટેડ
૧૮ એલેમ્બિક કેમિકલ વર્કસ કંપની લિમિટેડ
૧૯ શ્રીસયાજીસહકાર સંઘ
૨૦ ધી ફેડરેશન ઑફ બરોડા સ્ટેટ મિલ્સ ઍંડ ઇન્ડસ્ટ્રીઝ
૨૧ હિંદ વિજય જીમખાના
૨૨ મહેસાણા સુધરાઈ તરફથી
૨૩ મહેસાણા પ્રાંત પંચાયત
૨૪ નવસારી સુધરાઈ
૨૫ નવસારી પ્રાંત પંચાયત
૨૬ અમરેલી સુધરાઇ
૨૭ અમરેલી પ્રાંત પંચાયત
૨૮ ઓખા મંડળ પ્રાંત પંચાયત
૨૯ શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી ઇન્ડિયન વિમેન્સ યુનિવર્સિટિ મુંબઇ.
૩૦ ડેક્કન એજ્યુકેશન સોસાયટી, પૂના.
૩૧ ડેક્કન જીમખાના પૂના.
૩૨ ગ્રંથસંપાદક ને ગ્રંથપ્રકાશક મંડળી, મુંબઇ
૩૩ મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ્
૩૪ ભારતીય મરાઠી શિક્ષણ પરિષદ્

## વડોદરા રાજ્ય પ્રજા મંડળ તરફથી

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવ, એમની સેવામાં, પ્રજાવત્સલ રાજેન્દ્ર,

આપશ્રીના રાજ્યારોહણના માંગલિક પ્રસંગે ' વડોદરા રાજ્ય પ્રજામંડળ ' તરફથી પ્રેમપૂર્વક અંતરનાં અભિનન્દન આપતાં અમને ઘણો આનન્દ થાય છે.

અપાર ઐશ્વર્ય સાથે આપશ્રીને આપના વડીલો તરફથી ઉત્તમ પ્રતિમાન અને જ્વલંત કીર્તિનો વારસો મળ્યો છે. કેટલાં એ વારસોના સતત પ્રયાસોથી વડોદરા રાજ્યમાં પ્રતિષ્ઠાની જમાવટ થઇ છે. રાજા અને પ્રજાના સુમેળથી, આજ સુધી વડોદરા હિંદના દેશી રાજ્યોમાં પ્રથમ પદની ખ્યાતિ પામ્યું છે.

આ ખ્યાતિમાં ઉમેરો કરવાની ઇચ્છાએ અને પ્રજાઉત્કર્ષ ધ્યાનમાં રાખી, રાજ્યાધિકાર હાથમાં લેતાંજ આપશ્રીએ રાજ્યની ખેડુત પ્રજાના હિતાર્થે રાહતો ફરમાવી છે. અને પંચાયતોનાં કામ સરળ બને તે માટે દેણગીઓનો પુનઃ વિચાર કર્યો છે. અને કેટલીક પંચાયતોનું સુકાન પ્રજાજનોના હાથમાં સોંપ્યું છે. આ માટે ' વડોદરા રાજ્ય પ્રજામંડળ ' અને સમસ્ત પ્રજા આપશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

પ્રગતિશીલ રાજ્યના આપશ્રી ઉદય પામતા રાજા છો. પ્રજાનો અવાજ મજબુત બને, અને પ્રજા રાજ્યકારોબારમાં નિકટ સંબંધમાં આવે એ ઇરાદે આપશ્રીએ હાલમાં ધારાસભાનો વિસ્તાર કરી એક સચિવ અને બે સદસ્ય મંત્રીઓની નીમણુંક કરી,

કેટલાક રાજ્યકારોબારમાં તેમને જાણીતા અને મેળા કરવા આપશ્રીએ પ્રજા જોગો સંદેશો પ્રસિદ્ધ કર્યો છે. દેશ અને પ્રજાના વાતાવરણથી આપ પૂર્ણ વાકેફ છો. પ્રજાની અંતરિચ્છા આપશ્રીની છત્રછાયા નીચે-' જવાબદાર રાજતંત્ર ' મેળવવાની છે. આપશ્રીને એ રોશન છે જ. પ્રજા પ્રત્યેનો પ્રેમ પણ આપશ્રીને હૈયે પૂર્ણ વસેલો છે. પ્રજાની અંતરની રાજકીય અભિલાષાઓ બધીએ પૂર્ણ કરી, હિંદનાં દેશી રાજ્યોમાં વડોદરાની પ્રથમ પંક્તિ સાચવી રાખવા આપશ્રીના હૃદયના મનોરથો પણ છે.

આપશ્રીના હૃદયના આ મનોરથો પ્રભુ તુરતમાં પુરા કરે, અને આપશ્રીને અને રાજકુટુંબને પરમાત્મા સદાનું આરોગ્ય અને દીર્ઘાયુ બક્ષે, અને વડોદરા રાજ્યની હાલની કીર્તિમાં, આપશ્રીના જ્વલંત રાજ્યકારોબાર અને ઉદાર પ્રજાપરિપાલનથી હજારો ગણો વધારો થાય એવી શુભેચ્છા સાથે અમે વિરમીએ છીએ.

અમો છીએ
આપશ્રીના નમ્રસેવકો,
પ્રમુખ, વડોદરા રાજ્ય પ્રજામંડળ, અને સભ્યો

* * *

## વડોદરા રાજ્ય ધારાસભા તરફથી

...........................................................................

...........................................................................

આપશ્રીનો ભાગ્યોદય અસાધારણ અને અનેરા પ્રકારનો છે. આપશ્રીને પ્રાતઃસ્મરણીય કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબનો જન્મ વારસો મળ્યો છે. તેઓશ્રીની ૬૦ વર્ષની " સયાજી

શુભની " જ્વલંત કારકીર્દી પ્રજાને, રાજ્યને, હિંદને અને સમગ્ર વિશ્વને જાણીતી છે. સમગ્ર હિંદુસ્થાનનાં રાજ્યો પૈકી એક સારામાં સારૂં, નમુનેદાર અને પ્રગતિમાન રાજ્ય આપશ્રીના હાથમાં તેઓશ્રી સોંપતા ગયા છે અને તેથી આપશ્રીની ભવિષ્યની જવાબદારીઓ પણ વધી છે.

આખા હિંદ ભરમાં પ્રજામાં જે જાગૃત આવી છે તેના પરિણામે બ્રિટીશ હિંદની જેમ દેશી રાજ્યોમાં જવાબદાર રાજ્ય તંત્ર મળવા માટે ચળવળો ચાલૂ થઇ ગઇ છે. આથી પ્રજાનું અંતિમ ધ્યેય ધ્યાનમાં રાખી આપશ્રીએ દુરદેશીપણાથી સુધારા સમિતિની ભલામણો મંજૂર રાખી પ્રજાની મહત્ત્વાકાંક્ષાઓ સંતોષવાના શુભ પ્રયાસો શરૂ કરી દીધા છે, તે માટે આપશ્રીને ધન્યવાદ ઘટે છે.

પ્રજાનું સુખ એ રાજ્યનું અંતિમ ધ્યેય છે. પ્રજાના અવાજનું હર હંમેશ પ્રતિબિંબ રાજ્યવહિવટમાં રહે તો પ્રજાસુખ નિકટ રીતે સધાય છે. પ્રજા માટે, પ્રજા તરફથી અને પ્રજા મારફતે રાજ્ય વહિવટ ચાલવો જોઇએ. આ સૂત્ર કે. શ્રીમંત મહારાજા સાહેબે પોતાનાં ભાષણોમાં ગ્રહણ કરેલું હતું. આપશ્રીના હાથમાં રાજ્યની ધુરા આવતાં વારજ આપશ્રીના પ્રજા તરફના પ્રથમ ' સંદેશામાં ' આપશ્રીએ 'રાજ્યના પ્રથમ સેવક' તરીકે આપને ગણાવ્યા તે વાત ઉપલા સૂત્રની પાદપૂર્તિ છે. ધારાસભા એ રાજ્યવહિવટમાં પ્રજા અવાજ પહોંચાડવાનું મુખ્ય સાધન છે અને તે કારણે જ્યાં બળવાન ધારાસભા ત્યાં ઉત્તમ પંક્તિનો રાજ્યવહિવટ એ સૂત્ર સ્વરાજ્ય (Democracy) ના અંતિમ સીમાચિહ્ન તરીકે આજ સુધી સ્વીકારાયેલું છે.

આ સંસ્થા ૩૫ વરસની ઉમરની છે. રાજ્યની કોઇ પણ જાણવા જોગ પ્રગતિ વગરની સંસ્થા હોય તો તે આજ છે. આ સંસ્થામાં પ્રાણુ પૂરવાના પ્રયત્નોનું પ્રથમ પગથીયું આપશ્રીના હસ્તે આપશ્રીએ ધારાસભા હક્ક વિસ્તારસમિતિ ની ભલામણો સ્વીકારવાનું આપશ્રીના સંદેશામાં જણાવ્યું ત્યારથી મંડાયું છે કોઇ પણ વસ્તુનું અંતિમ લક્ષ્યબિંદુ હોય છે. ધારાસભાનું અંતિમ ધ્યેય જવાબદાર રાજ્ય કારોબાર છે, એમ રાજનીતિ (Politics) અને રાજનીતિજ્ઞ પુરુષો કહે છે. આપશ્રીના વડપણ અને છત્ર હેઠળ સાર્વભૌમ સત્તાની ખોળાધરીઓને આડે આવે નહિં એવી રીતે આ ધારાસભાને રાજ્યકારોબાર જવાબદાર થાય અને તે માટે સત્વર પગલા લેવાય એમ આ ધારાસભા આપશ્રીને વિનંતિ કરે છે.

* * *

## વડોદરા શહેર સુધરાઈ તરફથી

રાજ્યની લગામ હાથ ઉપર ધરતા પ્રથમ દિનેજ આપ શ્રીમંત તરફથી બહાર પડેલા વાત્સલ્યભર્યા સંદેશાથી તથા એક કરોડ રૂપીયાની ઉદાર દેણગીથી પ્રજા તરફની આપ શ્રીમંતની ઉંડી લાગણીની પ્રતીતિ અમોને આ અગાઉ અચૂક થઇ ચૂકી છે. તે ઉપરથી આપ શ્રીમંતનો રાજ્યવહીવટ લોક કલ્યાણકારી અવશ્ય નીવડશે એ માટે શંકાને સ્થાન નથી.

પરદેશપર્યટન તેમજ પ્રત્યેક ખાતાના પ્રત્યક્ષ અનુભવના પ્રતાપે જાહેર આરોગ્ય તથા જનસુખાકારી પ્રતિ આપ શ્રીમંતનુ

લક્ષ સ્વાભાવિકપણે વિશેષ રહે છે, એ જોઇ જાણીને અમોને ભારે હર્ષ થાય છે.

પાટનગરની આપ શ્રીમંતની આ સુધરાઇએ એસ્ફાલ્ટની સડકો, વિજળીક રોશની, જળગાળવાહિની, પાણીનો પુરવઠો, બાગબગીચા, ઝાડ ઉછેર, શીત જ્વર લડત અને રમત ગમતનાં કેન્દ્રો વગેરે અનેક પ્રજાહિતની પ્રવૃત્તિઓ હાથ ધરીને લગભગ પૂર્ણ કરી છે. છતાં હજુ ઘણું કરવાનું બાકી રહે છે, તેનું અમોને સંપૂર્ણ ભાન છે.

પ્રજાની મજુરના પ્રમાણમાં કરભારણ નખાઇ ચૂક્યું છે, તેથી તેમજ શ્રીમંત સરકારની સહાનુભૂતિ વડે આ સુધરાઇ સુંદર પ્રગતિ અને પ્રવૃત્તિ સાધી શકી છે, પરંતુ વેપાર ઉદ્યોગ તેમજ શરાફીના અભાવે વધુ વેગવાન પ્રગતિ કરવાનું મુશ્કેલ છે. છતાં પણ પાટનગરની આબાદી અર્થે શક્ય તેટલું સર્વ આ સુધરાઇ કરે છે અને કરશે તેની અમો આપ શ્રીમંતને આ માંગલિક પ્રસંગે સંપૂર્ણ ખાત્રી આપીએ છીએ.

આપ શ્રીમંતની પાટનગરની આ સુધરાઇને ચુંટણીના પ્રમુખનો હક્ક હજી હાલમાં જ પ્રાપ્ત થયો છે. તેની સાથે જરૂરી અધિકારની ભેટ સાથે આ સુધરાઇનો કારોબાર નિઃશંકપણે વધુ સંગીન બની રહેશે. આપ શ્રીમંતની મીઠી નજર, સહાનુભૂતિ અને દોરવણીની અમો અવશ્ય અપેક્ષા રાખીએ છીએ.

ઉચ્ચ કેળવણી, ચાતુર્ય, વ્યવહારકુશળતા, ઉદાર રાજ્યનીતિ, પ્રજાકલ્યાણચિંતન વગેરે ઉત્તમ ગુણો વડે આપ શ્રીમંતનો રાજ્ય કારોબાર યશસ્વી અને આદર્શ અવશ્ય નિવડશે એવી અમારી સંપૂર્ણ ખાત્રી છે.

## વડોદરા મહાજન તથા પ્રજાજન તરફથી

.........................................................

.........................................................

આપ શ્રીમંતે રાજ્યધુરા ધારણ કરતાંજ આપની ઉદારતા અને પ્રજા કલ્યાણની ભાવનાની પ્રતીતિ કરનારા ઉદ્‌ગારો સંભળાવ્યા તેથી અમને ઘણો જ આનંદ થાય છે. અને તે આપની ભાવના પૂર્ણ થાય એવી ઉત્કંઠા રાખીયે છીએ

આપ શ્રીમંતે આપના રાજ્યશાસનમાં પ્રજા કલ્યાણનાં અનેક કાર્યો કરી એક મહાન આદર્શ રાજવી તરીકે પ્રજાપ્રીતિ સંપાદન કરી પ્રજાની કાયમની આપની ઋણી બનાવશો એવો અમોને ભરોસો છે.

આપ શ્રીમંતની છત્રછાયા નીચે અમો અમારી સામાજિક નૈતિક, ધાર્મિક, આર્થિક અને રાજકીય ઉન્નતિ સાધવા ભાગ્યશાળી થઈએ એવી અમારી અભિલાષા છે.

રાજ્યમાં વ્યાપાર ઉદ્યોગની ખીલવણીમાં નડતી નાના પ્રકારની અનેક અડચણો આપના શીતળ કૃપા છત્ર નીચે દૂર થઈ વેપાર ધંધાની દિવસે દિવસે અભિવૃદ્ધિ થાય અને વેપારી વર્ગને જોઈતી અનુકૂળતા અને સવલતો તથા પ્રોત્સાહન હંમેશાં મળતાં રહેશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે.

આપ શ્રીમંતનો વ્યાયામનો અને રમતગમતનો શોખ પ્રશંસનીય છે, પ્રજાને સશક્ત જોવા આપ ઉત્સુક છો, તેથી શારીરિક શિક્ષણને વધુને વધુ ઉત્તેજન ખાત્રીથી મળશે એવી ઉમેદ છે.

## વડોદરા પ્રાંત પંચાયત તરફથી

.........................................................................

.........................................................................

અત્યાર સુધી રાજ્યની પ્રજાને સ્થાનિક સ્વરાજ્યની તાલીમ મળે તે અર્થે મર્હૂમ મહારાજા સાહેબે જે પ્રણાલિકા પ્રચલિત કરી પ્રજાને આગળ લાવવા પ્રયત્ન કર્યો છે તેવાજ બલ્કે તેથીએ વિશેષ પ્રયત્ન આપ શ્રીમંતની કારકીર્દી દરમ્યાન થશે, અને પ્રજાને પડતી મુસીબતો સ્થાનિક પંચાયતો દ્વારા દૂર કરવામાં આપશ્રી પૂરતી સહાનુભૂતિ રાખશોજ એવી શ્રદ્ધા છે.

આપશ્રીના રાજ અમલ દરમ્યાન પણ પ્રજાકલ્યાણનાં અનેક કામો માટે આપ શ્રીમંતે અથાગ પરિશ્રમ વેઠીને તે પાર પાડવા પ્રયત્નો કરવા માંડયા છે, અને હજુ પણ મર્હૂમ મહારાજા સાહેબની માફક પ્રજાના દુઃખે દુઃખી થઇને દૂર કરવા તૈયાર રહેશો એવી આશા સેવીએ છીએ.

આપશ્રીના રાજ્ય કારકીર્દીના અમલ દરમ્યાન આ પંચાયતની હજુએ વધારે ખીલવણી થાઓ, અને પ્રજા હાલના કરતાંય વધારે રાજકારોબારમાં ભાગ લેતી થાય એમ ઇચ્છી, આ શુભ પ્રસંગે આપ શ્રીમંતને અભિનંદન અર્પતા, આપ શ્રીમંત તથા અખિલ રાજકુટુંબને પરમકૃપાળુ પરમાત્મા દીર્ઘાયુ અર્પે એવી અમો સર્વની અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

.........................................................................

## વડોદરા રાજ્યની સ્રીસંસ્થાઓ તરફથી

..............................................................

..............................................................

૨. વડોદરા રાજ્યની અનેક શુભ પ્રવૃત્તિઓમાં સ્રીઓની ઉન્નતિ વિષેની અનેકવિધ પ્રવૃત્તિઓ સર્વથી મોખરે મુકી શકાય એમ છે. હિંદુસ્થાનને અનેક પ્રકારના માર્ગદર્શન કરાવનાર વડોદરા, સ્રીઉપયોગી કાયદાઓ, સ્રીકેળવણી અને સ્રીના હક્ક સંબંધમાં પણ માર્ગદર્શક છે એ કોઇથી વિસરાય એમ નથી.

૩. આપ શ્રીમંતનો છેલ્લા દસ વર્ષનો રાજ્યકારોભારનો અનુભવ ખાતરી કરી આપે છે કે આપને હૈયે સ્રીજાતિનું હિત વસેલું છે અને તેની ઉન્નતિના પ્રયત્નો પ્રબળ વેગથી ચાલુજ રહેવાના છે. ગાદીએ બિરાજી બહુજ ટુંકા સમયમાં આપ શ્રીમંતે ખેડુતવર્ગને ઝડપથી આપેલી કાયમની રાહતો, રાજ્યબંધારણના સુધારા વિષે આપ શ્રીમંતે માગેલી પ્રજાજનોની સુચનાઓ અને રાજ્યમાં બેકારી ટાળવા આપે લેવા માંડેલાં પગલાં એટલાં સૂચક, શ્રદ્ધાપ્રેરક અને પ્રગતિમાન છે કે આપ શ્રીમંતની શીળી છત્ર છાયા નીચે વસતી સમગ્ર પ્રજા પોતાને ભાગ્યશાળી માને છે.

૪. આપ શ્રીમંતની વિખ્યાત અને આદર્શ ખેલદિલી (sportsmanship), જાણીતી વ્યાયામપ્રિયતા, અને સદ્દગત મહાન્ વડીલ પ્રત્યેનો આકર્ષક પૂજ્યભાવ આપ શ્રીમંતને સન્માર્ગેજ દોરી રહ્યાં છે, અને આપ શ્રીમંતના સુકાનીપણા નીચે વડોદરા રાજ્યની પ્રજાનું ભાવી ઉજ્જવળ છે એવી ખાત્રી આપી રહ્યાં છે.

..............................................................

૫. આપ આદર્શ ગૃહિણી અને માતા છો, આપનું નેતૃત્વ અમને મળ્યાજ કરશે એથી અમે અમને ભાગ્યશાળી માનીએ છીએ. આપશ્રીના ઉત્તેજનથી સ્રીસમાજ અને સ્રીજીવન વધારે અને વધારે ઉપયોગી, ઉદ્યોગી અને રાષ્ટ્રઘડતરમાં અગ્રણી બનશે એવી અમારી ખાત્રી છે. આપની કલાપ્રિયતા, રમત ગમતમાં રસ લેવાની વૃત્તિ, ગૃહઉદ્યોગો તરફની રુચિ, આખા વડોદરાની સ્રી જગતને, ઉદ્યોગ, કલા અને આરોગ્ય સંપાદન તરફ સતત અભિમુખ રાખ્યાજ કરશે એમ અમે ઇચ્છીએ છીએ.

૬. સ્રીસન્માન, સ્રીસમાનતા અને સ્રીહિતની ચાલી આવેલી વડોદરા રાજ્યની પ્રણાલિકા આપ શ્રીમંતની દોરવણી નીચે વધારે અને વધારે સંગીન અને યશસ્વી બનશે એવી શ્રદ્ધા ઉત્પન્ન કરનાર આપ રાજદંપતીને અમે વડોદરા રાજ્યની સમસ્ત સ્રીઓ રાજ્યાભિષેકના ભવ્ય પ્રસંગે અભિનંદન આપવાની રજા લઇએ છીએ.

* * *

## વડોદરા સાહિત્ય સભા તરફથી

શ્રીમંત મહારાજ સાહેબ,

આપશ્રીનો રાજવંશ વિદ્યાપ્રેમી છે, અને વિદ્યાભ્યાસંગ એ આપના રાજકુટુંબની જ્વલંત પ્રણાલિકા છે.

આપના રાજ્યમાં પ્રાચીન ગુર્જર સાહિત્યના ભંડારો છે,

ગુર્જર સાહિત્ય સ્વામીઓનાં ધામ છે, અને આપના યશસ્વી પિતામહે સાહિત્યની અને ખાસ કરીને ગુર્જર સાહિત્યની કરેલી જ્વલંત ઉપાસનાના આપ શ્રીમંત સાક્ષી છો એજ જ્વલંત પ્રણાલિકાના ચાલક તરીકે આપ શ્રીમંતને નિહાળતાં સહુને અત્યંત હર્ષ અને આનંદ થાય છે.

સાહિત્ય એ માત્ર શોખની વસ્તુ નથી સાહિત્ય જીવનનું પ્રતિબિંબ છે. પ્રજાનો એ અક્ષર દેહ છે.

આપ શ્રીમંત દ્વારા વડોદરાની સાહિત્ય પ્રવૃત્તિ વધારે અને વધારે ફુલશે, ફળશે એવી સહુની આશા સાર્થક થાય એવી આપે પ્રતીતિ કરાવી આપી છે.

સાહિત્યની પ્રવૃત્તિ આપની મીઠી દૃષ્ટિ નીચે સ્વચ્છ, સામર્થ્યવાન અને ઓજસ્વી બનવાની છે એવી સંપૂર્ણ આશા સેવતી વડોદરા સાહિત્ય સભા, આજના અનુપમ પ્રસંગે આપ શ્રીમંતને દીર્ઘ, યશસ્વી અને સાહિત્યઉપયોગી જીવન ઇચ્છી આપને અભિનંદન આપવાની નમ્ર રજા લે છે.

* * *

## સહવિચારિણી સભા તરફથી

પ્રજા તરફ વાત્સલ્ય, કલાવિષયની ગુણગ્રાહકતા, સાહિત્ય તરફ અભિરુચિ, ગુણિજન પ્રત્યેની ઉદારતા માટે વડોદરાનાં સિંહાસને આજ સુધી મોટી નામના મેળવી છે. [illegible] વડોદરાના રાજ્યકર્તાઓ [illegible] પ્રત્યક્ષ અનુભવ

લીધો છે ને પ્રજાની સાથે એકરસ થઇ લોકસ્થિતિ નિહાળી છે, આથી આપની કારકીર્દિ વધુ ઉજ્જવલ થાય એવી સહવિચારિણી સભાની આશા છે.

સાહિત્ય ને કલાનું વડોદરા રાજ્ય સંગમસ્થાન થઈ રહ્યું છે. શ્રી સયાજી સાહિત્ય માળા, બાલ જ્ઞાનમાળા, ને પ્રાચ્ય વિદ્યામાળા એ નામથી પ્રસિદ્ધ થતી જુદી જુદી માળામાં સાહિત્યમાં અભિમાન લેવા લાયક કેટલાય મૂલ્યવાન ગ્રંથો પ્રસિદ્ધ થાય છે. આ માળા સિવાય અન્યત્ર પ્રસિદ્ધ થનાર બીજાં પુસ્તકોને પણ શ્રીમંત સરકાર તરફથી ઉત્તેજન મળે છે. સાહિત્યનો ને તેમાંય ખાસ કરીને ગુજરાતી ને મરાઠી સાહિત્યની અભિવૃદ્ધિ સારૂ શ્રીમંત સરકારે આપેલ ઉત્તેજન બદલ સહવિચારિણી સભાને અભિમાન થાય છે. સહવિચારિણી સભાને આજસુધી મળેલ સહાય બદલ અમે આપના સદૈવ ઋણી છીએ.

આપના ઊજ્જવલ રાજમાં આ કલાનો અધિકને અધિક ઉત્કર્ષ થાવ ને આ કલાના પોષક ને મદદકર્તા આપને શ્રીમંત સો. મહારાણી સાહેબને પરમેશ્વર દીર્ઘાયુષ્ય ને આરોગ્ય આપી વૈભવ સંપન્ન કરો એવી સહવિચારિણી સભાની પરમેશ્વરને પ્રાર્થના છે.

* * *

ઠાકોરો તરફથી

આપ શ્રીમંત, રાજકુટુંબ અને રાજ્ય પ્રત્યે અમારા વડીલો રાજ્યાસનની તરફથી વફાદારી અને મિત્રતાનો સંબંધ ધરાવતા અને તેથી પણ સામ્રાજ્યના નિર્મળ સંબંધ અને વફાદારી કરાવીએ છીએ

આપ શ્રીમંતના રાજ્ય પ્રત્યેની અમારી શુભનિષ્ઠા અને સેવા પ્રત્યેક સિંહાસનાધીશ્વર સાથે પ્રેમપૂર્વક દરેક સમયે બતાવેલી છે અને તે ચાલુ જ છે.

આપ શ્રીમંતના રાજર્ષિ પિતામહે અમારામાં અને પ્રજામાં મૂર્તિમંત જીવન લાવવા અને રૂઢિબદ્ધ જીવનમાં ફેરફાર :કરી નવીન જમાનાને બંધબેસતું જીવન જીવવા અને વ્યક્તિસ્વાતંત્ર્ય ખીલવવા જે ભાવના પ્રકટાવી તેવી જ ચાલુ રહેશે એવી અમોને આશા છે.

મુલુકગિરી બંદોબસ્ત વખતે અમારી સાથેના ઠાકોરો એજન્સી હકૂમત તળે ગયેલા. તેઓ નજીકના અલ્પ સમયમાં પુનઃ આપ શ્રીમંતની છત્રછાયા તળે આવશે તે વખતે અમારો દરજ્જો તેઓની હરોળમાં અબાધિત હતો તેવો જ રહેલો છે જ એવી અમારી સંપૂર્ણ ખાત્રી થઇ છે.

રાજકારણોનો આપ શ્રીમંતનો ઊંડો અભ્યાસ અમારામાં ઉત્તરોત્તર જાગૃતિ લાવશે અને રાજ્યકારોબાર દિવસોત્તર પ્રજાને સામેલ કરવાના ધ્યેયના હેતુ પાર પાડવા માટે જે સંગીન પ્રવૃત્તિ થશે તે વખતે અને સમવાયતંત્ર વખતે પણ અમો રાજકારોબારમાં સંપૂર્ણ અને સક્રિય ભાગીદાર બનતાં અમારા અને અમારા સંસ્થાના હક્ક હિતનું સુરક્ષિતપણું છે, એવી અમારી ખાત્રી છે.

આપ શ્રીમંતે ઉચ્ચ કેળવણી અને તાલીમ લીધેલી છે. આપ શ્રીમંત યુવરાજપદે હતા ત્યારે નાનામાં નાના અમલદારથી કર્મસચિવ સુધીના કામોનો અનુભવ મેળવેલો છે, તેમજ કૈ. પુણ્ય શ્લોક શ્રીમંતના સદ્દગુણો આપનામાં ક્ષણે ક્ષણે પ્રતીત થાય છે. એવા પ્રતાપી મહારાજ અમો મેળાવવા ભાગ્યશાળી થયા છીએ.

પ્રભુ આપ શ્રીમંતને તથા અન્ય કુટુંબને સુખી દીર્ઘાયુ બક્ષે.

આપના મુબારક હસ્તે લોકોપકારક કૃત્યો થાય અને આપ શ્રીમંતની કીર્તિ દિગંતમાં ફેલાય અને અમો સંસ્થાનિક હોદ્દારો સાથે મિત્રતા અને પ્રેમ જળવાય એવી જગન્નિયંતા પ્રતિ નમ્ર પ્રાર્થના સાથે વિરમીએ છીએ.

* * *

## ધી અંજુમાને ઈસ્લામ તરફથી

હિંદુસ્તાનના રાજાઓમાં અજોડ એવા એક આદર્શ રાજવી હાથે આપનું બાળપણ ઘડાયું છે. આપ શ્રીમંતની બાળપણથી લઈ અત્યાર સુધીની અનેકવિધ પ્રવૃત્તિઓ અમો રસપૂર્વક જોતા આવ્યા છીએ. મર્દાની અને મેદાની રમતોમાં આપશ્રી આગળ પડતો ભાગ લઈ ખ્યાતિ પામ્યા છો. રાજ્યના દરેક ખાતાઓમાં કામ કરી એક આદર્શ રાજવીને જોઈતી સર્વ લાયકાત આપે મેળવી છે. અમોને ખાત્રી છે કે હમે તેવા સંજોગોમાં પણ આપશ્રી રાજ્યની લગામ બાહોશીપૂર્વક સંભાળવા એગ્યી. શક્તિમાન બન્યા છો.

હુજુરશ્રી, અમારી આ સંસ્થા શહેરના ઈસ્લામીઓમાં ભાઈચારો કેળવી ધાર્મિક મતભેદોને હળવા કરવાના પ્રયત્નો વર્ષોથી કરી રહી છે. તેમજ શહેરની મુસ્લીમ વકફ મિલ્કતો ઉપર નજર રાખી તેમના રક્ષણનું કામ કરે છે. તેના આ કાર્યમાં શ્રીમંત સરકારની પુરી સહાયતા મળશે એવી અમારી તમન્ના છે.

વડોદરા શહેરના ઈસ્લામીઓનો મોટો ભાગ ગરીબવર્ગનો છે. તેમની પ્રગતિ અર્થે ઉદાર મદદ તથા રાજ વહિવટમાં યોગ્ય સ્થાન આપશ્રીની છત્રછાયા નીચે મળશે એવો અમને દૃઢ વિશ્વાસ છે.

## વડોદરા રાજ્ય મુસ્લિમ કૉન્ફરન્સ તરફથી

અમો મુસ્લીમો ગાયકવાડ સરકાર સાથે શરૂઆતથી જ વફાદારીભર્યો ગાઢો સંબંધ ધરાવતા આવ્યા છીએ. એ સબંધ કાયમ અને કાયમ રહે એવી અમે ખુદાવંત કરીમ પાસે પ્રાર્થના કરી અમારી આપ શ્રીમંત પ્રત્યેની વફાદારીની લાગણીઓ આ તકે જાહેર કરીએ છીએ.

શ્રીમંતની છત્રછાયા નીચે અમો રાજ્યના મુસ્લિમો પોતાની તરક્કી કરવા તથા લઘુમતી તરીકે રક્ષણ મેળવવા મુસ્લિમ કૉન્ફરન્સ મારફતે સંગઠિત થઇ પ્રયત્નશીલ છીએ. મુસ્લિમ પ્રજા આજે સર્વ બાબતોમાં પછાત પડી ગઈ છે, એથી તેને આગળ લાવવા આપ શ્રીમંતની ઉદાર મદદ મળશે તથા સરકાર નોકરીઓ તથા સ્થાનિક સ્વરાજ્યની દરેક સંસ્થાઓ તથા ધારાસભા વગેરેમાં તેમને પુરતું પ્રતિનિધિત્વ આપવામાં આવશે, એવો અમોને દૃઢ વિશ્વાસ છે.

## વડોદરા રાજ્યની પારસી અંજુમન તરફથી

[illegible] અમારી પારસી કોમ હંમેશા [illegible]
[illegible] પારસીઓને [illegible] જ [illegible]

માન અને જોખમ-ભરેલા ઓદ્ધાઓ ઉપર પણ નીમતા. એ ધોરણ ચાલુ રાખી આપ શ્રીમંત પણ એવી જ મહેરબાની આપની પારમી પ્રજા પ્રત્યે બતાવતા રહી અમને ઉપકૃત કરશો એવી અમારી ખાત્રી છે.

* * *

## વડોદરા રાજ્ય અંત્યજ સમાજ તરફથી

ન્યાયમૂર્તિ નરેન્દ્ર !

આપશ્રીના ધર્મધુરંધર, વિશ્વવિખ્યાત કૈ. પિતામહ શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીએ હિંદુ સમાજના અમો અંગની મલીનતા દૂર કરવા અને અમોને સંપૂર્ણ માનવ બનાવવા અપ્રમિત પ્રયાસ આદર્યો હતા. તેવો જ પરિશ્રમ અમે ગરીબ પ્રજા માટે આદરી સંપૂર્ણ માનવ હકકો બક્ષી કૈ. પિતામહની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ કરશો એવી ઉમેદ રાખીએ છીએ પ્રજાપ્રિય પ્રતિપાલ !

આપ શ્રીમંતને રાજ્યધુરા પ્રાપ્ત થતાં જ એક કરોડ રૂપીયાની પ્રજાકલ્યાણ માટેની ઉદાર સખાવત, રૂપીયા એકવીશ લાખથી મણુવધુ મહેસુલમાં કાયમી રાહત, ધારાસભા વિસ્તૃત કરી પ્રજા અવાજ રજુ કરવા આપેલી સગવડ વિગેરે કાર્યો આપશ્રીની ઉદાર ભાવનાનાં પ્રતીક છે. પ્રજાસેવાનાં આવાંજ ઉદાર પગલાં ભરી પ્રજાના અંતરનાદને શાન્ત કરશો એમ પ્રજાજન હંમેશ પ્રાર્થે છે; અને આવી ઉદારતાની આશામાંથી રાજ્યની અંત્યજ પ્રજા પણ ચિત્ત નહીં રહે એમ આપ સમાજ ફિકર રાખે છે. [illegible]

[illegible]

## વડોદરાની રોમન કેથૅાલિક પ્રજા તરફથી

જો કે અમારી સંખ્યા અતિ અલ્પ છે, છતાં પણ અમે શ્રીમંતને ખાત્રી આપીએ છીએ કે શ્રીમંતની રાજ્યગાદી અને શ્રીમંત પ્રતિ અગાધ અને અવ્યભિચારી વફાદારી, અને રાજ્ય અને તેની પ્રજાની પ્રગતિ માટેનો સાચો પ્રયત્નઃ આ બાબતમાં, આપ શ્રીમંતને વફાદારી દર્શાવતી બીજી અનેક મહત્ત્વની કોમો કરતાં, અમે જરા પણ ઉતરતા નથી.

મહારાજા સાહેબ ! આવા મહાન્ અગ્રગણ્ય રાજ્યનું ભાવી ઘડવાનું આપ શ્રીમંતને માથે આવ્યું છે, અને તે પણ એવે સમયે કે જ્યારે બધાં દેશી રાજ્યોની પ્રજાની મહત્ત્વવાળી બાબતોને અસર કરે એવા દૂરગામી રાજકીય ફેરફારો થવાના છે, તે વખતે આપશ્રીના મનમાં આ ભારે જવાબદારીની કેવી ભાવના હશે તે અમે સારી રીતે સમજી શકીએ છીએ. આ જવાબદારી વધારે ભારે બને છે, કારણ કે અર્વાચીન ભારતના ઉત્તમોત્તમ અને પ્રસિદ્ધ રાજાઓમાંના એક, જેમનું સાહથી વધારે વર્ષવાળું રાજ્યશાસન એવા પ્રકારનું હતું કે ભવિષ્યના ઇતિહાસમાં આ વડોદરા રાજ્યના "સુવર્ણયુગ" તરીકે પ્રસિદ્ધ થવાને માટે તે સર્વથા યોગ્ય છે, તેમને માર્ગે આપ શ્રીમંતને જવાનું છે અને તેમની ઉત્તમ પ્રણાલિકાઓને અનુસરવાનું છે.

પણ, મહારાજા સાહેબ, જે પરમાત્માએ આ ઉચ્ચ અધિકાર માટે આપશ્રીને પસંદ કર્યા છે અને નાની વયમાં આપશ્રીના ઉપર ભારે જવાબદારીઓ મૂકી છે તે જ પરમાત્માએ આ બધાં

કર્તવ્યોનું સારી રીતે પાલન કરવાને માટે આપશ્રીને બુદ્ધિના અને હૃદયના વિરલ ગુણો આપ્યા છે. આપનાં અતિસૌજન્ય અને આહલાદક સભ્યતા જેનાથી આપ આપની પ્રજાના વ્હાલા બનેલા છો અને સૌ કોઇ આપને મળી શકે છે; મર્દાની રમતગમતો માટેનો આપનો ખુબ શોખ જેનાથી આપની એવા પ્રકારની શારીરિક સંપત્તિ બનેલી છે કે આ મહાન્ રાજ્ય ચલાવવામાં જે પુષ્કળ શ્રમ પડે છે તે આપ સારી રીતે સહન કરી શકશોઃ રાજ્યના મુખ્ય ભાગરૂપ અને આત્મા જેવા ગરીબ ખેડુતોની દુઃખી સ્થિતિ સુધારવાને માટે આપના શાસનના આરંભકાળમાંજ આપે તેમને હમ્મેશાની મોટી રાહત આપીને આપે એમને માટે જે ઊંડી સહાનુભૂતિ અને કાળજી દર્શાવી છે તે; અનુભવી સલાહકારોના હાથ તળે દસ વર્ષો સુધી અનુભવ લઇને રાજ્યના દરેક ખાતા વિષે આપે મેળવેલું સૂક્ષ્મ, સંપૂર્ણ અને પ્રત્યક્ષ જ્ઞાન; અને છેવટે, આપે આપની પ્રજાને આપેલા છેલ્લા સંદેશામા જણાવ્યા પ્રમાણે પોતાની પ્રજાની સેવા અને સુખને માટે જીવન સંપૂર્ણ રીતે અર્પણ કરવાનો આપનો શ્રેષ્ઠ અને ઉદાત્ત આદર્શ, અને આ આદર્શને સારી રીતે અપનાવી લેનારાં આપનાં યુવાન્ અને પ્રબળ બુદ્ધિ અને હૃદય;-- આ સર્વ ગુણો, મહારાજા સાહેબ, અમને, આપની પ્રજાને, સારી ખાત્રી આપે છે કે આપનું રાજ્યશાસન ખરેખર એક મોટું અને પ્રસિદ્ધ થશે, અને આપના પરમપૂજ્ય અને પ્રસિદ્ધ પિતામહ, જેમનું પ્રિય સ્મરણ અમારા મનમાથી કોઇ દિવસ જતું રહેશે નહિ, એમની ઉત્તમ પ્રણાલિકા આપ સારી રીતે પાળશો અને એમને માર્ગે આપ યોગ્ય રીતે જશો.

## વડોદરાના મેથૉડીસ્ટ ખ્રિસ્તીઓ તરફથી

× × ×

અમારી ધર્મસંસ્થા આપ શ્રીમંતના રાજ્યમાં અનેકવિધ પ્રવૃત્તિઓ કરે છે. વડોદરામાં જ ખ્રિસ્તી અને ઇતર વિદ્યાર્થીઓને શિક્ષણ આપનારી અને વડોદરા સરકાર તરફથી ગ્રાન્ટની મદદ આભારપૂર્વક લેનારી એક મેથૉડિસ્ટ બૉયઝ હાઇસ્કૂલ નામની અમારી સંસ્થા શહેરમાં છે; અને નિઝામપુરામાં વેબ મેમોરિઅલ ગર્લ્સ હાઇસ્કૂલ અને હોસ્ટેલ એ બીજી સંસ્થા છે; અને સ્ત્રીઓને માટે બટલર મેમોરિઅલ હૉસ્પિટલ નામની જે સંસ્થા છે તે આજુ બાજુનાં ગામોમાં રહેતી ખ્રિસ્તી અને બિનખ્રિસ્તી પ્રજાની સેવા કરે છે. આ ઉપરાંત વડોદરા રાજ્યનાં ઘણાં ગામોમાં અમારી શિક્ષણની અને ધર્મની પ્રવૃત્તિઓ ચાલે છે. આપ શ્રીમંતની ઉદાર સરકારના માયાળુ આશ્રય નીચે તેમનો વિકાસ થાય છે. આ પ્રસંગ આપણા કૈ. વહાલા અને પુણ્યશ્લોક શ્રીમંત મહારાજા સાહેબનું અમને સ્મરણ કરાવે છે; એઓશ્રીના શાસનકાલમાં અમારી ધર્મસંસ્થાને એની પોતાની બધી ધર્મવિષયક, શિક્ષણવિષયક અને સમાજવિષયક અભિલાષાઓમાં સહાય અને પ્રોત્સાહન તરત જ મળેલાં છે. અને એક ઉદાત્ત, અતિસંસ્કારી, યશસ્વી અને વિશ્વ-વિખ્યાત રાજાના ઉદાત્ત વંશજ તરીકે આપ શ્રીમંતની પાસેથી અમે એજ સહાનુભૂતિ અને સદ્‌ભાવનાની વિશ્વાસપૂર્વક આશા રાખીએ છીએ.

× × ×

વડોદરા રાજ્યમાં અમારી વસ્તી લગભગ આઠ હજાર માણસોની છે; અને અમે તેમના વતી થોડા અભિમાનથી અહીં

જણાવીએ છીએ કે જોકે અમે લોકો સામાજિક દૃષ્ટિએ, જ્ઞાનની દૃષ્ટિએ અને આર્થિક દૃષ્ટિએ પછાત છીએ છતાં પણ જે બીજી બધી અગ્રગણ્ય અને સમૃદ્ધ કોમો આપ શ્રીમંત તરફ વફાદારી દર્શાવે છે તેમના કરતાં અમે જરા પણ આપના અને આપની ગાદી તરફ વફાદારી દર્શાવવામાં પાછળ નથી. આ પ્રસંગે અમે સાથે સાથે કહેવાનું સાહસ કરીએ છીએ કે આટલાં વર્ષો સુધી જે સ્વપ્ન આશાથી અમે સેવી રહ્યા છીએ તેની સિદ્ધિના દિવસની અમે રાહ જોઇએ છીએ. અર્થાત્ રાજ્યની ધારાસભામાં અમારી કોમને પ્રતિનિધિત્વ મળે એનો અમે વિચાર કરીએ છીએ. અમને શ્રદ્ધા છે કે આપ શ્રીમંતના રાજ્યારોહણની સાથે જ એક યુગ જેમાં અમારી ભાવના સત્વર સિદ્ધ થશે એવી અમે આશા રાખીએ છીએ તે યુગનો આરંભ થયો છે.

* * *

## આર્યકુમાર મહાસભા વડોદરા અને તેની સંસ્થાઓ તરફથી

..........................................................

..........................................

આર્ય સંસ્કૃતિ અને આર્ય સંસ્કારો આજે જગતમાં પુરાણામાં પુરાણા છે. શ્રીમંત એ જગતકલ્યાણની સંસ્કૃતિ અને સંસ્કારના વારસદાર હતા. પ્રાતઃસ્મરણીય શિવાજી મહારાજના આદર્શોના શ્રીમંત ગ્રાહક હતા.

પુણ્યશ્લોક મહર્ષિ દયાનંદ સરસ્વતીની વારસદાર પરોપકારિણી સભાના સ્વર્ગસ્થ શ્રીમંત સયાજીરાવ મહારાજા અંત સુધી

પ્રમુખ રહ્યા હતા. સ્વ. શ્રી. નિત્યાનંદજીના સંસર્ગથી તેઓશ્રી આર્યસમાજ તથા આર્યસમાજની સંસ્થાઓને યુગધર્મ અનુકૂલ દેશ, ધર્મ અને જાતિની કલ્યાણ કરનારા માનતા. તેથી આર્ય સમાજને તેમનું સંરક્ષત્વ હંમેશાં પ્રાપ્ત રહ્યું હતું. તેમને સ્થાને આજે તેમના સુયોગ્ય વારસદાર તરીકે સમસ્ત આર્ય જગતની દૃષ્ટિ આપના પર કેન્દ્રિત થયેલીછે.

આર્યકુમાર મહાસભા, વડોદરા, એ આદર્શોને જગતમાં પ્રસારીને પ્રજાઓની વિવિધ ઉન્નતિઓને ઓપ આપવા છેલ્લાં ૧૮ વરસથી મથી રહી છે, અને તેની પૂર્તિ અર્થે આર્યકન્યા મહાવિદ્યાલય અને ગુરુકુલ મહાવિદ્યાલય સોનગઢ જેવી દશ સંસ્થાઓ રૂપીયા બે લાખને વાર્ષિક ખર્ચ કરી ચલાવે છે.

સ્વ. શ્રીમંતની મીઠી નજર એ કાર્ય પર રહી છે. એજ પ્રમાણે આપશ્રીની પ્રેમ ભાવના અને વરદહસ્તની છત્રછાયા એના પર વરસતી રહેશે એવી આશા છે.

.................................................

* * *

## અન્યોન્ય સહકારી મંડળી લિમિટેડ તરફથી

સંસ્થાન ને પ્રજાના આર્થિક તેમજ ઔદ્યોગિક વિકાસ તરફ શ્રીમંતનું પહેલેથીજ ધ્યાન હોઈ તે બાબતમાં યોગ્ય પ્રયત્ન ને શક્ય મદદ કરવાની ઇચ્છા શ્રીમંતે વખતો વખત દર્શાવી હતી. હવે શ્રીમંતને તે દષ્ટિને અધિક યશસ્વી કાર્ય કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે ને સંસ્થાનને આર્થિક તેમજ ઔદ્યોગિક વિકાસમાં પ્રથમ દરજ્જો મળશે એવી અમારી આકાંક્ષા છે.

આ સંસ્થાની સ્થાપના થયા પછી પચાસ વર્ષે આ સંસ્થાની ઇમારત થઈ. તે ઇમારતની કોનશિલા શ્રીમંતના શુભ હસ્તે બેસાડવામાં આવી ને તેજ પર ભવ્ય ઇમારત બાંધવામાં આવી ને તેને શ્રીમંતનું શુભ નામ આપવામાં આવ્યું. નવીન ઇમારતમાં મંડળીની દિવસે દિવસે અભિવૃદ્ધિ થાય છે. આ 'પ્રતાપ' શ્રીમંતના પ્રતાપથી હોય મંડળીની ઉત્તરોત્તર આવી વૃદ્ધિ થાય એવો શુભ આશીર્વાદ દઇ મંડળી ઉપર નિરંતર કૃપાદષ્ટિ રાખશો એવી પ્રાર્થના છે.

* * *

## એલેમ્બિક કેમિકલ વર્ક્સ કં. લીમીટેડ તરફથી

× × ×

આપના વિખ્યાત પિતામહ, કે. શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ત્રીજા, એમણે અનેક વખત અહીં પધારીને અમારું ગૌરવ વધાર્યું હતું અને વડોદરા રાજ્યમાં શાસ્ત્રીય પદ્ધતિએ કામ કરનારા આ પ્રથમ ઔદ્યોગિક સાહસમાં ખુબ રસ લીધો હતો. સુપ્રસિદ્ધ રસાયનશાસ્ત્રી સ્વ. પ્રો. ગજ્જરની અસાધારણ મેધાએ આ સાહસનો આરંભ કર્યો હતો; અને શ્રીમંત સયાજીરાવ મહારાજની પ્રેમાળ કાળજીથી આ સાહસ આગળ વધ્યું અને સમૃદ્ધ બન્યું. આપના પિતામહને પગલે જવાનું અને એમણે સ્થાપેલી ડહાપણભરેલી પ્રણાલિકાઓને અનુસરવાનું આપે પસંદ કર્યું છે તેથી અમારા હૃદયમાં ઘણો આનંદ થાય છે.

આપ શ્રીમંતનો જે વર્ષમાં જન્મ થયો તે જ વર્ષમાં આ એલેમ્બિક કેમિકલ વર્ક્સ કંપનીનો પાયો વડોદરામાં નખાયો છે. આથી કદાચ વિશેષતઃ આપ શ્રીમંત એના તરફ વિશિષ્ટ પ્રેમ

અને માયાળુપણું દર્શાવશો એવી અમે આશા રાખીએ ? અમે માનીએ છીએ કે આપની પ્રેરણાથી, આપનામાં જેવો અસાધારણ યુવાન ઉત્સાહ અને પ્રગતિશીલ જુસ્સો છે એવો જ ઉત્સાહ અને જુસ્સો આ કંપની બતાવશે.

આ પ્રસંગે કંપનીના રજતમહોત્સવ સુધીનો ઇતિહાસ આપનારો આ ગ્રન્થ આપ શ્રીમંતને અર્પણ કરવાની અમે રજા લઇએ છીએ. એમાં કંપનીના ભરતીઓટનું, અને કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજે આપેલા ઉદાર આશ્રયનું વર્ણન છે. જ્યારે આ કંપનીનો સુવર્ણ મહોત્સવ ઉજવવાનો પ્રસંગ આવશે–અને આ આપ શ્રીમંતના આશ્રય નીચે જ આવશે–ત્યારે અમે માનીએ છીએ કે કંપનીના ઇતિહાસનો બીજો ગ્રંથ તૈયાર થશે, અને તેમાં આ પ્રથમ ગ્રન્થ કરતાં ઓછા બનાવો નહિ હોય, અને ભૂત કાલના કરતાં વધારે વિશાળ અને વધારે મહત્ત્વવાળાં કાર્યોનું વર્ણન હશે. આ બાબતમાં આપ શ્રીમંતનું શાસન વડોદરા રાજ્યના ઇતિહાસમાં એક સીમાચિહ્ન થશે એમ માન્યા વિના ચાલે એમ નથી.

* * *

## શ્રી સયાજી સહકાર સંઘ તરફથી

અખિલ જનસમાજના આર્થિક, નૈતિક તેમજ સામાજીક ઉન્નતિના એક અમોઘ સાધન તરીકે સહકારને સર્વત્ર સ્વીકારવામાં આવે છે. આર્થિક વૈભવ અને સત્તાના પ્રબળ પ્રવાહોમાં ખેંચાઇ જતા સમાજને નૈતિકબળની ઘણી અપેક્ષા રહે છે. આર્થિક ઉદ્ધાર નૈતિક સમુન્નતિથી સુસંગત ન હોય તો તે કેવળ વિનાશ અને અવનતિમાં પરિણામે છે. સહકારમાં અર્થ અને નીતિનો સુરમ્ય

સંયોગ થયેલો હોવાથી સહકારને જનતાના અભીષ્ટ ઉદ્ધારનાં સબળ સાધન તરીકે ગણવામાં આવે છે.

સહકારી ખાતું, સહકારી બેંકો અને સહકારી સંઘ એ રીતે સહકારની પ્રગતિના મુખ્ય ત્રણ અંગો પૈકી સંઘ એ એક ઘણી આવશ્યક સંસ્થા છે. જેવી રીતે સરકારની સહાય વિના સંઘ પોતાનું કાર્ય સરળતાપૂર્વક કરી શકે નહીં તેવી રીતે સહકાર પણ પોતાનું કાર્ય સંઘની સહાય વિના સરળતાપૂર્વક કરી શકે નહિ. અખિલ સહકારી સંસ્થાઓના મહામંડળ તરીકે સરકાર અને સહકારી સંસ્થાઓ વચ્ચેની એક સબળ સાંકળ તરીકે તેમજ સહકાર સંબંધી અનેક પ્રશ્નો વિષે બિનઅમલદારી અભિપ્રાય કેળવી, તેને કેંદ્રિત કરી શ્રીમંત સરકાર પાસે તેને સાદર કરવાના આવશ્ય સાધન તરીકે આ સંઘના અસ્તિત્વની ખાસ અપેક્ષા રહે છે. સહકારી શિક્ષણવર્ગોની વ્યવસ્થા કરી, સહકારી પરિષદો ભરી, "ગ્રામજીવન, સહકાર્ય અને ખેતી" એ નામનું માસિક ચલાવી તથા સહકારના પ્રચાર અને શિક્ષણની અન્ય વિધવિધ યોજનાઓ દ્વારા સહકારની પ્રગતિ સાધવામાં સંઘ અમૂલ્ય સેવાઓ બજાવે છે.

હુઝુરશ્રીએ રાજ્યકારભારનાં સૂત્રો મહારાજાસાહેબ તરીકે હાલમાં સ્વહસ્તક લીધાં છે, તો પણ છેલ્લાં દસ વર્ષથી સહકારી ખાતાના કાર્યપ્રદેશની મહત્ત્વની સૂચનાઓ તથા હુકમો શ્રીમંત સરકાર તરફથી આપશ્રીએ આપી શ્રીમંતે સહકારી પ્રવૃત્તિને યોગ્ય દિશામાં પ્રેરણા અને વેગ અર્પીને તેને પ્રગતિમાન કરી છે, એટલુંજ નહીં પણ સહકાર હિલચાલના અનેક કાર્યોમાં પોતે અંગત રસ લીધો છે એ વાત સુવિદિત છે. વળી હાલમાંજ ધારાસભાની વિસ્તારની યોજનામાં પણ ધારાસભામાં સહકારી મંડળીઓના બે સભ્યોને

સુંટણીથી લેવાની હજૂરશ્રીએ જે આજ્ઞા કરી છે તેથી અખિલ સહકારી આલમને એક અપૂર્વ ગૌરવ અને અપ્રતિમ મહત્તા પ્રાપ્ત થયાં છે. હજૂરશ્રીની સહકાર પ્રતિ આવી શુભ લાગણીઓ અને સંગીન સહાનુભૂતિથી સહકારી જનતા હજૂરશ્રીનો ઘણી ઋણી છે.

* * *

## ધી ફેડરેશન ઓફ બરોડા સ્ટેટ મિલ્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ વડોદરા તરફથી

પ્રગતિની દરેક દિશામાં વડોદરા રાજ્ય મોખરે છે, અને વ્યાપાર તથા ઉદ્યોગની ખીલવણીમાં રાજ્ય આપ શ્રીમંતનું અગ્રણી છે.

રૂના જીન, પ્રેસ, કાપડ સુતરની મીલો, રંગશાળાઓ, રાસાયણિક કારખાના, દિવાસળી, ખાંડ, સીમેન્ટ, નળીયાં, બોલ્ટ, નટ, ફાઉન્ડરી જેવાં વિવિધ કારખાનાઓનું અસ્તિત્વ આપ શ્રીમંતના રાજ્ય કારોબારની વ્યપાર ઉદ્યોગ પ્રત્યેની ભારે કાળજી સૂચવે છે.

વિસ્તૃત ધારાસભામાં વ્યાપાર ઉદ્યોગનું પ્રતિનિધાન આપ શ્રીમંતે જાહેર કર્યું છે, એથી શ્રીમંતની અમારા પ્રત્યેની સહાનુભૂતિની અમને ખાતરી થઈ છે

રાજ્યકારોભારમા છેલ્લાં દમેક વર્ષથી આપ શ્રીમંત સક્રિય ભાગ લઇ રહેલા છો, અને તેમા વ્યાપાર ઉદ્યોગની ખીલવણી માટે આપશ્રી ભારે લાગણી ધરાવો છો, એની અમને કયારની એ નરી થઇ ચૂકી છે.

વ્યાપાર ઉદ્યોગની ખીલવણી પ્રજાના સર્વ ભાગને લાભપ્રદ થઇ પડે છે. કારીગરો, મુડીધારીઓ અને કૃષિ કારોના હિત પરસ્પર સંકળાયેલા છે અને એકની આબાદી ઉપર બીજાની આબાદીનો આધાર રહેલો છે.

આપ શ્રીમંતને મળેલા યશસ્વી વારસામાં વ્યાપાર ઉદ્યોગની વૃદ્ધિની ભાવના પણ આપને મળી છે, એનો ખાતરી થવાથી અમે રાજ્યારોહણમાં બહુ આનંદ પામીએ છીએ. અને વ્યાપાર ઉદ્યોગ દ્વારા રાજ્ય તથા પ્રજાની ખૂબ સેવા આપશ્રીની દોરવણી નીચે કરવાની આશા સેવીએ છીએ.

* * *

## હિંદ વિજય જીમખાના તરફથી

.................................................................

.................................................................

વિશ્વ વિખ્યાત પરમ પૂજ્ય પિતામહ સદ્ગત શ્રીમંત સયાજીરાવ મહારાજ સાહેબની છત્રછાયા નીચે સને૧૯૧૮માં સ્થાપન થયેલી આ સંસ્થા આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધિ પામી ચૂકી છે, અને તેને વખતો વખત આપશ્રી તરફથી પણ પ્રોત્સાહન મળ્યું છે. શ્રીમંત સરકારના આશ્રય નીચે સતત અઢાર વર્ષ સુધી ધર્મ અને કોમના ભેદભાવ શિવાયનાં સંમેલનો યોજી વડોદરા રાજ્ય, ગુજરાત તેમજ હિંદુસ્થાનમાં વ્યાયામ અને રમત ગમતનો શોખ અને શાસ્ત્રીય જ્ઞાન પ્રચાર કરવાનું સદ્ભાગ્ય આ સંસ્થા પ્રાપ્ત કરી શકી છે. અને આવા સતત કાર્યનું બીજું દૃષ્ટાન્ત

હિંદભરમાં જાણવામાં નથી એ જણાવતાં પ્રજાસેવાની મળેલી તક માટે અમે નમ્રતાપૂર્વક ગર્વ લઈ શકીએ છીએ.

સંસ્થા તરફથી થતું ઉપયોગી કાર્ય તેને માટે સ્થાયી નિવાસ માગે છે. અને તેને માટે થતા પ્રયત્નો આપ શ્રીમંતની મીઠી નજર તળે સફળ થશે જ, એવી અમને સંપૂર્ણ આશા રહે છે.

આપ શ્રીમંત વ્યાયામના પૂજક અને પોષક છો. વ્યાયામ-ઉત્તેજક અનેક પ્રસંગો આપશ્રીના નેતૃત્વ નીચે સફળ થયેલા છે, અને વડોદરાએ ન જોયેલા વ્યાયમ પ્રસંગો આપશ્રીએ સર્વ પ્રજાજનોને બતાવવા કૃપા કરેલી છે. આપશ્રીના રાજ્યતંત્રમાં પ્રજાની વ્યાયામપ્રિયતા ઘણી વધે, પ્રજાનાં આરોગ્ય અને દેહ સામર્થ્ય દાખલ થાય અને આપશ્રીની છત્રછાયા નીચે સૌ કોઈ બંધુભાવ પૂર્વક આપની કારકીર્દીનું સુખ અનુભવે એવું શરીર સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે એવી અમને ખાત્રી થાયછે.

...............................

* * *

## મેહેસાણા સુધરાઇ તરફથી

..................................................

| | |
|---|---|
| | આપ શ્રીમંતે રાજ્ય ગાદી પર આવતાંજ આપના પુણ્યશ્લોક પિતામહ પરમ કૃપાળુ કૈલાસવાસી સયાજી- |
| આપેલ હક્ક માટે આભાર | રાવ મહારાજાના પવિત્ર પગલે ચાલી પ્રાંત પંચાયત તથા સુધરાઇઓને લોકશ પ્રમુખ આપી, ધારાસભાને વિસ્તૃત કરી, આપની |

પ્રજાને રાજ્યવહીવટમાં રસ લેતી કરવાની જે ઉદાર અને દીર્ઘ-દષ્ટિભરી રાજનીતિ જાહેર કરી છે, તે માટે અમો આપ શ્રીમંતનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

**સખાવત**

આપ શ્રીમંતે ગાદીનશીન થતાં જ એક કરોડ રૂપીયાની જે ઉદાર સખાવત કરી રાજ્યની તમામ પ્રજા પ્રત્યેનો મમતાભર્યો સ્નેહ વ્યક્ત કર્યો છે, તે માટે અમો આપશ્રીના ઘણા ઋણી છીએ.

**રાહત**

ઉપરા ઉપરી ખરાબ વર્ષો આવવાના પરિણામે ખેડુતોની સ્થિતિ લક્ષમાં લઇ, તેમના પ્રત્યેની આપ-શ્રીની વાત્સલ્યભરી લાગણી વ્યક્ત કરી જમીન મહેસુલમાં જે કાયમનો ઘટાડો કર્યો છે તથા ચાલુ સાલે પણ જે રાહત આપી છે તે માટે અમો આપ શ્રીમંતનો હાર્દિક આભાર પ્રદર્શિત કરીએ છીએ

**પ્રાર્થના**

પરમ કૃપાળુ પરમાત્મા આપ શ્રીમંતને તથા સમસ્ત રાજ-કુટુંબને આરોગ્ય, પૂર્ણ દીર્ઘાયુષ્ય આપે અને આપ શ્રીમંતની ઉજ્જ્વલ કીર્તિના કિરણોને દિગંતમાં વિસ્તરે, તેમજ અમો પ્રજાજન આપ શ્રીમંતની અમીદૃષ્ટિ અને શીતલ છત્રછાયા નીચે ચિરકાળ રહી અમારૂં જીવન કૃતાર્થ કરીએ એવી જગન્નિયંતા પરમેશ્વર પ્રત્યે અમારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

..................................

## મેહેસાણા પ્રાંત પંચાયત તરફથી

આપશ્રીએ કૈલાસવાસી મહાન રાજર્ષિના નિકટ સહવાસમાં રહી રાજકારભારમાં સીધો ભાગ લઈ

**સેવાભાવ માટે અભિનંદન**

તેમનું જીવન પોતાના માટે આદર્શ તરીકે આગળ ધરીને આપ શ્રીમંતે સંદેશામાં "હું પોતે રાજ્યનો સૌથી પહેલો સેવક છું." એવી જે ભાવના વ્યક્ત કરી છે તે માટે અમો આપશ્રીને સહર્ષ અભિનંદન આપીએ છીએ.

ગ્રામ પંચાયતો તથા પ્રાન્ત પંચાયતો જેવી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ દ્વારા પ્રજા સ્વાશ્રયી અને

**સંતોષપ્રદર્શન**

રાજ્યહિતમાં વિશેષ ભાગ લેતી થાય તેવી ઈચ્છા આપ શ્રીમંતની છે. તે સત્વરે ફળીભૂત થાય તેવી અમો આશા રાખીએ છીએ. "રાજા પ્રજા વચ્ચેના હિતની અને પ્રજાના તમામ વર્ગો વચ્ચેના હિતની સંપૂર્ણ અભિન્નતા" જળવાઈ રહેશે એવી આપશ્રીની ઉમેદ વ્યક્ત થયાથી અમો ઘણા ખુશી થયા છીએ.

પાણીના પુરવઠાના તથા રસ્તાનાં કામો તેમજ પંચાયતનાં બીજાં સાર્વજનિક કામો માટે શ્રીમંત

**મદદમાં તથા અધિકારમાં વધારો થશે**

સરકાર તરફથી હાલ જે ઉદારતાભરી મદદો અપાતી આવી છે, તેમજ પંચાયતોને એવી આશા. જે જે અધિકાર આપવામાં આવ્યા છે, તેમાં ઉત્તરોત્તર આપ શ્રીમાન સંગીન વધારો કરશો. એવી અમો અંતઃકરણની ઉમેદ રાખીએ છીએ.

## નવસારી સુધરાઇ તરફથી

........................................................

........................................................

૨. પ્રજાપ્રિય જગદ્‌વિખ્યાત શ્રીમંત કૈલાસવાસી મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડની અમીદૃષ્ટિથી અને ખંતથી રાજ્ય-સૂત્ર ચલાવવા માટે પૂર્ણ માહિતી અને દોરવણી આપ શ્રીમંતે મેળવી છે. આપ શ્રીમંતની રાજ્યતંત્ર ચલાવવાની કારકીર્દી લોક-હિતાર્થે અત્યંત ઉજ્જવળ થશે એ માટે વડોદરા રાજ્યની પ્રજા આશાવંત છે.

૩. સુરાજ્યનું સૂત્ર સુધરાઇ પંચાયત દ્વારા પ્રજાને કેળવ-વામાં આવ્યું છે, એ આગળ ધપાવવામાં અને સુધરાઈ પંચાયતને સંપૂર્ણ સત્તા પોતાની સંસ્થા ચલાવવા માટે મળે એ આવકાર-દાયક થશે, એવી આશા આપ શ્રીમંતને ચરણે ધરીએ છીએ.

૪. વડોદરા રાજ્ય એક આદર્શ રાજ્ય છે. વડોદરા રાજ્યની પ્રજાને હરેક દિશામાં ઉન્નતિ થાય અને પોતાની પ્રજા હરેક રીતે સુખી અને આબાદ રહે અને–' હું પોતે રાજ્યનો સૌથી પહેલો સેવક છું '' એ શ્રીમંત કૈલાસવાસી મહારાજા સાહેબ સયાજી-રાવનો હૈયાલેખ હતો અને આજે તેજ ભાવના આપ શ્રીમંત હરહંમેશ હૈયે ધારણ કરી તે માટે પૂર્ણ ધગશ રાખશો અને આપ શ્રીમંત ઉપર આવેલી ભારે જવાબદારીને પહોંચી વળવાનો આપનો ગંભીર નિશ્ચય છે, એ સેવાનું તત્ત્વ આપ શ્રીમંતે આપની પ્રિય પ્રજાને આપેલા પ્રથમ સંદેશામા જાહેર કર્યું છે, તેથી પ્રજા હર્ષઘેલી થઇ છે.

૫. આપ શ્રીમંતના વિશ્વવિખ્યાત પિતામહ સ્વર્ગસ્થ શ્રીમંત

સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીના પગલે ચાલી આપના પ્રિય પ્રજાનું કલ્યાણ સાધવાના કામમાં આપનું જીવન અર્પણ કરવાના આપના નિશ્ચયના પ્રથમ પગલા તરીકે આપના પ્રથમ સંદેશામાં આપના પુરોગામી મહારાજા સાહેબે મહેસુલના આકારમાં ઘટાડાની જે જાહેરાત કરેલી તે ઘટાડેલા આકારને ચાલુ આકાર તરીકે ગણવા જાહેર કરી, રાજ્યની ખેડુત પ્રજાને જે અત્યંત રાહત અને લાભ આપ્યા છે, તે માટે પ્રજા આપ શ્રીમંતની ઋણી છે.

૬. રાજ્ય બંધારણીય પ્રગતિ માટે વિસ્તૃત પ્રાદેશિક મતાધિકારવાળી, **ભિન્ન** ભિન્ન હિતનાં પ્રતિનિધિત્વ ધરાવતી, ચૂંટાયેલા સભ્યોની બહુમતીવાળી અને બીજા હક્કોથી ભરપૂર વિસ્તૃત ધારાસભાની રચના કરવા આપ શ્રીમતે જાહેર કરવાથી રાજા અને પ્રજા વચ્ચેના હિતની સપૂર્ણ અભિન્નતા ઉપર એકવાર ફરીથી આ નવું બંધારણ વિશેષ ભાર મૂકશે અને આપ શ્રીમતની આખી પ્રજાની ઐહિક અને નૈતિક સ્થિતિમાં પ્રગતિ થશે એવી અમારી ચોક્કસ માન્યતા છે.

..........................................

* * *

## નવસારી પ્રાન્ત પંચાયત તરફથી

..........................................

..........................................

રાજન્ ! આંતર રાષ્ટ્ર્ય અને રાષ્ટ્રીય જીવનના નવા ઘડતર અને રાષ્ટ્રોના નવીન પ્રયોતરની સંક્રાન્તિની પળે વડોદરા જેવા

પ્રગતિશીલ લેખાતા રાજ્ય કારભારી ધુરા આપને સુપ્રત થઇ છે, તે વખતે આપની પ્રજામાં હંમેશાં આશાની નજરે સેવાયેલા આપના સદ્ગત પિતા સુવિખ્યાત પિતામહ અને હમારા સ્વર્ગસ્થ રાજ્યપિતા શ્રીમંત સયાજીરાવ મહારાજની પ્રજા પ્રત્યેની ભલી નિષ્ઠા, ઉદાર નીતિ, અને પ્રજાને પ્રગતિમાન તથા સુલેહસંપથી સમૃદ્ધ થતી જોવા માટેની ભાવના અને કાર્યો આપના રાજ્ય અમલને પ્રેરણાદાયક થઇ પડશે એવા સુખદ વિચારે અમો આશાભર્યાં છીએ. વડોદરાને રાજ્દરબારે પ્રજા ઘડતરના અનુષ્ઠાનોનો સારો ફાલ છે. સ્વર્ગસ્થ શ્રીમંત ખંડેરાવ મહારાજથી આજ સુધીનું રાજ્યદફતર તેની સાખ પૂરે છે.

અમારા પ્રિય રાજવી ! વડોદરા સરકારે સ્થાનિક સ્વરાજ્યની સુધરાઈ અને પંચાયત જેવી સંસ્થાઓમાં પ્રજાકીય પ્રમુખ ચુંટવાના હકની નવાજેશ કરી, અમારી આશાઓને પોષી છે, એ માટે અમે આપના ઋણી છીએ. અને અમે પણ આપે કરેલી નવાજેશને યોગ્ય બનવા હંમેશ તકેદારી રાખીશું.

આશાભર્યા ગુર્જર નરેશ ! જગત અને જગતની પ્રજાઓ આપે જોઈ છે. તેની કૂચ કદમો આપે આપના દૂર દૂરના પ્રવાસમાં નિહાળીછે એ સઘળું અમો પ્રજાજનો માટે, પ્રજા-કલ્યાણ અને પ્રજાની અભિલાષાઓના પોષણ માટે શ્રેયસ્કર નીવડશે એવી અમારી ખાત્રી છે.

આપણા દેશના સમાજમહોદધિમાં દેશી રાજ્યો કે બ્રિટીશ હિંદના વિશાળ વિસ્તારમાં વડોદરાએ દાયકાઓ થયાં દીવાદાંડી ધરી છે અને પ્રજાને સાવધ કરી છે. એ બીનાનો ઉલ્લેખ કર્યાં સિવાય રહી શકતા નથી.

## અમરેલી સુધરાઇ તરફથી

...................................................................

.......................................................

અમરેલી પ્રાંત એ વડોદરા રાજ્યનો અનેરી ભાત પાડનારો મુલક છે. તેમજ તે ઐતિહાસિક અને ભૌગોલિક દૃષ્ટિએ પણ અતિમહત્ત્વનો પ્રદેશ છે. સૌરાષ્ટ્રમાં સુપ્રસિદ્ધ એવું અમરેલી શહેર, ઓખા અને વેળણ એ બે બંદરો અને ધારી ખાંભાના રમ્ય ગિરવાળા પ્રદેશ તથા દામનગર, રતનપુર વિગેરે પ્રદેશના આંગણે ટુંક સમયમાં આપ શ્રીમંતના સત્કાર તથા દર્શનની અમો અત્યંત અભિલાષા સેવીએ છીએ

આપ શ્રીમંતે રાજ્યધુરા સ્વહસ્તક લીધા અગ્નલથી, આપ શ્રીમંતનો પ્રજા કલ્યાણની પ્રવૃત્તિઓ માટેની શુભ મુરાદો સુવિદિત છે. આપ શ્રીમંતે જે શુભ સંદેશ દ્વારા અગત્યની અને પ્રોત્સાહક જાહેરાતો કરી પ્રજાને રાજ્ય કારોબારમાં નિકટમાં લાવવા માટેની રાજનીતિની શુભ શરૂઆત કરી છે તે માટે અમો આપ શ્રીમંતના સહૃદય આભાર માનવાની રજા લઇએ છીએ

અમરેલી સુધરાઇને આપ શ્રીમંતે કાયમના માટે લોકપ્રમુખ આપવા જે આજ્ઞા કરેલ છે તે માટે અમો આ પ્રસંગે અમારી માનદૃષ્ટિ પ્રદર્શિત કરીએ છીએ.

હિંદુસ્થાનમાં પ્રથમ પંક્તિના ગણાતા વડોદરા રાજ્યના આપ શ્રીમંત રાજવીએ પાઠવેલ સંદેશદ્વારા પ્રિય પ્રજાના પ્રથમ સેવક હોવાનું જાહેર કરી, હિંદના રાજ્યોના રાજવીઓમાં અજોડ અને ગૌરવવંતું કાર્ય અર્વાચીન પ્રજાતંત્રવાદના યુગમાં આપ

શ્રીમંતે કરેલ છે અને તેવા અખંડ પ્રજાહિતચિંતક, પ્રજા સેવાભિલાષી રાજનને આ રાજ્યારોહણના શુભ અવસરે અમારા હૃદયનાં અભિનંદન અર્પી, અમારી ઊર્મિ પ્રદર્શિત કરવાની રજા લઇએ છીએ.

કૈલાસવાસી શ્રીમંત સર સયાજીરાવ મહારાજાના પુનિત પગલે ચાલે, એઓ શ્રીમંતના અપ્રતિમ જીવન અને મહેચ્છાઓના પ્રેરણાના ઝરાઓથી આપશ્રીમંતની રાજ્યકારકીર્દી ઉજ્જવલ અને વિરલ બનાવી, પ્રજાનો સદ્ભાવ સંપાદન કરી, પ્રજાકલ્યાણના વિશેષ સુધારાઓ દાખલ કરી, પ્રજાના હૃદયસંપર્કમાં આવવા આપ શ્રીમંતને પરમ કૃપાળુ પરમાત્મા વિશેષ તક અને પ્રેરણા આપે એવી અમારી શુભેચ્છાઓ છે.

.............................................................

* * *

## અમરેલી પ્રાંત પંચાયત તરફથી

.............................................................

.............................................................

પ્રજાયુગને પારખી, લોકોને રાજકાર્યમાં રસ લેવાનો ઉત્સાહ વધારતાં, લોકકલ્યાણના દૃષ્ટિબિંદુને સમજી, પ્રાન્તપંચાયતોને લોકપ્રમુખ આપેલ છે, તે બદલ શ્રીમંતને અમો અભિનંદીએ છીએ.

પંચાયતોની આર્થિક સ્થિતિ સુધારવા પંચાયતો કોઇ પણ જાતનું કર ભારણ નાંખી શકે તેમ નથી, એમ જણાતાં નાણાં-વિષયક સ્થિતિ સમજીને હાલ તુર્ત પાંચ વર્ષ માટે પ્રાથમિક શિક્ષણ

અને પશુ દવાખાનાના ખર્ચનો વરાડ પંચાયત પાસેથી લેવાનું બંધ કરી, સાર્વજનિક કામો કરવા માટે પંચાયતને સગવડતા કરી આપી છે, જેને માટે અમો શ્રીમંત સરકારના ઋણી છીએ.

પ્રજાના સંસર્ગમાં આવી પ્રજાનું માનસ સમજવા અને પ્રજાના જીવનમાં ખાસ રસ લેવા પુરોગામી મહારાજા આપ શ્રીમંતના પિતામહ...કૈલાસવાસી સર સયાજીરાવ ત્રીજા એમણે અન્ય નરેન્દ્રને દુષ્પ્રાપ્ય જ્ઞાન આપ શ્રીમંતને આપ્યું હોઇ, તેઓ નામદારના પ્રજા ઉન્નતિના કાર્યયત્નમાં, સ્થાનિક સંસ્થાઓમાં પ્રજાકીય તત્ત્વ પુરા પ્રમાણમાં દાખલ કરી સંસ્થાઓ અને પ્રજાની આર્થિક સ્થિતિ કાયમ માટે સુધરે તે પ્રમાણેનો યોગ્ય પ્રબંધ કરી પ્રજાના જીવન સાથે ઓત પ્રોત બનો એવી ખાસ પ્રાર્થના છે.

..........................

* * *

## ઓખા મંડળ પ્રાંત પંચાયત તરફથી

આર્યાવર્તના એક ખુણામાં આવેલા, એક સમયે અજ્ઞાનતા અને અંધાધુધીના ગાઢ અંધકારથી છવાયેલા, વિદ્યા, વેપાર ઉદ્યોગ કે હુન્નર કળા વિહીન એક નાના અરણ્ય સમા પ્રદેશમાં આજે જ્ઞાનની ઉષાનાં કિરણો પ્રકટી રહ્યાં છે. એ કિરણોના નવલા પ્રકાશમાં વિદ્યા, વેપાર, ઉદ્યોગ અને હુન્નર કળાના નવ પલ્લવિત પુષ્પો વિકસી રહ્યાં છે. શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારની શીતળ યા હેઠળ સંસ્કૃત ઉષામંડળનું નંદનવન દિન પ્રતિદિન વધુને

વધુ વિકસિત બની તેની મધુરી સુવાસ સમસ્ત ભારતવર્ષમાં પ્રસરાવશે એની ઓખામંડળજનતાને અભિલાષા છે.

શ્રીમંત રાજ્યપિતા, આપની પુત્રવત્ પ્રજાના ઉત્કર્ષ અને કલ્યાણાર્થે આપ શ્રીમંતે રાજ્ય અમલની કારકીર્દીના પ્રારંભમાંજ એક કરોડ રૂપીયાની બક્ષીસ કરી રાજ્યના ગૌરવને વધાર્યું છે. એવા ઉદાર નીતિજ્ઞ નૃપતિની પ્રજા હોવામાં ઓખામંડળની પ્રજા પોતાનું પણ ગૌરવ માને છે.

પ્રાતઃસ્મરણીય કૈલાસવાસી શ્રીમંત મહારાજા સર સયાજીરાવ, એમણે ઓખામંડળની પ્રજાને પ્રગતિને પંથે ચઢાવવા ઓખામંડળને જુદો પ્રાન્ત ગણી પ્રાન્તપંચાયત એનાયત કરી, ઉપરાંત લોકનુ અધ્યક્ષની નવાજેશ પણ કરવામાં આવી. તદનુસાર આ પ્રાન્તને રાજ્યના બીજા પ્રાન્તોથી બહુજ દૂર હોવાને કારણે જુદોજ પ્રાન્ત ગણી ધારાસભામાં વધુ વિસ્તારમાં આ પ્રાન્ત માટે સ્વતંત્ર બેઠકો આપવામાં આવશે એવો અમોને ભરોસો છે.

...............................

* * *

## શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી ઇંન્ડિઅન વિમેન્સ યુનિવર્સિટિ, મુંબઇ, તરફથી

× × ×

આપ શ્રીમંતના યશસ્વી પિતામહ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ પોતાની પાછળ એવી પ્રણાલિકા અને દૃષ્ટાન્ત મૂકી ગયા છે કે ખરેખર તેનું અનુકરણ કરવું કઠિન છે. તેમની ઉદાર

દષ્ટિએ અને પોતાની પ્રજા માટેની ઊંડી ચિન્તાએ એમના પ્રયત્નો અને વિષયોને વ્યાપક બનાવેલા હતા. અને છતાં પણ અમને કહેવા દો કે સ્ત્રીઓનાં શિક્ષણ, મુક્તિ અને ઉદ્ધાર—જેને તેઓ યોગ્ય રીતે રાષ્ટ્રિય પ્રગતિની ચાવી કહેતા હતા—એમાં તેઓ જેટલા આગળ પડતો રસ લેતા હતા તેટલો રસ બીજી એક પણ બાબતમાં લેતા ન હતા. સ્ત્રીઓની પ્રગતિને માટે વડોદરાએ ખરેખર કાયદાની બાબતમાં એક સારો દાખલો બેસાડયો છે. બાલલગ્ન, છૂટાછેડા, વિધવાપુનર્લગ્ન, આન્તર જાતીય વિવાહ, સ્ત્રીઓના વારસાઇ હક, પ્રસૂતિગૃહો અને દવાખાનાંઃઆ બધા પ્રશ્નોને સફળતાથી હાથમાં લીધા છે, અને સ્ત્રીકેળવણીની સંતોષકારક પ્રગતિ કરી છે.

મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ કેળવણીકાર પ્રો. ધોંડો કેશવ કર્વેએ સ્થાપેલી અને અને સ્વ. સર વિઠ્ઠલદાસ ઠાકરસીના દાનથી પોષાએલા આ શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી ઇન્ડિઅન વિમેન્સ યુનિવર્સિટિ સ્ત્રીઓના ઉચ્ચ શિક્ષણના વિષયમાં ખાસ રસ લે છે, અને શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડે એક સરખી રીતે આપેલા ઉત્તેજન અને સહાનુભૂતિ માટે અમે હમ્મેશને માટે આભારી છીએ.

આપ શ્રીમતનાં શિક્ષણ અને કેળવણીએ આપની આગળ આવેલા મહાન કાર્યને માટે આપને સંપૂર્ણ રીતે યોગ્ય બનાવ્યા છે. અને અમે કોઇ પણ પ્રકારના સંદેહ વિના કહીશું કે આપના ઉદાત્ત શાસનકાલમાં વડોદરાની ઉદાર પ્રણાલિકાઓનું વધારે સારી રીતે પાલન કરવામા આવશે, અને હિન્દી સ્ત્રીઓની કેળવણીની બાબતમા આપના તરફથી દરેક પ્રકારની સહાનુભૂતિ અને પ્રોત્સાહન મળશે; કારણ કે જે હાથ પારણું હલાવે છે તે જ અંતે પ્રજાઓનું ભાવી ઘડે છે.

* * *

## ડેક્કન એજ્યુકેશન સોસાઇટી, પૂના તરફથી

× × ×

શ્રીમંત મહારાજા સાહેબ, મહારાષ્ટ્રના લોકો વડોદરા રાજ્ય અને તેના રાજાઓ માટે પ્રેમ અભિમાનની લાગણીઓ ધરાવે છે. આપના વિખ્યાત પિતામહ, ક. શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડની ભવ્ય સિદ્ધિઓની આખા મહારાષ્ટ્રમાં બધે પ્રશંસા થતી હતી, અને તેમને મરાઠા રાજ્યનીતિ અને રાષ્ટ્રીય મેધાના આવિર્ભાવ તરીકે ગણવામાં આવતી હતી. ડેક્કન એજ્યુકેશન સોસાઇટીને પોતાના આરંભકાળથીજ શ્રીમંત મહારાજા સયાજીરાવનો સહાનુભૂતિવાળો ભાવ પ્રાપ્ત કરવાનું માન મળેલું છે. ઇ. સ. ૧૮૮૫ની સાલ જેટલા દૂરના ભૂતકાળમા કે. શ્રીમંત મહારાજા સાહેબે ફર્ગ્યુસન કૉલેજ અને ન્યુ ઇંગ્લિશ સ્કૂલની મુલાકાત લીધી હતી, અને આ સંસ્થાઓ સ્થાપનારાઓના પ્રયત્નો રાષ્ટ્રીય કેળવણીના લાભમા છે એમ કહીને તેમને સારું પ્રોત્સાહન આપ્યું હતું. અમે ઉત્સાહથી આશા રાખીએ છીએ કે આપ શ્રીમંત પણ કૃપા કરીને ડેક્કન એજ્યુકેશન સોસાઇટીની પ્રગતિમાં અને સમૃદ્ધિમાં એ જ પ્રકારનો રસ લેતા રહેશો. છેલ્લા પચાસ વર્ષોમાં કેળવણી માટે જ્ઞાતિ અને ધર્મના ભેદ વિના સંપૂર્ણ વિશ્વબન્ધુત્વની ભાવનાથી પશ્ચિમ હિન્દુસ્તાનના લોકોની કરેલી સ્વાર્થત્યાગી સેવાના આધારે જ સોસાઇટી આપ શ્રીમંતની દયા ઉપર હક કરે.

શ્રીમંત મહારાજા સાહેબ, હિન્દુસ્થાન આજે રાષ્ટ્રીય વિકાસના સંભવવાળા કટોકટીના સમયમાંથી પસાર થઇ રહેલું છે. આ મહત્ત્વના સમયે વડોદરા રાજ્યના શાસનનું કામ આપને માથે આવી પડેલું છે. અમે બધા શ્રદ્ધાપૂર્વક આશા રાખીએ છીએ કે

કે. શ્રીમંત મહારાજા સર સયાજીરાવની પોષક કાળજીથી રાજકીય અને રાજ્યવહીવટની બાબતોમાં આપે જે કિમતી તાલીમ મેળવેલી છે તેનાથી આપ ગમે તે મુશ્કેલીભરેલા પ્રશ્નો ડહાપણ અને રાજ્યનીતિથી નીકાલ કરી શકશો અને જે સર્વગામી એકસરખી પ્રગતિના માર્ગ ઉપર વડોદરા રાજ્યની આ પ્રકારે મજબુત સ્થાપના કરવામાં અવેલી છે તે માર્ગે વડોદરા રાજ્યને આપ આગળ લઈ જશો. વડોદરા રાજ્યની બંધારણીય પ્રગતિ વિષે આપે જાહેર કરેલો માયાળુ ઢંઢેરો અને વડોદરા રાજ્યની પ્રજાના લાભ માટે આપે કરેલી એક કરોડ રૂપીઆની બાદશાહી સખાવત એ આપ શ્રીમંતના શાસનની પ્રગતિ અને દયાનાં શુભ શકુનો છે.

* * *

## ડેક્કન જીમખાના, પુના, તરફથી

× × ×

આપ શ્રીમંતના યશસ્વી પિતામહે, જેમનું નામ ભવિષ્યમાં, સંસ્કારી અને પ્રગતિશીલ મહારાજા તરીકે જ નહિ પણ રમતોના અને તેમાં રહેલી ભાવનાના એક અસાધારણ ઉપાસક તરીકે સામાન્ય રીતે અમર રહેશે એમણે, આ ગાદી ઉપર અડધા સૈકાથી પણ વધારે સમય સુધી બેસીને તેને શોભાવી છે. આજ ગાદી આજે આપને વારસામાં મળે છે. કે. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ ઇ.સ.૧૯૧૦થી અમારા જીમખાનાના આજીવન સભ્ય હતા; અને તેમની ઉદાર સખાવતથી અને વખતો વખત તેમણે ઉદારતાથી આપેલી અમૂલ્ય સલાહથી ડેક્કન જીમખાનાના કુસ્તી અને રમતોના વાર્ષિક સમારંભો શકય બન્યા છે. અમે ઇચ્છીએ છીએ અને આશા રાખીએ છીએ કે આપ શ્રીમંત આપના પિતામહને

સ્વાભાવિક રીતે અનુસરશો, જેથી આપ શ્રીમંતનું રાજ્ય અને અમલ પ્રાચીન ઉદાત્ત પરંપરાનું પોષક ગણાશે.

ડેક્કન જીમખાના પૂનામાં આવેલું છે, અને તેના સભ્યો મુખ્યત્વે અંગ્રેજી રાજ્યના છે. તેથી આપ નામદારની પ્રજાની સાથે આપ શ્રીમત તરફ રાજકીય દૃષ્ટિએ એક મહારાજા તરીકે રાજનિષ્ઠા દર્શાવવાનો અધિકાર અમારી સંસ્થાને મળતો નથી. પણ વિશેષતઃ તેજ કારણથી, આપ શ્રીમત આ સંસ્થાનાં પ્રમુખ હોવાથી સંસ્થાને ખરેખર અભિમાન થાય છે ' અને રમતોના રાજા તરીકે આપ શ્રીમંતના તરફ વફાદારી દર્શાવવાનો પ્રસંગ મળતાં સંસ્થાને ઘણો આનન્દ થાય છે.

વડોદરાના યુવરાજને પ્રમુખ તરીકે મેળવવાનું માન જીમખાનાને મળેલું છે. હવે વડોદરાના મહારાજા પ્રમુખનું સ્થળ ઘણાં વર્ષો સુધી ભોગવે એવો અધિકાર મેળવવાની ઇચ્છા અમે ન રાખીએ ?

આપ શ્રીમંતના રાજ્યની બહાર આવેલી આ સંસ્થાને આપ શ્રીમંતે કૃપા કરીને જે આશ્રય આપેલો છે તેનું કારણ સહેલાઈથી સમજી શકાય છે. ડેક્કન જીમખાના જોકે શરૂઆતમાં સ્થાનિક મહત્તા ભોગવતું હતું છતાં પણ પોતાની વિશાળ પ્રવૃત્તિઓને લીધે તેણે રમતોના ક્ષેત્રમાં અખિલ ભારતવર્ષમાં પ્રતિષ્ઠા મેળવી છે. ઇન્ટરનેશનલ ઑલિમ્પિક કમિટિ હિન્દુસ્તાનનો સ્વીકાર કરે એટલા માટે જીમખાનાએ ઘણો મહત્ત્વનો ભાગ લીધો છે; અને ઈ.સ. ૧૯૨૦ની ઑલિમ્પિક રમતોમાં હરીફાઇ કરવાને માટે ડેક્કન જીમખાનાના આશ્રય નીચે હિન્દુસ્તાનના તાલીમબાજોની પહેલી ટુકડી એન્ટવર્પ ( બેલ્જીઅમ ) મોકલવામાં આવી હતી. ડેક્કન જીમખાનાનું કાર્ય સ્થાનિક અને પરદેશી રમતોનો વિકાસ કરવાનું છે, અને પોતાના

